# મોટા ઘરના બાઈ સાહેબ.



## એક પારસી સંસારી વાર્તા.



લખનાર:—ગુલફામ

તે

જેહાંગીર નશરવાનજી પટેલ



જેહાંગીર બી. કરાણીના છોકરાઓ

૨૨૦ વોરા બજાર કોટ

મુંબઈ.



કીંમત રૂ. [illegible].

## અર્પણ.

મારા મરહુમ મુરબ્બી

તમારી

પ્યારી પવીત્ર યાદને

મારી

નાકેશ શક્તિનું પરિણામ

અર્પણ કરવાની હું

રજા લઉં છું.

દુવાગો,



# ૩૦ વરસ પછી નવું રૂપ.

તે મહાન બળવાન અચલ અખંડ અભર્ગ શકિત કે તે જેણે આવું ઉપજાવવાની શકિત મને બક્ષવાની મેહરબાની કીધી છે તેની યાદ સાથ આ મારૂં ૩૬ મું પુસ્તક માયા-કુળ મહેરબાન વાંચનારાઓ સમક્ષ રજુ કરવાની હું રજા લઉં છું. ૩૦ વરસની વાત ઉપર (અથવા તો તેથી પણ વધુ મુદત ઉપર) તે વખતના "કયસરે હિંદ"ના માલેક અને અધીપતિ મરહુમ મી૦ ફરામજી કાવશજી મહેતાની ખાહેશથી મેં આ વાર્તા "કયસરે હિંદ" માટે લખી હતી અને મને કહેવામાં આવ્યું હતું કે તે વેળા આ વાર્તા તરફ વાંચનારી આલમનું ખેંચાણ સારા પ્રમાણમાં થયું હતું. આ ૩૦ વરસની મુદત પછી આ વાર્તાએ આજે નવું રૂપ ધારણ કર્યું છે અને તે જોઇને મને કુદરતી રીતે સંતોષ અને ખુશાલી ઉપજે છે. મારા હેતવંતા દોસ્ત મી૦ માણેકશાહ જેહાંગીર કરાણી (જેહાંગીર બેજનજી કરાણીના છોકરાઓ બુકસેલર્સ અને પબલીશર્ઝ પહેડીના માલેક) ને હસ્તક આ ચોપડી પ્રગટ થઇ છે અને તેમ કરવામાં એ ભાઇએ જે કારવાઇ કીધી છે તે માટે એવણનો આભાર આ ટાંકણે હું માનું છું. આ ચોપડી નવસારી મધે છપાઇ છે જેથી તેનાં પ્રુફ વાંચવાનો જોગ મને મળ્યો હતો નહીં અને તે કારણે કમનસીબે "પ્રુફ રીડીંગ"ની ઘણી ભુલ આ ચોપડીમાં રહી ગઇ છે જે નાનકડી ખામી માટે હું વાંચનારની દરગુજર ચાહું છું મને આશા છે જે મારી આગલી ચોપડીઓને મળેલા આશર જેવોજ આશરો આ મારી નવી કોશેશને પણ મળશે અને કાંઇક વધુ કોશેશ કરવાનું ઉ-તેજન મને આપવાની મારા વાંચનારાઓ મહેરબાની ફરમાવશે.

ગુલફામ.

## જરની જંજાલ.

### નીર્દોષ પણ ઉછાંછળી છોકરીએ કરેલા ઘોંટાળાની રમુજી વાર્તા.

જર ( પઇસા ) ની જંજાળ કેવી હોય છે તે તો સર્વે જાણે છે જર નામની છોકરી રમુજી ઘોંટાળાથી જંજાળ ઉભી કરે છે. તેમાં મહોબ્બતનો રસીલો કીસ્સો, ઠગારી ટોળીની ઉલ ગબરડી, નેક, અને ભલી સ્ત્રીઓની સાચ્ચી લાગણી, અને હકતાલાના અદલ ઇનસાફથી સઉને મળતો લાયક બદલો વગેરે બનાવોનો બહુજ તારીફ લાયક સમાવેશ આ વાર્તામાં થયેલો છે.

કીંમત રૂ. હડી.

## નવલ નાણાવટી.

### બેહદ રમુજી પારસી સંસારી વાર્તા.

એક બોગસ પારસી છબરડા કરે છે. એક બેહુદી સ્ત્રી તરેહવાર ચાટા બાફે છે, એક ભોલો ભાલો ગામડયો પોતાની રમુજી ભાષા અને કેટલીક રહેણી કરણીથી સઉને ગમત ઉપ જાવે છે, એક નીતિવાન જવાન પારસી છોકરી અસંખ્ય આફત અને જંજાળ વચે ઓરતવાર રહે છે અને એક ઉત્તમ બુન્યાદ અને ભલી મનશની ધરાવનારો જવાન્યો દુઃખ અને સંકટ વચે જીંદગી શરૂ કરી આખરે ઉંચ હાલતમાં ખીલી નીકળે છે.

એટલુંજ કહેવું પુરતું થઇ પડશે કે મી૦ ગુલફામ પોતે કહે છે કે " મારી સઘળી સર્વથી રમુજી વાર્તાઓમાં નવલ નાણાવટીને એક સર્વથી રમુજી નોવેલ તરીકે હું ગણું છું. "

કીંમત રૂ. ત્રણ

# મોટાં ઘરનાં બાઇ સાહેબ.



## [ એક પારસી સંસારી વાર્તા. ]



### ટપાલનો કાગજ.

" ઓહો નાજાં, સાહેબજી; કેમ છઓ ? આંટલે સકારેથી તમુને જોવાની મેં આસા નહીં રાખેલી. કાંઇ આજે સકારે બહાર નીકળી પરયાં ?"

જેહાંબક્ષ મેહેતા ઉપલા બોલ બોલતો હતો. નાજાં બાગમાં ઉભેલી હતી અને એક મોટાં ઝાડને પડખે તેણી થોભેલી હતી. જેહાંબક્ષ તેણીની આગળ આવ્યો અને સાહેબજી કરી શેકહેંડ કીધી.

નાજાં,—સુંદર, મધુરી, મનમોહન નાજાં—ઝાડને પડખે ઉભી રહી. પોતાના હાથ માહેલાં એક કાગજ તરફ બહુજ ધ્યાનથી જોતી હતી. તેણીની ઉમર વીશ વરસની હતી અને ખુદરતે જાણે પોતાના ફુરસતના વખતે સાંચામાં ઘાલી કહાડી ઘડી હોય તેવી તેણી દીલચમન ચહેરાની, મનમોહન સુખડાની ઘટમદાર ઘાટની, અને દેખામણા ડોળ ડાલની હતી. ગુલાબી ગાલ ઉપર જવાની અને જોબનની તાજગી ચહડેલી હતી અને

તનદરોસ્તીના છાપ સાથે સુખનો સનગાર તેણીનાં મુખ પર એવો દીપી રહેલો હતો કે કીમતી ઘરેણાંઓ તેવો સનગાર આપવામા પછાત પડે.

"આવો જેહાંબક્ષ" તેણીએ મધુર અવાજે, પેલા જવાંનને આવકાર દીધો: "હમણા કાંઇ ઘણું સારૂં સકાઇ નથી. આઠ તો કયારના વાગી ગીયા."

જેહાંબક્ષ આ સાંભળીને હસ્યો.

"આજ કાલનાં સુધરેલાં શેઠાણીઓ તો મોડે સુધી બીછાણામાં સુઇ રહેવામાં સુધારો સમજેછ. આ દંડીના દહાડા સકારેથી ઉઠવાનું મોડે સુધી જેઓ જાગે તેઓ તો સકારેથી ઉઠેજ સાનાં? તમે સકારેથી ઉઠીને બહાર ફરવા આયાં તેથી મને ખુસાલી ઉપજેછ?"

"ખુશાલી ઉપજેછ? કાંય?"

"તેથી તમુને મળવાનો જોગ મલ્યો."

નાજાંએ નજર નીચી કીધી અને બાડી આંખે જેહાંબક્ષના સોહામણા, મરદાની ખુબસુરતીથી ભરપુર ચેહેરા તરફ જોઇ, હસીને હોઠ મલકાવ્યા.

નાજાં અને જેહાંબક્ષ વચ્ચે થતી વાતચીત સાંભળવા અગાઉ આપણે, જેહાંબક્ષના રંગરૂપ અને રીતભાતની કાંઇક તપાસ લઇશું.

તે ઉંચા મરોડદાર કદનો જવાન્યો હતો અને ચેહરા ઉપર એવો દામામદાર દેખાવનો છાપ હતો કે તેની ઉપર પેહેલી નજર કરતાંજ સામા ધણીને લાગતું કે તે કોઇ ઉંચ ખાનદાનનો અને ટેકવાળો માણુસ હોવો જોઇએ. તેના મુખડાનો કલો, આંખનો લેહકો, હોથનો મલકાત, અને ભવાંના નરમ પણ મોભાદાર ચીલ્લાની રોનક એવી હતી કે બાનુઓ આગળથી તે પસાર થઇ જતો ત્યારે સોમાંથી નવાણુ બાનુઓ

પાછું ફરીને તેની તરફ જોતી. વરસો થયાં તેને અને નાજાંને ઘાડી ઓળખાણ પડેલી હતી. નાજાંની ઉમર જ્યારે માત્ર ૭ વરસની હતી અને જેહાંબક્ષ તેર વરસની વયે પુગ્યો હતો ત્યારથી તેઓ વચ્ચે દોસ્તી બાજી હતી. લોકો અજબ થતાં કે નાજાંનાં માતપીતા આ જવાન્યા તરફ શા માટે આટલી બધી પ્રીત રાખતાં હતાં અને શા માટે પોતાના કુટુંબનોજ તે એક હોય તેમ તેને તેઓ પોતાનાં ઘરમાં રહેવા દેતાં હતાં.

લોકો એમ અજબ થઇને વીચાર કરતાં હતાં. તેનું કારણ હતું. જેહાંબક્ષ જો કે દમામદાર દેખાવનો અને ઉચ્ચ કુટુંબથી ઉતરી આવ્યો હોય તેવા ટેકાવદાર છાપવાળો જવાન્યો હતો, તોપણ ખરેખર તો તે માત્ર એક મધ્યમ વર્ગથી ઉતરી આવેલો હતો. સરદાર રતનજી કેરસાસ્પજી બોગાશેઠનાં ઘરમાં ધનજીશાહ નામનો એક પારસી મેહેતાગીરી કરવાને નહાના પગારે રહેલો હતો અને તે ધનજીશાહનો આ આપણો જેહાંબક્ષ દીકરો હતો. હાલમાં ધનજીશાહ ઘરડો થયલો હોવાથી તેને સરદાર બોગા શેઠ પેનશન આપતા હતા અને તેના આ નહાના દીકરા જેહાંબક્ષને નાજાંના પીતા કુવરજી શરાફે પાળ્યો હતો.

જેહાંબક્ષનો એક વડો ભાઇ પણ હતો, જેનું નામ તેહેમુરસ હતું. તેહેમુરસને તેની સ્થીતી અને સંજોગને લાયકની કેલવણી મળી હતી, પણ જેહાંબક્ષને તો કોલેજની ઉંચ કેલવણી આપવામાં આવી હતી તથા મોટે ખાંચરેના બંડેખાં તવગરોનાં મંડળોમા ફરવાની જોગવાઇ નાજાંના પીતા કુંવરજી શરાફે કરી આપી હતી.

નાજાંના પીતા કુવરજી શરાફની ધીકતી શરાફી પડેડી મુંબઇમાં ધમધુકાર ધંધો ચલાવતી હતી અને તેમાં જેહાંબક્ષ પેહલાં તો કોલેજમાં ગ્રેડ્યુએટની ડીગ્રી મેળવા પછી જોડાયો

હતો અને ઉપલે દીવસે નાજાં અને જેહાંબક્ષનો બાગમાં મેળાપ થયો તેની માત્ર એકજ અઠવાડયાં અગાઉ કુંવરજી શરાફે આ જેહાંબક્ષને પોતાના એક ભાગ્યા તરીકે દાખલ કર્યો હતો. એક ગરીબ મહેતાના નહાના દીકરાને આ પ્રમાણે પોતાનો ભાગ્યો બનાવ્યો ત્યારે સઘળા મંડળોમાં અજાયબી પંથરાઇ, પણ કોઇ તે વીષે જાહેરમાં બોલી શકયું નહી.

ઠંડીના દીવસ હતા અને વાંદરા ખાતે આવેલા સરદાર રતનજી કેરસાસ્પજી બોગાશેઠના ' સરદાર મેહેલ'માં કેટલાક પરોણાઓને નોતરવામાં આવેલા હતા. આ પરોણાઓમાં કુંવરજી શરાફ અને તેમની બેટી નાજાં પણ હતાં.

"હું ખાસ હમણા બંગલામાંથી બહાર નીકળી આવી, કારણ કે મને એકાંતમાં વીચાર કરવાનો છે." નાજાંએ કાંઇક દલગીરીભર્યા અવાજે કહયું.

"વીચાર ! તમુને વીચાર કરવાનો નાજાંબાઇ કયા વેપાર ધંધાનો ? જેહાંબક્ષે હસી પડીને કહયું "કાંઇ સરવાલા બાદબાકી કરવાના હોય તો મને બી કહોની હું તમુને મદદ કરૂં. વ્યાજ વટાવ ગણવાનું હોય તો પળમાં ગણી આપું."

" જેહાંબક્ષ, તમુને રમુજ લાગતી હોસે પણ હું ખરૂં કહુંછ કે મને બંગલામાં ગમ્યું નહીં તેથી એકાંતમાં વીચાર કરવા અહીં આવીછ."

" જો તમને એકાંતમાં વીચાર કરવાનો હોય, તો હું જવસ."

નહીં તમે ઉભા રહો. તમો તો મારા ખેરખાહ છેઓ આજે સહવારે મારી ઉપર એક કાગજ આયો ને તેની ઉપર વીચાર કરવાને હું અહીં આવીછ. જે હું હમના તમુને કહેવા માંગુછ તે તમો કોઇને નહીં કેહેવો એવું વચન આપો."

નાજાંએ જેહાંબક્ષના હાથ ઉપર પોતાનો કોમળ ઘટમદાર હાથ મુકી બહુજ ઓજરખાહીથી કહ્યું.

"જરૂરજ—નહીં કહેવસ; તમારી ખાનગી વાત, તે મારી ખાનગી વાત."

"મારી બેહેન દીનુ તરફથી આજે, મને કાગજ મલ્યો."

"દીનુ તરફથી! દીનુ, જે આજે દસ વરસ થયાં ગુમ થઇતી તેની તરફથી!" અજાયબી વચ્ચે, ડોળા ફાડીને જેહાંબક્ષે પુછ્યું.

"હા; લેવો આએ, વાંચી જોવો."

---

## પ્રકરણ ૨ જું.

### દીનુની કાહાણી.

---

જેહાંબક્ષે નાજાંના હાથમાંથી તે કાગજ લીધો અને નીચે મુજબ વાંચ્યોઃ—

મારી પ્યારી બેહેન નાજાં,

હું હમણા મુંબઇ આવી પુગી છું; બીમાર છું, ગરીબ અવસ્થામાં છું, અને સર્વથી નઠારો બનાવ તો એ છે કે હું આંધળી થઇ ગઇ છું, ત્રણ વરસની વાત ઉપર એક અકસ-માત્ થવાથી મારી આંખ મેં ખોહી હતી જો તારાથી બની શકે તો છુપેથી આવીને મને મળી જજે, તારી બેહેનને ખાતર, જે મોહબત આપણ વચે હતી તેને ખાતર, ખુદાને ખાતર મને આવીને મળી જજે. સુનાબાઇ મીસતરીને નામે હું અહીં ઓળખાઉંછ. હું મુંબઇમાં આવીછ તે વિષે કોઇને બી કેહેતી ના, તેમાં ખાસ કરીને બાવાજીને તો કદીબી કેહેતી

ના, બાવાજીને કેહેશે તો મારી ઉપર સીતમ પડશે. કોણ જાણે બાવાજીમાં હમણા ફેરફાર થયો છે કે નહીં મેં હમણા સુધીમાં પુરંતુ ખમ્યું છે. હવે વધુ ખમવાની મારામાં શકતી નથી, મારામાં તાકાદ નથી.

લી૦ તારી હેતવંતી અને દુઃખી થયલી બેહેન ! દીનુ."

"આનો અર્થ સો ? હું તો એમજ જાણતો હતો કે તમારાં બેહેન દીનબાઇ હોંગકોંગ છે અને ત્યાં પરણીને સુખી થયાંછ." કાગજ વાંચી રહેવા પછી જેહાંબક્ષે કાગજ પાછું નાંજાના હાથમાં આપતાં કહ્યું.

નાજાંએ આ સાંભળી જોરમાં દમ ખેંચ્યો.

"ત્યારે સું દીનુને વરે ખરી વાત તમે નથી જાણતા ? દીનુને લીધે જે ગમનું વાદળ અમારાં ઘર ઉપર ટીંગાઇ રહેલું છે તે વીશેની તમુને ખબરજ નથી ? અમારૂં ઘર, જે વરસો થયાં તમારૂં પણ ઘર છે, તેમાં દીનુને લીધે જે દીલગીરી ચાલુ પંથરાઇ રહેલી છે તે તમો જાણુતાંજ નથી ?"

"નુહી; તમારા બાવાજીએ કોઇવાર સેહેજ ઇસારો કર્યો હશે તે સીવાય વધુ કશું જાણુતોજ નથી. દીનુને લીધે તમારાં ઘરમાં કાંઇક દીલગીરી હશે એવી મેં અટકળ બાંધી હતી. કારણ કે જયારેથી દીનુનું નામ નીકળેછ ત્યારે તમારા બાવાનો ચેહરો ગમખાર બની જાયછ." જેહાંબક્ષે જવાબ દીધો; તેવણ દીનુનું નામ સાંભળતાં દલગીર બની જાયછ તેથીજ દીનુને લગતી વધુ વાત જાણવા અથવા પુછવાનું હું દરૂસ્ત વીચારતોજ નથી."

"દશ વરસની વાત ઉપર દીનું જતી રહી હતી ને તે દહાડેથી બાવાજીનાં સુખમાં તે એક કડવો કતરો પડયોછ. તેની ને તમારી ઉમર નજદીક એકસરખી છે. તમે તો તેને બરાબર જોઇતી. તમને તે યાદ નથી ?"

"હા, મને યાદ છે. તે વખતે આશરે અઢાર વરસની તે ખુબસુરત સુંદરી હતી, હું તે વખતે કોલેજમાં હતો ને તે કેવી રીતે જતી રહી તે હું જાણતો નથી. દીનુના ગુમ થવા પછી આશરે બે ત્રણ મહીને હું પાછો તમારાં ઘરમાં આવ્યો હતો. તેણી પરણવાને જતી રહી હતી. ખરૂં કની ?"

"હા, તેણી પરણવાને જતી રહી હતી ખરી, પણ જતું રહેવાને તેને એક બીજું કારણથી મળ્યું હતું. જે વાત તે વખતે બની હતી તે તમારા કાન ઉપર નહીં આવે એવી અમે સંભાળ રાખી હતી પણ હવે હું તે વાત તમુને કહુંછ. મારા બાવા એટલા આપ અખત્યાર અને સચા પ્રમાણીક છે કે દીનુ નજદીકમાં આવીછ એમ તેવણ જાણે તો—તો—તો"

"તો શું કરે ?"

"પોલીસના હાથમા તેને આપે !"

જેહાંબક્ષ ચોંકયો અને પગળાં પાછળ હઠી ગયો.

"હા, જેહાંબક્ષ, એમજ છે. સરદાર રતનજી ફેરસાસ્પજી બોગાશેટના બહુજ કીમતી હીરા આ ઘરમાંથી ચોરાયા હતા અને તે ચોરવાનું તોહમત દીનુ ઉપર આવ્યું હતું. દીનુએ આ કામ કર્યું હોય એમ હું માનતી નથી, પણ તેની સામે પુરાવા બહુજ મજબુત હતા. સરદાર રતનજી કેવા ભોલા માણસ છે તે તમો જાણો શું ? તેવણે તો આ બાત દાબી દેવા માંગી પણ મારા બાવાજીએ પોતાની દીકરી છતાં દીનુને ઉગાડી પાડી તપાસ ચલાવવાનું વાજબી વીચાર્યું. પણ આ બાબતમાં કાંઇબી કરવામાં આવે તે અગાઉ તો દીનુ નહાસી ગઇ અને આજે મને તેનો આએ કાગજ મળ્યો ત્યાં સુધી અમને કસુંબી તેને માટે જનાયું નથી."

"દીનુ એવી ચોરી કરે નહીં. તમારા પીતા જેવા પીતાની દીકરી આવું કામ કરે એ બનેજ નહીં, એમાં ભુલ હશે, કાંઇ ભેદ હશે."

"હુંબી એમજ ધારૂંછ, ને બેહસ્તન માયજીબી એમજ ધારતાં'તાં. પણ હવે તે વાત બારી મુકો, મારી બેહેન આવીછ ને—"

"તમે તેને મળવા જશો કે?"

"હા જરૂરજ જવશ."

તેઓ કાંઇ વધુ વાતચીત કરે તે અગાઉ તો તેમને બે માણસોનો સાદ સંભળાયો. તેઓ જયાં વાતે વળગ્યાં હતાં તેની નજદીકમાં એક ચંપેલીનો મંડપ હતો અને તે મંડપને ઓઠે બે માણસો વાત કરતાં સંભળાતાં હતાં. તે બે માણસો નાજાંનો પીતા કુંવરજી શરાફ અને સરદાર મહેલનો ધણી સરદાર રતનજી બોગા શેઠ હતા.

"એઓએ આપણી વાત સાંભળી હશે? ફીકા હોઠ અને ધુજતા સાદે નાંજાએ જેહાંબક્ષને કાનમાં લાગીને હળવેથી પુછ્યું.

"તમે ચુપ ઉભા રહો. એ લોકની વાત ઉપરથી તે માલમ પડશે."

"રતન, મને જો કંઇ કશું બને તો મારી નાજાંને તું સંભાળશે કે?" નાજાંના પીતાનો અવાજ સંભળાયો.

"એ વળી શું?" રતનજી બોગાશેઠે પુછ્યું, "અલબતાં નાજાં મારી પોતાની દીકરી જેવી છે ને હું તેને સંભાળશજ, પણ એ એકાએક પુછવાનું શું સુજ પડી આવ્યું? એમ ઘેલાં ગાડાં કાંય કાહરતો હોશે?"

"એને ઘેલાં ગાડાં કહે કે ગમે તે કહે. પણ મને એમજ લાગેછ કે હવે મારા દહાડા પુરા થયાછ. મારી નાજાંનો મને મોટો વીચાર આવેછ.

"તો લેની એમ તો મનેબી વીચાર આવેછ કે હું રાજા થવશ, તેથી રાજા થઇ ગયો કે?" રતનજી બોલ્યો અને તે દીલસોઝ દોસ્ત હસી પડયો.

તેઓ વાત કરતા આગળ ચાલી ગયા.

"એ લોકોએ આપણી વાત સાંભળી નથી," જેહાંબક્ષે કહયું.

"ખુદાની મહેરબાની થઇ. જો બાવા એ વાત જાણે તેતો કોણ જાણે શુનું શું કરી નાંખતે," નાજાં ધ્રુજને બોલી.

તેઓ હવે હળવે હળવે બંગલા તરફ ચાલવા લાગ્યાં કે સાંમેથી એક ઓશકો જવાન આવી લાગ્યો. તે શામળા રંગનો ઠીંગણો, મરકુડી જેવો અને ઓબલગામના ઘટમનો જવાન્યો હતો. બહુજ ઓશકો થવાનો તેને શોખ હતો પણ અંગ્રેજી ધપે ઓશકાઇ કરવા જતાં બધી કચુંબર કરી નાખતો હતો. આ વેળા તેનો ઠેકેરો ભારે હતો અને કીમતી કપડાં જો કે તેણે પેહેરેલાં હતાં તો પણ બાયલા જેવો તેનો સનગાર હતો, નાજાંએ કે જેહાંબક્ષે તેને વતાર્યો નહીં, તોપણ તે પોતેજ બોલ્યો:

"હું તો પેલા કરોડપતી ભીખાજી હીરાદલાલને મળવા જાઉંછ."

"જાઓ, વહેલા આવજો" નાજાંએ ટુકમાં કહીને પટાવ્યું.

આ ભીખાજી હીરાદલાલને મળવા જનારો ઓશકો ઇતર જવાન્યો સરદાર રતનજીનો દીકરો અને વાંરસ પેસ્તનજી હતો.

---

# પ્રકરણ ૩ જું.



## બે બેહેનો.



સરદાર મહેલના વરંદામાં સઘળા પરોણાઓ બેઠા હતા અને તેઓ વચે સરદાર રતનજી તથા તેમની ધણીયાણી ધનબાઇજી પણ હતી. ધનબાઇજીનું ટીચકું હંમેશા આસમાનસે લાગેલું રહેતું હતું અને મગરૂરીનો પાર હતો નહીં. હલકાં માણસોને તે ધીકારતી હતી અને ગરીબ માણસોને તે હલકાં કહેતી હતી. વળી ગરીબમાંથી તવંગર થયલાંઓને નામની પણ તેણીને સુગ હતી અને આખી દુન્યામાં તે પોતાના પેલા ઇચ્છમજી દીકરા પેસુને સર્વથી વધુ વખાણતી હતી.

તેઓ સઘળાં વાતચીત કરતાં હતાં તેટલાં ત્યાં કુંવરજી શરાફ, તેની બેટી નાજાં, અને જેહાંબક્ષ મહેતા આવી લાગ્યાં અને જેહાંબક્ષને જોઇને ધનબાઇજીનું ટીચકું ઓરબી વધારે ઉંચે ચહડયું.

“ તમુને સઘળાઓને હું એક ખુસાલીભરી ખબર કહેવા આયોછ.” કુંવરજીએ ખુરસી પર બેસતાં કહયું; “ મારી નાજાં આજે અદરાઇ.”

“ અદરાઇ ? કોણ સાથે ?” સરદાર રતનજીએ પુછયું.

“ મારા જવાન ભાગ્યા જેહાંબક્ષ સાથે.”

રતનજીના ચેહેરા ઉપર એકાએક ખુશહાળી પ્રગટી આવી અને તે દીલસોઝ પારસી પોતાની જગાએથી ઉઠી જેહાંબક્ષ તરફ ગયો.

“ જેહાંબક્ષ તને હું મુબારકબાદી આપુછ.” તેનો હાથ લઇને રતનજી બોલ્યા; “ બેશક તમો એક બીજાને લાયકનાંજ

છેઓ; પરવરદેગારે જાણે તમુને એક બીજાને વાસ્તેજ ઘડયાંછ ખુદા તમોને સુખી કરો એવી મારી દુવા છે."

પેસુ તો આ ખબર સાંભળીને કાળો ઠણક થઇ ગયો અને દફડતો ચટકતો ઉઠીને ચાલતો થયો. ધનબાઇજી મનમાં બરખડયાં.

"ઓ વાય, એ શા ફેસતા? કુંવરજી ચરી ચસકી એસા વરે ગીયા હોસે? કાંહ કુંવરજીનું ખાનદાનને કાંહ આએ મેહેતા જેવા રીજાલા પીંજારા? ને વરી રતનજી કાંય હોરીનું નરીયલ થઇને મુબારકબાદી આપવા દોરાયા? કોઈ એવનનેબી પુછે? ચાકરનો ગમે તે પણ જેહાંબક્ષ દીકરો, તેને તે વરી મુબારકબાદી!"



× + ×

મુંબઇના કોટમાં એક ગીચ ગલીચ સાંકડી ગલીમાં નાજાં દાખલ થતી હતી. દોલતમાં ઉછરેલી, મોજ મજાહમાં રહેલી, અને પ્યાર લાડમાં પરોટાયલી તે માહતુબ આ ગલીમાં દાખલ થઈ અને એક ચોકસ ઘરની તેણીએ નીશાની પુછી. તે ઘર તેણીએ શોધી કહાડયું અને ગુઠણ છોલાઇ જાય તેવા દાદર પર થઇને તેણી તે ઘરનાં છેક કાતર્યાં પર જઇ પુગી.

એક અવાજ તેણીને સંભળાયો અને ચોંકીને ઉભી રહી ગઇ. પછી તેણી આગળ વધી અને એક બીછાણાંમાં પડેલી એક જવાન સ્ત્રીને એક બોલ પણ બોલ્યા વના નાજાં વળગી પડી. તે સ્ત્રી બોલી.

"કોન? એ કોન?"

"ઓ દીનુ, ઓ દીનુ!"

"મારી નાજાં! મારી બેન નાજાં! ઓહ! તું આવી કે! અરે તુને જોવાને હું કેવી આતુર છેઉં? ઓ મારી આંખ, મારી આંખ!"

આસરે ૭-સાત વરસની ઉંમરનો એક છોકરો દીનુના બીછાણા આગળ બેઠેલો હતો તે આ દેખાવ જોતો સ્થીર થઇ ગયો અને નાજાંને તો તેની હાજરીનો પણ ખયાલ રહ્યો જ નહીં."

"દીનું, એ તુને શું થયું ? તું હમના વેર કાંહ ઉતી? આજે બધું તારી ઉપર કાંય ગુજર્યું ? કેમ ગુજર્યું ?

"ત્રણ વરસની વાત ઉપર હોંગકોંગ ખાતે એ બનાવ બન્યો દીનુએ ધીમા નબળા અવાજે જવાબ દીધો; કેરોસીન તેલનો એક દબો ફાટી ઊઠ્યો ને હું તે હોલવવા ગઇ તેટલાં હું દાઝી ગઇ ને મારો જીવ જોકે બચ્યો પણ આંખનો ભોગ આગે લીધો. આંખ ગેઇ સદાની. ગેઇ. મારી આંખ મેં જીંદગી ભરની ખોઇ છે એમ મેં પેહેલાં જાણ્યું ત્યારે હું તો દીવાની જેવી બની ગેઈ. પણ પછી ખુદા ઉપર ભરોસો રાખીને બેઠી. દુખ પેહેલું પડે ત્યારે પાહડ જેવું લાગે પણ તે ખમતાં શીખ્યે ત્યારે તે એટલું લાગતું નથી તેનો મને ધડો મલ્યો. મારી ઉપર દુખના પાહડ પડયા, તે જો હું મારા વહાલા વતનના બંગલામાં હોતે તો મને એટલું લાગતે નહીં અથવા જો મારો માટી મારી સાથે હોતે તો મને સધ્યારો મલતે. મારા દીકરાને ખાતર મને જીવવાની ફરજ પડી, નહિ તો અત્યારે પારકા મુલકમાં, પારકા માનસોને હાથે, ક્રીયાકામ વગર હું જમીનમાં દતાઇ હતે, પારકા મુલકની મટી સાથે મારી મટી મલી હતે,"

દીનુ થોડો વાર થોભી અને પછી બોલી : "બાવાજી કેમ છે ?"

"સારી પેઠે છે." પોતાની આંખ લુછી, અવાજ ઠેરવીને નાજાં બોલી. "પણ તેં અમારી ઉપર કાગજ પતર કાંય નહીં લખ્યો ?"

"એક વખત લખ્યું તું."

" હા, પણ તે તો તેં ગુસ્સામાં લખ્યું તું. તેં લખ્યું તું કે તું પરણી જવાની છે, ને તે પછી તુંને અમોએ મુએલી ધારવી."

" એમ લખવાનું મને કારણ હતું. તમો બધાં મારી ઉપર ચોરીનો શક લઇ જાઓ તે મારાંથી કેમ ખમાયેં ? બાવાજી હવે મારે વરે શું ધારેછ ? તેવનનો શક દુર થયો કે ! ને શક હજી બી હોય તો તેવને મને માફ કીધું' કે ?"

" બેહેન દીનું, મારી તે શું ચીજ છે તે બાવાજી જાનતા નથી—સમજતા નથી તેવન એવા ઇનસાફી ને પ્રમાણીક છે કે તેવનુ પોતાની ફરજ સમજેછ કે—"

" કે મને પોલીસના હાથમાં આપી દુન્યા વચે મને ઉંધાડી પાડવી. બોલની, બોલની, સરમાયછ કાંય ? હું સમજી શકુછ. તેવનનો એ સ્વભાવ હું જાનતી'તી તેથીજ હું નહાસી ગઇ. હું નીરદોસ ઉતી, મેં ચોરી કીધીતી નહીં પણ મને બાવાજીના ગુસ્સાની ધારતી લાગી, હું ગભરાઇને નહાસી ગેઇ. પણુ હાય, હાય ! તે મારી મુરખાઇનું મેં બહુ કડવું ફળ ચાખ્યું છે. માંડી વાળ, હવે એ વાતજ માંડી વાળ. મારા દીકરા જેહાંગીરને તું પાસેતો લે, એ સાત વરસની ઉમરનો છે, ને એનો ચેહેરો ફક્ત એકજ વખત જોવાને મારી જીંદગી આપી દેવાને હું તૈયાર છેઉ."

જેહાંગીર, જે નાકઉવત નબળો પણ ખુબસુરત દેખાવનો છોકરો હતો તેને નાંજાએ પાસાંમાં લીધો અને હરખ ભેર તે છોકરાએ પોતાની સગી માસીને પેહેલવહલી બગલગીરી કીધી.

" દીનુ, તું કયારે પરનીતી ?"

"કલકત્તામાં હું પરનીતી ને ત્યાંથી અમો હાંગકાંગ ગયાં. મારો ભાટી તાંહ ગુમ થઇ ગયો ને તેને સોધવા હુ મુંબઇ આવી."

"ભાટીને સોધવા ? શું ?"

"હા, મારા ભાટીને સોધવા. મેં સાંભળ્યું કે તે મુંબઇ આવેલો છે. મારી તવારીખ હું તુંને શરૂઆતથીજ કેહી સંભળાઉંચ. તું બેસ તુંને ઉતાવળ તો નથીની!"

"નહીં, જરાણી નહીં." નાજાંએ જવાબ દીધો.

દીનુ ઉઠીને બેઠી અને તે બંને બેહેનો એક બીજાના હાથમાં હાથ લઇ પાસે પાસે બેઠી અને જેહાંગીર પોતાની માસીનાં પાસાંમાં દબાઇને ઉભો.

---

## પ્રકરણ ૪ થું

## મુરખાઇનું પરીણામ.

---

દીનુએ પોતાની દુઃખ ભરી વાત નીચે મુજબ કહેવા માંડી:—

"મારી ઉંપર તોહમત આયું ને મને ચોર ઠરાવવામાં આવી તે અગાઉ મેં એક મુરખાઇ ભરયું કામ એ કીધું કે આપણા બાવાની પહેડીપરના એક કલાર્ક સાથે મેં મોહોબત બાંધી. તે કલાર્ક નોકરી છોડીને કલકતા ગયો અને મારી ઉપર તોહમત મુકવામાં આયું કે તરતજ હું ઘર છોડી કલકતે નહાસી ગેઇ. સરદાર રતનજીના મેં ઘરેણા ચોરયાંતાં નહીં અને તેથી મને બહુજ ગુસ્સો ઉપજયો તેમજ બાવાજીના ધાકની ધાસ્તી ઉપજી. હું કલકતે ગઇ

અને ત્યાં જતાં મારાં દુખ વચે મેં જાન્યું કે મેં જેની ઉપર મોહોબત બાંધી હતી તે કોઇ બીજી સાથે પરણી ગયો હતો હું તે વેળા માત્ર અઢાર વરસની બીન અનુભવી અને મુરખ છોકરી હતી અને હુલડ કામ કરતાં અચકાતી હતી નહીં."

"તે પરણી ગયો એમ જાણતાં જો હું ડાહપણવાળી હતે તો ઘરે પાછી આવતે અને મારી ઉપર ભરાયલાં વાદળની સામે થવાને તૈયાર થતે. પન ગમે તો તે મારી મુરખાઇ કહો, ગમે તો તકદીરના લેખ કહો, અને ગમે તો હુલડાઇ ગણો; પણ મેં તેમ કીધું નહીં અને ત્યાં સુતારનો ધંધો કરનાર શાપૂરજી મીસ્ત્રી નામના એક પારસી સાથે પરણી ગઇ. તે શાપુરજીએ બે મહીના સુધી મારી જતન લીધી હતી, હું ભુખે મરતી હતી ત્યારે મને પોતાની ગરીબ ગુજાશ મુજબ ખવાડયુ હતું અને તે મને ઘણો ચાહતો હતો. તેને હું ચાહતાં શીખી અને તેને પરીનામે અમારાં લગન થયાં. તે પછી અમો હાંગકાંગ ગયાં અને ત્યાં સુખ ચેનમાં રહેવા લાગ્યાં. શાપુરજી કલકતામાં તો દલદેસરી કરતો હતો પણ હાંગકાંગ આવ્યા પછી તે વધુ કમાવા લાગ્યો, નાણા તેની પાસે મોટી રકમે આવવા લાગ્યાં. કેટલાક મહીના જવા પછી મારા માટીને પોલીસે ચોરીનું તોહમત મુકીને પકડયો અને તુરગમાં નાંખ્યો. અપરાધ તેની ઉપર સાબેત થયો અને કેદની તેને સજા મળી. મનેબી તુરંગમાં નાંખી. ત્રણ મહીના સુધી જેલમાં મેં સખત મહેનત કીધી. હું તદન નીરદોસ હતીને શાપૂરજીના ગુનાહ બીપેની પણ મને તો ખબર હતી નહીં પણ મને તેના ગુનાહમાં મદદ કરનારી ઠરાવી અને કેદની સજા ફરમાવી. ઓ નાજાં, નાજાં;મેં કંગાળ, દુખ ભર્યા, ને હાંડકાં ભાંજનારી મહેનત સાથના દહાડા કહાડયા. નાજાં, મારી વાત સાંભળવાથી તારા ચેહેરા પર શું અસર થઇ છે

તે આ ફુટેલી આંખથી હું જોઇ શકતી નથી પણ તારો હાથ મારા હાથમાં ધ્રુજેછે. તુને લાગેછે કે ? મારી દયા આવેછે કે ?"

"પછી શું થયું ? નાજાંએ ગુંગલાતા અવાજે પુછયું.

હું તુરંગમાંથી બહાર નીકળી પણ તે તો તુરંગમાંજ રેહ્યે., કારણકે તેને વધુ લાંબા વખતની ટેપ બસેલી હતી. તુરંગમાંથી બહાર નીકળવા પછી મારા આ દીકરાને મેં જનમ આપ્યો. મારી હાલત તે વેળા બહુજ કંગાળ થઇ પડીતી. એક રોટલીના ટુકડાને વરે હું તલલતી, જમીન પર સુતી, અને ઓઢયા વના ઠઠરતી. કપડાંના ચીંડડાં થઇ ગયલાં, ભુખથી આતરડાં કેહવાઇ ગયલાં. કોઇ વાર ભીખ માંગતી, કોઇ વાર મજુરી કરતી. આમ વરસો નીકળી ગયાં અને મારો માટી તુરંગમાંથી બહાર આવે તેની રાહ જોની હું ધીરજ ધરીને બેસી રહી, તુરંગમાંથી બહાર આવવાનો તેનો જયારે વખત થયો ત્યારે હું તુરંગ આગળ ગઇ અને ત્યાં ખબર કહાડી તો મને જણાયું કે હું તુરંગમાંથી બહાર નીકળી હતી તે પછી થોડાજ વખતમાં કેદીઓને હોંગકાંગથી બીજે ગામ લઇ જવામાં આવેલા હતા. તે બીજે ગામ હું ગઇ પણ ત્યાં હું જઇ પુગી તે અગાઉ તો મારા માટીને તુરંગમાંથી છોડી મુકેલો અને તે ગામમાંથી કેરે જતો રહેલો. મારી નાસીપાસીનો, ગમગીનીનો અને દુખનો તું વીચાર કરજે બેહેન.

"હવે શાપુરજીની શોધ મેં ચલાવી અને તેને શોધતી મારા દીકરાને લઇને હું ગામે ગામને શહેરે શેહેર ભટકી. અરેરે, ખાવાના વાખા પરયા, પગમાં છાગલા પરયા, રડતાં રડતાં આંખનાં આસુબી સુકાઇ ગયાં. તેટલાં જાને મારી ઉપર જે પરયું તું તે અધુરૂં હોય, મને જે સજા થઇ હતી તે જાને પુરતી નહીં હોય તેમ મને આએ અકસમાત થયો અને મારી આંખો હમેશની જતી રહી. બોલ, પ્યારી બેહેન બોલ,

મેં તે કેમ ખમ્યું હોસે, આ દુઃખ, ઓ મા જણી બેહેન, મેં કેમ સહન કીધાં હશે?"

નાજાં હવે દચકાં ખાવા લાગી. પોતાની દુખી બેહેનની આ ગમખાર કહાણી સાંભળતાં તેનું જીગર ચીરાઇ ગયું, હઇડું વીંધાઇ ગયું.

"પછી શું થયું બેહેન?"

"શું થાય! હું આસપીટલમાં પડીને ત્યાંથી બહાર આવી ત્યારે મારા આ ચાર વરસના દીકરાની પાંખડી પકડી અહડવા લાગી, અવત્યાં મુકવા લાગી. કલકતા ખાતે શાપુરજી ગીઓતો એમ મેં જાન્યુંને ત્યાં જવાનો વીચાર કીધો. પણ ત્યાં જાઉં કેમ? જવાના પૈસા કયા ચુલાહમાંથી લાઉ? પણ તેટલાં મારા દીકરાને રસ્તાપર પડેલી રૂપ્યા દશ હજારની એક નોટ જડી અને તે નોટ ખોહનારે આપેલી જાહેર ખબર મુજબ તેને તે નોટ સોંપી દેતાં તેણે છપાવેલાં ઇનામ મુજબ અમ ને સો રૂપ્યા મળયા. તેમાંથી અમો કલકતા ખાતે આવ્યાં અને ત્યાં બહુજ તલાશ કરવા પછી જનાયું કે શાપુરજી ભીસતરી તો મુંબઇ ગયએો હતો. હું અહીં આવીને આ ઘરમાં રહીચ. તે રૂપ્યા નજદીક પુરા થઇ ગીયાછ, ને હવે પાછો ભુખે મરવાનો વખત આયો ત્યારે મેં તુંને યાદ કીધી,"

"કાંય નહીં મારી ઉપર આગાઉથી લખ્યું? હું તને મદદ કરતે, હું નહીં આવી શકતે તો કોઇને તારી મદદે દોડાવતે, નાજાં તેને ગળે વળગીને બોલી.

"મારાં કરમનો વાંક! બની તે બની મારી ઉપર જે ગુજર્યું'ચ તે દુન્યાનાં લોક જાને એમ હું ઇચ્છુંછ કે તે ઉપરથી જવાન નાદાન છોકરીઓ ધડો લે અને મારા જેવા ખયાલ ધરાવતી છોકરીઓ પોતાની મુર્ખાઇ જોઇ લે."

---

# પ્રકરણ ૫ મું.



## છુપો દુશમન.



મુંબઈમાં કુંવરજી શરાફની પેહેડી બરાબર રીતે જાણીતી થયલી હતી અને તેની આંટ અતી ઘણી ધરખમ ગણાતી હતી. તે મોટી લેવડ દેવડ ચલાવતી હતી અને નાણાનો વહીવટ અતી ઘણા મોટા પાયા ઉપર ધમધુકાર ચાલતો હતો. ઘણા વરસો થયાં તે પેહેડીએ પોતાની આંટ જાળવી રાખી હતી અને તેની ઉપર એક શકનો શબ્દ વટીક આજ લગન નીકળ્યો હતો નહીં. પ્રજા તરફથી આ મોટી શરાફી પેહેડીના વડા ભાગ્યા કુંવરજી શરાફને બહુ માન મળતું હતું અને જાહેર મંડળોમાં તેમની વાખવાખી થતી હતી પ્રમાણીકપણાનો તેમનો ગુણ તો એટલો જાણીતો હતો કે તેમનું નામ જાણે એક કહેવત રૂપે ચાલતું હતું.

એક દીવસે પેહેડીના કુંવરજી શેઠના ખાનગી ઓરડામાં બંને ભાગ્યાઓ-કુંવરજી. શરાફ અને જેહાંબક્ષ મેહતા વાતે બેઠા હતા. કુંવરજીના ચેહેરાપર કાંઇક ચીંતાનો છાપ જણાતો હતો.

“ આપરી પેહેડીને વરે એવી ખોટી ખોટી અફવા કોને ફેલાવી હોસે તે હું સમજી શકતો નથી, જેહાંબક્ષ; પણ વાત ગામમાં બહુ ઉડી રેહીછ. આપરી પેહડી કાંઇક નબળી પરીછ એવો લોકોમાં વધારે ને વધારે ખ્યાલ બેસતો જતો માલમ પડેછ. આ બહુજ ગંભીર વાત છે, જેહાં, અને આપરે ચોંપથી કામ નહીં લઈયે તો એમાં આપરૂં મોટું નુકશાન છે, બલકે તારાજ થવાનો મામલો છે. ખરી વાત છે કે આપરૂં કામ

સંગીન છે ને આપુને અલવલ આવવાની નથી. મુંબઇ બેંકમાં આપરી દશ લાખ રૂપ્યા જેટલી રકમ પડેલી છે. તેમજ આપરી ઉઘરાણી લગભગ ત્રણ લાખ રૂપ્યાની છે. તોબી જો એકદમ દરોરો આવે તો આપરે પુરા પડી શકયે નહીં એ દેખીતું છે. જો બધાંજ આપરાં કુલો પોતાના નાણા એકજ વખતે ઉપાડી લેવા માંગે તો ભારે મુશકેલી ખમવી પડે અને બજારમાંથી નાણું કહડાવવું પડે. એવી ખોટી અફવા કોણે ઉડારી હોસે વારૂ ? એ આપરો છુપો દુશમન કોન હોસે ? પેલો કરોડપતી ગણાતો ભીખાજી હીરાદલાલ તો આ કામનાં મુળમાં નહીં હોય ?"

"એવું નુકશાન આપુને કરવામાં તેને સો લાભ ?" જેહાંબક્ષે પુછ્યું? "વળી તેણે પોતેજ આપરે તાંહ હડી લાખ રૂપ્યા અનામત મુકયાછ, તે ભુલી કેમ જાઓછ સાહેબ ?"

"હડી લાખ તે એને મનસે શું બીસાદમાં ? એને જો આપુને તારાજ કરવાનો ઠરાવજ કર્યો હસે તો હડી લાખ તો શું પણ વીસ લાખ ખોહી બેસવામાં કાંઇ દમ જેવું સમજે નહીં. મને સમજ પડતી નથી કે એને હું જોઉંછ તારે મને શા સારૂ એમજ લાગેછ કે એ કપટી કીનાબાજ ને ધાસ્તી ભર્યો માણુસ છે."

થોડો વાર તેઓ ચુપ બેઠા અને તે પછી હળવે રહી ને જેહાંબક્ષે સવાલ કર્યો :

"કુંવરજી શેઠ, મને એક વાત કહેસો ? મારાં માબાપની જે સ્થીતી છે તેના કરતાં બહુ ચહડતી સ્થીતીએ મને પુગાડવા જેવી મહેનત તમો સાહેબે શા માટે લીધીછ ? મારી કેળવણીનો ખરચ તમોએ કાંય આપ્યો ને જયારે મારો વડો ભાઇ પોતાની હાલત મુજબની થોડી ઘણી કેળવણી લઇ

શકયો તારે મને બહુજ મકડનો અભ્યાસ શા માટે કરાવવામાં આવ્યો? હું ગરીબ માબાપનો દીકરો છેઉં તે છતાં હું આ ઉંચી હાલતે પુગ્યોછ તેથી મને ખુદરતી રીતે પુછવાનું મન થાયછ. મેં મારાં માયને ને બાવાને એ વીસે પુછી જોયું પણ તે લોકો કાંઇ કહેતાં નથી."

કુંવરજીએ ખંખાર માર્યો અને અચકાઇને જવાબ દીધો; "દીકરા, જોહાં, તું મને ઘનો ગમેછ તેથી મેં તુંને મદદ કીધી; બીજું શું?

"ત્યારે મારી પછવાડેનો સઘળો ખરચ તમોએ પોતે તમારી ગીરેથી કીધોછ કે?"

"નહીં, દીકરા, નહીં; મારે કબુલ કરવું જોઇએ કે મેં તે કીધો નથી."

"ત્યારે કોણે?"

"દીકરા જોહાં, તુંને ખુદરતી રીતે આ સવાલ પુછવાનું મન થતું હોસે; હું તે સમજી સકુંછ, પણ તે ખુલાસો તારી આગળ કરવાની મને પરવાનગી નથી. જો મારી સલાહ માનતો હોય તો, બેટા, હું તને કહુંછ કે જે સારા વાના તુંને હાલ પીરસવામાં આવેછ તેની ઉપર તારે સંતોષ પકડવો અને તને ઉપયોગી નહીં થઇ પડે તેવી ખટપટ કરવી નહીં. એ જાનવાથી તને લાભ થવાનો નથી, નુકસાન ઉલટું થશે. તારી સામે બહુ ચલકતું ને સારી આસા આપનારૂં ભવીષ પડેલું છે, જેની ઉપરજ તું સંતોસ પકડ. આ પુરાતન પેહેડીના વડા તરીકે મારી પછી તું ઓબો ભોગવશે જે કાંઇ નહાની વાત નથી. બસ એ પરજ ધીરજ ધર ને વધુ પુછવાનું મોકુફ કર."

"હું ખાલી જીજ્ઞાસાથી પુછતો નથી, પણ જ્યારે આ પેહેડીનો હું વારસ છેઉં ને તમારી બેટીને મારી સાથે પરણાવવાનો તમો સાહેબે મરજી દેખાડી છે તારે મારી ખરી સ્થીતી જાનવાને ખુદરતી રીતે મને મન થાયછ."

આ એશારો કરવાથી કુંવરજી કાંઇ વધુ ખુલાશો કરશે એવું જેહાંગીરે મનમાં ધાર્યું પણ કુંવરજી તો અખાડા કરીને બેસીજ રહ્યા અને આ વાત ઉડાવવા માટે તેવણે જેહાંગીરને સવાલ કર્યો;

"જેહાં, તારા વડા ભાઇ તહેમુરસના કાંઇ સમાચાર પછી મળયા કે?"

"કાંઇજ નહીં."

"એ તારા ઉપર કાગજ પતર તો લખતો તો."

"હાજી, પણ હમણા ઘણો વખત થયો એક તેનો હરફ્બી જોયો નથી."

"કેટલો વખત થયો નથી લખતો?"

"જી ખાસાં બે વરસ થયાં હોસે."

"પણ એ તો ઘણો જલદી મુંબઇ પાછો ફરવાનો હતો.

"અત્યાર અગાઉ તો તે આવવો જોઇતો તો."

"એ આયો નથી, ને કાગજબી "આવતું નથી, તે ચીંતા ઉપજાવનારો બનાવ છે."

---

# પ્રકરણ ૬ ઠું.

## બાઈસાહેબ અને મોટા શેઠ.

---

તંવગર કુંવરજી શરાફની એકપુરી વારસ બેટી નાજનીની વરસગાંઠ હતી અને તે ધામધુમથી પાળવાને કુંવરજીએ એક મેજબાની પોતાના દોસ્તોને તથા ઓળખીતાંઓને આપી હતી. મુંબઇના વાલેકેશ્વરના લતા ઉપર આવેલો સુંદર શરાફ-વીલાનો

બંગલો ગાજી વાજી રહેલો હતો અને ઘણા પરોણાઓ ત્યાં હાજર થયલા હતા.

તે પરોણાઓમાં ખાસ કરીને ત્રણ જણાઓ આખી મહેફીલનું ધ્યાન ખેંચી રહયા હતાં. એક તો આ દીવસની ધામ ધુમ અને મોજ મઝાહનું મુખ્ય બીડુ આપૂંણી નાજાં હતી જે પોતાના અતી ઘણા કીમતી પણ ટાપ ટીપ વનાના સુંદર સાજમાં પરી સમાન સજ થઇ બીજી સોહામણી સુંદરીઓને ઝાંખ પુગાડતી હતી.

બીજી તેહેમીના ઝરદાર હતી. આ તેહેમીના ઝરદાર ખુબ સુરતીનો એક નમુનો હતી પણ તેણીની અને નાજાંની ખુબ સુરતી વચે આસમાન જમીન જેટલો ફરક હતો. નાજાંની ખુબસુરતી નરમ પ્રકારની હતી; તેહેમીનાની ભભુકદાર હતી. નાજાં શરમાલ હતી, તેહેમીના હીમતવાન હતી અને સઘળાંઓમાંથી હરોળમાં નીકળી આવે તેવી હતી. સાધારણ કદથી ઉંચુ તહેમીનાનું ડોલદાર બદન હતું અને ભરેલું અંગ હતું. તેણીનો ચેહેરોજ જાણે સરદારી કરવાનેજ સરજયો હોય તેવો દમામદાર દેખાવ સાંમાની નજર આગળ રજુ કરનારો હતો, ભભુકદાર તેઝની કાળી મોટી આંખો એક પળકારામાં સામા ધણીના જીગરમાં છાપ મારી દેતી, એક તડાકામાં પારકનાં દીલમાં પોતે મોટી, ટેકાવદાર અને મોટાં ખાનદાનની હતી એવો ખ્યાલ બેસાડી દેતી.

તેહેમીનાની ઉંમર આસરે બત્રીશ-તેત્રીશ વરસની લાગતી હતી અને તેણી રંડાયલી હતી. પણ સુધરેલી ઢપે તેણી રંડાયા છતાં સોલે સનગાર સજતી હતી, એટલે કાળી સાડી પહેડતી પણ તેને ઉંચી ઝીક કસબની કોરથી સનગારતી, અને બીજો પહેરવાશ સોહાસન જેવોજ કરતી. કાચનાં ચીતલ પહેડવા શીવાય બધી રીતે તેણી પોશાક અને ઘરેણાના ઠાઠમાં

સજાઇ સાંમા ધણીને આંખ નાખતી હતી. તે સાધારણ રીતે સઘળાં મંડળો અને કોમોમાં–

'મોટે ઘરની બાઈસાહેબ "

એવે નામે ઓળખાતી હતી. પારસીઓનાં મોટે ખાંચરેનાં મંડળો તેહેમીનાની ગેરહાજરીમાં સુનાં લાગતાં હતાં, મોટા મેળાવડાઓ તેણીની હાજરી વના અધુરા જણાતા હતા. સઘળી ફેશનોની તેણીથી બીજી બાનુઓ નકલ કરતી અને તેણી જે કરતી તેની બીજેજ દહાડે નકલ થવાનીજ એમ ખાતરીથી લોકો માની લેતાં.

તેણીનો લાગવગ બોહોળો હતો, ઓળખાણ મોટી હતી, દોસ્તઆશનાવોનું મંડળ ગંજાવર હતું. પારસીઓજ નહીં પણ સઘળી કોમોનાં આગેવાન કુટુંબો સાથે તેને સંબંધ હતો અને અંગ્રેજ તથા યુરોપયન બાનુઓ અને મરદો તેણીને પીછાણતાં હતાં. અંગ્રેજી ભાષા પર તેણીનો કાબુ સાબુત હતો અને તેસ્ટથી ઘરને તથા અંગને કેમ સનગારવું તેની જે કુનેહ તેહેમીના ધરાવતી હતી તે જોડી વનાની હતી.

શરાફ વીલામાં જે ત્રણ માણસોએ આખી મીજલસનું ધ્યાન ખેંચ્યું હતું તેમા બે જણાનું તો આપણે વર્ણન વાંચ્યું છે, હવે ત્રીજાને વાંચનાર સાથે ઓળખાવીશું.

તે કરોડપતી શેઠ ભીખાજી હીરાદલાલ હતો તેનો દેખાવજ ખુલ્લું કહી દેતો હતો કે તે કોઇ મંજુર વર્ગમાંથી ભભરી નીકળેલો હોવો જોઇયે. તેનું કદ ઉંચું અને અતીઘણું જાડું હતું અને ખીચરા જેવું ધીલું વચ હતું. પગ સેહેજ પેંગા અને પટલા હતા અને પેટ પાડ્યા જેવું પખાળ રૂપે વધી ગયલું હતું, તેનું મોહડું અને માથું માણસ કરતાં 'બુલ ડોગ' કુતરાને વધુ મળતું આવતું હતું અને આંખ નહાની, લાલ, અને ઉંડી પેસી ગયલી હતી. તેની ચાલવાની ઢપ વાંકી ટીકી

હતી અને બોલવાની રીત કચવાટ ઉપજાવનારી હતી, તેનો સાદ તીણો અને રૂવાં ઉભાં કરનારો હતો, તેની ઉમર લગભગ પીસતાલીસ વરસની લાગતી હતી.

તેણે એકજ નેમ ટાંકેલી હતી, પૈસાથી તે ભરપુર હતો અને પાપરીની 'માફક તે પૈસા ઉડારી નાખતો હતો, પણ મોટા મંડળોમાં આગેવાન જગા લઇ સઘળી પારસી કોમમાં વડપણ મેળવી.

'મોટા શેઠ'

બનવાનો તેને અભખરો હતો, આપણાં મુંબઇમાં આપણી પ્રજા વચે તે સર્વથી તવંગર હતો અને તેની મોટી દોલતની સાબેતી તેણે આપી હતી.

---

## પ્રકરણ ૭ મું.

### મોટા શેઠની માગણી.

નાજાં અને તેહેમીનાં એક બીજા સાથે વાત કરતાં બેઠાં હતાં તેટલાં નાજાં ઉઠીને દીવાનખાનાની બહાર ગઇ, અને દાદર ઉપર ઉતાવળે ઉતરી તેણી પાછળી તરફ દોડી ગઇ, બંગલાના બાગના પાછળા ભાગમાં એક પારસી સ્ત્રી ઉભેલી હતી.

"દીનું તું આવી કે? નાજાંએ તેણીની આગળ જઇને હળવેથી પૂછ્યું.

"હા. મને હવે મારા બાવાજીનો અવાજ સંભળાવ." દીનુએ જવાબ દીધો; મારી અપંગ આંખને સબબે તેવણુનો પ્યારો ચેહેરો તો હું જોઇ શકવાની નથી, પણ અવાજ સાંભળીને હું તે પર સંતોશ પકડશ."

"મેં આજે મોટો જોગમ મારે માથે ઉઠાવ્યોછે." નાન્ત બોલી; "તુંને હું બાવાજીના લાઇબ્રેરીવાળા ઓરડાની પડોશના ઓરડામાં લઇ જાઉંછું. તેમાં તું બેસી રેહજે. બાવાજી તાંહ આવશે ને હું કાંઇ વાત કરવાને મસે બાવા આગળ જવસ. અમો વાત કરશું ને તું બાવાનો અવાજ સાંભળજે."

"ઘણી સારી ગોઠવણ છે."

"પણ જો, બાવાજીની નજરે પડતી ના જો. તુંને જોશે તો તારી ઉપર આપડા આવી પડશે ને વળી મારી ઉપર ઝાડેઝાડ તોડી પાડશે."

"ને તારા નોકર ચાકરો મને જોશે તારે?"

"મેં નોકરોને કહેલું છે કે બીચારી એક અપંગ બાઇડી ગાણું સાંભળવાને ઘણી આતુર છે તેથી તેને લાવીને બેસાડવાની છેઉં. ચાલ આવ."

દીવાનખાનામાં નાન્ત દાખલ થઇ કે તેણીને બારિણામાંજ બીખાજી હીરાદલાલ મળ્યો. તેણે પોતાની બદ સુરતને હસીને સારૂં રૂપ આપવાની કોશેશ કરતાં કહ્યું.

"બાઇ નાન્ત, મેં સાંભળ્યું છે કે પરદેશના ને કવચી-તજ મળે તેવા રોપા ઉગાડવાને તમારા બાવાજીએ બાગમાં એક મંડપ બનાવ્યોછે. મને તે દેખાડસો."

"હાજી, આવોનીજી." નાન્ત બોલી અને મહેમાનદારીની ફરજ બજાવતા તેણી બીખાજીને બાગમાં તેડી ગઇ, જો કે તે કામ બજાવવાને તો તેણીને ગમ્યુંજ નહિ.

બગીચો જોયો અને પછી નાન્ત બોલી; "જી, કાંઇ એ જોવા જોગ તો નથીજ, તમે નકામી તસદી લીધી; હવે આપણે પાછાં જઇશું? બાવાજી કદાચ મારે માટે ખોટી થતા હોસે."

"પણ હું તમારે માટે અહીં ખોટી થવા માગુંછ" તે કરોડપતીએ નફટાઇથી જવાબ દીધો; "મારે તમુને

કાંઈ ખાસ ખાનગી વાત કહેવાની છે ને તેથીજ બહાનું કહાડીને હું અહીં તમુને તેડી લાયોછ, આ તમારા બંગલામાં હું આજેજ પેહેલો આયોછ કાંય કે અગાઉ કોઇ વખતે તમે મને બોલાવ્યો તો નહી."

"બાઇ સાહેબે તમુને બોલાવવાની ભલામણ કીધી તેથી અમે તમુને નોતરૂં દીધું." નાજાંએ ખુલો જવાબ દીધો.

"તે મને કયાં અજાની વાત છે? હું તો અહીં પેહેલોજ આજે આયોછ પણ મેં તમુને તો ઘણી વાર જુદે જુદે ઠેકાણે જોયાંતાં તે તમુને પેહેલી વાર જોતાંજ હું તમારી ઉપર મોહી પડયોછ, તમુને હુ મારી ધણીઆણી બનાવવા માંગુંછ, ને તેબી વલી ઘણી જલદીથી. તમુને—

"સાહેબ, મી. ભીખાજી હીરાદલાલ, મને અહીંથી એકદમ જવા દો." નાજાંએ નેણ ફેરવી દમામમાં કહયું; "તમુને હુ પસંદ કરૂંછ કે નહી, તે સવાલ એક તરફ રાખતાં મારે જણાવવું જોઇયે કે તમો જે માગણી કરોછ તે મારાથી કદી પણ પુરી પાડી શકાયજ નહિ. જેહાંબક્ષ મેહેતા સાથે હું અદરાઇ ચુકેલી છેઉં. હું અજબ થાઉંચ કે એ વાત તમારા કાન ઉપર અત્યાર અગાઉની કેમ નહીં આવી હોસે કે જેથી તમો આવી ભેહુંડી માંગણી કરતાં અટકતે."

"અટકતે? કાંય? એ વાત મારા કાન ઉપર આવીછ, તેથીજ હું મારી માગણીતું તારી આગળ દબાણ કરૂંછ, જેહાંબક્ષ સાથે અદરાઇછ તો શું થયું! તે કાજ ભાજી નાખતાં વાર કેટલો? તારાં તેની સાથે લગન થયાં હોતે તો જુદી વાત હતી, પણ હજી તો અદરાવાની મોહોડેની વાત થઇછ તેમાં કાંઇ દમ નથી. નાજાં, યાદ રાખજે, વીશ જેહાંબક્ષ વચે આવશે તોબી તુંને હું મારા હાથમાંથી જવા દેવાનો નથી. મારી બેસુમાર દોલતનો વીચાર કર, મારી જાગીરો, મીલકતો, વાડી બંગલાઓ, તેની તું રાણી થશે, તું—"

"તમારી આવી આવી વાત વધુ સાંભળવામાં પણ પાપ છે." નાજાં હવે ઉસકેરાઇને બોલી; "તમો એક નબળી ઓરતને જોર જુલમથી રોકી રાખો તો તે કાંઇજ નહીં પણ તમારૂં હીંચકણાપણું ગણાય."

"અરે વાહરે મારાં શેઠાણીજી? ક્યાંથી આએ વાયજ કરતાં શીખી આયાં? જો તો ખરી, તારી સાથે પરણીને પાંચ દહાડામાં તારો મટકો લટકો ભાંજી નાંખુજ. તું મારી માંગણી ના પાડે છે, પણ તેનું પરીણામ તારે માટે તારા બાપને માટે, ને તારા આશકને માટે કેવું ભયંકર આવશે તેનો તને ખ્યાલ નથી. મારી પાસે જરનું જોર છે, અને હું ચાહવસ તે કરશ"

"મારી પાસે ઇમાન અને નેકીનું જોર છે, અને હું જે નેક નેમ ધારસ તે પાર પાડસ." નાજાં બોલી અને ભીખાજીએ તેણીનો પકડેલો હાથ જોરમાં છટકાવી તેણી બંગલામાં ઉતાવળે પગલે નહાસી ગઇ.

---

## પ્રકરણ ૮ મું.

### ભેદ ભર્યો પેગામ.

હુજી કુવરજી શરાફના બંગલાના દીવાનખાનામાં ધમાલ ચાલુજ હતી અને કુંવરજી કાંઇ કામે દીવાનખાનામાંથી બહાર નીકળ્યા કે તેમને સામેથી ભીખાજી હીરાદલાલ મળ્યો. ભીખાજીએ તેમને અટકાવીને કહ્યું:

"મારે તમારી સાથે એક બહુજ ખાનગી વાત કરવી છે, ને તે બી ઉતાવળે કરી લેવી જોઇએ એવી અગતની છે. બે મીનીટ મને આપસો?"

"બેસક, આવો મારા લાઇબ્રેરીવાળા ઓરડામાં." કુંવરજીએ જવાબ દીધો અને બંને લાઇબ્રેરીવાળા ઓરડામાં ગયાં, જે ઓરડો આ દીવાનખાનામાંથી બહુ દુર અને ઉપરના મજલા ઉપર હતો.

ઓરડામાં દાખલ થવા પછી કુંવરજીએ બારણું બંધ કીધું અને કરોડપતી ભીખાજીને ખુરસી આપી બેસવાની અરજ કીધી.

"મારે જે કહેવું છે તે કાંઇ લાંબો વખત લેસે નહીં." ભીખાજી ખુરસીપર નહીં બેસતાં ઉભોજ રહયો અને ખુરસીના હાથા ઉપર હાથ મુકી અઘેલીને બોલ્યો; મને બેસવા ગમતું થી; ઉભો રહી કહેવાનું પસંદ કરૂંચ."

"જેમ મરજી." કુંવરજી બોલ્યા અને એક ખુરસી પર બેઠા.

"તમો અને તમારી પેહડી આવતી કાલે તારાજ થઇ જશો મારી પાસે નાણાનું જબરદસ્ત જોર છે ને મેં થોડો વખત મયો તમારી આંટ નબળી પાડવા માંડી છે, જે કામમાં હું ફતેહમંદ ઉતર્યોછ આવતી કાલે સહવારથી જાણીતી શરાફની પેહેડી ઉપર માગનારાઓનો ભારે દરોરો ચાલશે મારા લાગવગ અને પૈસાના જોરથી હું જેમ ચાહવસ તેમ કરસ. તેટલા માટે તમો જરા હુસીયારીમાં રહેજો."

કુંવરજી ચોંકીને પોતાની ખુરસી પરથી ઉભા થયા અને ાાછા જાણે નીરાશ થઇ ગયા હોય તેમ ખુરસી ઉપર બેસી ાયા. ઘડીભર તેમનાથી બોલાયું નહીં તેવણ અવાચક બની ાયા. કુંવરજી બરાબર જાણતા હતા કે આ માણુસ તેમને જે ધમકી આપતો હતો તે પાર પાડવાને તે શકતીવાન હતો બલકે ;ુંવરજીને મોટું નુકશાન તે અત્યાર અગાઉનું કરી ચુકયો હતો. ;ુંવરજીએ ફરીથી બોલવાની કોશેશ કીધી પણ તે પાછી ફોકટ

ગઇ, કુંવરજીના દીલમાં થતો ધબરાત આ કરોડપતી પારસી, 'મોટા શેઠ' તરીકે ગણાવાનો ફાંકો રાખનાર હલકો માણસ ચેતી ગયો; પૈસાની મોટાઇમાં ફુલી ગયલો ને હેકડો ખવાસૈના તીખાપણામાં પાપના શબ્દ વચ્ચે અવત્યાં મુકતો તે લેવટો, આ કુંવરજીનો ધ્રભરાત જોઇને મનમાં હરખાવા લાગ્યો. તે બોલ્યો:

"મેં તમારી સાથે આ સલુક શા માટે કીધાં તે કદાચ તમો જાણવાને આતુર હોસો. તમુને એટલી તો સાધારણ સાદી સમજ હોસેજ કે આ બધી ખટપટ મેં કાંઇ કારણસર અને તેબી બહુ મજબુત કારણ સર ઉઠાવેલી હોવી જોઇએ. મને નજદીક આવીને જોવો; હું કોણ છું? ગયા છ મહીના થયા મુંબઇના નાણા બજારને પોતાની હૅલી પર નચાવનાર હું કરોડપતી પારસી શેઠીયો છું ખરો. પણ તેની આગાઉં હું કોણ હતો? કેમ ઓળખ્યો કે?"

કુંવરજી મોહડેથી બોલ્યા નહીં પણ માથુ હલાવી ના પાડી.

"નહીં? સોલ વરસની વાત યાદ કરો. મેં ધારેલુંજ કે તે તમો ભુલી જસોજ. પણ મારીથી તે કેમ ભુલાય, સજાનો ચચરાત હું કેમ વીસરૂં, વેર લેવાનું ઝનુન કેમ ફળાઇ જાય? હું તે વખતનો તે પોશાગીર હતો કે જેણે તમારા બાગમાંથી બે કુંદાં ચોર્યાં હતાં અને તે ચોરીને માટે તમોએ મને પંદર દીવસની સજા કરાવી હતી. હવે યાદ આવ્યો કે?"

"તે વખતનો જાણીતો પોશાગીર—આજનો બીખાજી હીરાદલાલ, કરોડપતી પારસી શેઠીયો!" ભારે અજાયબી વચ્ચે હવે કુંવરજી બોલી ઉઠયા.

"હા, તેજ પોશાગીર આજે તમને હુરંગમાં મોકલવાને તઇયાર થઇ ઉભો છે તમોને તારાજ કરવાની મેં શરૂઆત

કીધી છે અને તમારી દીકરી નાજાંને મારી ધણીઆણી બનાવવાનું બીડું મેં ઝડપ્યું છે. તમારી ચહેરે નમુન દીકરી મારા, જેવાની બાયડી થાય એ તમુને ગમશે તો નહીંજ. જમાઇ તરીકે મને પેટમાં ચાંપતાં તમુને સુગ તો લાગવાનીજ; પણ તોપણ નાચારીથી તમુને તેમ કરવાની ફરજ પડશે. નાજાંને મીસીસ હીરાદલાલ બનાવવાનો મેં પકો ઠરાવ કીધોછ, ને જેણી બાબતનો હું પકો ઠરાવ કરૂંછ તે હું પાર પાડ્યા વગર રહેતોજ નથી. મારાં કામમાં કોઇબી હરકત નાખી શકતું નથી. માણુસ જાત મારી આગળ નબલું ને નાચીજ છે; કીસમત મારા હુકમ મુજબ નાચતું રહ્યું છે. તમારી દીકરીને પેલા પીછાત્યા જેવા છોકરા જેહાંબક્ષ મેહેતાને આપવાનો તમોએ હજાર વખત કોલ આપ્યો હશે તોબી તે તમને તોડવોજ પડશે તોડસો નહીં તો મને તે તોડાવવો પડશે—"

જે માણુસ આવી રીતે બોલતો હતો, તે ખરેખર માણુસ હતો કે હેવાન, આદમ જાત હતો કે શયતાન, તે જોવાને કુંવરજીએ તેની તરફ ડોકું વધારે લાંબુ કીધું. કુવરજીએ હવે પોતાનો જીવ ઠેરવ્યો અને ખુરસી પરથી ઉભા થયા અને તે કરોડપતી માણુસ તરફ એક તગરે ટીકતાં તુચ્છકાર સાથ બોલ્યાઃ

"તું કોણ છે અને કોણ હતો તેની સાથે મને કસું કામ નથી. તું મનમાં એમજ ધારેછ કે હું તારા સપાટામાં આવેલો છેઉં અને તું ચાહસે તેમ મને હેરાન કરસે ને ચાહસે તેમ, મારી પાસેથી કબુલાત મેલવી જશે. પણ તેં આજ લગન કોઇબી સર્વથી મોટી ભુલ કીધી હોય તેનાં કરતાં પણ આજે વધુ મોટી ભુલ કરેછ હું તારા સપાટામાં નથી, પણ તું મારા સપાટામાં આવેલો છે આજેજ મને એક કાગજ મળ્યોછ, દુરના દેશાવર ખાતેથી કાગજ મળયોછ. ને તેમાં તુંને કવી

રીતે દોલત મળીછ તેનો ખુલો ખુલાસો કરવામાં આયોછ. તે કાગજ તેહેમુરસ ધનછશાહ મેહેતા તરફથી આવેલું છે; ને તે મેં મારી છાતીમાં સંતાડી રાખેલું છે."

ભીખાજી દલાલ તરત જવાબ દઈ શકયો નહીં તે બે પગલાં પાછલ હઠયો, તે ડોળા ફાડીને જોવા લાગો, જાણે ડોળા આંખમાંથી નીકળી પડતા હોય તેમ નીકળી આવ્યા ને હોઠ ધ્રુજવા લાગ્યા.

"તેહેમુરસ મેહેતો મુંબઈ આવનાર છે, ને તેબી ઘણો જલદીથી આવનાર છે." કુંવરજીએ કહ્યું; "હોંગકોંગ ખાતે તેને વરે હું તારની હુંડી મારફતે નાણા મોકલસ ને અહીં આવવાની તેને હું જોગવાઈ કરી આપસ. તે કાગજ મને મળયોછ એમ મેં તેહેમુરસના ભાઈ જેહાંગીરને બી કહયુંછ, પણ તે કાગજ વંચાવવાનો મને વખત મળ્યો નથી. કાગજની બીના તે જાણતો નથી."

કરોડપતી ભીખાજી, કુંવરજી આગળ ધસયો અને ઝનુનથી બોલ્યો:

"ક્યાં છે તે કાગજ? મને તે આપ-આપ મને-જલદી!"

"એ અપાસે કેમ? એ કાગજ તો તારી સામે જુબાની આપસે"

"એ કાગજ મને આપી દે ને હું તારી પેહેડી બચાવી લેવસ."

"તું ઉંધાડો પડસે તો પછી મારી પેહેડીને ધાસ્તી શી છે?"

એક તચાકડી ફુટી હોય તેવો અવાજ થયો અને કુંવરજી જમીન ઉપર પડયા. સહેજ તેવણ તરફડયા, એક ડચકું ખાધું અને સધું ખલાસ! જીંદગીની મંજલ પુરી!

ભીખાજી. તે મુરદું થઇ પડેલા કુંવરજી આગળ ગુઠણ પર પડયો અને તેમના ગજવાં તપાસ્યાં; જે કાગજ તેને જોઇતુ હતું તે તેને મળયું. કુંવરજીનો અંત લાવ નારી, બહુ ધીમા અવાજથી ફુટનારી પણ ભયંકર પરીણામ નીપજાવનારી પીસતોલ કુંવરજીના હાથમાં ભીખાજીએ મુકી, તેની મુઠ ઉપર કુંવરજીનાં આંગળાં તેને વળ્યાં અને દરવાજા તરફ તે ધસ્યો. દરવાજો તેણે ઉઘાડયો અને જોયું તો એક સ્ત્રી ત્યાં ઉભેલી હતી. તે સ્ત્રી ભીખાજીના પગળાંનો અવાજ સાંભળીને બોલી:

" મને મારતો ના; મને મારતો ના; હું આંધળી છું !"

---

# પ્રકરણ ૯ મું.

## વીરબાઇ-વાંદરી.

આપણે એક આગળાં પ્રકરણમાં વાંચી આવ્યા છીએ કે મોટા ઘરનાં બાઇ સાહેબ તેહમીના ઝરદારની ભલામણ ઉપરથી કુંવરજી શરાફને ઘરની પાર્ટીમાં ભીખાજી હીરાદલાલને નોતરું થયું હતું. આ નોતરું કેવા સંજોગ વચ્ચે થયું હતું તે જાણવાને આપણને પાર્ટીવાળા દીવસની અગાઉના બે દીવસ ઉપર જવું પડશે.

ભીખાજી એક મોટા, બહુજ ભપકાથી સનગારેલા, અને અતી ઘણા કીમતી રાચરચીલાંવાળા બંગલામાં રહેતો હતો અને તેની સાથે બેહેન વીરબાઇજી પણ રહેતી હતી આ વીરબાઇજીની બરાબર ઓળખ આપવી જોઇયે.

વીરબાઇજી આસરે પાંત્રીશ વરસની ઉમરની હતી અને તેનાં પોતાનાં કમનસીબે પણ કોઇ બાપડા મરદનાં સારાં નસીબે તેણી હજી કુંવારીજ હતી. ચેહેરો તો ભાઇના મુખ-

કાને મળતો આવતો હતો અને રંગરૂપ કાગડાની પાંખનું સ્વરૂપ રજુ કરનાર હતા. બાઈ કરોડપતી થઈ મુંબઈ આવ્યો તે અગાઉ તો બેહેન પરેલમાં ભઠ્યારખાનું ચલાવતી હતી અને દલદેસરી કરી દહાડા કહાડતી હતી. તેણીએ પોતાનાં ઓળખીતાઓ વચ્ચે વીરબાઈ-વાંદરીનું નામ મેળવ્યું હતું કારણ કે જો તેણીને લાગ મળતો તો પવન સાથેથી વીજેહુ લેવાને ચુકતી હતી નહીં, અને જેને તેને નખાર્યાંથી પીખી નાંખવામાંજ મોજ સમજતી હતી. માટીડાઓને નામેજ તેને અભીતરી હતી અને માટીડા ઘરાકો વધારે આવતા હતા તેથી તે મનમાં બહુજ બીજવાતી. દુન્યાના સઘળા માટીડાઓને જો ગરદન મારવામાં આવે તો શેર સાકર પીવાની તેણીએ બાધા લીધી હતી, અને તેમ નહીં બને તો સઘળા માટીડાઓને પાંજરા પોળમાં મોકલવામાં આવે તો અરધો શેર જલેબી કાગડાને નાંખવાનું માન્યું હતું.

અવાજ તો બકરાં જેવો હતો, અને અંગ મામલેસરી પટેટાને મળતું આવતું હતું. અગાઉના આ વીરબાઈ-વાંદરી ભઠ્યારણ, હવે મીસ વીરબાઈજી હીરાદલાલ બન્યાં હતાં અને અગાઉ ખમણીપર બેસીને કાપરું ખમણતાં હતાં તે ત્યાંથી ઉઠી ઇજીચેરપર લેટયાં હતાં. સુકી છોરાં જેવી સપાટ પહેરી, ખસર ખસર ચાલી, હાથમાં પીખાયલી જંબીલ લઇ, બજારમાંથી કોહેલી સડેલી માછલી લાવતાં હતાં, તે હવે બે ઘોડાની ગાડીમાં બેસી શોપીંગે નીકળવા લાગ્યાં, અગાઉ ઘરાકોને હાથના ટપલા ખાતાં હતાં તે હવે ચીરડાઇને નોકરોને સપાટ છુટી મારવા લાગ્યાં, અગાઉ સાડીના ચીથડાં અને સદરા ઇજાર સીવાય કપડાં દીઠેલાં નહો તે હવે જાલર જુમરાનાં પોલકાથી કબાટો ભરવા લાગ્યાં.

સઉ બહારનો ફેરફાર થયો, પણ ખવાસ કયાં જાય? ટેવ પડેલી કેમ ટળે? ટાપણુ ટીપણુ થયું પણ ચેહરો કેમ ફેરવાય?

શણગાર સજાયો પણ વાંદરાનો દેખાવ કેમ બદલાય? પાઉડરના લેપડાથી કાંઇ મેસનો રંગ ઢંકાવાનો છે? મોરના પીછ ખોસવાથી કાગડો નાચી શકવાનો છે? શાકરમાં ડોહવવાથી કરયાતુ કાંઇ મીઠું લાગવાનું છે?

તેણી એવો છબરડો કરી મેલતી કે બીજાંઓ જોઇને હસતાં અથવા તેણીની તરફ ધીક્કાર દેખાડતાં. કરોડપતી ભાઇની બહેન રાંધણીમાં જઇને ટપેલી માહેલા બોટાં ગણી આવતી અને ઘીનો છાંટો બહાર પડતો તો જીવ પટકી નાંખતી. મેલા પગ લઇને ઉંચા દુમાસના કોચ ઉપર ચહડી બેસતી અને બારીએ ઉભી રહી સઉ સાંભળે તેમ, 'નવલો પનીર લઇને આયો,'નું ગીત કાગડાઇ રાગડાએ ખુશ લહેરમાં લલકારી કહાડતી.

તે દીવસે આપણા આ મોટાં શેઠાણી મીસ વીરબાઇજી હીરાદલાલ ઉરફે વીરબઇ-વાંદરી ભટયારણ એક કોચપર બેઠેલાં હતાં, અને સુંદર ગાડીની કોચ ઉપર કોયટાં જેવી છરી લઇ, કચર કચર કાંદા કાપવામાં મશગુલ થયલાં હતાં. તેવણને કાંદા કાપવાનો ભારે શોખ હતો અને તેના કરતાંબી કાંદા કાચાજ ચાવવાનો તો શોખ હદ બહારનો હતો. કાંદા કાપતી જતી, મોહડામાં ઉછાળતી જતી અને વળી-ધુળપર લીપણું-કોયલના અવાજે એવો તો ભેંસાસુર જેવો રાગડો તાણતી અને 'માતા સોરેસે રારે નવે નોરતાં રે!' નું ગીત લલકારતી કે રૂપેરી પાંજરામાં લટકાવેલું મધુર સુનેરી પક્ષી પણ ભડકીને પાંજરામાં ઉડી, તરફડી, અફળાઇ છીકાઇ જવા લાગ્યું અને કુતરો ટોમી બીહીને ઓરડામાંથી નીચી પુછડી કરી નહાસી ગયો.

હજારો રૂપીયાનું કીંમતનુ ફરનીચર, હજારો રૂપ્યાનો સંગાર અને હજારો રૂપ્યા ખરચી કરેલો મોટાં સુંદર દિવાનખાનાનો ઠાઠ-માઠ આ કાદાંની કાપણીવાળા દેખાવથી શોભીજ રહેલો હતો અને

શોભામાં સેહેજ ખામી હતી તે આ વાદરીએ પોતાના કલબ-લાટથી પુરી કરી આપી હતી.

તેટલાં દીવાનખાનામાં આ સપરપુરાં બેહેનના કરોડપતી ભાઇ દાખલ થયા અને બેહેનનો દેખાવ, તેની ઘાંતીમાંની બરાડ સાંભળી પેહલાં તો તે વીચારમાં પડયો, કે દીવાનખાનામાં દાખલ થવું કે એમને એમ ઉભી પુછડીએ ત્યાંથી નહાસીજ જવું ? આખરે તે અંદર આવ્યો અને ખીજવાઇને બોલ્યો;

"અરે પણ તું પેદાની પરતી મરે, એ શું ઢોંગ લેઇ બેઠી છે ?"

"વરી ઢોંગ સા વરે થયા? ઘેરનું કામકાજ નહીં કરૂં કે ?"

"આટલા બધાં માનસ છે ને તું આએ વહીતરૂં કરેછ ? હું શું શું ઉંધા ચટાં કરીને મોટે ખાંચરે ઘુસવાનાં ફાંફા મારુંચ, ને તું ટીમલીની કાની કાદાં પપેટા કાપવા બેસેછ ? ઉંચક, ઉચક અતર ઘડી !"

"પણ ભઇજી—"

"અરે મુઓ તારો ભઇજી ને તુંબી સાથે. એનું સત્યા-નાસ જાય એનું, કાંઇ સમજીજ મરતી નથી. કોઇ બહારનું આવે જાય, તો તે શું ધારે ! એવી ચીડ ચહરેચ—એવી ચીડ ચહરેચ—કે બસ બધું મારીને અફરા તફરી કરી નાખું."

"એ વાય એ આજે ઘેરે ચહડીને સા'વરે આયો હોસે ?"

"પેલી નાજાં, અદરાઇ; પેલા જેહાંબખસની સાથે."

"બલા લેતી અદરાઇ તો; તેથી તારો જીવ કાંય તું કુરવતો હોસે ?"

"તેની સાથે હું પરણવા માગુંછ."

"તારે વરે બીજી સોધી કહાડું ? પેલા મેહેલાદાર મેહેરુ-રપાકને બોલાવી મંગાઉં ? હમના ઘેરેઘેરના ટપકાનો ઢગલો કરી મેલસે."

"કોઇ મેહેલોબી નથી જોઇતો ને ઘેલોબી નથી જોઇતો મારે તો એ નાજાં સાથેજ પરણવું છે. મારો સીકકો હું બજાઉં તો ખરો. પરમદારે એ નાજાંની સાલગરી છે, ને મોટી પાર્ટી એનો બાપ આપવાનો છે. મને તાંહ કોઇબી રીતે જવાનું તેડું થાય તો હું ચનો ચાંપી જોઉં."

આ વખતે એક નોકર ઓરડામાં આવ્યો અને તેને કહ્યું કે, "મોટાં ઘરનાં બાઇ સાહેબ, તહેમીના જરદાર મળવા આયાંછ."

આ સાંભળતાં ભીખાજીના કદરૂપા ચહેરા ઉપર ખુશહાળી પથરાઇ. તેણે કહ્યું; જા, જાફર, તેને નીચેનાં દીવાનખાનામાં બેસાડ, હું હમના આઉંછ."

તે નોકર જે જાતનો મુસલમાન હતો અને જેનું નામ જાફર હતું તે આ હુકમ બજાવવાને દોડયો.

---

## પ્રકરણ ૧૦ મું.

### સંકડામણ

---

તેહેમીના ઝરદાર 'મોટે ઘરની બાઇ સાહેબ'ને લાંબો વખત ભીખાજી હીરાંદલાલની રાહ જોતાં ખોટી થઇને બેસવું પડયું નહીં, કારણ કે થોડાજ વખતમાં તે આવી પૂગ્યો. તેહેમીના ઉઠીને ઉભી થઇ અને ભીખાજીની સામે બે પગળાં ચાલી, તેણીની હીલચાલથી આખા ઓરડામાં વાયોલેટ એસેન્સનો પમરાટ પમરી રહયો.

"આવોજી, તમારાં પગળાંથી મારૂં ઘર—"

"જી, મને ઉતાવળ છે." તેહેમીના વચ્ચે બોલી, "હું અહીં કાંય આવીછ તે હું તમુને ટુકમાંજ કહી દેવસ."

' જેમ મરજી,—રમાવોની શું કહેવું છે; સેવક સાંભળવા તઇયાર છે."

"પેહેલાં મારે તમારી પાસેથી વચન લેવું છ કે હું અહીં આવી ગેઇ તે વાત તમોને જે હું કહેવા માગું છ તે વાત તમારે તદનજ ખાનગી રાખવી."

હીરાદલાલે થોડો વખત મનસે વીચાર કીધો અને પછી બોલ્યો: "તમો અત્રે આવી ગયાં એ વાત છુપી રાખવાનું બને તેમ નથી, તમોને મારા નોકરે દીઠાંછ, ને તેણેજ તમુને પહેલો આવકાર દીધોછ."

"અલબતાં, બીજા નોકરોએ પણ મને જોઇછ ખરી. હું તે ભુલી ગેઇ. પણ તમારે મને કોલ આપવો જોઇયે કે મારા અને તમારા વચે આ ઓરડામાં જેબી વાતચીત હમણા થાય તે આપણ બે સીવાય ત્રીજું કોઇબી માણસ જાણવા પામે નહીં."

તે કરોડપતીએ પોતાનું ફુટબોલ જેવું મોટું ગોળ ડોકું ધુણાવ્યું અને કહયું, "હા, એ બાબતનો હું કોલ આપુંછ; ને તે હું પાલસ.

તેહેમીનાએ એક છુટકારાની હાય ખેંચી. તેણીએ પોતાની મોટી કાલી આંખો ભીખાજી તરફ ફેરવી અને બંનેની આંખ સાથે મલી,

" મી૦ ભીખાજી હીરાદલાલ, હું તમારી આગળ આવીછ, કારણકે મને તમારી મદદ જોઇયેછ. હું હમણા જરા સંકડામણમાં આવી ગેઇછ ને મને વીશ હજાર રૂપ્યા તાબરતોબ જોઇયેછ. સાને વરે જોઇએછ તે કહેવાની નથી, મને પૈસાની બહુજ જરૂર છે એટલુંજ હું કહી શકુંછ. તરતજ નાણા કહાડી આપી શકે એવો કોઇબી માણસ હોય તો તમેજ છેઓ, બીજો કોઇ તે કરી શકે નહિ. અલબતાં તમો નાણું

ધીરસો ને તમે માંગસો તો તેનું વ્યાજ બી હું આપશ, હું મારા કોઇબી દાગીનાં તમારી આગળ ગીરવી મુકી શકતી નથી. કાંય કે મારા બેહેસ્તી વરનો કાકો મારી ઉપર ઘણીજ સખતાઇ રાખે છે, ને વરી મારાં પોતાનાં ઘરેણાં કાંઇ ઘણા કીમતીબી નથી, તોબી હું તમુને આએ આખી રકમ બે ત્રણ વરસમાં કટકે કટકે ભરી દેવસ. એ રકમ ઘણી મોટી છે તે હું જાનુંછ. ને વરી તમારા જેવા મારી સાથની બહુજ થોડી ઓરખાણવારા ગ્રહસ્થ પાસેથી હું એવડી મોટી રકમ માગુંછ. તે તમુને અજાયબી ઉપજાવનારૂં થઇ પરંતુ હોસે. પણ મેં કહયુંછ તેમ હું બહું સંકડામણમાં આવી ગેઇછ."

ભીખાજીએ પોતાની નજર તેહમીનાપર ઠેરવી અને મુછમાં તે હસ્યો.

તે બોલ્યો: "બાઇસાહેબ, તમો આ રકમ શા માટે માંગોછ તે હું જાનુંછ."

"તમે જાનોછ ?"

"જી, હા, તમે કેહો નો કેહું."

"હા, કેહોની; હું જાણું તો ખરી કે તમુને વરી શું ખબર પડીછ."

"એક ખોટી હુંડી બનાવીને તમોએ વટાવી ખાધીછ, ને હવે તે હુંડી પાકવા આવેલી હોવાથી તથા તમારૂં ખોટારૂં જણાઇ આવે એવી ધારતી માલમ પડવાથી તમો તે હુંડી પાછી ખરીદી લેવા માંગોછ. ખરૂં કેની ?

ખુબસુરત તેહમીનાનો ચેહરો ફીકો મારી ગયો અને તેણીના હોઠ ધ્રુજવા લાગ્યા. તેણી બરબડી, "એ તમે કેમ જાણ્યું ?"

"હું જાતે મેહેનત કરનારો અને તપાસ ચલાવનારો માણસ છેઉં, તેથી મને સઘળી બાતમી મળતી રહેછ. તમો લોક

મોટા અને ફેશનેબલ ગણાઓછો, ને તમે ઉંચ મંડળના માણસો મારા જેવાની સામે તમારા બારણા બંધ રાખોછો. ત્યારે મનેબી જાણવાનું મન થઇ ગયુંછ કે એવાં ટીચકાં ચહરાવનારાં માણસો કેવાંક હોશે ને તેઓમાં તે કેવાંક ગુણ અને ખુબીના ભંડાર ભરેલા છે,"

આટલું બોલી ભીખાજી ખડખડ હસી પડયો. બાઇસાહેબ તેહમીના તો સ્થીર પુતલું થઇ ભીખાજીની સામે એક ટગરે જોતી બેસીજ રહી.

"તેહમીનાબાઇ, હું તમારી સાથે એક સાટું કરવા માંગુંછ. તમો કેવી સ્થીતીમાં છેઓ તે જોવો. એક સાધારણ ચોર કરતાં તમે કોઇબી રીતે ચહડયાતાં નથી એ તો જાણે સાબેત થયુંછ. પણ, કોઇ બીજું જાણતું નથી; આપરેજ તે જાણયેછ, દુન્યા તે જાણતી નથી ને મારી સાથે જાંહ સુધી તમે સારી રીતે વર્તતાં રેહશો, ત્યાંસુધી કોઇને તેને વરે ખબર પડવાની નથી. તમો કોઇ સ્ત્રીને મળવા ભેટવા જાઓ તો સઘળાં મોટે ખાંચરેના બાઇઓ તેને મળવા જવાની હરીફાઇ ચલાવે, એટલો તમારો લાગવગ છે. જેને તમે મળ્યાં ભેટયા તે મોટું અને સારૂં માનસ થઇ ગયું. ...બત માટે મારી એ શરત છે કે કુંવરજી શરાફની દીક... ગાંઠને દાહાડે જે પારટી થવાની છે તેમાં જાફર બોલ્યો; આવે એવી તમારે ગોઠવણ કરવી, ત્યાં આવેલી નહી, અરે બાઇઓ ને માટીડાઓને મળવા નું પાણીનો ગોટબી પાધો આવવાં ને ગવરનર સાહેબ... આપવાની છે તેમાં માર્ગ્રા નીહ રીહેલી." ભીખાજીનો પારસી થવું. બસ એટલું ..હ કર, બીજું રાંધવું સીધવું પરતે, તમુને વીશ હજ..વીને હેકડો ખટપટ જગારતે. રાહત પરી કરવાને તમે ..ના પડતે તે જુદી."

મળવાની નથી. તમોએ મને છેતરવાની કે ઠગવાની ધારણાઓ રાખવી નહીં હો. એક તડાકામાં તમુને તારાજ કરી નાંખવાની સેવક શક્તી ધરાવેછ, ને આખા મંડળોમાં તમારી રેવડી ને ભુસ્યો સપાટામાં કરી મેળવવાની કુનેહળી હું જાનુંછ. હવે તમારે ગમે તે પસંદ કરી લેવો. આવતા ફેબરૂવારી મહીનામાં ગવરનરને ત્યાંની પારટીમાં મારી બેહેનને ઇનટ્રોડયુસ કરવાનું વચન આપો અથવા તો જેવાં આયાં તેવાં ખાલી હાથે ચાલતાં થાઓ. પેલી શરાફની પારટીને વરેબી ભુલતાં ના."

"પણ એ કાંઇ મારાથી બને તેમ નથી." તેહમીના ગભરાઇને બોલી.

"કાંઇ નહીં ?"

"માફ કરજોછ, પણ લોકો તમુને સારાં માણસ જાણતાં નથી."

"તે તો હું જાનુંછ; પણ તેજ સારાં માણસ નહીં ગણાતા પાસે તમારાં ઉંચા મંડળના મોટાં બાઇ મારી પાસે પૈસા નાંગતાં આવેછ તેનું કેમ ?"

સંકડામણમાં આવેલી આ ખુબસુરત મોટે ઘેરની બાઇને ખબર બોલથી ભારે ચટકો લાગ્યો; પણ તે શું કરે ?

"એક 'રી શરત મેં કબુલ કીધીછ, કાંય કે મારે વાસ્તે હવે તે હુંડી પાંકશો નથી. ખેર, હું કબુલ થાઉંછ; હવે મને જણાઇ આવે એવી ધારત

પાછી ખરીદી લેવા માંગોછ. બાર ગયો અને બે ત્રણ મીની-

ખુબસુરત તેહમીનાનો ચેહરો ાથમાં એક લખેલું કાગળ તેણીના હોઠ ધ્રુજવા લાગ્યા. તેણી બબૂક હતી તેણે પેલું જાણ્યું ?"

"હું જાતે મહેનત કરતારો અને તપાસ જ પર સહી કરી છેઉં, તેથી મને સઘળી બાતમી મળતી રહેછ.

તેહમીના અને ભીખાજી વચે થયલી શરતનું એક જાતનું તે લખત હતું અને તેની ઉપર ભીખાજી તેહમીનાની સહી માંગતો હતો.

"એ પર હું સહી કરી શકું નહી; એથી તો હું-હું-"

"તમો મારા સપાટામાં રહો એજ હું માંગુછ. તમે પતરી જાઓ તો વરી તમુને કાંહ પકડવા આઉં ? આજે જે કરોડોની હું દોલત ધરાઉંછ તે મારી શરૂઆતની સાવચેતીને સબબેજ છે."

તેહમીનાએ પોતાનો હોઠ કરડયો; તે કાગજ લઇ ઉપર સહી કાધી અને ભીખાજીએ રૂપયા વીશ હઝારનો ચેક તેણીને તરતજ લખી આપ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

### નોકરો વચ્ચે અતકલ.

મોટે ખાંચરેનાં મોટાં મંડળોની આગેવાન બાઇ તેહમીના પોતાનું કામ કરીને પાછી ફરી અને તેજ વખતે ભીખાજીનો અંગત નોકર જાફર નોકરોનાં મંડળ વચ્ચે આજ બાબત ઉપર તકરાર ચલાવતો હતો

"જે મેં તમુને કહયુંતુ તેજ બન્યુંછ" જાફર બોલ્યો; "કાંઇ એ બાઇ મળવા ભેટવા કે જમવા આવેલી નહી, અરે જમવાનું તો એક તરપ રહયું પણ પાણીનો ગોટબી પીધો નહી.

"હારૂ થીયું કે જમવા નીહ રીહેલી." ભીખાજીનો પારસી બાવરચી બોલ્યો; "નીહ કર, બીજું રાંધવું સીધવું પરતે, ને પેલી વાંદરી આવીને હેકડો ખટપટ જગારતે. રાહત પરી વરી મરધી કાપવી પડતે તે જુદી."

"શેઠે તો જમવા રહેવા તેને કહ્યું." જાફર બોલ્યો; "શેઠ કાંઇ એવા ભોલા ભટાક નથી કે બાઇસાહેબ આવે ને તેને જમવા બેસાડયા વગર જવા દે. આજે શેઠ જમાડે ને કાલે બધા લોક જાણે કે ભીખાજીને ઘેર બાઇ જમી આવી કે પછી શેઠની તંગરી ઉંચી ચહડી જાય. પણ એ તો મેં જે તમુને કહેલું તેજ થયલું. તે તો જમવા બેઠીજ નહી ને ટીચકું ચહડાવીને ચાલતી થઇ. વીરબાઇજી બાઇનેબી નહિ મળી."

"તારે હું કપાલ કુટવા આવેલી?" બાવરચીએ સવાલ કર્યો.

"બલા જાને તારી, ને રોગ જાને મારી." વીરબાઇજી બાઇની દાસી સુસન, જે એક મહોમેદન જાતની ચંચલ ચબરાક છોકરી હતી અને આશરે સત્તર અઢાર વરસની દેખામણી દાસી હતી તે બોલી; "હવે જમવા નહિ રહી એજ જાણીને આપરે ખુસી થયા, વરી વીરબાઇને પાઉડરના લેપરા મને કરવા પરતે, ને પચીશ સાડી કાહડી એક તે પહેડતે તો બાકીની ચોવીસની ઘડી વાલતાં મારી કમર દુખી આવતે, પીડા પટી તે ઠીકજ થયું,"

"મને વધારે અજાયબી તો એ લાગેછ કે બાઇસાહેબ ભાડુતી વિકટોરીયામાં કાંય આવી હોસે?" જાફરે શંકાશીલ થઇ કહયું."

"પોતાનો ઘોડો સીક પડયો હોસે." સુસને સુચવ્યું.

"જો ઘેલી, એને ઘેર શું એકજ ઘોડો છે? પાંચ છ ઘોડા પરયા પરયા ઘાસ ચાબ્યા કરેછ તે નથી જાણતી?"

"તારે એમ આવવાની કાંઇ એની મતલબ હોસે,"

"બેશક એમજ મને તો લાગેછ. કાંઇ પૈસાની ગાવી જોઇએ."

"પૈહા? તે હું એ બાઇ પૈહા માંગવા આવેલી કે? એ આવી મોટી બાઇ તેને ઘેરે પૈહાની હી ખુટ કે વરી આ બોચ્યાં પાહે માંગવા આવે?

"બાપુ તુને કુશી ખબર નથી." જાફર બોલ્યો; "એ મોટાં તેટલાં ખોટાં દેખાવમાં ચલકતાં પણ ચંહેડાવેલો ત્યારે તો ઢોલ."

"ત્યારે એ પઇસા માંગવાજ આવેલી કે!" સુસને પુછ્યું.

"એ પઇસા માંગવા આવેલી એમ હું ધારૂંછ, ને એ પઇસા લઇનેજ ગેઇ એમ બી હું ધારૂંછ." જાફરે બેડા બોલમાનું ડોળ ઘાલીને જવાબ દીધો.

"તેં કેમ જાન્યું? હું જાફર તેં કેમ જાન્યું?" હવે સુસનની જીજ્ઞાસા ઉસકેરાઇ અને તેણીએ જાફરને કાલાવાલા કરી પુછવા માંડયું.

"એ વાત કહેવામાં સાર નથી.

"નહીં કેહેતો, તો બલા લેતો, મુઓ અમથો લાહેરી સાનો કરેચ." સુસન ખીજવાઇને બોલી, "પછી કોઇ વખત આવજે મુઆ મને પુછવા, તો કેવી સાલ પામરી ઓઢારૂંછ તે."

"ચાલ, વારૂં ચાલ રૂસાઈ ના જા, હું તુંને કેહુંછ."

"તો કેહી લાખરે, એમ તવલાવ્યા હું કરતો છે?" બાવરચીએ જણાવ્યું; "જરા હાથમાં દાઢી આવી તે હજામના બાપની થઇ કે?

"જોવોની, વાત એમ છે કે શેઠે તેહમીના સાથે વાત કીધી ને પછી શેઠ લખવાના ઓરડામાં ગીયો, ત્યાથી તેણે બુક લીધી ને તેમાં કાંઇ લખ્યું; બીજું એક કાગજ લખ્યું. પછી પાછો તેહેમીના આગળ શેઠ ગીયો. પછી બાનુ બાહાર નીકલી તારે શેઠના હાથમાં ચેક બુક પકરેલીજ ઉતી."

"ઓ જાફર, જાફર, તું તો કોઇ દાહડે મોટો પોલીસનો જમાદાર થઇ જવાનો જો," સુસન તાલ્રી પાડીને ખુશહાલીમાં

આવીને બોલી; "કોઇ ડીટેકટીવના પેટ પર જે વખત જાયછ તેમાં તું લાત મુકસે."

"અરે તું જો તો ખરી સુસન, હું કેવું કામ બજાઉંછ તે" જાફર બોલ્યો; "મારી બાયડીને હું તો ઘણું કમાઇને મોજ કરાવાસ મોજ."

"તારી બાયડી? તે વરી કાંહથી આવી?"

"આવી નથી તો આવવાની છે."

"કાંહથી? કોઇ બહારગામથી આવવાની છે?"

"નહીં રે મુંબઈમાંજ છે."

"કાંહ રેહેછ?"

"નજદીકમાંજ."

"તું જોઇને તેને ગાળ તો નહીં દે?"

"નહીં દેઉં."

"ચાલ આવ ત્યારે દેખાડું."

"આપરાં ઘેરમાંજ આવેલી છે?"

"હારે. દીવાનખાનામાં છે."

જાફર સુસનને પોતાની સાથે તેડી ગયો અને દીવાનખાનામાં એક મોટા આરસીના તખતા આગળ તેણીને લઈ જઇ બોલ્યો: "જો આ આરસીમાં, મારી ભવીષયની બાયડી તુંને એમાંથી દેખાશે."

જાફર હસી પડયો, અને સુસન પોતાનો ખુબસુરત ચેહરો આરસીમાં જોઇ, શરમાઇને ત્યાંથી નહાસી ગઇ.

---

# પ્રકરણ ૧૨ મું.

## કુંવરજીની શોધ.

હવે આપણે પેલા મેળાવડાવાળાં દીવાનખાનામાં પાછા ફરીશું કે જ્યાં આપણી આ કથાની મુળ બાબતો સાથે મોટો સંબંધ ધરાવનારા અગત્યના બનાવો બની ગયા છે.

તેહેમીના જરદારને હું જોઉંછ તારે મને ઘણીજ અજાયબી ઉપજેછ." આપણી કથાનો નાયક જેહાંબક્ષ મેહેતા પોતાની અદરાયલી મોહોરદાર નાજાંને કહેતો હતો. વરસો અગાઉ મેં એનો ચેહેરો કેઠે જોયો હોય એવો મને ખ્યાલ આવેછ. તું જાણેછ પ્યારી તેમ માત્ર થોડાજ મહીના થયા મને તો એની સાથે ઓરખાન પડીછ, તોબી મને એવુંજ લાગ્યા કરેછ કે ઘણાં વરસની વાત ઉપર મેં એને કેઠે જોયલી. મને એની સાથે ઓરખાણ પડી તેજ દહાડેથી મને એવો ખ્યાલ આવયાજ કરે છે, એનું કારણ શું હોશે ? સમજ પડતી નથી. "

" એમ તે ઘણી વખત આપુને લાગેછ, જેહાં, "નાંજાંએ જવાબ દીધો, મને બી કોઇ વાર કોઇને જોતાં એવોંજ ખ્યાલ આવી જાયછ. કદાચ એમ હોવ કે તેમીના બાનુનો ફોટોગ્રાફ તમે કાંઇ દુનીઆમાં જોયો હોશે. એની તેરી અજાયબી ઉપજાવનારી તવારીખ છે તેથી એટલી તો ચરચા ચાલી રહીતી કે કેટલાંક વરતમાન પત્રોએ એની સબી પણ આપીતી તે સબી તમારા જોયામાં આવી હોય તેથી તમુને એવો ખ્યાલ ઉભો થતો હોય."

" એવી તે શું આ બાઇસાહેબની તવારીખ છે ?" જેહાંબક્ષે ઇન્તેજારીથી પુછ્યું, "મેં કાંઇ એની વાત જાણછ સાંભરી નથી. તું બધી જાણેછ કે ?"

" તેને લગતી બધી બારીક વિગતો મને બી ખબર નથી જેહાં, પણ તે વાત બહુજ દલગીરી ભરેલી છે. તેહેમીના ઝર-દારનો એહરતી વર દીન્યારજી આગાઉ તો મુંબઇમાં રેહેતોતો પણ તે વેપાર કરવા હાંગકાંગ ગીયો તેના બે, વડા ભાઇબી ઉતા ને તે બેઉ ભાઇઓને સારી પુજી મળી. તે બેઉ ભાઇ એક પછી એકાએક મરી ગીયા, જેથી તેહેમીનાનો વર પોતાના ભાઇઓની દોલતનો વારસો લેવા મુંબઇ આયો. તે હાંગકાગ ઉતો ત્યારે તાંહ તેહેમીના સાથે પરણેલો.

" તેહેમીના તાંહના કોઇ ગરીબ પારસી કુટુંબની દીકરી છે પણ એનાં માયબાપ ઘણાં સારાં માણસ કહેવાયછ ને ઉંચ કુટુંબથી ઉતરી આવેલાં છે. તેહેમીનાનો વર તેહેમીનાને લેઇને મુંબઇ આવતોતો તેટલાં સ્ટીમર રસ્તામાં ડુબી ગેઇને તેહેમીનાનો વર બીચારો ડુબીને મરણ પામ્યો. બહુ થોડાં માણસ બચ્યાં જેમાં તેહેમીનાબી એક ઉતી. તેહેમીના બીચારી એખલી મુંબઇ આવી. તેહેમીનાના વરના વડા ભાઇએ વીલ કીધેલું તેની રૂએ તેહેમીનાને દર વરસે ચોકસ રકમ મળેછ ને બાકીની સઘળી દોલત તેહેમીનાના વરના કાકાને મળીછ. ગરીબ બીચારી, ગરીબ બીચારી."

"માણસ જાતને દુઃખ તો હોવુંજ જોઇયે. સઉ રીતનું સુખ તો મળવાનુંજ નથી."

"હા, ખરૂં કેહયું જેહાં, મને મારી દીનુનું દુઃખ બહુજ લાગ્યા કરેછ."

"દીનુને લાવી કે?" જેહાંને યાદ આવ્યું, આજે બંગલામાં આવીછ કે?"

"હા, ઉપર છે. તેનો દીકરો જેહાંગીરજી સાથેજ છે, પણ બાવાજી ક્યાં છે? કેટલોક વખત થયો દેખાતાજ નથી. એવણ કદાચ ઉપર લાયબ્રેરીવાળા ઓરડામાં તો નહીં ગીયા હોય?

મેં દીનુને વચન આપ્યુંછ કે બાવાને તાંહ લાવીને મોટે મોટે વાત કરી બાવાનો અવાજ એને સંભરાવશ બીચારી બાવાનો અવાજ સાંભરવા કેવી ઇંતેજાર હોશે."

" તમારા બાવાને અરધો કલાક થયો મેંબી જોયા નથી." જેહાંબક્ષ બોલ્યો; " ઉભા રહે હું જઇને તેવંનને સોધી કહાડું. અમનાથી ઉપર તો એવન નહીં ગીયા હોય ?"

" નહીં રે, અમનાથી સાના જતાતા ? મેં અગાઉથી એવનને કેહી રાખેલું છે તે મને તેડીનેજ જશે." નાજાંએ જવાબ દીધો અને જેહાંબક્ષ પોતાના ભવીપના સસરાની શોધમાં નીકળ્યો. બે ચાર મીનીટમાં તે પાછો આવી લાગ્યો.

" તારા બાવા તો કેઠે મળે નહીં. કાંહ ગીયા હોશે ?"

" બાગમાં તો નહીં ગીયા હોય ?" નાજાંએ ઇંતેજા-રીથી પુછ્યું.

"રાત પડી બાગમાં એવણ કોઇ દારેબી જતા નથી. એવનને જરામાં સરદી લાગી જાય એવી તબીયત છે તેથી એવન તો બનતાં સુધી રાત પડી બહાર નીકળે નહીં."

આ વેળા નાજાં અને જેહાંબક્ષ જયાં ઉભાં હતાં ત્યાંથી ભીખાજી પસાર થયો.

" મી૦ ભીખાજી, તમે મારા બાવાજીને કેઠે જોયા વારૂં ?"

" તેજ સવાલ પુછવાતો હું અમના તમારી આગળ આવતોતો, નાજાંમાય." ભીખાજીએ અંજાણપણાનું ડોલ ઘાલી સફાઇથી જવાબ દીધો. " મને તેવન સાથે કાંઇ ચોકસ બાબતની વાત કરવાની છે તેથી મારે તેવણને મળવું છે. અરધો કલાક થયો તેવણ જણાતા નથી. આવો આપરે બાગમાં જઇને સોધ્યે, તાંહ કદાચ ફરતા હોશે."

" નહીંજી, ઉપકાર થયો. હું એકલીજ એવનને શોધી કેહાડશ. કદાચ એવન પોતાના ઓરડામાં માળ પર ગીયા હોશે. તબીયત બગડી આવીજી કે શું !"

નાજાં ઘભરાઇ. દોડી ગઇ અને દાદરને મથાલે તેને દીનુનો દીકરો જેહાંગીર ઉભેલો મળ્યો. તે બોલ્યો, "મારાં માય, કોન જાને કાંહ ગીયાં. મને મળતાંજ નથી."

નાજાં ઘભરાઇ. તે બરબડી: "બાવા ને દીનુ એક બીજાંને મળ્યાં તો નહીં હોય ! ભરમ ખુલી તો નહીં ગીયો હોય ? મળ્યાં હોસે તો એ કોન જાણે કેમ થશે ?"

લાયબ્રેરીવાળા ઓરડામાં તે દોડી અને હળવેથી તેણીએ બારણું ઉઘાડ્યું. માહે દીનુ અને કુંવરજી શરાફ વચ્ચે વાતચીત થતી સાંભળવાની તેણીને આશા હતી પણ ઓરડામાં તો સઘળું ચુપચાપ હતું તેણી ઓરડામાં દાખલ થઇ અને માંમલો જોઇ તેણી હબતીજ ગઇ; તેણીએ ચીસ પાડી:

"જેહાંબક્ષ ! જેહાંબક્ષ ! આવતો ! આવતો ! "

---

## પ્રકરણ ૧૩ મું.

### પેહેડી પર ધુજારો.

---

નીચલાં મોટાં દીવાનખાનામાં થતી શાદી રામશની અને ધામધુમ એક પળમાં અટકી ગઇ; હસાહસ અને ગડબડ એક પળમાં શાંત થઇ ગઇ. એક ઘડીમાં સઘળાંઓ ઉપર દોડી ગયાં અને લાયબ્રેરીવાળો ન્હાનો ઓરડો પાર્ટીમાં આવેલાં ઓરત મર્દોથી ચીક્કાર ભરાઇ ગયો.

" મરી ગીયા, મારા બાવા મરી ગીયા ! એઉ મરી ગીયાંછ !" નાજાં માત્ર એટલુંજ બોલી શકી. હવે કેમ થશે ? હવે હું શું કરશ ?"

જેહાંબક્ષે નાજાંને ઉંડી પાડવાની કોશેષ કીધી. જમીનપર કુંવરજી પહોળા હાથ કરીને ચટાપાટ પડેલા હતા, તેમનાં એક હાથમાં એક પીસતોલ પકડેલી હતી અને તેમનાં બદન ઉપર દીનુ ચાડી પડેલી હતી. આ દેખાવ જેમ ગમખાર હતો તેમ અજાયબી ઉપજાવનારો હતો. એક મોરા તવંગર શેઠીઆ આગળ એક ચીથડે હાલ સ્ત્રીને પડેલી જોઇ સઘળાઓને કુદરતી રીતે અજાયબી ઉપજી.

તે બે જણા જયાં પડેલાં હતાં ત્યાંથી જેહાંબક્ષ પોતાની નાજાંને થોડેક દુર લઇ ગયો. નાજાંના કાન ઉપર આ વેળા બીખાજી હીરાદલાલનો અછરતો સાદ આવ્યો :

" એ બીચારાએ આપઘાત કીધોછ ! ગરીબ બીચારો !"

" જેહાં, પેલો કેવું નીચ જુઠું બોલેછ ? મારા બાવા એક ખરા દીનદાર જરથોસ્તી હતા ને તેવણ એવું પાપી કામ કદીબી કરે નહીં તેવા હતા." નાજાં ઉશકેરાઇને બોલી; " મને લાગેછ કે મારા બાવાજીને કોઇએ મારી નાંખ્યાછ—અરેરે મારી નાંખ્યાછ !"

" ચુપ, ચુપ, પ્યારી એમ નહીં બોલ્યે," જેહાંએ ધીમો ઠપકો દીધો.

* * *

કોટમાં અંગ્રેજ બંદરનો લતો હજારો લોકોની ગીરદીથી ગાજી રહેલો હતો. સાંજ પડવા આવી હતી અને વેપાર ધંધાના લત્તા ઉપર તે વખત ધંધાની ધમાલનો નહીં પણ સાંજની આરાયસની શુરૂઆતનો સાધારણ વખતમાં હોવો જોઇએ, પણ કુંવરજી શરાફનું મરણ નીપજયું તેને બીજે દહાડે સાંજ પડવા

આવી હતી છતાં અંગ્રેજ બજારનો એક ચોક્કસ ભાગ લોકોની ગીરદીથી ભરાઇ ગયલો હતો. તે તરફ કુંવરજી શરાફની જાણીતી, પુરાતી અને ધરખમ પહેડી આવેલી હતી.

ત્યાં જમાવ થયલાં હજારો માણસો માંહેલા ઘણા ખરાનાં ચેહરા ગંભીર અને આતુર માલમ પડતા હતા, ત્યાં ઘણા જણાઓ પોતાના એક ચોક્કસ કામસર આવેલા હતા, અને કેટલાકો તો માત્ર તમાશો જોવા અને રમુજી ટુચકા ટાહુકા બોલવામાં રોકાયલા હતા. કોઇબી ગીરદીમાં, મેળાવડામાં, ગંભીર મીજલસમાં અથવા ગમની સભામાં તેવા મુરખાઓનો તોટો હોતો નથી અને તેઓ જેમ દરેક લાયક અથવા નાલાયક જગાએ ભભરી નીકળી પોતાનું ડહાપણ ડોહલી મુર્ખાઇ દેખાડે છે અને બીજાઓને હેરાન કરે છે તેમ અત્રે પણ પોતાની શકતી વગર કારણે જાહેર કરવા જમાવ થયા હતા.

ત્યાં જમાવ થયલા લોકો વળી કાંઇ શાંત અને ચુપ હતા નહીં. તેઓ એક બીજાને ધક્કા મુક્કી મારતા, એક બીજાને કચડી નાંખી આગળ વધવાની કોશેશ કરતા અને બાજે વખત તો એક બીજા સાથે હાથોહાથ લડી પણ પડતા હતા.

કુંવરજી શરાફની પહેડી ઉપર માંગનારાઓ અને નાણા ધીરનાર તથા અનામત મુકનારાઓનો એકી વખતે જબરો દરોરો પડેલો હતો અને તેથી આ બધી ધમચકરી થઇ રહી હતી. પહેડીનો જે દરવાજો હંમેશાં મોટો અને પહોળો ગણાતો હતો તે એકી વખતે સેંકડો માણસો માહે દાખલ થવાની કોશેશ કરતાં હોવાથી આ વેળા સાંકડો થઇ પડયો હતો અને માણસો તેમાં કચડાઇ ભચડાઇ જતાં હતાં.

તે દીવસે સહવારેજ એક વેપારી વર્તમાન પત્રની કોલમમાં એક ફકરો આવેલો જેહાંબક્ષને તેના મીત્રે દેખાડયો હતો, જેમાં એવો આડકત્રી રીતે ઇશારો કરવામાં આવેલો હતો કે "કુંવરજી

ારફે આપઘાત કીધેલો ધારવામાં આવે છે અને તે બનાવની ાથે તેમના ધંધાને કાંઇ સંબંધ હોય એવી અફવા ઉડી છે.'

"આ શું ખરી વાત છે કે?" તે મીત્રે આ પ્રકરે જેહાંબક્ષને દેખાડતાં પુછયું.

"એક બોલ્લબી આ ખબરનો ખરો નથી." જેહાંબક્ષે જવાબ દીધો; "પેહેડી જેવી અગાઉ સધર હતી તેવીજ ઝમનાબી છે. આવી અમોને મોટું નુકસાન કરનારી અફવા કોણે ઉડારીછ તે હું શોધી કહાડસ ને તેની પાસેથી નુકસાની ભરી લેવસ."

"પણ કુંવરજી શેઠ ગુજરી ગીયાછ—"

"તેથી શું થયું? તેથાં થયું શું? તેવણનાં મરણ અને પેહેડીને શું લાગે વળગે?"

"લોકો તો કહેછ કે કુંવરજી શેઠે આપઘાત કીધોછ, એ શું ખરી વાત?

"ગઇ રાતના હું કસમ ખાઇને કહેતે કે એવણનું કોઇએ ખુન કીધેલું હોવું જોઇએ." જેહાંબક્ષ દલગીર થઇને બોલ્યો; "પણ હવે મને શક ઉપજેછ."

તે પેહેડીપર દોડયો અને તે જઇ પુગ્યો તે અગાઉ તો સેંકડો લોકો ત્યાં જમાવ થઇ ગડબડ મચાવી રહેલાં હતાં. તેણે લોકોને ધીરજ આપવાની કોશેશ કીધી પણ કોઇએ તેનું બોલવું સાંભળ્યુંજ નહીં, તો પછી માને કોણ?

માંગનારાઓને તેણે નાણું આપવા માંડયું પણ તેને તરતજ માલમ પડયું કે બધાને પુરૂં પડવા માટે તેની પાસે હાથમાં પુરતી સીલક હતી નહીં એક ચોકકસ પેહેડીને શરાફની પેહેડી તરફથી રૂપીઆ ત્રણ લાખ ધીરવામાં આવ્યા હતા, તે રકમ એકદમ ઉંચકી લેવાનો જેહાંબક્ષે ઠરાવ કર્યો અને તે પેહેડીપર માણસ દોડાવ્યું. તે માણસે થોડી પળમાં આવીને ખબર આપી કે તે પેહેડીએ પોતાનાં બારણાં બંધ કીધાં હતાં.

જેહાંબક્ષ હવે સંકડામણમાં આવી ગયો. નાણું હવે ઉછીનું કહાડાવવું જોઇએ. પણ કોઇએબી ધીરધાર કરવાની ના પાડી. મોટી બેંકો જે લાખોની રકમ માત્ર આ પેહેડીની આંટ ઉપર ધીરતી હતી તેઓએ પૈ પણ આપવાને ના'કહ્યું. પોતાના મેહેરબાન મુરબ્બીના નામને ખાતર, તેમની આંટને ખાતર, અને તેમની પવિત્ર યાદને ખાતર કાંઇગી કરીને આ બાજી જાળવી લેવાનો તેણે ઠરાવ કર્યો હતો, પણ તે ઠરાવ અમલમાં મુકવાનું કેવું મુશકેલ હતું તે હવેજ તેણે દીઠું.

જ્યાં જ્યાં તેને સંબંધ હતો ત્યાં ત્યાં તેણે માણસોને દોડાવ્યાં, તે માણસો ખાલીજ હાથે પાછા ફર્યાં, અને વળી તે માણસોજ રસ્તામાં આવતાં જતાં જેહાંબક્ષની સંકડામણની અને ધીરધાર કરવાને ના પાડવામાં આવતી હતી. તેની સરાધાત્ ભરેલી વાત ફેલાવતાંજ આવ્યાં. સાંજ સુધી તો જેહાંબક્ષે હીંમત રાખી પણ તીજોરીનું તળીયું આવી જવાથી આખરે તે હારી ખાઇ બેઠો, આખરે ચાર વાગતાં તેણે પેહેડીના બારણાં બંધ કીધાં અને માંગનારાઓને નાણું ભરવાનું અટકાવ્યું.

શરાફની જાણીતી, બરખમ ગણાતી પેહેડીએ દીવાળું કહાડયું હતું એવી વાત આખા મુંબઇમાં ફેલાઇ ગઇ, એટલુંજ નહીં પણ દેશના સઘળા ભાગોમાં તેના વારના સંદેશા ફરી વળ્યા. ઘણાક લોકોએ મરનારને ગાળો દીધી, કેટલાકોએ તેની દયા ખાધી, કેટલાકોએ મોહ ભાવતી ટીકા કીધી, કેટલાકોએ અફસોસ કરી દીલસોજી ધરી, પણ—પણ—પણ—મદદ કરવા તો કોઇજ આવ્યું નહીં; ટેકો આપવાને કોઇએબી હાથ લાંબો કીધોજ નહીં.

---

# પ્રકરણ ૧૪ મું.

## લોહીનો હાથ.

ભીખાજી હીરાદલાલના મોટા મહેલ જેવા બંગલાના બાવર ચીખાનામાં પારસી બાવરચી કાવલો ઇંડાનો પોળો કરતો હતો તેટલાં ધસારા બંધ ત્યાં ભીખાજીનો અંગત નોકર જાફર આવી પુગો અને તેનો આંચકો લાગતાંજ ઇંડાનો પેણો કાવલાના હાથમાંથી છટકી ગયો. કાવલાનો તો આથી મીજાજજ ગયો.

"એ હું કરતો છે? તું ચાલતો મરે, હવે પેલી વાંદરીને હું જોભરાવા? તે તો એક ઇંડાને વરે મારો જીવ ખાઇ લાખવાની તો."

"અરે ઇંડાને કયાં ગરદન મારેછ? અહીં બધું તરયા જાટક થઇ ગયું ને." જાફર બોલ્યો; "પેલા કુંવરજી શરાફની જુરી ભરાઇ તે હું અમના જોઇ આયો."

આ ખબર સાંભળતંજ કાવલાએ પેણો એક તરફ મુકી દીધો. અને ઇંડુ જમીન પરજ પડેલું રહેવા દીધું જયાંથી ઉંદર ધસડી ગયા તેનું બી તેને ભાન રહ્યું નહીં. સુસન. આયા, લાલ્યો સઉ જાફરની આસપાસ ફરી વળયાં.

"હું થીયું જાફર, કહે તો બાપુ, કાવલાએ પુછ્યું.

"જે થવું હતું તેજ થયુંછ." જાફરે મોટા ઓલમાનું ડોલ ઘાલી માથું હીલવી જવાબ દીધો. તે કુંવરજી શરાફની લાશ ઉપર ભરવામાં આવેલી જુરીમાં હાજર થઇને તરતનોજ પાછો ફર્યો હતો અને તેથી આ નોકરોનાં મંડળમાં તે પોતાને મોટી અગત ધરાવનારો માણસ ધારતો હતો. તે એશકી થયલો હતો એટલે મેહોમેદન ફેશન મુજબ ખરેખાત કપડાં તેણે

સરજ્યાં હતાં જેથી તે પોતાની આગતમાં વધારો થયલો માની લેતો હતો. ડીટેક્ટીવનો હુન્નર તેને શીખવાનો શોખ હતો એટલુંજ નહીં પણ તેનામાં કાઈંક તે હુન્નરની ભેણ પણ હતી. એ હુનરને ખીલવવાના વીચારથીજ તે, હમણા જુરીનો બનાવ જોઇ આવ્યો હતો બાકી બીજું કશું કારણ તેને ત્યાં જવાનું હતુંજ નહીં.

"આવી જુબાનીથી જે સાર નીકળાવો જોઇયે તેજ નીકળ્યો." જાફર ફરીને વધું ભાર મુકીને બોલ્યો; "બીજો કયો અભીપ્રાય જુરી આપે તે હું સમજી સકતો નથી."

"પણ તારે જુરીએ કહયું શું?" સુસને સવાલ કર્યો.

"જુબાની ઘણીજ ખુલ્લી પડી. જાને દીવાની જોટ જોઇ લેવી."

"અરે હવે કાંઇ ખુલાહો કરીને બોલહે કે તારી આઇ બાઇનાં ડોરા બાયરા કરહે?" કાવલો ખીજવાઇને બોલ્યો; "તેરની વાર થઇ તવલાયવા હેનો કરતો છે?"

"કાવલા તુંને એ બાબતની સમજ નથી. બે કારણ આ મરણનાં હોવાં જોઇયે, એક તો ખુદરતી મોહત અથવા તો બીજું ખુન. ખુન કોણ કરે? એક બીચારી આંધલી પારસણ ત્યાં પડેલી ઉતી. તેને બાપ જનમમાં પીસતોલ હાથમાં ધરેલીજ નહીં ને આંખે કશું આવેબી નહીં તારે ખુન કેમ કરે?" જાફરે જુરી આગલની જુબાનીનો સાર ખેંચવા માડયો."

"તેરે તો ઇને આપઘાત કરયો હોહે." કાવલો બોલ્યો.

"એમજ, એમજ કાવલા, એમજ થયું ઘડી ભરના ઘેલા પણામાં તેને પોતાનો જાન લીધો એમ સાબેત થયું. એજ જુરીનો અભીપ્રાય ઉતો, એજ મત ઉતું."

"ઘડીભરનું ઘેલાપણું! યા ખુદા!" સુસન બોલી, તેહારે મેં બે ઘોડાની ગાડીમાં બેસીને નાજાં બાઇને જતી જોઇ, તો

મને તો નહીં લાગું કે એ લોકના કુટુંબમાં ઘેલાપણું હોય. એ તો મજાની ડાહી ને અક્કલવારી જનાતી'તી."

"અરે સુસન, એ તો મોટે ઘેરના આપઘાતને એવુંજ નામ અપાય. આપઘાતનું નામ આપે તો ઠીક નહીં લાગે." જાફરે પોતાની માસુકને સમજ આપી.

"પયણ બાપુ એક આંધળી અહતરીને હા કાજ ઘેરમાં ઘાલી ઓહે!" કાવસો અજબ થઇને બોલ્યો;

"મને બી નથી પડતી. લે ચાલ બા, મને હજુ તો શેઠનાં કપડાં સમાં કરવાનાં છે." એમ કહી જાફર પોતાના શેઠ ભીખાજી હીરાદલાલના ખાનગી ઓરડામાં ડુગયો.

ભીખાજીનો તે અંગત નોકર હતો અને કપડાં તથા બીજો ભીખાજીનો અંગત સરસામન તેના હસ્તકમાં હતો. રાતની પાર્ટીમાં શેઠ જઇ આવ્યા હતા તેનાં કપડાં તેને કેટલાંક ગોઠવવાનાં હતાં અને સફેદ કપડાં મેળાં કપડાંના કરંડઆમાં નાંખવાનાં હતાં.

શેઠના ડીનીંગ ડ્રેસના ઉંચા બનાતના કપડાંના ડગલા ઉપર તે બ્રશ મારતો હતો તેટલાં તેની નજર ડગલાની બાંહેના છેડા ઉપર પડેલા એક દાઘ ઉપર પડી. તેણે દાઘ બ્રશથી કહાડી નાંખવાની ફરી અને ફરી કોશેશ કીધી પણ દાઘ તો ગયોજ નહીં. આથી તે અજબ થયો અને કાંઇ ચીકાશનો છાંટો વળગ્યો હશે એવું ધારી તેણે એક રૂમાલનો છેડો પાણીમા ભીણવી તેથી તેના ઉપર પોતું ઘસડ્યું, તે દાઘ હળવેથી નિકળ્યો—પણ તેની સાથેજ રૂમાલનાં ભીણાં પોટાં ઉપર તેણે લાલ રંગની પ્રવાહી દીઠી તે જોતાંજ તે ચોંક્યો. બારીકીથી તે દાઘ તેણે તપાસ્યો અને પછી તે બોલી ઉઠયો;

"અરરર ! આ તો લોહીનો દાઘ છે."

---

# પ્રકરણ ૬૫ મું.



## સુસન.



"બહુ અજબ જેવું. બહુ અજબ જેવું!" દગલા ઉપર લોહીનો દાઘ જોતાં જાફર બોલ્યો; "મેં પેહેલાં તો એમ ધાર્યું કે શેઠનો હાથ કે આંગળી કપાયું હોશે, પણ તેવું તો કાંઇ બન્યુંજ નથી. એ ખુલ્લું દેખીતું છે કે આ દાઘ કોઇ લોહીનો હોવો જોઇયે. કોઇનાં લોહીનો દાઘ શેઠના દગલા પર ક્યાંથી આવ્યો? બહુ અજબ જેવું! બહુજ અજબ જેવું!" જાફર થોડો વાર ચુપ રહ્યો અને પછી પાછો બરબડવા લાગ્યો: "આએ જીંદગીમાં ઘણાક એવા અકુદરતી અને અજાયબ જેવા બનાવો આપણુને જોવાના છે. તે પેહેલાં તો આએ જુરીનોજ બનાવ કેવો અજબ જેવો છે? પેલી આંધળી, મુફલેસ બાઇરી આવી, તેને નાજાંએ દયાને ખાતર ઘેરમાં લીધી, તે સ્ત્રીને શોખ થયો તેથી તેને ગાણું સંભળાવવા સાયબેરીવાળા ઓરડાની પડોશમાં બેસાડી અને છેલ્લાં તે સ્ત્રી ઘરના માલેકના અંગ ઉપર બેસુધ્ધ થઇ પડી. એ શું? ભીખારી સ્ત્રીઓ એમ ઘરના માલેકોનાં બદનપર બેહોશ થઇને પડતી હોસે? પણ તે આંધળી હતી માટે તેણે ઠોકર ખાધી હસે ને પડી ગેઇ હસે. એ બધો ગુંચવાડો છે ખરો પણ તે આંધળી હતી માટે તેણે ઠોકર ખાધી હશે ને પડી ગેઇ હશે. એ બધો ગુંચવાડો છે ખરો પણ વખત જતાં—"

આ વખતે ઓરડામાં સુસન દાખલ થઇ જેથી જાફરનો વીચાર અહીંજ અટક્યો.

"એ તું શું ગોટાં ખાયા કરેછ?" સુસને સવાલ કર્યો.

" શેઠનાં કપડાં ગોઠવુંછ; તું જોતી નથી ?"

" પણ એમ બરબર–બરબર કાંય સાથે લાગો કરતો હોશે ? "

"એ તો હું નાટક જોઇ આવેલો તે ગીત યાદ કરૂંછ. પણ તું શું કરેછ•?"

" મલમ પટો ? બનાવુંછ."

" મલમ પટો કોણને સારૂ ?"

" વળી બાઇને સારૂં."

" તે બાઇને કંઇ જખમ થયોછ કે ?"

" નહીં રે વરી તે કાંઇ દુવા માંગેછ ? એ તો ગાલ પર ચોપડવા."

" કાંઇ સમજ પડતી નથી. ગાલ પર મલમ પટો કાંય ચોપડેછ ?"

" બાઇને ગોરી બનાવવા. એનું કારૂં હીકડાં જેવું ચામડું ગોરૂં સુના જેવું બનાવવાનો એને શોખ થઇ આયોછ, તરેહ-વાર ક્રુટમ ધાટમ લાવેછ ને મારી પાસે ગાલ ઉપર ઘસડાવેછ રાંડના ભેંસ જેવાં ખરબચડાં ચામડાં પર રંગ ચોપડતાં મારાં આગળાંની ચામડીબી ઓખવાઇ ગેઇછ. સીધીભાઇને સો મણ સાબુ લગાડે તો કાંઇ ગોરો થવાનો છે ? સુસન ફ્રુફ્રુડી ચટકી ને બોલી; " એ દેખાવમાં વાંદરી જેવી છે ને બનવા માંગેછ તારે તો પરી; પછી તે કાંઇ ખુદરતની સામે લડાઇ થવાની છે ? "

" પણ તુને એ ગાલ ઉપર લપેટા કરવાને સારૂજ રાખીછ કની ! "

" અરે હા, પણ ગાલનીબી જરા સુરત જોવી જોઇયે કની ? ગાલ ઉપર લપેટા કરાવેછ ને તે લપેટાનો પોપરો ખરી પડેછ તારે તો મધરડા જેવો દેખાવ થઇ લાગેછ. કોઇ

વખતે જોતાં મને તો બીહીકણી લાગી આવેછ. " સુસને કહયું.

" અરે હવે ઘણી નાજુક ના થાની તો. આવો સારો પગાર મળેછ ને કામ ત્યારે તો બાઇનું મોહડું રંગવાનું છે.

" પણ હવે તો એ વાંદરી વીરણબઇ પોતાના પગનાં આંગળાંનાં આંતનખી મને કાપવા કહેછ. તે દાડે આંતન કાપતાં આંગળી કપાઇ ગઇ, ને કાંસ્યો ભરાય તેટલું લોહી ગીયું. પણ એને ધારે ખાધી નહીં. જરા અરધો એક કલાક લંગડાઇ પણ પછી તો બુટ પેહેડીને ફરવા ગઇ ને થાહ તો પોતાની મેળેજ રૂઝ આવી ગીયો."

જાફર આ વાત સાંભળીને હસી પડયો. " ત્યારે તો તું એજ રીત ચાલુ રાખ, અવારનવાર કાંસ્યો બે કાસ્યાં લોહી ઓછુંજ કર, કે જરા લોહી ઓછું થયાથી મોહોડાં પરનો કાળાશ ને રતાશ ઓછો થઇ ફીકાશ ચહડશે ને પોતાની મેળે ગોરી સપેટા જેવી થઇ જશે."

" પણ તુને ખબર કે જાફર ? બાઇ તો હવે અંગ્રેજ મડમને મડમ નહીં મલે તો ફરંગનને નોકરી રાખવા માંગેછ ને મને કહાડી મુકવા કહેછ."

" અરરરર, ત્યારે તો હું ને તું છુટા પડશું. તે કેમ બનશે ? "

" પણ મળતાં ભેટતાં રહિશું. તું મને મળવા આવીયા કરજે. "

" પણ ઉભી રહે સુસન આએ શું ? એ કાંહથી લાવી ? "

" શું છે ? શું કાંહથી લાવી ?"

" આએ તારા ગજવામાં નવી સુનાની સાંકળી કાંહથી આવી ? "

" તે પુછવાનું શું કામ?"

" તારે તું મારી ધણીઆણી નથી થવાની ?"

" ધણીઆણી થાંઉ તારે મને તું પુછજે, તારે જવાબ દેવશ. "

" તારે અમનુ જવાબ નહીં દે ?"

" ને તું કોઇને કહી દે તારે ?"

" નહીં કહું, મારા સમ."

" તારે સાંભળ; પેલા સરદાર રતનજી કેરસાસપજી બોગા શેઠ છેની, તેવણુનો પેલો ઉલ્લુ જેવો દીકરો પેસ્તન અહીં જયાર ત્યાર ધકેલા ખાયા કરેછ. શેઠ સાથે એને કંઇ ઘણોજ સંબંધ હોય તેવું લાગેછ. હવે શેઠના ઘરની બધી વાત એ મને અલકશે પુછેચ, ને હું એને જે વાત બનેછ તેથી ઉલ-ટીજ કહુંછ. એ બધી ખરીજ વાત માનીને ખુશી થાયછ ને એને આએ મને તેના બદલામાં ભેટ આપી, હવે સમજયો?"

---

## પ્રકરણ ૧૬ મું.

### દીલસોઝ દોસ્ત.

---

"નાજાં, બારણાં પર આવીને તું ઉભીછ કે ? નાજાં ?"

"હા, હુંજ આવીછ." નાજાં ઓરડામાં દાખલ થતાં બોલી; "હું બહુજ ધીમે પગલે આવી કે તુંને કશી હરકત નહીં થાય, જરાબી પગનો મેં અવાજ કીધો નહીં તોબી તેં કેમ સાંભળયું હોસે ?"

"હું એવા હજારો અવાજ સાંભળુંછ કે જે દેખતાં માનસો સાંભળી શકતાં નથી, હું તને જોઇ શકતી નથી અને તારાં પગલાંનો અવાજ એકબારગી હું નહીં સાંભળું તોબી

મને ખુદરતી રીતે માલમ પડેછ કે તું મારી નજદીક આવીછ. ખુદાએ મારી આંખો લઇ લીધીછ પણ તેના બદલામાં બીજી શકતી આપીછ. ખુદા હંમેશાં દયાળુ છે અને તે નીરાધારને વગર શકતીએ છોડતો નથી, તે આપરી ઉપર જે આફત વરસાવેછ તેમાંબી દયાજ હોયછ પણ આપરી નાસીપાસી વચે તે દયાની ખુબી આપને પીછાની શકતાં નથી."

"દીનુ ! દીનુ !"

દીનુએ પોતાના હાથ લાંબા કીધા અને હવામાં હાથ ફેરવી નાજાંનું સુંદર ઘટમદાર માથું લઇ છાતીએ દાબ્યું. નાજાં બોલી: "તું સારી પેઠે છે તે જોઇને ખુદાના સુકરાના કરૂંછ તું હજી બેહોશીમાં લવતી બકતી હોશે એવી મને તો બીક ઉતી, ઓ દીનુ દીનુ, બાવાજીનાં મોહતથી હું આવરી બાવરી ને ઘેલી દીવાની જેવી બની ગેઇછ."

"એમ નહીં કહીયે, નાજાં. ખુદા ઉપર ભરૂસો રાખતાં શીખ તેવણ તારા બાવા હતા ને શું મારા નહીં ઉતા ? તુને જેટલું લાગેછ તેના કરતાં મને તો વધારે લાગવું જોઇયે એમ તું સમજી શકશે. મને ઘણું લાગેછ પણ દુખ ખમવાની મને ટેવ પડીછ. તારૂં દુખ નવું છે તેથી તુને તે વધારે લાગતું હોસે. જ્યારે હું આંધળી થઇ ગેઇતી તારે મને આના કરતાં અત્યંત વધારે લાગ્યુંતું ને જીવ કહાડી નાંખવા નીકળીતી. તે વખતે મારી આગળ કોઇ શકતીવાળો, હીમતવાન, અને દીલાસો દેનારો મદદગાર હતોજ નહીં; હું તો એખલી વાયે-જાન ઉઠી, મને કોઇ મદદ કરનારૂં નહી ઉતું પણ ઉલતી મને મારા નાના દીકરાને મદદ કરવાની ઉતી, હું એખલી ઉતી પણ તારી પાસે તને સધયારો આપનારાઓ છે; મને સઉ ધીક્કારતાંતાં, તુને ચાહનારાઓ છે; મારો એકબી દોસ્ત નહીં ઉતો, તારા તો ખુદા રાખે ભરપુર દોસ્ત આસનાવો

છે. માટે દીકરી નાજાં આપરા બે વચે સરખામની કરને પછી દીલાસો ધર, ખુદાએ જે સ્થીતીમાં તુને મુકીછ તેને માટે તેનો આભાર માન."

"હા, એ વાત ખરી છે." દીનુના ખોળામાં માથું મુકી હજારો આંસું પાડતાં નાજાં બોલી; "ખરી વાત છે; પણ આપરા બાવાજીની પહેડી તારાજ થઇ ગેઇછ. જેહાંબક્ષે પેહેડી ટકાવી રાખવાનું ઘણુંબી કીધું, આપરા બાવાજીનું નામ અને આબરૂ જાળવવાની ઘણીબી કોશેશ કીધી પણ કંઇ વળ્યું નહીં. આખરે બધું ઉંધુ વળી ગીયું"

"ખેર, જેમ ખુદાની મરજી."

"અમો બેઉ નીરાધાર થઇ ગીયાંછ. હવે અમારો કશો રસ્તો રેહયો નથી."

"નાજાં, તું નહીં જાનતી હોસે તેવો રસ્તો ખુદા દેખાડસે. ધીરજ ધર."

થોડો વાર બંને ચુપ બેઠી અને બીજી વાતો કીધી, જે પછી નાજાંએ પુછ્યું:

"દીનુ, બાવાજીનુ ખુન થયું હોય એવો મને પકો શક જાયછ—"

"ચુપ! ચુપ! બેહેન એ શું બોલેછ?" તે આંધળી બેહેને પોતાની આંગળી ઉંચી કરી કહયું; "મુંગી રહી જા, કોઇ આવેછ. કોઇબી પારકાં માનસની હાજરીમાં હું તારી બેહેન નથી પણ એક મુફલેસ રાંડીરાંડ છું. મારાં નામ ઉપર જે ચોરીનો બટો મુકાયલો છે તે ધોવાઇ નહીં જાય ત્યાં સુધી હું કુંવરજી શરાફની દીકરી દીનુ તરીકે જાહેર થઇ શકું નહીં."

દીનુની સાહરવાર એક ઘરડી ભાડુતણી કરતી હતી અને તેને નાજાં તે માટે પૈસા આપતી હતી, તે ઘરડી પણ દીનુના જેવીજ મુફલેસ હતી પણ દીલસોજ હતી માટે તેના હસ્તકમાં

દીનુને મુકવાને નાજાં ડરતી હતી નહીં, તે ઘરડી આ વેળા આવી લાગી અને નાજાંએ કહ્યું: "આવાં ડોસાં, આગે બાઈને બરાબર તપાસજો હં."

"મારી મા. કંઈ નહીં. ફકર રખે કરતી. બીચારી બાવારસની તું પારકી છોકરી આવી જતન લેયતે તારી પોતાની પર આવાં દુખને કહાની પરેછ તોબી એની ખબર અંતર રાખેછ તો તુને ખુદાય તેનો બદલો આપશે રે મરૂં."

નાજાં વધુ સાંભળવાને ઉભી નહીં. તે પોતાની બેહેનને ગળી બેંટી તથા જેહાંગીરને પેટ પાસાંમાં દાબીને ત્યાંથી નીકળી અને પોતાને બંગલે જઈ પુગી. તેણીએ ઘર જવા પછી કપડાં બદલયાં તેટલાં એક નોકરે આવીને ખબર આપી કે, સરદાર રતનજી બોગા શેઠ નાજાંને મળવા આવ્યા હતા.

સરદાર રતનજીને કુંવરજી શગરનાં મરણની ખબર આગળી રાતેજ પડી હતી. તેવણ બહારગામ ગયલા હતા અને જેવા આવ્યા તેવીજ ખબર તેને મળી અને તરતજ તેવણ નાજાં આગળ દોડી આવ્યા. નાજાં તેમને મળવાને નીચેનાં દીવાનખાનામાં ગઈ અને તે ઘરડા, સાચા, દીલસોજ જરથોસ્તીએ પોતાના મરહુમ મીત્રની દોકરીને ગળે લગાડી. બંનેથી થોડા વખત તો એક બોલ પણ બોલાયો નહીં; નાજાં હચકાં ખાવા લાગી અને રતનજીની આંખમાંથી નવધાર આંસુ વહેવા માંડયાં.

ગુસ્સાનો પેહેલો ઉભરો કેવો સખત હોય છે, એક મોટી આફત વરસવા પછી તરતજ એક ખરો દીલસોઝ મહેરબાન દોસ્ત મદદે આવી પુગે છે ત્યારે દીલમાં કેવી લાગણી પેદા થાય છે તેનું વરણન સેંકડો પાના ભરીનેબી આપ્યે તો તેનો ખરો ખ્યાલ આવવાનો નથી. એ તો ખ્યાલ તેને આવે કે જેની ઉપર વીટી હોય; જેને પોતે અનુભવ્યું હોય, જે આવા સંજોગો વચેથી ખરેખર પસાર થવા જેવી કમનસીબી ભોગવી ચુક્યું હોય,

રતનજીએ નાજાંને પોતાની પાસે બેસાડી અને સઘળી વાત પુછી.

"આપઘાત!" રતનજી ભડકીને બોલ્યા; "મારો દોસ્ત કુંવરજી આપઘાત કરે! કદી બને નહીં. એના જેવો હીમતવાન બહાદુર અને ખરો યકીનદાર જરથોસ્તી એવું કામ કરે તો દુન્યામાં યકીનદારી રહી નથી એમ હું બાપોકાર કહું"

"મનેબી એવું નહીં લાગતું કાકાજી, પણ ભીખાજી હીરાદલાલ એમ કેહેતોતો."

"ખરેખર એવું કામ કુંવરજી શરાફ જેવો ખરો પારસી બચ્ચો તો કદી નહીં કરે પણ ભીખાજી જેવા હીચકારા કુતલ્બાંઓનું એ કામ છે."

રતનજી ખરાં દીલથી દાઝીને બોલતા હતા અને તેજ વખતે જાણતા હતા કે મરનાર કુંવરજી શરાફની પહેડી બંધ થવાથી તેમની પણ એક મોટી, લાખો રૂપ્યાની રકમ દુબી ગઇ હતી. પણ તેમને તે રકમને માટે કશુંએ લાગતું હતું નહીં; તેમને તો મરનાર કુંવરજીનું લાગતું હતું, નાજાંનુ લાગતું હતું, જેહાંબક્ષને માટે તેમનું દીલ દુખાતું હતું.

"એ ભીખાજી કેહેતો તો કે ઘણો વખત થયો બાવાજીની પહેડી નબળી થઇ ગયલી જનાતીતી તેથી બાવાજીએ પોતાની આબરૂ રાખવા આપઘાત કીધો."

"શરમની વાત છે! આપઘાત કરવામાં આબરૂ રહે કે જાય! તે પેહેડી નબળી થવાની વાત એણે કેમ જાણી? કાંઇબી વાત બેહેસતી મારાથી છુપી રાખતાતા નહીં. એવું હોતે તો એવન પેહેલાં મને કહેતે" રતનજી દીલમાં કચવાઇને બોલ્યા, "એ પાપી માનસેજ બધી ગડબડ મચાવીછ. એણેજ પેહેડી પર ધમાલ નખાવીછ ને પેહેડીનો ને પહેડીના પુરાતમ નામનો નાશ કીધોછ. એની મતલબ સું છે તે સમજાતું નથી.

"કાકાજી, તમે કપડાં ઉતારો; જમીને જજો." નાજાંએ રતનજીને કહયું.

સરદાર રતનજી કપડાં ઉતારવા બીજા ઓરડામાં ગયા તેટલાં જેહાંબક્ષ બહારથી આવી લાગ્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

—:o:—

### બે ઉમેદવાર

"કેમ જેહાં, શું ખબર લાયો, ડીયર?" નાજાંએ તેને આવકાર દઇ પુછ્યું.

"ખરાબ ખબર છે, બધી ખરાબ ખબર છે. આપરે પાયમાલ થઇ ગયાંછ. લાખો રૂપ્યાનું દેવું રહ્યુંછ ને સીલકમાં પાઇ નથી." જેહાંબક્ષે ગમખાર અવાજે કહ્યુ. "પેલા ભીખાજી હીરાદલાલનું આએ બધું કામ લાગેછ; તેણે જો આવી ગડબડ નહીં મચાવી હોય તો કોઇ બીજાનો તેમાં હાથ હોયજ નહીં. આપરીપરથી લોકોનો તદનજ વીશ્વાસ ઉઠી ગીયોછ, કોઇ બેંકવાળા કે કોઇ વેપારી એક અરધીબી ધીરવાને સાફ ના પાડેછ."

"આપણા નસીબ, શું કરશું! ધીરજ ધર, જેહાં, ધીરજ ધર." પોતાની કમનસીબ દુઃખી બહેન તરફથી ધડો શીખી આવેલી નાજાંએ પોતાના આશકને ધીરજ આપી.

"નાજાં, તું સમજેછ કે? આ બનાવ બન્યોછ તેથી આપણા સુખની વચ્ચે કેવો આડો પહાડ પડયોછ તેનું ભાન છે કે? એ બનાવ બન્યોછ તેનો અર્થ એ થાયછ કે તું અને હું પૈ વનાના નીરાધાર થઇ ગીવાંછ. આ બંગલો વેચાઇ જશે પણ એના સર સામાન તારાં બેહેસ્તન માયજીએ પોતાની અંગત પુંજીમાંથી ખરીદયોનો. પણ—"

નાજાંએ તેને વધુ બોલતાં અટકાવ્યો.

"જેહાં, તું શું એમ ધારેછ કે જ્યારે સેંકડો માણસો પેહેડીના ભાગ્યાથી તવલેછ ત્યારે હું એક પેણી મારી પાસે રાખસ? નહીં જેહાંબક્ષ, એમ હું નથી કરવાની. પેહેડીના માંગનારાઓને હું બધું આપી દેવસ, દોઢીયે દોઢીયું આપી દેવસ; ખાતરી રાખજે."

"શાબાશ નાજાં, અને તારા મરહુમ પીતા આબરૂ અને ઇજ્જતનો જુસ્સો દેખાડતા હોય તેમ તું બોલેછ. હું ધારતોતોજ કે તું એવાજ ઠરાવપર આવશે ને જો કે આવા ઠરાવપર આવવાથી તારી છેલ્લી પૈ પણ ઘસડાઇ જાયછ તોબી મને તો ખુશહાલીજ લાગેછ. આ સઘળો સરસામાન વેચતાં જે રકમ ઉપજશે તે માંગનારાઓની દરયાવ જેવી રકમમાં એક ટીપાં સમાન થઇ પડશે; તોબી વાજબી ને વાજબી કામ થવુંજ જોઇએ. દુન્યાના માણસો નહીં તો ખેર પણ ખુદા ખુશી થાય તેવું કામ તો કરવુંજ જોઇએ."

થોડોવાર તેઓ એકેકની પડોશમાં ચુપ બેસી રહયાં અને પછી જેહાંબક્ષે સવાલ કર્યો; "એક બીજી વાત મારે તને પુછવીછ; પુછું ?"

"બેલાશક પુછ, જેહાં શું છે ?"

જેહાંબક્ષ ગળગળતા સાદે અચકાઇ અચકાઇને બોલ્યો: "નાજાં હું તો જાણે હવે તદનજ તારાજ થઇ ગયલો એક માણસ છેઉં. પેહેડીનો વહીવટ હવે મારા હાથમાંથી ગયો અને માંગનારાઓ તેને લીકવીડેશનમાં લઇ જશે એટલે મને મારી જીંદગી નવેસરથી પાછી શરૂ કરવી પડશે. તેટલા માટે મને હવે ખુલું માલમ પડેછ કે તુંને હું મારી ધણીઆની બનાવી શકું નહીં; હવે હું તારે લાયકનો રહયો નથી. હું એક ગરીબ મુફલેસ માણસ છું, મારી પાસે જે રહેલું છે તે મારી જીંદગીનો

નીભાવ કરવાને મહેનત કરવા માટે જવાની અને જોર, જરની આશા હવે ઉડી ગઇછે. માટે મારી ધણીઆણી બનવાનો જે કોલ તેં મને આપ્યોછ તે હું મારી રાજીખુશીથી તુને પાછો આપુંછ. તારા વગર રહેતાં મારૂં હઇડું જોકે ચીરાઇ જવાનું જીંદગી અકારી ઝેર જેવી થઇ પડવાની તોંણી તારા વિના જીંદગી ગુજારવાની હું કોશેશ કરશ. અને-"

"જેહાં, તું શું આએ બધું ખરેખર બોલેછ કે! ખરી ગંભીરતાથી બોલેછ કે?"

"બેશક. ત્યારે શું હું તારૂં માજનું જોવા બોલુંછ? જેવું બોલું તેવુંજ પાસું; ખરાં હઇડાંથી હું તો બોલુંછ, મારૂં જીગર જે મને ફરમાવેછ તેજ હું તારી આગળ કહી જાઉંછ."

નાજાંએ પોતાના બંને હાથ જેહાંનાં ખભાંપર મેલ્યા અને પોતાની કાળી કોયલ જેવી રૂપાળી આંખો તેની આંખ સાથે મેળવી તે બોલી:

"હું તો એટલુંજ શીખીછ કે ધંધા વેપારની ચહડ ઉતરથી જીગરની લાગણીમાં ફેરફાર થવા પામતો નથી. જે તરબીયત મારા પીતાજીએ મને આપીછ, જે તાલીમ મારા મોતેબાર મહઝબે મને શીખવી છે, અને જે કેળવણી મારાં મરહુમ માનવંત માતાજીએ મને આપીછ તે ઉપરથી હું તો એટલુંજ જાણી શકી છું કે લગનથી જેમ એક થાય છે તેમ અદરાવાથી પણ ધણી ધણીઆણી અકેકના ભાગ્યા થાય છે. અને બંનેના દુઃખ સુખમાં તેઓને ભાગ લેવાની ફરજ હોય છે. જેહાં તારૂં દુખ તે મારૂં છે; જેહાં, મારૂં સુખ તે તારૂં છે એમાં ફરક પાડવાની નથી."

"ત્યારે નાજાં તું, મને-મને-"

"તુંને હું વળગી રહેવશ. જીંદગીની છેડા સુધી વળગી રહેવશ ને એ મારી નેક નેમમાં મારો ખુદા મને મદદ કરશે. પૈસા અને મોટા ઓધાથી જે જેહાંબક્ષ બન્યોછ તેને હું ચાહતી નથી પણ જે જેહાંબક્ષને ખુદાએ બનાવ્યોછ તેને હું તો ચાહું છ."

બંનને એક બીજાને ભેટી પડયાં અને તેઓ ઉપર આવી પડેલાં ગમ આફતનાં વાદળની હસ્તી આ ખરાં સુખ વચ્ચે ઘડીભર તેઓ ભૂલીજ ગયાં.

પણ જે વખતે આ બે જવાન માણસો ખરાં હઇડાંની લાગણીથી વાતો ચલાવતાં હતાં ત્યારે તેમનેજ માટે બે મોટાં ખારીલાં હઇડાંવાળાં માણસો કોઇ બીજે ઠેકાણે પોતા પોતા વચે વાત ચલાવતાં હતાં.

કરોડપતી પારસી શેઠયો ભીખાજી હીરાદલાલ અને તેનો ખુશામદયો પેસ્તનજી વાતે બેઠા હતા. આપણે આગળ વાંચી આવ્યા છીએ તે મુજબ પેસુ ઘાટઘટમમાં એબીયલ જેવો હતો અને રંગે ઘણો શામળો હતો. કદે ઠીંગણો અને પટલોહતો અને દમામ ઘણો મારવાની કોશેશ કરતો હતો. દરેક જાતના બુરા લખમા તે પડેલો હતો અને તેટલા માટે તે નાણાં ઉડાવતો હતો. તેનો ભલો અને અશરાફ પીતા સરદાર રતનજી તેને ધીક્કારતો હતો અને સરદારના ખેતાબનો તે વારસ થનાર હતો માટે દીલમાં બહુજ દલગીર થતો, કારણ કે અસલનાં આ કુટુંબનો જે માન મરતબો આજસુધી નીભીયો હતો તે પેસુ નીભાવે તે માટે રતનજીને શક હતો. પેસુની માતા ધનબાઇજીને મનસે તો આખી દુન્યામાં સઉથી નમુનેદાર માણસ એકલો પેસુ હતો અને તેની ખુબસુરતી ધનબાઇજીની નજરે એવી લાગતી હતી કે જાણે એને ચાંદમાંથી ચીરી કહાડયે હોય. તેને લોકો તેની પીઠ પાછળ પેસુ-પીત્તળનુ ને નામે

ઓળખતાં હતાં. અને ખરેખર જોતાં તો તે નામને તે લાયકજ હતો.

"ઘણી સફાઇથી કામ થઈ ગીયું દોસ્ત પેસી." હીરાદલાલ શેઠ પોતાના પીછાંત્યાંને કહેતો હતો; "ટકોરાબંધ કામ પાર પડી ગયું. બધી આખી પહેડી કરરર ભુસ થઇ ગેઇ, તોબી કોઇ જાણી શકતું નથી કે એ બધાં કારસ્તાન તમારા આ સેવકનાં ઉતાં. અરે, એવાંતો કચ કંઇ કામ કરી નાંખ્યાંછ ને ભલા ભલાને રખડાવી માર્યાછે." પોતાની તારીફ પોતેજ ભીખાજીએ કીધી અને છેલ્લાં પુછ્યું; "કેમ નહી બોલ્યો દોસ્ત ?"

ભીખાજી પુછે ને પેસુ જવાબ નહી દે તો પછી થઇજ ચુક્યું. તે બોલ્યોઃ "હાજી, ભીખાજી શેઠ, તમે તો ઉડતાં ચલ્યાં પકડ્યાં; તમે સમજ્યા નહિ." વાંચનાર અજબ થશે કે પેસુ છેલ્લાં "તમે સમજ્યા નહીં." એમ શા માટે બોલ્યો હશે પણ એ પીછાત્યાને હંમેશાં પોતાના બોલવાને છેડે એ વાક્ય બોલવાની ટેવ પડેલી હતી, પોતે 'પેસુ સમજુનો ભાઇ' નહી પણ પોતેજ પેસુ સમજુ પડેલો એટલે તેનું બોલેલું કોઇ કયાંથી સમજે ? અને ખરેખર તો તે કોઇવાર એવો ભમરડો ઘુમાવી દેતો કે કોઇ સમજી શકેજ નહીં.

"પણ બચ્ચા પેસુ તેંબી એ કામમાં મને સારી મદદ આપી હો. આખાં નાણા બજારમાં ને દલાલ્યાઓ વચ્ચે શરાફની પહેડી વીશે તેંબી ઠીક બુમ ઉડાર્યા કીધી. કોઇ જોખમનું કામ હોય ત્યારે તુંને હોલીનું નરીયલ આગળ કરવાજ મારા હાથમાં તું સારૂં બોન્યું .સપડાઇ ગીયુંછ. પણ તેમ તું કાંઇ મફત કામ કરતો નથી; હું તુંને પૈસા આપુછ ને તેના બદલામાં તું મારી મંજુરી કરેછ; કેમ નહીં બોલ્યો ?"

પેસુ શું બોલે-તેનું કપાળ? એ વાત તો ખરી હતી કે પેસુનો બાપ પેસુને દર મહીને સો રૂપીઆ પાકીટ ખર્ચના આપતો હતો, પણ તેના ઉડાઉ ખરચ અને બેહુદા લખને સબબે તે સો રૂપીઆ સો મીનીટમાં દારવાટલો થઇ જતા, જેથી તેને ભીખાજી તરફથી મળતી રકમો બહુ ઉપયોગી થઇ પડતી. તે રકમ તે મેળવતો અને તેના બદલામાં હલકાં પાપી કામો કરવામાં ભીખાજીને તે મદદ આપતો હતો. કેટલાંક કામો ભીખાજી તેની પાસે એવાં કરાવતો કે જો સપડાઇ જાય તો પેસુજીભાઇ સીધો બતમ્બેજ સધાવી આવે અને ભીખાજી અલગોને અલગોજ રહી જાય. એ બધું પેસુ સમજતો હતો પણ પૈસાની લાલચને ખાતર જોખમ ખેડતો હતો.

બંગાલ-માઇન્સ વાળી કોલસાની ખાણ, પોતે ભુખમરાની અણી ઉપર આવી લાગ્યો હતો તે વેળા ભીખાજીએ શોધી કહાડી હતી અને તે ખાણનો આજે તે ધણી થઇ બેઠો હતો. તે ખાણને તેણે ભાગીદારીમાં બદલી નાખી હતી અને તે કંપનીનું વડપણ ભીખાજી ભોગવતો હતો તે ખાણની લાખો રૂપીઆની આવક હતી અને તે ખાણેજ ભીખાજીની કરોડો રૂપીઆની દોલતનો પાયો નાખી આપ્યો હતો. આ બંગાલ માઇન્સની વડી આફીસ મુંબઇમાં હતી અને તે આફીસના એક સુંદર એશકી રૂપે સણગારેલા ઓરડામાં આ બંને ચોટે ખુશહાલ શેઠીઆઓ બેસીને ઉપલી ડાહી ડાહી અને પરોપકારની વાતો કરતા હતા.

"આ પેહેડી તો જાણે આખરે ઉંધી વાળી નાંખી અને તેનું બધું તરચાઝાટક કરી મેલ્યું" ભીખાજી બોલ્યો; "ને હવે મારી જે મુળ મતલબ છે તે પાર પાડવાનું રેહ્યુંછ."

"હજુ કાંઇ મુલ મતલબ છે ખરી કે?" પેસુએ સવાલ પુછ્યો.

"હા શરાફની નાજાંને મેળવવાની મારી મુળ મતલબ છે." ભીખાજીએ જવાબ દીધો; "તેને હું મારી બઇરી બનાવવા માંગુછ, ને જોરે એ પેસુ, ગજવાં ભરી ભરીને લેવા માટે તારાં સુરીઆની કામો પાછળ ભટકવું હોય તો આ કામમાં મદદ કરજે."

પેસુ, જેને બધાં લખણો વચે તમાકુ ચાવવાનો પણ હુન્નર સંપાદન કરી લીધો હતો તે તમાકુની ચમટી પોતાનાં ડાચામાં મુકવા જતો હતો પણ ભીખાજીના છેલા બોલ સાંભળીને તે અચકી ગયો જે નાજાંને તે પોતે પરણવાને તલપી રહેલો હતો તેની સાથે ભીખાજી પરણે અને વળી તે સારૂં કરી આપવામાં તે પોતેજ મદદ આપે? દેખતી આંખમાં ચાતરી ભોકવા દે! જોઇને કુવામાં પડે?

"પણ એ નાજાંનો પોતાનો શું વીચાર છે?" પેસુએ પુછયું; "એનો પોતાનો વીચારબી જાણવો જોઇએ—તમે સમજયા નહીં."

"એનો વીચાર શું છે તે જાણવાની અહીં કોણને દરકાર છે? બસ એની સાથે પરણવાનો મારો વીચાર છે. એટલે ત્યાં બધાંનો છેડો આવ્યો."

"તોબી તે જાણવું તો જોઇયે—તમે સમજયા નહી.

"હું બધું સમજુંછ; તું કાંય સમજયા નહીં–સમજયા નહીં કરીને જીવ પટકેછ? હું સમજુછ તેથીજ હું આ હાલતે પુગોછ ને સમજયા નહીંમાંજ તું એમ અવતયાં ખાઇને રખડવઇ મરેછ. હવે તો પેલા શેરનો ભાવ ઘટાડી નાંખવાની યુકતી રચવાથી છે. મેં તુંને કહયુંછ તેમ કરાંચી જા ને તાંહના તાર માસ્તરને મેં શીખવ્યુંછ તેમ તારનો સંદેશો અહીં મોકલવાને જણાવ."

"ખોટો સંદેશો કેની?"

"ત્યારે ખરાને કાંઇ આગ લગારેછ. ખોટાં થાય તારેજ આપરી તીજોરી ભરાય કની? તે માણસને માંગે તેટલી લાંચ આપ. સો રૂપ્યામાં કબુલ નહીં કરે તો હજાર આપજે ને હજારે ના પાડે તો પાંચ હંજાર આપજે. એ સંદેશો આવશે કે શેરના ભાવ ઘટી જશે ને હું સપાટામાં બધા ખરીદી લેવશ કે પછી—"

તે ઉઠીને ઉભો થયો, બીજું કશું બોલ્યો નહીં અને ઓરડામાંથી ચાલતો થયો. આપણો પેસુજીભાઇ પણ ઉઠયો. તેને જે કામ બજાવવાનું હતું તે ખરેખર જોખમનું હતું અને ગરદન જવાનો સોદો હતો પણ એક તરફથી પૈસાની તેને લાલચ હતી અને બીજી તરફથી સંગ સમાન લાગણી વીનાનાં જીગરની તેને મદદ હતી.

એક તરફથી ગરીબીમાં ઘસડાઇ ગયલા જેહાંબક્ષને વળગી રહેવાને, તેના સુખ દુખમાં હંમેશની ભાગ્યણ થઇ રહેવાને નાજાં વચન આપતી હતી; તે વચનના સુખનો સાંભળી જેહાંબક્ષ પોતાના સારાં નસીબને દુવા દેતો હતો તેજ વખતે તંવગરીમાં તર થઇ રહેલો અને દોલતના દર ઉપર બેઠેલો ભીખાજી તેજ નાજાંને હાથ કરવાની ગોઠવણ રચતો હતો. નાજાં અને જેહાંબક્ષ પોતાનો માર્ગ મોકલો સમજતાં હતા ત્યારે તેમના રસ્તામાં મુશકેલીના કાંટાઓ પાંડરવાને ભીખાજી મકેલો હતો."

હવે જોઇશું કે કોણની ફતેહ થાય છે? કોણ આ લડતમાં હાર ખાઇ નહાસી જાય છે?

ભીખાજી અને પેસુ પીછાટયું છુટા પડયા અને ભીખાજી પોતાની મોટી બે ઘોડાની ગાડીમાં બેસી પોતાને બંગલે હંકારી ગયો જયારે તેજ સાંજે કરાંચી ઉપડી જવાની ગોઠવણ કરવાને પેસું પીછાટયું પણ પોતાને ઘરે રવાના થયો.

---

# પ્રકરણ ૧૮ મું.

—:૦:—

## બુઅખ નીશાળીયો.

---

બીખાજી હીરાદલાલ પોતાને ઘરે જઇ પુગ્યો અને જોય છે તો દીવાનખાનામાંજ સુંદર ઇરાની ગાલીચાની ઉપર તેની બેહેન વીરબાઇ વાંદરી પલાંથો મારીને બેઠેલી અને તોપના ગોળા જેવા મોટા દણુસા મારીને ધાનસાખ જોભરતી હતી વળી પાસે એક મોવરાંની બાટલી અને દીવો કરવાનું તમલર પણ પડેલાં હતાં.

"અરે એ તું શું કરેછ રે?" ભીખાજી તો આ દેખાવ જોઇને હેબતાઇજ ગયો.

"ભોણું ખાઉંછ. બીજું શું કરે?"

"પણ જમીનપર બેસીને?"

"તો શું થયું? પૈસાવારા થયા તેથી ફરાગતે જમે ખાય નહીં કે? મુઇ ટેબલ ખુરસીપર બેસીને જમતાં તો અધુરી ભુખે ઉઠુંછ. ગતના છરી કાંટા સાથે પછારા મારવા ગઇ તો કાંટો હોથમાં ભોકઇ ગીયો ને છરીએ આંગળાનું ગાબચું નીકળી ગયું. બલા જાને રે એવાં ખાવા પીવાને."

"ને આએ બાટલીમાં શું છે?"

"મોવરું છે. મને તો બા મોવરાં વગર બીજો દારૂ ભાવેજ નહીં. મુઆ વેલાતવાલા પપેટાનો બરાનડીન બનાવેછ ને પાણી નાખીને પીજીયે તારે જાને કોરાનું પાણી પીધું હોય તેવો લાગે. આએ મજેનો જોહેન ચહરે ને મગજમાં—"

"અરે તું મુઇ સુધરીની મરતી. તારે નામે તે કેમ રહું? હું મોટે ઘેર ઘુસવાંના પછાડા મારૂંછ ને તું મોવરાં પીને

ફરેકાર બહેકાવેછ કે?" ભીખાજી બોલ્યો: "તું કચરાનો કીડો છે ને કોઇ દહાડે—"

"ચાલો હવે લાંબી વાત ના કરો. આવો, બે ઘુંટ ખાઇ લેવો. જોવોની મેં મારે હાથે કેવું તીખું તમતમતું ધાનસાક બનાવ્યુંછ-કાંદાની કચુંબર સાથે ખાસો તો યાદ કર્યા કરશો. હું મારા ભટીઆરખાનામાં—"

"ચુપ, મુગી મર; આગ લગાર તારાં ભટીઆરખાનાને. ના કેહુંછ કે એ વાત ના કર, તોબી બોલી મરેછ. નહીં જાનતું હોસે તેનેબી જનાવી મરસે કે તું એક વખત ભટવારન ઉતી." ભીખાજીએ બેહેનને શીખામણ દીધી.

ભીખાજી તો પોતાના ઓરડામાં ચાલી ગયો અને ગળાં સુધી આવ્યું ત્યાં સુધી મોટાં બાઇ વીરબાજીએ જોભયું અને પછી બે હાથનો ટેકો લઇ જેમ તેમ ઉભી થઇ અને કચુબરના દહુસાથી મોહોડું સમાર્યું.

સાંજનાં વીરબાઇજી શેઠાણી એશફી થયાં મોટે ઘેરનાં બાઇ સાહેબ તેહમીના ઝરદાર મળવા આવવાના હતાં એટલે તેહમીનાને છક કરી નાંખવા માટે તેણીએ ભપકો કીધો હતો, પણ ભપકો કરવામાંબી તેણી પોતાની જાત ઉપરજ ગઇ હતી અને બધું ગોટાલ કરી મેલ્યું હતું, ટાઇટ ટટરબંધ પોલકો કોઇ દહાડે પહેરેલો નહીં ને આજે પહેર્યો તે બધી અકર વકર થતી હતી અને મોહોડું અને ગરદન પાઉડરનો લેપરો હોવા છતાં ,કલાસપર આવેલા લાલ રંગને જાહેર કરતાં હતાં અને પાડા જેવી કમર પતલી કરવાને સુસને પોતાનાં જવાન જોરથી એવી તો કકરાવીને બાંધી હતી કે વીરબાઇ મહા મુશકેલીથી દમ લેતી હતી. વાળા, બાંગડી, સાંકળાં, વઇફુલ સઉ હાથની કોણીથી કાંડી સુધી ઝવેરીની દુકાનની માફક એવી ભરી દીધી હતી કે મારવાડણના ચુડાનો મામલો જણાતો હતો અને તેજ

મુજબ પોતાની ગરીબ ગરદન ઉપર પણ ગધેડાંને લાધે તેવી સાંકળી, માળા, હાર વગેરે ઘાલી દીધાં હતાં. કાન તો બેજ હતા પણ સાધારણ સ્ત્રીના બારકાન થાય તેટલો તેનો વીરતાર સારાં નસીબે હતો જેથી કાનના કોકલથી કાનની લાલીના છેક નીચલા છેડા સુધી દમ બાંધીને વીંધણા પાડયાં હતાં અને તેમાં જે હાથમાં આવ્યું તે ખોસી મેલ્યુ હતું. જેથી કાન ઉપરથી ઝુલાઇને બધું ઢગલે થઇ અકેકમાં એવુ ગુંચવાઇ ગયું હતું કે ચલ્લીના આંતરડાં જોઇ લેવાં.

તાલકાં પરથી બાલ ખરી ગયા હતા જેથી સુસને સફાઇથી આસપાસના બાલે તે બોરકો ભાગ ઢાંકવાની કોશેષ કીધી હતી. લાલ ચટક જેવો પોલકો અને તેને બલુ રંગની બોહે હતી તથા લીલી કંજર જેવી સાડી પેહેરી ડોકરી તો રંગલી બની ગઇ. પણ ખુદાના હુકમથી પગતો ખાસ્સા બે ફુટના હતા અને તે પર ઉંચી હીલનાં, (બાપ જનમમાં પેહેલીજ વાર) બુટ પેહેરયાં હતાં જેથી એમથી તેમ અને તેમથી એમ ઘડી ઘડી તે ઢલી પડતી અને પંચોતેર વખત પગ ફેરવાઈ જવા છતાં તે ઘુંટીમાંથી મોરચાઇ નહીં ગયો એ મોટી અજાયબી હતી.

મોટે ઘરનાં બાઇ સાહેબ ચાર વાગે મળવા આવવાના હતાં પણ વીરબાઇજીએ બે વાગેથી ઠઠેરો કરી મેલ્યો હતો, જેથી બે કલાક કહાડતાં તેને એવી તો અકર વકર થઇ કે ઘણી વાર મન થઇ આવ્યુ કે બધું પીખી ચુંથીને કહાડી નાંખે અને ઢીલાં કપડાં પહેરી ફરફર કરતો પવન ખાઇ ગરમ તપી આવેલું અંગ ઠંડુ કરે.

સાદા પોશાકમાં સુંદર સુસન તેની ખીદમતમાંજ હાજર હતી અને પેલી સણગારેલી વાંદરી કરતાં તેણીનો દેખાવ વધારે મનહરણ લાગતો હતો. બાઇનો ઠઠેરો જોઇ તે મનમાં હસતી

હતી અને તતનખાર થઇને બે કલાક સુધી બેસી રહેતાં બાઇને જે અકર વકર થતી હતી તેથી તેણીને રમુજ મળતી હતી.

આખરે ડોળા તણાવી તણાવીને તથા ઠરાવેલા વખતથી અરધો કલાક મોડું કરીને બાઇ સાહેબ આવી લાગી અને મોડું થવાથી તથા ટાઇટ કપડાં અને તંગ બુટ પહેરેલાં રાખવાથી બધી સીકરાઇ જવાને સબબે ખાટો મીજાજ થઇ ગયેલો હોવાથી વીરબાઇનું તો પાકી આવ્યું હતું પણ જેમ તેમ તેણીએ મોહડું હસતું કીધું અને ભમરડો ઘુમાવી દીધો કે,

"આવો બાઇ સાહેબ, તમારી હું બે કલાક થયા વાટ જોયા કરૂંછ ને કપડાં બદલીને બેસી રેહતી. આવોજી, બેસોની આએ મખમલની ખુરસીપર, એ મખમલની છ રૂપયે વારની છે જો. અમે તો બધુંજ મોંઘું વાપરીયેછ." આએ અખુંરો ઘડો છલકાઈ ગયો અને બાઇ સાહેબ મનમાં સમજીને અખાડા કરી ગઇ.

બાઇ સાહેબનાં અંગમાં વીરબાઇના જેવાં કીંમતી ઘરેણાં કે પોષાક હતો નહીં, છતાં તેણીએ ટેસ્ટથી શણગાર સજેલો હતો અને તેણી પોતાના ખુબસુરત ચેહરા અને ગુલાબી ઘટમદાર મુખડાથી શોભી રહેલી હતી.

અરસ પરસ ખબર અંતર પુછવા પછી વીરબાઇ બોલી:—

"મરેરે મારાથી તો જારે તારે કાંઇ આડું તીડું બોલાઇ જાયછ ને એ જીભરાયો ભઇ મને બસ ભખીજ ખાયછ. એ તો માંય મને સીખનાં સીખતાં આવરસે. કહેવત છેની કે જાત તેવી ભાત ને કામર તેવા દીબાં."

"કાંઇ નહીં, તમે હળવે હળવે સીખસો." તેહમીના ઝરદાર બોલી.

"અરે પણ મોટાં બાઇજી, સીખું તે કેટલું—"

"તમે મને મોટાં બાઇ ના કહો. એ તો બીજાં માણસોને નોકર ચાકર કહે. તમારે તો મને તેહમીનાને નામેજ બોલાવવી. હવે એ યાદ રાખજો"

"વારૂં મરૂં, વારૂં, જી આપું. પણ એમ કહેવા 'જતીતી કે સીખું તે કેટલું ને યાદ તે કેટલું રાખું. ભઇ મોટો ભેંસ પીયાનો લાયાછ તે મને સીખવવા મડમ આવેછ. પણ મુઆં આંગળાંજ ચાલતાં નથી. એ તો જે આપુને આવરે તે આપરે કરી સકયે. લેવોની મને બુમલા સમારવાના હોય તો સોનાં ડોકાં પુછરાં એક ઘડીમાં કહાડી આપું; કાંદા ટોપલી ભરીને કાપી આપું; પણ મુઓ પીયાનો એવો છે કે એમ આંગલું મારૂં તો તેમ રહી જાય, ને તેમ મારૂ તારે અહીં વાંધો પરે. મુવું પીયાનાપર બેસવાનુંબી એવું કે તે દારે તો ચીભરાની કાની જીબઇ ગેઈ ને કમર બેવડી થઇ ગેઇ. પણ એ તો માય ઠંડીમાં દર વખત સુઠ ને મેથીપાક બનાવીને ખાયા કરીયે કની તે ધોબીનાં કપડાંની માફક આપુને જીબે તેબી લાગે નહીં."

"તમે એવું ગાંડું ઘાંડું ના બોલો. મોટે ખાંચરેનાં બઇરાંઓ વચે એમ બોલાય તો હલકુ લાગે. જોવો આજથી હું તમુને શીખવવા માંડુછ. બરાબર ધ્યાન રાખજો."

તહેમીનાએ હવે વીરબાઇ વાંદરીને પાઠ ભણાવા માંડયા પણ તેણીને શીખવવાનુ કેવું જીવતોડ કામ હતું તેનો અનુભવ આ બુબખ નીશાળયાને તાલીમ આપનાર ફેશનેબલ મેહેતાજીને પેહેલાજ અરધા કલાકમાં મળી ગયો.

# પ્રકરણ ૧૯ મું.



## "મેં અવાજ સાંભળ્યો ?"

"નાજાં, મારી દીકરી ! મારી ગરીબ દીકરી !"

બહેશતી કુંવરજીનો દીલસોઝ દોસ્ત સરદાર રતનજી બોલતો હતો. કુંવરજીનું ચાહરમ વીટી ગયું હતું અને તેમનું છેલ્લું વસયતનામું પણ વંચાઇ ગયું હતું. રતનજી દીવાનખાનામાં એખલો પડયો હતો અને તે આમ તેમ ઉશકેરાયલી હાલતમાં ફેરા ખાતો હતો. કુંવરજીએ પોતાના વસયતનામા મારફતે ગરીબ નાવારસ થઇ પડેલી નાજાંને સરદાર રતનજીના હસ્તકમાં સોંપી હતી. અને રતનજી, તેણીને પોતાના સરદાર મહેલમાં લઇ જવાનો હવે વીચાર કરતો હતો. કારણ કે નાજાંના પીતાનો બંગલો તો હવે માંગનારાઓના હાથમાં ગયો હતો.

રતનજી થોડોવાર આ પ્રમાણે વીચારમાં ફરયા કીધો અને પછી નાજાં આગળ ગયો. નાજાં અને જેહાંબક્ષ એખલાંજ હતાં. દોસ્ત આશનાવોએ હવે રૂખસદ લીધી હતી, કારણ કે તેઓએ હવે ત્યાં રહેવાની કશી અગત અથવા લાલચ દીઠી હતી નહીં.

"નાજાં, દીકરી નાજા, મારે તને એક સવાલ પુછવો છે." રતનજીએ નાજાંનો હાથ પ્યારથી પોતાના હાથમાં લઇને પુંછયું; "તારા બાવા કશો તારે માટે કાગજ મુકી ગયા નથી ?"

"નહીં, કશો નહીં" નાજાંએ ધીરજથી શાંતપણે જવાબ દીધો; "પેહડીના નાશ અને તેવણનાં મરણનો ભેદ તો છુપોજ રહયોછ. મને સમજ પડતી નથી."

"ખેર, જે બની તે બની, હવે દીકરી મારી, તું મારી સાથે ચાલ. મારી ધણીઆની ધનબાઇજી થોડા વખતમાં આવી પુગશે, ને તે તારી સભાળ લેશે."

ધનબાઇજી પાયદસ્ત કહાડી તે વારે આવી હતી, પણ પોતે નાજુક દેહની હતી એવું તે ધારતી હતી માટે જમીન પર બેસતાં તેની કમરમાં ટચ્ચક રગેને ભરાઇ આવે એવી બીહીકથી પાછી ઘરે જતી રહી હતી અને હવે નાજાં તેમને ઘરે રહેવાની હતી એવું જાણતાં તેણી નાજાંને લેવાને પાછી આવી હતી. આ ગોઠવણથી ધનબાઇજીનો મીજાજ જરા ચકાસી ગયો હતો કારણ કે તેણીને પારકી જોહર ખેંચી લેવાનો કંટાળો હતો તેમાં ગરીબ અને મુફલેસ માણસો તો તેનાં ટીચકાંમાં આવતાં હતાં નહીં.

ધનબાઈજી ઘોડે ચહેડીનેજ આવી પુગી અને આવતાંનાં વારમાં બોલી:

" લે, ચાલો, નાજાં, તમારો સામન તઇયાર હોય તો ગાડીમાં બેસી જાઓ."

" હમણાંજ, રાત પડી !" નાજાંએ પુછ્યું.

" તો શું થયું ! રાતના કહેતી હોશે !" ધનબાઇજીએ ટીચકું ચહડાવીને અજાયબીનું ડોળ ઘાલીને પુછ્યું; "રાતના આવના નહીં ગમતું હોય તો કાલે સહવારે નીકળજે. એ તમારા સુધારાને આગ લાગે તે એ નવાં બેણુ કોટક ?"

" કાંય, ધનબાઇ, એમાં વરી સુધારાએ શું નખોદ વાળ્યું ?" રતનજીએ પુછ્યું.

"તારે કાણે ? મરણુ થાય પછી દીકરી કે બઇરી કે બેહેન દીસના બહાર નીકળે બી કે ? રાતના ગાડી ધાંકી ધપોરીને બહાર નીકળવાનું ને તેબી નીકળ્યા વગર નહીંજ ચાલે તારેજ એમ મરેને તેમ બધાં બહાર દોડા દોડી કરે તો પછી મુએલાંનું માન શું રહે ? મુએલાંની બોંય છોડીને રખડવાનું શું બયું છ."

"જારે તુંજ એમ કહેછ કે મુએલાંની ભોંય છોડીને જવું નહીં, તારે તો નાજાંએ અહીં રહેવુંજ જોઇયે." રતનજીએ તકરાર લીધી.

"અરે હા, રહેવું તો જોઇએ, પણ પછી બીજતનોણી વીચાર કરવાનો કની! ખરચ ખુટનબી થાય કની? નોકર ચાકર—"

"એ તો બધાને રજા આપીછ. નાજનંની મરજી છે તારે તો દશમું વીતાંજ આવશે, તું નકામી ખટરાટ ના કર." રતનજીએ ચુકાદો આપ્યો.

"ભલે, તારે મને શું કરવા ધકેલા ખાવા તેરાવી હોશે?"

"ચાલ, દીકરી નાજનં અમે જઇયેછ." રતનજી બોલ્યો; "હું દરરોજ આવ્યા કરશ. જોઇતું કરતું મંગાવજે, સરમાતી ના જો, મારા સમ."

"નહીં રે જી, સરમાય સાનુ!"

"બીજુ કાંઇ કેહેવું છ?"

"હા, એક વાત કહેવીછ. નાજં બોલી. આ વખતે ધનબાઇજી ચશમો ચહડાવીને ભીંતપર તાંગેલાં પીકચરો જોવામાં મશગુલ થયલાં હતાં, જેથી નાજનંને રતનજી સાથે ખાનગી વાત કરવાની સારી ટક મળી ગઇ.

"એક સવાલ પુછવા માગુછ, જે કદાચ તમુને ઘણો વીચીત્ર લાગશે. પણ મને પુછવાનું મન થયા કરેછ. તમે શું ધારોછ, ખરાં અંતકરણથી તમો શું માનોછ, મારી બેહેન દીનુએજ તમારા પેલા દાગીના ચોરયાતા?"

આ સવાલથી રતનજી ચોંકયો—અજબ થયો.

"એ સવાલ પુછવાનું શું કારણ, નાજં?"

"એ સવાલ તમુને પુછવાનું મને લાંબો વખત થયો મન થયા કરતું તું."

"મારી પ્યારી દીકરી મને, જણાવતાં દલગીરી ઉપજે છે કે તારી બેહેનેજ તે કામ કીધું તું એમ માનવા સાંમે કશો પણ શક મને ઉપજતો નથી. બીજા કોઇ ઉપર તે શક લઇ જવાય તેમ પણુ નથી પણ તે જુની 'ભુલાઇ ગયલી વાત પાછી તાજી કરવામાં માલ શું તારી બેહેન તો બીચારી કેહે ગુમ થઇ ગેઇછ; પોતાની રાજીખુશીથી પોતાનાં કુટુંબને તે તજી ગઇછ. એજ તેનું પગલું તેની ઉપર શક લઇ જવાને શું પરતું નથી? આપણે ઉમેદ રાખશું કે તે પ્રમાણીક અને સુખી જીદંગી ભોગવતી હશે."

થોડો વખત પછી સરદાર અને મીસીસ રતનજી રવાના થયાં અને જેહાંબક્ષ અને નાજાં એખલાં રહયાં જેહાંબક્ષ બોલ્યો.

"નાજાં, તેં તારા બાવાજીનાં સઘળાં કાગજયાં તપાસી જોયાં?"

"હા, મેં ને સરદાર રતનજીએ બધાં તપાસી જોયાં."

"તારે મારા ભાઇ તહેમુરસે તારા બાવાજીપર લખેલો કાગજ શું નહીં મળ્યો?"

"નહીં કેથે મળ્યો નહીં."

"તારા બાવાજીએ મને કહ્યું તું કે મારા ભાઇ તહેમુરસનો કાગજ તેવણને મળ્યો તો ને તેમાં બહુ જાણવાજોગ બાબતનો ખુલાસો લખેલો ઉનો."

આ પ્રમાણે તેઓ વાત કરતાં હતાં તેટલાં દીવાનખાનાની બારી ઉપર બહારથી કોઇ ટકોરા મારતું હોય એમ સંભળાયું તે દીવાનખાનું ભોંય તળયે આવેલું હતું અને બાગમાં કોઇ ઉભેલું માણસ બંધ બારીના કાચ પર ટકોરા મારતું હોય તેમ લાગતું હતું.

"એ કોણ? એ ટકોરા કોણ મારેછ?" જેહાંબક્ષે તે તરફ જોઇને પુછ્યું.

"ચુપ, જેહાં ચુપ! એ તો મારી બેહેન દીનુ હોસે! મેં એને કેહી રાખ્યુંછ કે હું આ વખતે દરરોજ આ દીવાનખાનામાં બેસુછ માટે મને કોઇ વાર જરૂરને કામે મળતું હોય તો આવીને બારી પર ટકોરા મારવા."

તેઓ બંન્ને તરતજ બહાર ગયાં. બાગમાં આંધળી દીનું તંતોસતી તંતોસતી આગળ વધતી હતી પણ તેણીએ તેમનાં પગલાં સાંભળ્યાં અને ઉભી રહી ગઇ.

"દીનું, રાત પડી કાંય આવી? શું છે? કેહેની તો?"

"તારી સાથે બીજાં કોણ છે નાજા'? મને બે માણસનાં પગલાં સંભરાયાંછ." દીનુ બોલી; "તારી સાથે કોઇ બીજું છે કે? પેહેલાં મને તું તે કહે."

"હા, એ તો જેહાંબક્ષ છે. એનાં દેખતાં તું ખુલાસાથી બોલજે, એ બધું જાણેછ. પણ તું એટલી ધ્રુજેછ કાંય? આવની, ઘરમાં આવની."

"નહીં, નહીં. હું તો તુંને માત્ર કહેવા આવીછ.

"શું?"

"પેલો મુંબઇમાંજ છે."

પેલો? પેલો કોણ?"

"મારો ધણી શાપુરજી મીસતરી; તે મુંબઇમાંજ છે."

"તેં કેમ જાન્યું?"

"મેં એનો સાદ આજે સાંભર્યો એક વર આગળથી હું મારા જેહાંગીરની પાંખડી પકડીને પસાર થતીતી તેટલાં મેં તેનો અવાજ સાંભળ્યો. તે પોતાના ઘોડાવાળા સાથે મોટે મોટે વાત કરતોતો. તેજ હપ, તેજ અવાજ, તેજ બોલવાની રીત. તે અવાજ સાંભળી હું અટકી ગેઇ, બોલવા ગઇ. પણ જબાન રૂંધાઇ ગઇ. આગળ વધવા ગઇ પણ પગ અકડી ગયોને તેટલાં

વખતમાં તો તેની ગાડી પસાર થઇ ગઇ. તે શાપુરજીજ હતો એમ હું કસમ ખાઇને કહેવસ !"

---

## પ્રકરણ ૨૦ મું.

### ઘરેણાનો ખરો ચોર.

શેર બજારમાં ઘભરાત મચી રહેલો હતો અને સઘળાં વર્તમાન પત્રો શેરના અને સરકારી કાગજયાંઓના ઉતરી ગયલા ભાવ ઉપર વીવેચન કરતાં હતાં.

ભીખાજી હીરાદલાલ અને તેનું પુછડું પેસુ પીછાત્યું સામ સામા ખુશહાલ ચેહેરે બેસીને સોડા બ્રાંડી પીતા હતા અને ખુશ લેહેરમાં વાત ચલાવતા હતા.

" બહુ સારી ગોઠવણ થઇ ગેઇ હો, બચ્ચા પેસુ." ભીખાજી બોલ્યો; તેં આવી હુશીયારી તારા બાપ જનમમાં આજેજ દેખાડી હોસે. પણ તેં રૂમરીબી ઠીક મુકાવીછ. દસ હજાર રૂપ્યા તું આએ કામને વરે ઓકાવી ગીયોછ, હં."

" તે કરાચીવાળો માણસ બસ હઠજ લેઇ બેઠો તારે શું કરૂં ? વરી તમે કહેશે કે મારૂં કામ નહીં કરી આયો. હજાર થી હું વધ્યો ને તે એક લાખ પરથી ઘટયો. પછી દશ હજારે હા-હો કરતાં ને મારકુટે પત્યું." પેસુએ જવાબ દીધો; "પણ એમાં તમુને લાભ તો લાખો રૂપ્યાનો છે, તે ભુલી કેમ જાઓછ ? તમે સમજયા નહીં."

" ભુલી જાઉં ? હું ભુલી જાઉં ?" ભીખાજી હસી પડીને બોલ્યો; " જો તે હું ભુલી ગીયો હોતે તો અત્યારે તારો મારીને હું ગુંડ રોટલો કરી મેળતે. અરે બચ્ચા દાદરપરથી ગબડાવી મેળી ગળે પડતે કે મારાં ઘરમાંથી રૂપાંના સુઠની

લાકડી ચોરી ગીયો. એ તો મને લાભ છે એટલે દશ હજારની બીસાત નથી. કોઇ દહાડે સુજમા રોજા ખોલીને મતરવા આવતો ના, નહીં તો લેવડી થશે."

પેસું તો ચુપજ બેસી રહયો.

" વારૂં હવે એ વાત માંડી વાર." ભીખાજીએ બ્રાંડી સોડાનો એક જબરો ગોટ ગટાવીને કહયું, " તું પેલી શરાફની નાજાં આગળ જઇ આયો કે મારૂં કામ કરી આયો કે ? "

"નહીં. હું હજી જઇ નથી આગ્રો. તેનો બાપ અમનાજ મરી ગીયોછ નેટલાં લગનતું વસતારૂં કેમ લઇ જાઉં ? કોઇ મને ગધેડો કેહીને ધપો મારીને ઘેરમાંથી બહાર કહાડે તારે ! તોણી મને એ તમારૂં કામ કરવા ગમતું નથી. મારૂં પોતાનું મન એની સાથે પરણી જવાનું થાય છે તારે હું કેમ તમારા પ્યાર ની જઇને વાત કરૂં ? તમે સમજયા નહીં."

" તુંને એ કામ કરવાને ગમેછ કે નથી ગમતું તે મારે જાણવું નથી. તુને નહીં ગમતું હોસે તોબી તુંને તે કરવું તો પરવાતુંજ. સમજયો કે ?" ભીખાજીએ તુચ્છકારથી તોછડાઇથી કહયું; " હું સમજયો નહીં એમ તું ધારતો હશે, પણ બચ્ચા તું સમજાવવા આવશે તારેજ હું સમજવાનો નથી. તુંને તો હું બજારમાં વેચીને ચણા ખાઇ આવું."

પેસુ આ ધડાકો સાંભળીને ફીકો પડી ગયો અને બ્રાંડીથી ચહડેલો રતાશ ઉડી ગયો. તેટલાં એક નોકરે આવીને ખબર આપી કે, " સરદાર રતનજી કેરસાસ્પજી બોગા શેઠ મળવાને આવ્યા છે. "

ભીખાજી તરતજ ઉઠયો અને સરદાર રતનજીને માન આબરૂથી આવકાર દીધો અને બેસાડયો. પેસુબી બેસીજ રહયો, જેથી ભીખાજીએ તેને કહ્યું.

" જરા તમારા બાવાજી સાથે ખાનગી વાત કરવીછ."

પેસ્તુ ઉઠીને ઓરડાંની બહાર ગયો અને તેના જવા પછી ભીખાજી બોલ્યોઃ

" સરદાર રતનજી, તમોએ મહેરબાની કરીને અહીં તશદી લીધી. તેથી બહુજ આભાર થયોછ. કાંઇ તમારી પાસે સરકારી ઓચર્યાં હોય તો તે વેચી નાંખવાનો હમણા ઘણો સારો લાગ છેઃ તમોએ વર્તમાનપત્રો તો વાંચયાં હોસે."

" હાજી; પણ હમણા કોઇ ખરીદનાર મળતો નથી. "

" તે હું મેળવી આપું. જે હોય તે મારી આફીસમાં લાવજો.

" બેશક, આજેજ લઇ આવસ. એ સલાહ માટે હું તમારો ઘણો આભારી થયો." સરદાર રતનજી બોલ્યો. તેને શી ખબર કે તેનું નખોદ વાળવા બેઠેલા આ ભીખાજી હીરા-દલાલના કામમાં તેનો પોતાનોજ દીકરો મદદ કરતો હતો?

" હવે તમો સાહેબને મારે એક બીજી વાત કહેવી છે સરદાર સાહેબ, ને તે વાત નાણાં સંબંધી વાતના કરતાં વધારે અગતની ને ગંભીર પ્રકારની છે."

" એવી તે શું વાત છે, મી૦ ભીખાજી?" સરદારે પુછ્યું.

ભીખાજી પોતાની જગાએથી ઉઠયો અને પોતાની લખવાની ટેબલની પડોશમાં મુકેલી તીજોરી આગળ જઇ તેમાંથી એક ચામડાંનો કોઠલો બહાર કહાડયો. તે કોઠલો ટેબલપર મેલી તે માહેલી જણુસો બહાર કહાડી, જે જોતાંજ સરદાર રતનજી ચોંકયો, અજાયબ થયો, પુતલાં માફક અવાચક બનીજ ગયો.

તેમાં કેટલાક અતી ઘણા કીમતી દાગીના હતા.

" આ દાગીના તમે ઓરખોછ કે, સરદાર સાહેબ?"

"હા, એ હું ઓરખું છું. એ મારા દાગીના છે, જે વરસોની વાત ઉપર મારા સરદાર મહેલમાંથી ચોરાઇ ગીયાતા. આનો અર્થ શો? એ તમારી પાસે કયાંથી આયા? શું કુંવરજીની દીકરી દીતું શરાફે એ તમને આપ્યા-તમુને તેણે વેચ્યા?" સરદાર રતનજી ખુરસીપરથી ઉઠીને ઉભો થયો અને ઉશકેરાયલી લાગણીથી પુછવા લાગ્યો.

"તમો જરી બેસસો ને ધીરજથી સાંભળશો તો હું આ બધી વાતનો ખુલાસો તમારી આગળ કરસ. આ ઘરેણાં દીતુએ ચોર્યાં હતાં એવો દીતું ઉપર શક છે એમ મેં હમના સુધી જાન્યું હતું નહીં. તમે અમના બોલ્યા ત્યારે મેં તે તો જાણ્યું. ખરેખર તો આ ચોરી સાથે ગુમ થયલી દીતુને કશુંબી લાગતું વળગતું નથી. એનો ચોર કોઇ બીજોજ છે, સરદાર રતનજી શેઠ."

"કયાં છે?"

"આ ઘરમાં છે."

"કોણ?"

"તમારો દીકરો અને સર સાહેબના ખેતાબ તથા સરદાર મહેલનો વારસ."

"નહીં હોય! એ વાત તદ્દન ખોટી છે, જુઠી છે!"

"ખોટી વાત નથી સાહેબ, એ ખરીજ વાત છે. તમે આયા તેની દશ મીનીટ અગાઉ મેં એ વાત તેના કાનમાં હરૂમેથી કહી ને તે ઉજળો પુની જેવો થઇ ગીયો; એ તોહમત તે ના પાડી શકમોજ નહીં, તેનાથી ના પડાયું નહીં."

"તેણે તે ના પાડયું નથી તેથી તે અપરાધી છે એમ ઠરતું નથી."

"તમે બરાબર કહો છો સાહેબ, પણ હું તમારી આગળ જયારે ખુલાસોજ કરવા બેઠોછ તારે બરાબર શાહદતોથીજ

કરવા માંગુછ. બે વરસ થયાં આ બાબતનો પટો મેળવવાની હું કોશેસ કરૂંછ. તમે કદાચ પુછસો કે એ બાબતનો પટો મેળવવાની મને એટલી બધી તે શું આગત પડી ? હું જવાબ દઇશ કે તે મારૂં કામ છે, તે મારી ખાનગી વાત છે.' જ્યારે આ ઘરેણાં ચોરાઇ ગયાં ત્યારે તમારો દીકરો કરજમાં ડુબી ગયલો હતો અને એક મારવાડીએ તેને બહુજ મોટી રકમ ધીરેલી હતી. તમારા ઘરેણા ક્યાં હતાં તે તમારો દીકરો પેસુ જાણતો હતો અને તેણે તે ચોર્યાં અને પેલા મારવાડીનું કરજ ભરી દીધું. ઘરેણાં છુટાં પડી ગયાં અને એક હાથથી બીજે હાથ વેચાઇ ગયાં, પણ મેં પૈસાના જોરે અને મારા આડત્યાઓના બળથી તે સઘળાં પાછાં મેળવ્યાં. તે મેં મેળવ્યાં અને આજે વરસો પછી તમારી નજર આગળ તે રજુ કરૂ છું."

"મારા દીકરાએજ તે ચોર્યાં અને વેચ્યાં તેની સાબેતી બરાબર મળતી નથી."

"હાજી, એટલાથી મળતી નથી. તે મારવાડીનું હું તમને શરનામું આપુંછ, તમો ખબર કહાડો. આ ઘરેણાંની જે અસલ કીમત છે તેના ચોઠે ભાગે તમારા દીકરાએ તે વેચી નાંખ્યાં હતાં. તે ઘરેણા તેને વેચનાર કોણ હતો તે વાત તે મારવાડી હમણા સુધી જાણતો હતો નહીં. પણ મેં તેની ચુપકીદી ખરીદી લીધી છે અને હવે સરદાર સાહેબ મારી ચુપકીદી તમુને ખરીદી લેવી પડશે." ભીખાજી બોલ્યો અને ભીખાજીનું ખરૂં રૂપ, ખરી મકસદ, નીચ નેમ હવેજ રતનજી સરદાર આગળ ખુલ્લી ગઇ.

"તમારી કીમત શું છે ?" રતનજીએ ધ્રુજતે અવાજે પુછ્યું.

"તમે મારા મીત્ર બનો અને દુન્યાને દેખાડો કે તમો મારા દોસ્ત છો. એ બહુ નહાની કીમત છે અને એ કીમતે હું તમારા વડવાનું અને ખાનદાનનું પુરાતમ નામ વગોવવા દેવશ નહીં, લોકોને આ વાત જણાવી તમને બેઆબરૂ પુગાડશ નહીં."

"તે મારવાડીનું મને સરનામું આ.પો. જો આ વાત ખરી નીકળશે તો તમારી કીંમત હું આપીશ એમ મારા બાપના બોલથી કબુલ થાઉં છું.

તેજ દીવસે સાંજે સરદાર રતનજીએ નાજાંને પુછ્યું:

"નાજાં, તારી બેહેન દીનું હમણા કયાં છે તે તું જાણે છે?"

"નહીં કાકાજી, મને કશી ખબર નથી.

નાજાં જુઠું બોલી; પોતાની મરજી વીરૂધ જુઠું બોલી; જીંદગીમાં પેહેલીજ વાર એવી રીતે તે જુઠું બોલી. તે સાચું બોલી દેતે, ખરો ખુલાસો કરી દેતે તો કેટલો લાભ તેની બેહેનને થતે તેની તેને શી ખબર? વીધાતાની ગણત્રી કાંઇ જુદીજ હતી તો પછી નાજાં જેવી એક સ્ત્રીનું તેની આગળ શું ચાલે!

---

## પ્રકરણ ૨૧ મું.

### એ તેડાંની કીમત.

મોટાં ઘરનાં બાઈ સાહેબ તહેમીના પોતાના સુંદર રમકડાં જેવા બંગલાના બહુજ ભપકા ભરેલા અને ઉંચા તેસ્ટથી સનગારેલા દીવાનખાનામાં બેઠી હતી અને એક પત્ર વાંચવામાં તેણી બહુજ ધ્યાનથી મશગુલ થયલી હતી. તે પત્ર કાંઇ લાંબો હતો નહીં, પણ માત્ર બે ચાર લીટીનો લખાયલો હતો

છતાં તેમાં તેનું ધ્યાન રોકાયું હતું. તે પત્ર નીચે મુજબ હતોઃ—

"મોટાં બાઇ સાહેબ—આ ચાલુ અઠવાડયાંના અરસામાં મારે માટે રૂપ્યા એક હજાર મોકલવાની ગોઠવણ કરશો તો મારે આભાર થશેજી. જો તેવી ગોઠવણ તમો નહીં કરી શકશો તો કેવું પરીણામ નીપજશે તે તો તમો જાણતાંજ હશો.

લા૦ લાડુમલ."

આ ટુંકો પત્ર હતો અને તેની નીચે ટુંકી સહી હતી. તોપણ મોટાં બાઇ સમજી ગયાં હતાં કે તે કયાંથી આવ્યો હતો અને શું મકસદ ધરાવતો હતો. તેણીનો ખુબસુરત ચેહરો કાંઇક લાલ બન્યો હતો; તે પત્રથી તેણીને ગુસ્સો ઉપજ્યો હતો.

તેણીએ તે પત્ર પોતાના નહાના નાજુક હાથમાં કચડી ભચડી નાંખ્યો અને તેજ વખતે નોકરે આવીને ખબર આપી કે, "શેઠ ભીખાજી હીરાદલાલ મળવા આવ્યા છે."

ભીખાજીને તેડી લાવવા નોકરને મોકલી તેણીએ પેલી ચીઠ્ઠી ફાડીને રેજ રેજ કરી નાંખી અને ભીખાજીને આવકાર દેવાને ઉભી થઇ. ભીખાજી પોતાનાં ખીચડા જેવા બદન સાથે હાથીના ધપકારા સહીત દાખલ થયો, જે તેનાં પગલાંના દરેક ધપકારાથી હાંડી જુમરો ખણખણાટ કરી તેની હાજરી સામે પ્રોટેસ્ટ કરતાં હોય તેમ અવાજ કહાડવા લાગ્યાં.

શરૂઆતના તાજીમ તવાજા અથવા ખેર આફીયત પુછવાની લાયકાત દેખાડયા વના ભીખાજી ધપ કરતો એક ખુરસીપર અફડાઇને બેસી ગયો અને બોલ્યોઃ

"મારી બેહેનને તમે આજે મળી આવ્યાં કે બાઇ સાહેબ? ઘણો આભાર થયો. હું તમારી આગળ ખાસ ખબર મેળવવા આયોછ કે તે મુલાકાતનું પરીણામ શું આયું!"

"મને તમારાં બેહેન, હું ધારતીતી તેના કરતાંબી વધારે બોથડ જણાયછે. કાંઇ સાન સહુક મળે નહીં. બધું ગામડયા જેવું ને હલકા માણસ બોલે તેવું બકબક કરેછે. શીખવુંછે તેપર ધ્યાન આપતી નથી, ને પોતાના ભઠયારખાનાને ને ભઠયારખાનાનેજ કુત્યા કરેછે. મોટે ઘેરના બયરાંઓ વચ્ચે હું એને લઇ જાઉં ને તાંહુ એ ફજેતી કરી મુકે તો? કેથે જમવા બેસે ને કાંટો ભોંકી તાલવું ચીરી નાંખે તો? મરે રે કંઇ સુજબી નહીં પડતું."

"તે તમુને સુજ પાડવું પડશે. કાંઇબી કરીને તમે એને શીખવો. મેં તે કામ કરવાને વરે તમુને સારી રકમ આપીછ તે ભુલી ના જતાં." ભીખાજી બોલ્યો.

આ તાણાથી તહેમીનાને ચટકો તો લાગ્યો પણ અખાડા કરીને બોલી: "એને તૈયાર કરતાં લાંબો વખત લાગશે. આસપાસના સઉના હાથ દાબવા પડશે. મેં કેટલાંક મોટે ઘરનાં બયરાંઓ સાથે ગોઠવણ કીધીછ. લોકને સોના રૂપાંની ભેટ સોગાદ મોકલશું તો તે લોક તમારી બેહેનને મળવા આવશે."

"એ બધી વાત એક તરફ રાખો. મને તમે ગધેડો બનાવશો તો તે હું કાંઇ સાંખવાનો નથી. વાહડયાને ઘરની પારટીમાં એનેબી તેડું થાય એવી સંભાળ રાખજો ને દાવરને બંગલે ખાણું છે ત્યાંબી એને બોલાવજો. સમજયાં?"

"તમે કાંઇ ઘેલા બેલા થયાછ?" તહેમીના અજબ થઇ બોલી; "એ બે ઘેર તો પારસીઓમાં સર્વથી મોટે ખાંચરેના ઘરમાંના ગણાયછ. તાંહુ એકદમ કેમ લઇ જવાય?"

"કેમ લઇ જવાય કે કેમ નહીં લઇ જવાય તે કાંઇ હું સમજતો નથી. તમુને એ બધી ગોઠવણ કરનીજ પડશે; તે ગોઠવણ કરવાની તમને ફરજ પડશે."

"ત્યારે શું તમે મને તમારૂં હથયાર બનાવવા માગોછ કે?" ભીખાજી ખડખડ હસી પડ્યો. તે બોલ્યો:

"બાઇ સાહેબ, જે તમારી મેં સઘળી વાત જાનીછ, તે જાણવા પછી તમુને મારાં હથ્યાર નહીં બનાઉં તો શું કરૂં! લેવો પૈસા લેવો; બીજા જેટલા જોઇએ તેટલા પૈસા લેવો. તે આપવાને મારી ના નથી. મારા કરોડો રૂપ્યા છે તેનું એક દહાડાનું વ્યાજ ઘણું તો ખરચાશે. એ.માં શું મોટી બીસાત? પણ મારૂં કામ તમુને કરવું પડશે."

"ખરેખર, એ કામને માટે પૈસાની તો જરૂરજ છે. વાહડયા ને દાવરને ઘરે પૈસાના જોરથીજ દાખલ થવાય. કારભારીઓના હાથ દાબ્યે તારે તે લોક પોતાનાં બાઇ આગળ તમારી બહેનની અને તમારી તારીફ કરે. તે તારીફ થતી હોય તારેજ ઘણી કીમત ભેટ જઇ પુગે તારે અસર થાય, ને તેજ વખતે કોઇ બીજો પરોણો તરીકે અજાણો થઇને હાજર થયો હોય અને તમારૂં બાંકુ પુંકે તારે કામ બંધ બેસે. એ બધાંને માટે પૈસા તો જોઇયે."

"હું તમુને પાંચ હજાર રૂપ્યા આપવા તૈયાર છેઉં." ભીખાજી બોલ્યો; "એ બે ઘેરનાં તેડાં મારી બેહેનને વરે આવે તો મારે તમુને પાંચ હજાર રૂપ્યા આપવા; કેમ, કબુલ?"

પાંચ હજાર રૂપ્યાનું નામ સાંભળતાંજ તેહમીનાની આંખ ચમકવા લાગી અને જાણે એક સંકડામણમાંથી તેણીનો છુટકો થયો હોય તેમ તેણીએ એક હાય ખેંચી.

"હડી હજાર પેહેલાં આપો કે હું કામ ચલાવતી થાઉં." તેહમીના બોલી.

"ઠીક છે. આજે સાંજે હું તમારી પર રૂપ્યા મોકલી આપસ. હવે રજા લેઉંછ."

ભીખાજી રજા લઇને ગયો અને મોટાંબાઇ પોતાની ખુરસી પર વીચાર કરતી બેસીજ રહી.

---

# પ્રકરણ ૨૨ મું.

## ભીખાજીનું વમાસણ.

શરાફનો મોટો મેહેલ સમાન બંગલો વેચાઇ ગયો અને તે માહેલા સરસામાનનું પણ લીલાઉ થઇ ગયું. પોતાની મરહુમ માતાની એક માનીતી ખુરસી અને એક નહાની ટેબલ ખરીદી લેવાની નાજાંની બહુજ મરજી હતી અને તે ખરીદવાને નાજાંના વાલી અને મુરબ્બી સરદાર રતનજીએ તેણીને કબુલાત આપી હતી. સરદાર રતનજીને હમણા નાણા સંબંધી મોટા ફટકાઓ લાગ્યા હતા; શરાફની પહેડીના ડુબવાથી તેના લાખો રૂપ્યા ગયા હતા અને કરાંચીથી કોઇ તાર માસ્તરની ભુલથી એક ખોટા આવેલા તારના સંદેશાને સબબે તેને બીજી બહુજ ખોટ ખમવી પડી હતી. નાણાની તેને ભીડ હતી માટે સઘળું ફરનીચર ખરીદી લેવાનો તેનો ઘણો વીચાર અને મરજી હતી. છતાં તે તેમ કરી શક્યો નહીં અને નાજાંનું જે જણસો ઉપર દીલ લાગ્યું હતું તેજ ખરીદી લાવવાને તેણે ઠરાવ કર્યો હતો.

લીલાંઉ પુરૂં થઇ ગયું અને નાજાં આગળ રતનજી આવ્યો. રતનજીના ચેહેરાપરથીજ નાજાંએ જોઇ લીધું કે તે પોતાની મકસદમાં ફાવ્યો હતો નહીં.

"મારી દીકરી, તે ટેબલ ને ખુરસી હું ખરીદી શક્યો નથી. બેઉના મેં સો સો રૂપ્યા કીધા પણ પેલો ભીખાજી હીરા દલાલ વચ્ચે ને મેં સો કીધા કે તેણે એકદમ બીજા સો વધારી દીધા. તેણે તે ખરીદી લીધીજ, દલગીર છેઉં દીકરી, કે બસોથી

વધવાની મારી હમણા ગુંજાસ નથી. ભીખાજીએ તે ખરીદવામાં કાંઇ મતલબ રાખી હોય એવું મને તો લાગેછ. વીસ–પચીસ રૂપ્યાના માલની એણે બસો રૂપ્યા કીંમત કાંય આપી હોશે?"

"ભીખાજી લઇ ગીયો!" નાજાં બોલી; "અલબત્તાં કાંઇ મકસદ સરજ લઇ ગીયો હોસે. તે આએ ચીજ લઇ ગીયો એમ જાણી મને દલગીરી લાગેછ. આખી દુન્યામાં કોઇ બીજું તે ખરીદી જતે તો મને એટલો બરાપો નહીં થતે કાકાજી."

નાજાંનો બોલ સાંભળી સરદાર રતનજી ગમગીન બની ગયો. તે બોલ્યો; "મારી વહાલી નાજાં, તુને એટલો બરાપો થશે એમ જો હું જાણતે તો વધારે વધતે ને એ તેના હાથમાં નહીં જવા દેતે. ખુદા શાહેદ છે, જો મારી ગુંજાસ હતે તો દરેક જણસ હુંજ ખરીદી લેતે ને કોઇ બીજાના હાથમાં જરાજ નહીં દેતે. પણ નાચાર છેઉં."

"કાકાજી, કાકાજી," નાજાં તેને ગળે વળગી પડીને બોલી; "હું ઘણી એખલપેટી છેઉં. માફ કરો મારાથી બોલાઇ ગીયું. મારે એવો વીચારબી નહીં કરવો હતો."

બુઝોર્ગ રતનજીએ નાજાંને પેટમાં ચાંપી અને પોતાની આંખો તેણે લુછી. ને ઓરડાની બહાર ગયો અને થોડીજ પળે ઓરડાનો આખો દરવાજો રોકાઇ જાય તેવાં ભારી બદન નો ભીખાજી બારણામાં આવી ઉભો.

"કેમ, નાજાંબાઇ શું કરોછ?" પોતે કેવીક ફતેહ મેળવી આવ્યો હોય તેવો દેખાવ કરી તથા તેવીજ ઢપનો અવાજ કહાડીને તે પુછવા લાગ્યો; "તમે સાંભળ્યું કે! મેં સઘલું ફરનીચર ખરીદી લીધુંછ. તમે મારી સાથે પરણીને મારા ઘેરમાં રહેવા આવો તારે તમારૂં પોતાનું માનીતું ફરનીચરજ તમો વાપરો એવી મતલબે તે સામન ઉપર મેં હજારો

રૂપ્યાની ધુળધાની કરી નાંખીછ. હવે અત્રે આપણે એબલાં છેઇયે તારે વીચાર ચલાવ્યે. બોલો લગન કયારે કરશો ? પેલા પૈસા વનાના ભીખારી પોર્યાનેજ હવે તમે વળગી રહેવા જેવી સુરખાઈ તો નહી કરવા માંગતાં હોવો. ને સરદાર રતનજીને માથે પડીને તેમનાં ઘરમાંજ ખીચરો ખાવાનું તમુને ગમતું તો નહીં હોસે. વળી એને બીચારાએ મોટી ખોટ ખમીછ તે વખતે———"

"તે ખોટ તેવણે કોણથી ખમી ! તમારી સલાહથીજ કની ?"

તે કરોડપતી પારસીએ પોતાનાં ખભાં ચહડાવ્યાં. તે બોલ્યો.

"હું તે કાંઇ પેસી નીકળ્યોતો કે એ તારનો સંદેશો તે ભુલ છે ? મેં તો એને આગાઉથી સારી સલાહ આપી. પણ જો તમુને રતનજીની એટલી બધી દયા લાગતીજ હોય તો તેને મદદ કરવાનો તમારે માટે ખુલ્લો મારગ પડેલો છે."

"મદદ કરવાનો મારગ ! તે શું ?" નાજાંએ ઉલટમાં આવીને પુછ્યું.

"તું મારી ધનીઆણી થા, ને પછી જેને ગમે તેને ખોબા ભરીને પૈસા આપી દે. રાજાની રાણીઓ કરતાં વધુ દોર દમામની તું રાણી બન. નાજાં, જરા વીચાર કર; હું જો ચાહું તો આજે મુંબઇનાં સર્વથી તવંગર અને મોભાદાર કુટુંબની છોકરીને પરણી આઉં. પણ મને તારી તરફ અતી ખેંચાણ થાયછ. તારી આંખ, હોટ, કાન, કપાલ, બાલ—"

"મી૦ ભીખાજી, તમારી આવી વાત હું કદીબી સાંભળી શકું નહી. એક બાતું તરફ સભ્યતા અને મરયાદા જાળવતાં તમુને નહીં આવડતી હોય તો એટલુંબી યદ રાખો કે હમણા હું ગમમાં ગીરફતાર થયલી છેઉં; મારા બાવાજીને ગુજરયાને

મહીનોબી થયો નથી." તેણીએ ગુસ્સામાં ભીખાજી તરફ પીઠ ફેરવી પણ તેજ વખતે તેણીની નજર બારણા તરફ ગઇ, જ્યાં જેહાંબક્ષ તરતનોજ દાખલ થતો હતો. તેણીએ જેહાંબક્ષને દીઠો અને ખુશાળી સાથે બોલી:

"ઓ જેહાં, તું આયો કે? કાંહ ઉતો?"

નાજાંના ચેહેરા ઉપર થયલો ફેરફાર ભીખાજીએ દીઠો, તેણે ખીજવાતમાં પોતાનો હોઠ કરડયો અને આ વાતચીતની વચ્ચે આવવા માટે જેહાંબક્ષને તેણે શ્રાપ દીધા. તે ઓરડાને છેક છેડે બારી આગળ જઇ ઉભો, કે જ્યાં તે આ બે આશક માશુક વચે થતી વાતચીત તે સાંભળી શકયો નહીં પણ જેહાંબક્ષના ચેહેરા તરફ તે એક ટગરે ટીકતોજ રહયો.

"પ્યારી હવે જવાનો વખત થયો." જેહાંબક્ષ બોલ્યો; "સરદારનાં ધનબાઇજી ગાડીમાં બેસીને તારી વાટેવાટ જોયછ ને બધાં ચીરડાઇ જાયછ."

"પણ આજે મારા બાવાનો બંગલો છોડીને મને જવા ગમતું નથી, જેહાં."

"તોબી શું કરશે? જયા વના કાંઇ છુટકો છે? ચાલ આવ મારી સાથે." જેહાંબક્ષ બોલ્યો; "ને તુને હું એક ખુશ ખબર કેહુંછ. મને એક બેંકમાં નોકરી મળીછ. જો કે તે નાના પગારની નોકરી છે પણ વધવાનો સંભવ છે."

તેઓ બંને એકકની પાંખડી પકડીને વાત કરતાં ઓરડાની બહાર ગયાં અને ભીખાજી તો ત્યાંજ તેમની પાછળ વાટ જોતો ઉભોજ રહયો. તે આખરે બરબડયો.

"એના ભઇ તહેમુરસને એ તદનજ મળતો આવતો નથી. એ બે વચે ચેહેરામાં, દેખાવમાં, રીતભાતમાં એટલો બધો ફરક કેમ હોશે?"

---

# પ્રકરણ ૨૩ મું.



## પેસુની સમજાવત.

આપણે આ કથાનાં પહેલાં પ્રકરણમાં વાંચી આવ્યા છીએ. મુજબ સરદાર રતનજી કેરસારપજી બોગાશેઠનો મેહેલ જેવો સુંદર બંગલો વાંદરા ખાતે આવેલો હતો જેને સરદાર લનું નામ આપવામાં આવેલું હતું. આ બંગલા ઉપરાંત બીજી નહાની બંગલી મુંબઇના કોલાબા તરફ પણ વેલી હતી અને તેમાં હાલમાં સરદાર પોતાના કુટુંબ સાથે નાજાં સાથે આવી વસ્યો હતો. તે બંગલાના દીવાનનામાં નાજાં બેઠેલી હતી તેટલાં ત્યાં સરદારનો દીકરો અને સ પેસુ પીછાત્યું આવી લાગ્યો. નાજાં એખલીજ હતી ને સરદાર પોતાના ખાનગી ઓરડામાં રોકાયલો હતો, જયારે બાઇજી ચશમો ચહડાવીને કસતુર્યા મુરગની વાત વાંચતી તાના ઓરડામાં બેઠી હતી. કસતુર્યા મુરગની વાર્તામાં ધનબાઇને કાંઇ એવો રસ જણાયો કે વારંવાર તે વાંચી વાંચીને મોહોડે મેલી હતી અને લોકોને તે વાંચવાની ભલામણ પણ તી હતી અને જ્યાં ત્યાં તે મુરગ શું કહેતો હતો' તે પોતે ડી સંભળાવતી હતી.

"ઓહો, હું કેવો નસીબવારો કે તમો મને એખલાંજ ળી ગીયાં નાજાંજી." પેસુ નાજાંને જોઇ નફટાઇથી બોલ્યો અને ખુરસી ખેંચી તેની પાસે બેઠો. "ખુદાએ તમારી તરફથી મેહેરબાની કીધીછ? બસ સારી દુન્યાની ખુબસુરતી ડોહવી હવીને તમારી ઉપરજ રેડી દીધીછ."

"વરી એ વાત તમુને કોણે કહી?" નાજાંએ પુછ્યું.

"કેહેતુંતું કોણ? મારા મોહડાંપર આંખ નથી કે? ને વરી ભીખાજીબી એમજ કહેછ."

"તારે કોઇએ કહ્યું ખરું કની? હુંબી એમજ અજબ થતીતીં કે કોઇના કહ્યા વગર તે સમજવાની તમુને કાંહથી સમજ આવી ગેઇ." નાજાં બોલી. પણ તે બોલવાનો અર્થ બોહડ સુરખ પેસુ સમજી શકયો નહીં.

"અરે ભીખાજી તો તમારે વરે મારે આગળ ઘણું ઘણું કહેતોતો." ભીખાજીની શીફારસ કરવાનો આ ઠીક લાગ મળી ગયલો ધારી પેસુએ વાત ચલાવી; "તે કહે છે કે હું, એટલે ભીખાજી, તમુને એટલો ચાહું છ, એટલે તે ચાહે છે કે મારી અરધી દોલત, એટલે ભીખાજીની અરધી દોલત, હું આપી દઉં, એટલે તે આપી દે."

પેસુની આ બોલી સાંભળી નાજુ હસી પડી. તેણીએ કહ્યું.

"પેસ્તનજી, તમે ઘણી છટાથી બોલોછ. તમે શીખ્યા હોતે તો બેરીસ્ટર થતે જે. ચાલો વારૂ કંઇ નહીં, જેટલું છે તેટલુંજ ગનીમત."

"અરે પણ મારી વાત તમે સાંભરોની. એમ બીજી વાત કરોછ તારે હું મારી વાતનું પુછરૂં ભુલી જાઉંછ" પેસુએ કહ્યું, "ભીખાજી સાથે તમે કાંય નહીં પરણનાં? ભીખાજીને શું છે? મજાનો ખાસો, ડાહ્યો ડોહરો, એશકો ને પૈસાવારો પારસી છે। એને શું છે?"

"કાંઇજ નથી, મેં કાંહ કહ્યું કે એને કુતરાએ કરડયોછ?" નાજાં બોલી.

"અરે એને કુતરો શું કરડતોતો એ કુતરાને ઉલટો બાચકું ભરે તેવો પાવન છે, સમજયાં?" પોતાના ગુરૂ અને સુરબ્બીની વખાણ પેસુએ કરવા માંડી; "મારૂં જો નાહાનનું કહ્યું માનો તો કહી દેવો. એમાં તમુને લાભ છે."

"ને તમુનેબી લાભજ હોસે." નાજાંએ કહ્યું, અને પેસુના ચેહરાપર ટીકીને જોયું.

"નહીં રે મને સાનો લાભ, મને તો ઉલટો ગેરફાયદો છે. તમે સમજ્યા નહીં."

"નહીં, હું નહીં સમજી. તમુને શું ગેરલાભ તે મારી સમજમાં ઉતર્યું નહીં."

"એટલે હું એમ કહેઉંછ કે તમે એની સાથે પરણો તો, તમે સમજ્યાં નહીં—એ તમારી સાથે લગન કરે—ને તમે એની બઇરી બનો—તારે જો તમારો વર થાય ને હું એને—તમે સમજ્યાં નહીં." પેસુએ બધું ગોડલ કરી મેલ્યું.

"બેશક, પેસુજી, હું સમજી નહીં. તમે એ શું બકોછો, તે કાંઇ સમજ પડતી નથી.

વાત એમ છે કે હું તમારી સાથે પરણવા માંગુંછ, તે છતાં મને ભીખાજીની ભલામણ તમારી આગળ કરવી પડેછ, તારે તે ગેરફાયદો કેની ? તમે સમજ્યાં નહીં."

"નહીં, નહીં; હવે તો હું બરાબર સમજી." નાજાં પછી હસી પડીને બોલી.

"કાલ સાંજ સુધી તમારા હાથમાં વીચાર કરવાને પુરતો વખત છે. તેટલાં વીચાર કરી મેળજો. કાલે ભીખાજી આપરે ઘેર જમવા આવવાનો છે, ને તે વખતે તમે અસેગસે કહી દેજો, કે તમે એની સાથે પરણવાને રાજી છેઓ. તમે સમજ્યાં નહીં ?"

"કાલે એ અહીં જમવા આવવાનો છે ?" નાજાંનું હસવું ઉડી ગયું અને તે ફીકી થઇ ગઇ. "તમારા બાવાજીએ તો ઘણી વખત મને કહેલું કે એને ઘેરમાં ઘાલવાને એવણુ રાજી નથી."

"અરે ખુદાય ખુદાય કરો બાઇ, એવા દોલતવાળાને કોઇ ટુકારોથી કહે કે ? બાવાજીને બરાબર સમજ નહીં હતી તેથી એવું બોલતાતા, પણ હવે સમજ આવીછ."

"તે સમજ તમેજ આપી હોસે ?" નાજાંએ ફરીને એશારો કર્યો.

"અરે બાવાજી મારી પાસેથીજ સમજ લેતા હોતે તો પછી દુખજ શાનું હતું ? એવણ તો પોતાની મેરે સમજયાછ કે કોન જાણ કેઠેથી સમજ મેળવી આયાછ. કાંઇ સમજ પડતી નથી; તમે સમજયાં નહીં." પેસુએ ખુલાસો કર્યો.

"પેસુજી, તમારી આએ સમજ—સમજથી તો મારૂં ભેજું ચરી આયું જો." નાજાં હવે કંતાળીને બોલી; "લે ચાલો, મને હજુ તો કપરાં ગોઠવવાનાં છે."

નાજાં ઉઠી ગઇ અને પેસુ મનમાં તો એમજ સમજયો કે ભીખાજીની ભલામણ તેણે બહુજ અસરકારક રીતે નાજાં આગળ કીધી હતી.

બીજે દહાડે સહવારે જેહાંબક્ષ મેહેતાને ટપાલ મારફતે એક કાગજ મળયો. તેને એક બેંકમાં નવી નોકરી મળી હતી માટે તે ઉલટમાં આવ્યો હતો અને પોતાની કારકીરદી નવેસરથી શરૂ કરવાનો તેને ઉમંગ હતો. પોતાની હુશયારી, ચંચ, લાઇ, જ્ઞાન અને પ્રમાણીકપણા ઉપર તેને વીશ્વાસ હતો. માટે નવી નોકરીમાં ઉતાવળે ખીલી નીકળવાની તેની ખાત્રી હતી. તે છેલ્લા ફટકાથી બહુ કચડાઇ ગયો હતો તો પણ ખુદા ઉપર ભરૂસો રાખનાં તે શીખ્યો હતો. માટે બની ગયલા બનાવ ઉપર બળાપો નહીં કરતાં હવે પછીના વખતને માટે તૈયારી કરવાને તેણે હીમતથી કમર કસી હતી અને તકદીર સામે લડત ચલાવવા માંડી હતી.

જેહાંગબક્ષે તે પત્ર લીધો અને તે વાંચતાંજ તેનો ચેહેરો ફીકો પડી ગયો. જે બેંકમાં તેને નોકરી મળી હતી તેના વડા મેનેજરે તે પત્રમાં તેને દિલગીરીથી જણાવ્યું હતું કે ચોકસ સબબો જે જણાવવા લાયક નથી તેને લીધે જેહાંબક્ષને નોકરી આપવામાં આવનાર નથી.

જેહાંબક્ષની અજાયબી અને નાસીપાસીનો પાર રહ્યો નહીં. એવા તે શું 'ચોકસ સબબો' મળયા હશે કે જેને લીધે આ આપવામાં આવેલી નોકરી પાછી ખેંચી લેવામાં આવી? તે સબબો એવા તે કયા હશે કે 'જણાવવાને લાયક' પણ નથી? તેને શક ઉપજ્યો. આ કામમાં પેલા કરોડપતી ભીખાજીનો હાથતો નહીં હોય? તેણેજ આ 'ચોકસ સબબો' બેંકના મેનેજરને પુગાડયા તો નહીં હોય?

ભીખાજીને મળીને આ બાબતનો ખુલાસો પુછવાનો તેણે ઠરાવ કર્યો અને તરતજ તે કપડાં પેહેરી, જોકે સહવારના બહુ સકાળું હતું તે છતાં ભીખાજીના વાલકેશ્વર તરફના મોટા બંગલા તરફ ઉતાવળે પગલે ચાલ્યો.

---

## પ્રકરણ ૨૪ મું.

### એક શરમ ભરેલી સુચના.

ભીખાજી પોતાના બંગલામાં ખાનગી ઓરડામાં બેસીને કેટલાંક દસ્તાવેજો તપાસતો હતો તેટલાં નોકરે આવીને જેહાંબક્ષના આવી પુગવાની ખબર આપી અને ભીખાજીએ તરતજ તેને પોતાની હજુરમાં બોલાવ્યો.

" તમે અહીં આવશો એવી મેં વકી રાખેલી નહીં. " તે કરોડપતી પારસી ખુરસી પર અઢેલાઇ, તુચ્છકારથી જેહાંબક્ષ

તરફ જોઇને બોલ્યો; "આટલા થોડા વખતમાં તમે મારી આગળ દોડી આવશો એવી મને આશા નહીં ઉતી. તોબી તમો અહીં મને મળવા આયા એ બહુ ઠીક થયું. હું તમારેજ વાસ્તે મારાં મનમાં વીચાર કર્યા કરતો હતો, કારણ કે મારે તમુને એક સુચના કરવાની છે. તે સુચના તમો બહાલ રાખશો તો તમુને મોટો ફાયદો થશે એમ હું તમોને ખાતરી આપુંછ, મી૦ મેહેતા."

"તે બધું હોસે." જેહાંબક્ષ શાંતપણે પણ મજબુત અવાજે બોલ્યો; "પણ તમો તમારી સુચના મારી આગળ કરો તે અગાઉ મારે આ પત્રનો ખુલાસો માંગવો છે." જેહાંબક્ષે પેલો બેંકના મેનેજર તરફથી મળેલો પત્ર ભીખાજીની ટેબલ ઉપર મુકીને કહયું; "આ પત્ર વીષે તમો કાંઇ જાણો છો કે? એ માંહેલા 'ચોકકસ સબબો'નો તમો કાંઇ ખુલાસો આપશો કે?"

ભીખાજીએ તે પત્ર હાથમાં લીધો, ઉખેડીને વાંચ્યો, અને પાછો જેહાંબક્ષના હાથમાં આપ્યો. તે બોલ્યો; "મી૦ મેહેતા તમુને એવો વીચાર એકાએક કેમ આયો કે આ પત્ર સાથે મને કશું લાગતું વળગતું હોય? તમારા જેવા માણસોના કામમાં વગર કારણે અને હાંસલ કશું નહીં હોય ત્યાં માથું મારવાના કરતાં મને બીજાં ઘણાં કીંમતી કામો બજાવવાના છે."

તેનો કરડો કઠણ અવાજ જેહાંબક્ષને એક ચાબુકની ચીમકી જેવો લાગ્યો, તોબી તે શાંતજ રહયો, ધીરજથી બેસી રહયો અને તેજ ઢપે જરા પણ ઉશકેરાયા વના બોલ્યો:

"થોડો વખત થયો મને લાગે છે કે મારા કામમાં માથું મારવાનું તમને મન થઇ આવ્યું છે અને તમારા ઘણા કીંમતી અને અગતના કામોમાં એ પણ એક કામ તમે ઉમેર્યું" છે. મી૦ ભીખાજી હીરાદલાલ, જેમ મારા મરહુમ મુરબ્બી કુંવરજી શેઠના કામ વચ્ચે માથું મારવાનું તમને સુજ પડી આયું'તું

તેજ મુજબ તમને હવે મારી વચ્ચે આવવાનો વીચાર આવેલો લાગે છે. તેમ હોવાથી તેનો ખુલાસો હું તમારી પાસે માંગવા આયોછ."

34069

"પણ ભલા આદમી, તુંને તો તરેહવાર લાગશે તેનું હું શું કરશ? તુંને તો કાલે ઉઠીને એમબી લાગશે કે ગવરનર સાહેબે તારી પાઘડી ચોરાવીછ, તે તું જઇને ગવરનર સાથેબી લડશે કે? ને તેની પાસે ખુલાસો માંગશે કે? તારૂં ભવિષ્ય કાંઇ ઘણી સારી આશા આપનારૂં અમના નથી તેથી તું બેબાખરો પડી ગયલો લાગેછ ને જે તે મનમાં માની લઇ દોરતો ફરેછ. પણ સંભાળ રાખજે છોકરા, ચેતીને નહીં ચાલશે તો એવો જમીનદોસ્ત થઇ જશે કે પાછો ઉદવાજ પામશે નહીં. હું તારી આગળ એક સુચના કરવા માગુંછ. તું નાજાં શરાફ સાથનું તારૂં કાજ તોડી નાંખ ને તેના બદલામાં હું તારૂં ભવિષ્ય જહલકતું બનાવી આપવાને માથે લઉંછ. મારી પોતાની તારીફ તારી આગળ કરવાની કશી અગત નથી; હું ઘણો શકતીવાન છેઉં, જે ચાહું તે કરી શકું તેવો છેઉં, તારે મારા જેવાની ખફગી ખેંચી લેવામાં માલ શું? મારો રસ્તો મોકળો નહીં કરવામાં હાંસલ શું? ભીખાજીએ હળવે હળવે ખુલાસો કર્યો; "તું ગમે તે પણ નાજાં કરતાં ઉતરતી સ્થિતીનો પડયો—"

"બેશક, અને તેમજ તમેબી મારી માફકજ ઉતરતી સ્થિતીમાં જનમ્યા હતા તે ભુલી ના જાઓ." જેહાંબક્ષે કહ્યું. "આપણા વચ્ચે દોલત સીવાય બીજો ફરક—"

"અરે ઘેલા, દોલતનો ફરક તે કાંઇ નાનો ફરક છે! તારી પાસે છે શું? તુંને કાંઇ ગળવાની આશાબી છે? નાજાંને છોડી દેવાની તુંને હવે પછી ફરજ તો પડવાનીજ, કાંય કે તારાં કંગાલયતપણાં સાથે નાજાંને તું રાખવાને કબુલ કરવાનો

નથી. તારે હમનાથીજ કાંય નહિં છુટો થતો ? તેમ કરી મારી મહેરબાનની કાંય નહિ ખેંચી લેતો ? તુંનેબી ફાયદો થાય, નાઝાંબી સુખી થાય, ને વરી મારૂંબી કામ થાય."

"સાહેબ, બીખાજી શેઠ, તમે કોણ સાથે વાત કરોછ તે તમે ભુલી જાઓછ." હવે જેહાંબક્ષ ઉઠીને ઉભો થયો અને ગુસ્સામાં લાલ થઇ બોલ્યો; "મને તમે જે અપમાન કરોછ તેનો તમને ખ્યાલ નથી કારણ કે તે અપમાન સમજવા જેવી તમારી લાગણી નથી, તેવો તમારામાં ગુણ નથી. દુન્યામાં એવી પણ કેટલીક બાબતો છે કે જે આબરૂદાર માનસો કરવા જેવું નીચપણું દેખાડે નહીં એમ તમો સમજી શકતા નથી. જયારે આવી સુચના ફરીને તમો કરવા માંગો ત્યારે એવા માણસ આગળ કરજો કે જે તમારી માફક લાગણી વનાનું જીગર મેળવવા જેવા શ્રાપને પામ્યો હોય અને તમારી માફક કાંઇજ નહિ પણ પૈસાને પોતાનો ખુદા ગણતો હોય."

તે કરોડપતી પારસીની આંખમાંથી ઝહનુન વરસી રહયું. તે માત્ર એટલુંજ બોલ્યો:

"સાહેબજી, જાઓ ! યાદ રાખજો છોકરા, તારા બાબમાં કેમ કામ લેવું તે તેંજ આજે નક્કી કરી આપ્યુંછ."

---

## પ્રકરણ ૨૫ મું.

### તુટેલાં પીછનો ટુકડો.

બપોર પછી જેહાંબક્ષ મોટાં બાઇ સાહેબ તહેમીનાને બંગલે જઇ પૂગ્યો. ત્યાં જઇ પુગતાં તેને ખબર મળી કે તહેમીના તો પોતાના માહીમ ખાનેના બંગલામાં થોડા દીવસ રહેવાને ગઇ હતી થોડો વાર વીચાર કરવા પછી તે બંગલામાં

જાતે જઇને તહેમીનાની મોલાકાત લેવાને તેણે ઠરાવ કર્યો. પણ એકદમ માહીમ તરફ તેનાથી જઇ શકાયું નહીં. કારણ કે તેણે સાંજના મળવા આવવાનું વચન નાજાંને આપ્યું હતું. તેની નોકરી મળતાંજ પાછી જતી રહી હતી તેની ગમખાર ખબર નાજાંને તેને હજી તો પૂગાડવાની હતી.

નાજાંને તે પહેલાં જઈને મળ્યો અને સાંજના તે કોલાબાના સ્ટેશન ઉપરથી માહીમ જવાને ઉપડયો, માહીમના એક એકાંત લતા ઉપર તે બંગલો આવેલો હતો. રાત પડી ચુકી હતી, અને ચંદ્ર ઉગ્યો હતો તે બંગલો કાંઇ ઘણો સુંદર હતો નહીં પણ અતી ઘણો જુનો અને બહુંજ એકાંત ભાગ પર આવ્યો હતો અને તેહમીના જેવી એક ફેશનેબલ મંડળોમાં ફરનારી અને ધામધુમને પસંદ કરનારી સ્ત્રીએ આવા બંગલામાં રહેવાનું કેમ પસંદ કીધું હશે તે જેહાંબક્ષ સમજી શકયો નહિં.

જેહાંબક્ષ બાગમાં દાખલ થયો અને આગળ વધ્યો અને બંગલાની સીડી ઉપર તે ચહડવા જતો હતો તેટલાં બાગના બીજા ભાગ ઉપર થોડેક દુર તેની નજર ખેંચાઇ. તે તરફ એક મોટો કુવો આવેલો હતો અને તે કુવાની પાસે તહેમીના પોતે ઉભેલી હતી. તેણીની નજદીકમાં બે માણસો ઉભાં હતાં જેમની સાથે તહેમીના વાત ચલાવતી હતી. તે બેઁ માણસો છાંયડામાં હતાં જેથી તેમના ચેહેરા યા પહેરવાશ જેહાંબક્ષ જોઇ શકયો નહીં.

જેહાંબક્ષ સીઢીડી ઉપરથી પાછો ઉતર્યો અને તહેમીના જયાં ઉભી હતી તે તરફ ચાલ્યો. તેનાં પગલાંનો અવાજ સાંભળતાં તહેમીનાએ તેની તરફ જોયું અને પેલા બે માણસો અંધારાંમાં વધુ હઠી ગયા, બાનુ તહેમીનાએ જેહાંબક્ષ તરફ જોઇને પુછ્યું.

"એ કોણ છેઓ ?"

"જી, એ તો હું છેઉ" જેહાંબક્ષે જવાબ દીધો; "હું જેહાંબક્ષ મેહેતા છેઉં. આ બહુંજ કઢંગે વખતે હું તમને મળવા આયોછ, જે માટે તમારી દરગુજર ચાહુંછ. પણ જે કામે હું આયોછ તે મારે માટે બહુ અગતનું છે, તેથી તમુને તસદી આપવા આયોછ."

"આવોની બંગલામાં. તમારાં પગલાં કાં છે ? આવો, આપરે વાત કયેં."

તેહમીનાએ બહુજ લાયકી અને માયાથી જવાબ દીધો અને પેલાં બે માણસોની હાજરી પણ તેણી ભુલી ગઇ હોય તેવો દેખાવ કરીને તેણી જેહાંબક્ષને બંગલામાં તેડી ગઇ. જે બેંકમાં જેહાંબક્ષને નોકરી મળી હતી અને નોકરી પાછી ખેંચી લેવામાં આવી હતી તેના વડા મેનેજરને તહેમીના સાથે ઓળખાણ હતી માટે તે મેનેજર ઉપર એક ભલામણ પત્ર આપવાની જેહાંબક્ષે તહેમીનાને અરજ કીધી.

"અલબતાં હું તમને ભલામન પત્ર આપશ." તહેમીનાએ જવાબ દીધો; "હું ઘણી ખુસી છેઉં કે મારી મદદ માંગવાનો તમુને વીચાર આયો. તમુને મદદ કરવાને હું કેટલી આતુર છેઉં તે તો મારો જીવજ જાનેચ,"

આ તેણીના છેલ્લા બોલોથી જેહાંબક્ષ કાંઇક વમાસણમાં પડયો પણ કાંઇ બોલ્યો નહીં તહેમીના તેની નજદીકથી ઉઠીને એક લખવાની ટેબલ આગળ ગઇ અને ચીઠી લખવા બેઠી. જેહાંબક્ષની પાસેની ખુરશી જે ઉપર થોડાજ વખત ઉપર તહેમીના બેઠી હતી તે ઉપર પીછનો એક પંખો પડેલો હતો. જેહાંબક્ષે તે પંખો હાથમાં લીધો અને આમ તેમ ફેરવીને તેણે તે જોયો. તરતજ તેને કાંઇ યાદ આવ્યું જેથી તેણે પોતાનાં ગજવામાંથી એક નાનકડી પાકીટ બુક કહાડી અને

તેમાંથી એક અરધું તુટેલું પીછ બહાર કહાડયું. પંખાનાં જેવાં ગુલાબી રંગના પીછ હતાં તેવાજ રંગનું તે તુટેલું પીછ પણ હતું. પંખો તેણે ખુલ્લો કીધો તો તેને જણાયું કે સઘળાં પીછ આખાં હતાં પણ એકજ તુટી ગયલું હતું અને પાકીટ-માંથી કહાડેલો પેલો પીછનો ટુકડો તેમાં બરાબર આવી રહેતો હતો.

તહેમીનાએ પોતાની ચીઠી પુરી કીધી અને પાછી ફરી કે તરતજ જેહાંબક્ષે તેણીને પુછ્યું. "બાનું તહેમીના જે વખતે મરહુમ કુંવરજી શેઠનું મરણ નીપજ્યું તે વખતે તમો તેવનની આગળ, લાયબ્રેરીવાળા રૂમમાં જઇ આવ્યાં હતાં એવું મને માલમ પડેછ. એ વાત તમોએ અમુને તો નહીં કહી ?"

જેહાંબક્ષ જો કે શાંતપણે બોલ્યો હતો તોપણ તહેમીના ઉપર એ એક હુમલા સમાન હતું અને તહેમીના ચોંકીને તેની તરફ જોવા લાગી. પણ તે સ્ત્રીએ પોતાની લાગણી ઉપર કેવી રીતે કાબુ રાખવો અને સામા ધણીને કેવી રીતે જીતી લેવો તેની પુખ્ત તાલીમ લીધી હતી માટે જેહાંબક્ષથી તે કાંઇ આજેજ થાય તેવી હતી નહીં.

" તે તમે કેમ જાણ્યું, જેહાંબક્ષ !" તેણીએ જેહાંબક્ષની પડોશમાં બેસીને પુછ્યું.

પેલાં તુટેલાં પીછનો ટુકડો તહેમીનાને દેખાડીને જેહાંબક્ષ બોલ્યો:

""મરનારના સ્થાન આગળથી આ ટુકડો મેં ઉંચકી લીધોતો, ને એ ટુકડો તાંહ કેમ આયો તેની તપાસ કરવાની મતલબે મેં એ તે વખતથી હમના સુધી મારી પાસે રાખ્યોછ. એ ટુકડો તમારા પંખામાંથી તુટી ગયલો છે, ને એજ પંખો તે રાતે તમે લેઇને પારટીમાં આયાંતાં. એ પંખો મેં તે વ્હારે જોયલો એટલે હું ભલું તેમ નથી એ સાબ્દત ઉપરથી

મને લાગું કે તમે લાઇબ્રેરીવાળા રૂમમાં મરનાર આગળ જઇ આવ્યાં હોસો; તમો કાંઇ એનો ખુલાસો કરી શકશો ?"

તહેમીના પોતાના મધુર રૂપેરી અવાજે હસી પડી. તેણીએ કહયું:

"અરેરે, વરી એનો ખુલાસો તે શું હોય ? એ વાત કેહવાનો મને ખ્યાલ આયોજ નહીં, કાંય કે તેમાં કાંઇ જાણવા જેવું હતુંજ નંહીં. કોઇ બીજું માણુસ એ બાબતનો ખુલાસો માગવા આવતે તો હું તેને જરકાતી કહાડતે, પણ તમુને તો એનો ખુલાસો આપુંછ જેહાં, ખાસ હું કુંવરજી આગળ કાંઇ ચોકસ વાત કરવાને ગેઇતી, ને તે વાતબી ખાસ તમારેજ લગતી હતી."

"મારે લગતી ?" જેહાંબક્ષ અજાયબ થઇ તહેમીના તરફ ટીકીને જોતો બોલ્યો.

"હા, જેહાં, તમારે પોતાને લગતી !"

"તે શું વાત કીધી તે જરા કેહેસો ?"

"નહીં. કસી વાત થઇજ નહીં. હું તેવન આગળ ગેઇ, મારી આંખ ઉપરથીજ હું શું કહેવા માંગતીતી તે તેવણ ચેતી ગીયા. તે શું વાત હું કહેવા માંગતીતી તે હવે તમુને જણાવવામાં કસો માલ નથી, જેહાંબક્ષ."

જેહાંબક્ષ પોતાની ખુરસી ઉપરથી ઉભો થયો અને તહેમીના પણ તરતજ ઉભી થઇ તે જેહાંબક્ષની અડોઅડ આવી અને પોતાની ભભુકદાર કાલી કાજલ જેવી રૂપાળી આંખ જેહાંબક્ષની આંખ ઉપર ઠેરવી, તેણીનો ચેહરો તે વેળા ગુલાબી રંગ પકડી આવ્યો હતો અને મોહ પમાડનારી મધુરતા ચેહેરા ઉપર પથરાઇ રહેલી હતી. તે કાતેલ ખુબસુરતી કોઇને પણ જીતી લેવાને કાફી હતી, તે કાફર હુસ્ન કોઇબી સંગ દેલ ઉપર દાઘ દેવાને બળવાન હતું.

તેણીએ પુછયું. "જેહાં, તે રાતના કુંવરજીના ઓરડામાં કોણ કુંવરજી સાથે હતું તે જાણવાને તમો એટલા આતુર કાંય છેઓ! કુંવરજીએ આપઘાત કીધોતો એમ માનવાને હજી શું તમોને સેહેજ બી શક રહેલો છે?"

"હા, મને શક છે તેવણે એવું પાપનું કામ કીધું હોય એમ હું માનતોજ નથી. તેવણ એવા એક ખરા દીનદાર જરથોસ્તી હતા કે એવું મજહબમાં ફરમાવેલી સખત બંધી-વાળું કામ કદીબી કરેજ નહીં. મને એવોજ ખ્યાલ આવ્યા કરેછે કે તેવણનું કોઇએ ખુન કીધુંછે. હું એ ખ્યાલ મારાં મનમાંથી કહાડી નાંખવાની ઘણીબી કોશેસ કરૂંછ પણ તે પાછો ને પાછોજ ખેવડા જોરથી આવ્યાજ કરેછે. હું માત્ર એટલુંજ મેળવી શકયોછ કે આ પીછનો ટુકડો તમો ત્યાં નાંખી ગયાતાં."

"ત્યારે શું તમુને એવો બી વહેમ છે કે મારા ઉપરાંત કોઇ બીજું માનસ બી તે ઓરડામાં કુંવરજી આગળ જઇ આયું તું?"

"હા, મને એવો શક છે. એ બનવા જોગ લાગેછે."

---

## પ્રકરણ ૨૬ મું.

### ભલામણ પત્ર.

તેહમીના બાનું જેહાંબક્ષની વધુ નજદીક આવી અને તેણીએ પોતાનો નહાનો નાજુક, ગોરો, ઘાટમદાર હાથ જેહાં-બક્ષનાં ખભાં પર મેલ્યો અને બહુજ નરમ અવાજે પુછયું; જેહાં, એક દોસ્ત તરીકે હું તમુને સવાલ પુછવા માંગુછ,

કહો મને, પેલી શખશની બાજુ સાથે હાલમાં તમુને કેવો સબંધ છે? હજુ તમો બેઉ અદરાયલાંજ છો કે?"

"હાજ તો," જેહાંગીરે જવાબ દીધો અને તેહમીનાના તે સવાલથી અજબ થયો.

"ને એમજ ચાલુ રહેશે કેની?" તહેમીનાએ ફરીને પુછ્યું.

"એમનું એમજ ચાલુ રહેવાનું; એમાં ફરક પડે એવું કાંઇ કારણ નથી."

તેહેમીનાનો ચેહેરો તો હસતોજ રહયો પણ તેનાં જીગરમાં શું થતું હતું તે તો તે પોતે જાણે કે તેણીનો પરવરદેગાર જાણે! તેણીએ જેહાંગીર તરફ પીઠ ફેરવી અને પોતાની લખવાની ટેબલ તરફ તેણીએ નજર કીધી. તે ટેબલ ઉપર એક કાગજ પડેલો હતો. આ કાગજ બાનું તહેમીનાએ વાંચીને ટેબલ ઉપર નાંખ્યો હતો જેનો થોડોક ભાગ ખુલ્લો હતો, અને તે થોડાક ખુલ્લા ભાગ ઉપરથી જણાતું હતું કે તે કાગજ બદસુરત ભીખાજી હીરાદલાલના શકોડી હાથે, વાંકા ટીકા હરફે લખાયલો હતો. જે ભાગ ખુલ્લો હતો તે પર લખાયલી ત્રણ ચાર લીટી ઉપર પણ તહેમીનાની નજર પડી. તે લીટીઓ નીચે મુજબ હતી:—

"બહુ દલગીરીની વાત છે કે એ કોઇબી રીતે સપાટામાં આવી શકતો નથી. પણ તેવું કામ શું નહીં બની શકશે? કાંઇ એવી સ્થીતીમાં એને નહીં મુકી શકાય કે જેથી એની ઉપર કશો વાંક લાગુ પડવાનું બને અને એ નામોશીમાં આવી પડે? મને એટલુંજ જોઇએ છે કે એનું નામ વગોવાય અને એની ઉપર કલંક લાગે તેવું કોઇ એની ઉપર તોહોમત મુકવાનું બને."

તે કાગજ અને તેની ઉપરની ઉપલી લીટીઓ પર નજર પડતાં તહેમીનાએ પોતાનું માથું સેહેજ ધુનાવ્યું, તેણીએ તે

કાગજ હાથમાં લીધો, ફાડીને ચીંથી ચીંથી કરી નાંખ્યો અને તે રજકણો બારીવાટે ફેંકી દઇ હવામાં ઉડારી દીધી.

"આ ભલામણ પત્ર તમે હમણાજ લઇ જાઓ." તેહેમીના બોલી, "તેવણ વાંદરાના પુલની પેલી તરફ રહેછે. હમના તેવન ઘેરમાંજ હોસે. વરી ફુરસુદે વાતચીતબી થઇ શકશે. મારી ગાડી કેહો તો જોડાવી આપું. પછી તો જેમ તમારી મરજી."

"હું તમારો બહુ આભારી થયોછ, બનું તહેમીના." જેહાંબક્ષે નમીને કહયું, "તમો મારી તરફ ઘણાંજ માયાળુ છેઓ. ગાડી જોડાવી આપો તો હમનાજ જાઉં."

તહેમીનાએ ઘંટ વગાડયો અને એક નોકર હાજર થયો. ગાડી જોડાવવાનો તેણી પેલા નોકરને હુકમ આપતી હતી તેટલાં તેઓ જે ઓરડામાં બેઠાં હતાં તે ઓરડાની વધારે તપાસ લેવાની જેહાંબક્ષને તક મળી. તે ઓરડો મોટો હતો. પણ તેની શીલીંગ અસાધારણ રીતે નીચે પડી હતી. એક માણસ હાથ ઉંચો કરે તો સીલીંગને હાથ લાગી શકે. એવા મોટા ઓરડાની સીલીંગ એટલી નીચી શા માટે હશે તે જેહાંબક્ષ સમજી શકયો નહીં.

"આ બંગલો ઘણો જુનો હોસે, તહેમીના બાનુ." જેહાંબક્ષ બોલ્યો.

"હા, ઘણો જુનો છે એ ઘનો જુનો છે તેથીજ એ ખરીદવાનો મને શોખ થઇ આયો, મારા બેહેસ્તી ધણીના કુટુંબની મીલકતમાં એ નહી ઉતો. એ તો મેંજ ખરીદ કીધેલો. શહેરની ધામધુમ ને ધમચકરીથી હું કંતારી જાઉંછ તારે બે ચાર હારા અહીં જરા એકાંતમાં આવીને રહુંછ. તેથી મને ઘણી મજાહ મલેછ, ને વાતની ચોપડીઓ વાંચવાનેબી વખત મળેછ. એકાંત મોજ મારવામાં વળી કાંઇ ઓર મજાહ હોયછ."

"એક સવાલ કેટલેક વખત થયો પુછવાનું મને મન થયા કરેછ, તહેમીના બાનું. ચાલુ વરસમાં મુંબઇમાં આપરી બંનેની પહેલી મુલાકાત થયલી, પણ મને એવું લાગેછ કે તે અગાઉ મેં તમુને કેઠે જોયાંતાં. કયા જોયાંતાં તેનું મને ધ્યાન આવતું નથી. તમુને કાંઇ તેવી યાદ છે? તમે મને અગાઉ કેઠે જોયલો વારું?" જેહાંબક્ષે સવાલ કર્યો.

જાણે અજબ થઇ હોય તેમ તહેમીના બે પગલાં તેનાથી દુર હઠી ગઇ અને પછી જેહાંબક્ષના સવાલથી તેણીને બહુ રમુજ ઉપજી હોય તેવો દેખાવ કરીને તેણી મોટે મોટે હસી પડી.

"મને તો કાંઇ યાદ નથી. મેં તમુને કાંહ જોયા હોય? કદાચ તમે મારી કેઠે સબી જોઇ હોસે. બાકી મને તો કશું યાદ નથી."

હવે ગાડી તૈયાર થઇ અને તહેમીનાની રજા લઇ જેહાંબક્ષ નીકલ્યો. જેહાંબક્ષ ડોગકાર્ટ ગાડીમાં બેઠો અને છેક તેને ગાડી સુધી મુકવાને બાનું તહેમીના દરવાજા નેર આવી. તેણીનાં તન બદન અને પોશાકમાંથી હમેશાં જે મધુર વયોલેટ એસનસનો પમરાત આવતો હતો તે હમણા પણ પંદેરાઇ રહેલો હતો અને તે મીઠા પમરાત સાથનો રૂમાલ, જેહાંબક્ષને સલામ કરવા માટે બાનુ તહેમીનાએ હવામાં ઉડાર્યો.

પણ જેહાંબક્ષને લઇને તે ગાડી બાગના દરવાજાની બહાર ગઇ નહી તે અગાઉ તો બાનું તહેમીના પોતે ઉતાવળે પગળે બાગમાં ઉતરી અને જેહાંબક્ષે તેણીને જે કુવા આગળ પહેલાં ઉભેલી દીઠી હતી તે તરફ તેણી દોડી ગઇ. ત્યાં જતાં તેણીએ હળવેથી તાળી વગાડી કે તરતજ તેણીની સાથે વાત કરતા ઉભેલા પેલા બે માણસો માંહેલો એક આવીને તેણીની આગળ

હાજર થયાં તહેમીનાએ તે માણસ સાથે બહુ ઉતાવળે કાંઇ વાત કરવા માંડી. તેણીની વાત તે માણસ સાંભળતો જતો હતો અને તેનાં ધ્યાનમાં તે વાત ઉતરતી હતી, એવું દેખાડવા તે પોતાનું માથું હીલવતો જતો હતો. એ પળમાં વાત પુરી થઇ, તહેમીના બંગલામાં પાછી ફરી, પેલો માણસ ઝાડના છાયડા તરફ ગયો, ત્યાં ઉભેલા એક બીજા માણસ સાથે તેણે વાત કીધી, અને બીજી પળે તે બંન્ને જેહાંબક્ષની ગાડી જે તરફ ગઇ હતી તે તરફ બહુ ઝડપથી પવન વેગે દોડયા.



## પ્રકરણ ૨૭ મું.

### એક નવી આફત.

બેંકનો મેનેજર પોતાના બંગલામાંજ હતો તે બંગલો બેઠો, એટલે માલ વગરનો હતો અને એક નાદના ઓરડામાં મેનેજર એક ઇજીચેર ઉપર અલોટાઇ દીવાની રોશનીથી સાંજનું ઇગ્રેજી વર્તમાન પત્ર વાંચતો હતો. જેહાંબક્ષને મેને- જરે પોતાના ઓરડામાં બોલાવ્યો અને શેકહેંડ કરી ખુરસી આપી બેસાડયો. તે અંગ્રેજ ગ્રહસ્થનું નામ સર મોરીસ હુકીન્સ હતું, અને તે લાયકી વાલો, અશરાફ, બીબીજાયો અંગ્રેજ હતો. જેહાંબક્ષને તેણે માથાથી પગ સુધી જોયો અને તેના દેખાવથી સર મોરીસનાં મન ઉપર સારી અસર થઇ જેહાંબક્ષને ખુરસી આપી બેસાડવા પછી સર મોરીસ બોલ્યો.

"મી૦ મેહેતા, તમને હું નામે તો લાંબો વખત થયો ઓળખતો હતો પણ આજેજ મેં તમને પહેલા નજરે દીઠા, અને તમારી ઓળખાણ થવાથી હું રાજી થયો છું."

"દેકયું. સર મોરીસ, હું એક ભલામણ પત્ર લાવ્યો છું.

જેહાંગક્ષે કહ્યું અને બાનુ તહેમીના તરફથી મેળવેલો ભલામણ પત્ર તેણે સર મોરીસને આપ્યો.

સર મોરીસે તે પત્ર બહુ ધ્યાનથી વાંચ્યો.

"હું તમારી એક મહેરબાની માંગવા આવ્યો છું. અલબતાં તમો જાણતા હશો કે શગાફની પેહેડી બંધ થવાથી મને આતી ઘણું ખમવું પડયું છે. સારી જેવી દોલત ધરાવનારા એક સારા વગ વસીલાના માણસથી મને એક મુફલેસ માણસની પંકતીએ ઉતરી પડવું પડયું છે અને મારી હાલત રોટી રળી ખાવાને મહેનત મજુરી કરવા જેવી હાલત ઉપર હું આવી પડયો છું. એ હાલત કબુલ કરતાં મને સેહેજબી શરમ ઉપજતી નથી, કારણ કે કોઇબી રીતે તે હાલત મારા પોતાના કસુર કે અપરાધથી થઇ નથી."

સર મોરીસે દીલસોજીથી જવાન જેહાંગક્ષ તરફ જોયું.

"ખરી વાત છે–ખરી વાત છે; પણ તમોએ કાંઇક નાણું બચાવેલું તો હશેજ."

"હા. મેં મોટી રકમ બચાવી હતી, પણ તે આખી રકમ એમની એમ મેં પેહેડીના માગનારાઓને આપી દીધી છે. એથી બીજો માર્ગ હું શું લઇ શકું? તે રકમ મારી પાસે હું રાખું તો મેં મારી ફરજ બજાવેલી કહેવાય નહીં. તે પછી મારો ગુજારો ચલાવવાને માટે મેં તમારી બેંકમાં નોકરી મેળવવાની અરજ કીધી અને મને નોકરી મળી. તે મારી નોકરીને માટે સઘળું નક્કી થઇ ચુકયું હતું; પણ આજે સહવારે તે નોકરીની ગોઠવણ પાછી ખેચી લેવામાં આવી છે એવું મને એક પત્ર મારફતે જણાવવામાં આવ્યું. તેમ કરવાનું કારણ આપવામાં આવ્યું નથી અથવા કશો ખુલાસો પણ કરવામાં આવ્યો નથી. મને એમ માનવાને કારણ છે કે પેલા લાખપતી પારસી શેઠયા ભીખાજી હીરાદલાલના લાગવગથી આમ

થયું છે, કે જે ભીખાજી મારી તરફ કાંઇ ઘણી સારી લાગણી ધરાવતો નથી અને આજે હું તમારી આગળ એ અરજ લાવ્યો છું કે આ બાબત વીષે તમોએ મેહેરબાનીની રાહે તપાસ કરવી અને તેમારા ગરીબ સેવકને ઇનસાફ આપવો."

જેહાંબક્ષનું બોલવું સર મોરીસે બહુ ધ્યાન અને ધીરજથી સાંભળ્યું પણ તેના ચેહેરા ઉપર ફેરફાર થયો; દીલાસોઝીનો છાપ તેના ચેહેરા પરથી હવે ઉડી ગયો.

તે બોલ્યો; મારા હાથ હેઠળના માણસો પોતાના ખાતાંમાં જે ગોઠવણ કરે છે તેની વચે હું કદીબી પડતો નથી. તે ગોઠવણ કરવાની જોખમદારી તેમને માથે રહેલી છે અને તેને માટે તેઓ જવાબદાર છે. હું દલગીર છું કે આ બાબતમાં મારાથી તમુને કશી મદદ આપી શકાતી નથી; એ બાબતમાં હું વચે પડવા માગતો નથી."

"પણ આ તો એક ગેરઇનસાફ થવાનો બનાવ છે. જેહાંબક્ષ બોલ્યો.

"હશે, ગેરઇનસાફ થયો હશે." સર મોરીસે ધીરજથીજ જવાબ દીધો; તોબી તે કામમાં મારાથી વચે પડાય નહીં અને તે બાબતમાં તપાસ કરવાનું હું માથે લઉં પણ નહીં. જે અમલદારના હાથમાં આ નોકરી આપવાની સતા છે હેને તમોને આ ચીઠી લખવાને બહુ વજનદાર કારણો હશે એમ હું ધારૂ છું; મને તે વીષે શક નથી. તમને નોકરી તે શા માટે નથી આપતો" તેનાં કારણ જણાવવાને તે કોઇબી રીતે બંધાયલો નથી, મી૦ મેહેતા."

જેહાંબક્ષ, હમેશનો ધીરજવંતો વીચારથી કામ લેનાર, અને સમજ વાપડીને ચાલનારો જેહાંબક્ષ હવે ઉસકેરાવા લાગ્યો. તેની જીંદગીમાં આ પેહેલોજ ગેરઇનસાફ તેણે પોતાના બાબમાં દીઠો હતો, જેથી તેને બહુજ લાગી આવ્યું. તે એક-

ખુરસી ઉપરથી ઉભો થયો અને સર મોરીસ તરફ તે ડોળા કકડાવીને જોવા લાગ્યો.

"તમો શું કહેવા માંગો છો તે હું સમજ્યો, સર મોરીસ આ બાબતમાં પેલા કરોડપતી પારસી બીબાજીનો હાથ કદાચ હશે એમ મેં તમને કહ્યું તેથી તે માણસથી ડરીને તમો આ તપાસ ચલાવવાની ના પાડો છો. એક માણસ બીજાનું બુરૂં કરતો હોય તે છતાં તેનાં કામની આડે નહીં આવી એક ગેરઇનસાફ થવા દેવાને તમો અખાડા કરો છો."

"તમો બહુજ સખત ભાષા વાપરો છો, મી૦ મહેતા." સર મોરીસે પણ હવે ઉશકેરાઇને બહુજ કરડા અવાજે ચેતવણી આપી.

"જે સાચી વાત છે તેજ હું તમને કહું છું. હું તો ધારતો હતો કે આ કરોડોની દોલત પર બેઠેલા વાઘથી તમો બીહીતા હશો નહીં. અને તેની દરકાર કર્યા વિના, તેનાં નખર્યાં અને ઘુરવા તરફ જાંખીને જોવાનીબી તસદી લીધા વિના એક ઇનસાફનાં કામમાં હાથ લબો કરશો. મેં ધાર્યું કે સચાઇને પડખે ઉભા રહી, ઇનસાફના તરાજુને ખોટી દશાએ નમી પડતાં તમો અટકાવ શો. અરે ખુદા! શું તમો એટલો વીચાર કરી નથી શકતા કે એક તવંગર માણસને પંપાળતાં તમો ખુદાનો કહેર તમારી તરફ ખેંચી લો છો? એક તવંગર માણસની દોલત અતી ઘણી મોટી છે, તે પોતાની દોલતના જોરે તમોને ચહે તો કચડી નાંખે એવી તમને ધાસ્તી છે, અને તેવું કામ તે કરે એવી તેની ખાસીહત છે એમ જાણીને તમો તેનાં ગુનાહ ભરેલાં કામની આડે નહીં આવો તો તેથી શું ખુદા રાજી થશે? તેથી શું ખુદા તમારો અપરાધ માફ કરશે?"

"મી૦ મેહેતા, તમારી આવી વાત હું વધુ વાર સાંભળી શકતો નથી. તમે હવે મને અપમાન કરવા લાગ્યા છો."

"અને હું ફરીથી કહું છું, સાહેબ, કે હું સાચુંજ કહું છું, જે ખરી વાત છે તેજ તમારી આગળ ખુલ્લી કરવાને હું હીમત ધરાવું છું."

"અને હું ફરીથી કહું છું કે તમો મારૂં અપમાન કરો છો; જાઓ, મારા ઘરમાંથી બહાર જાઓ!" ખરી સાચી વાત પોતાની આગળ હીમતવાન શખ્સના મુખથી ખુલ્લી થતી જોઇ સર મોરીસને બહુજ ચટકો લાગ્યો અને જબરો ગુસ્સો ઉપજ્યો.

સર મોરીસ પોતાની જગાએથી ઉઠયો અને નોકરને તેડવા ઘંટ વગાડવા ટેબલ તરફ ગયો. પણ ટેબલ સુધી તે પુગી શકયોજ નહિં. ઓરડાની બારી જોરમાં ઉઘડી, એક ઝાડનું મોટું ડાંખળું બારીમાં દાખલ થયું અને તેના ફટકા સમેટ ટેબલ પર મુકેલું રોશનીવાળું મુન જમીનદોસ્ત થઇ બુજવાઇ ગયું અને ઓરડામાં અંધકાર પંઠરાઇ ગયો. સર મોરીસે ચીશો પાડી, અને તે કોઇ માણસો સાથે ખેંચતાણ કરતો હોય તેવો અવાજ આવ્યો. જેહાંબક્ષ આ બનાવથી ધભરાઇ ગયો. તેણે જોરમાં ઘંગ વગાડયો અને સર મોરીસના નોકરો બતી લઇને ત્યાં દોડી આવ્યા.

સર મોરીસ જમીનપર પડેલો હતો, સઘળો સરસામન વેરવીખરે થઇ ગયલો હતો. બટલરે જહાંબક્ષને ગરદનમાંથી પકડયો અને કહયું:

"તકરાર કરતાં બચ્ચા, હાથણી ઉંચકયો કે! તુંને શરમ નહીં આવી!"

"મેં હાથ ઉંચકયોજ નથી. બે માણસો બારી વાટે દાખલ થયાંતાં,"

"એ ખુલાશો અમારી આગળ કરવામાં માલ નથી." બટલરે જવાબ દીધો.

સર મોરીસ બેહોશ થઇ પડેલો હતો તેની સારવાર કેટલાક નોકરો કરવા લાગ્યા, બે નોકરો જેહાંબક્ષને પકડી રહયા અને જેહાંબક્ષને પાછો લઇ જવાને તેહેમીનાની ગાડી બારણા પર ઉભી હતી તેના ઘોડાવાળાને બટલરે જણાવ્યું કે, "બાપુ, ગાડી પાછી લઇ જા. આ પારસીએ મારા શેઠને માર્યોછે તેથી પોલીસ આવશે ત્યાંસુધી એને અહીંજ રોકી રાખવો પડશે."

---

## પ્રકરણ ૨૮ મું.

### બેહેન હોય તો એવીજ હોજો !

સાંજને છેડે નાજા' એખલી ફરવા નીકલતી અને તે બહાર ને પોતાની અપંગ કમનસીબ બહેનને મળી આવતી. નાજાં, આ પ્રમાણે સરદાર રતનજીની કોલાબા ખાતેની બંગલીમાંથી પોતાની બેહેનને મળવા જવા નીકળી અને વીકટોર્યા ભાડે કરવાનો તેણીએ વીચાર કર્યો પણ તરતજ તેણીને યાદ આવ્યું કે હવે તેણીની ગુંજાસ ગરીબ થઇ ગઇ હતી અને ભાડુતી વીકટોર્યાંમાં ફરવા જેવી તેની સ્થીતી રહી હતી નહીં. જેટલા પૈસા તેણી કરકસરથી બચાવી શકે તેટલા તેણી પોતાની ગરીબ કમનસીબ બહેનનાં સુખને માટે ખરચી શકે.

આ ખ્યાલ તેણીને આવ્યો અને તેણી વીકટોર્યાંને બદલે ટ્રામમાં બેસી પોતાની બેહેન આગળ જઇ પુગી. ગયા થોડા દીવસ દરમ્યાન દીનું કાંઇક બીમાર હતી જેથી તેણી કામકાજ કરી શકતી હતી નહીં, જેથી તેણીની ગરીબાઇની મુશકેલીએ ઔરબી વધી હતી.

" માસીજી, મારે વાસ્તે આજે શું લાયાં ?" દીનુંના નહાના દીકરા જેહાંગીરે નાજાંને જોતાંજ તેની આગળ દોડી જઇ તેણીને ગળે વળગી પડીને પુછ્યું: "તમે ખબુતર આપેલું તે તો બીલાડીએ મારી નાખ્યું. હવે તો મને એક કુતરૂં લાવી આપો, ને નહીં તો એક ટટ્ટુ અપાવો.

"દીકરા, થોભ, જરા મોટો થા, પછી ટટ્ટુ." નાજાંએ જીગરમાંથી એક હાય ખેંચીને કહ્યું. થોડાજ દિવસની વાત ઉપર તેના પીતાની એવી તવંગરી હતી કે તેણી ચાહતે તેવો લાડ નાનકડા જેહાંગીરને લડાવી શકતે. પણ નસીએ ઉલટીજ વળાણ લીધી અને દીનુને મદદ કરવાની નાજાંની સઘળી આશા ભ્રષ્ટ થઇ ગઇ.

દીનુ સાથે કેટલીક વાતચીત કરવા પછી નાજાં બોલી:

"દીનુ, જો હું પેલા ભીખાજી સાથે લગન કરવાને કબુલ થાઉં તો પાછી પૈસાની મારી પાસે રેલછેલ થઇ રહે ને તુંને ને જેહાંગીરને મોજ કરાઉં. પણ મારૂં જીગર તેમ કરવા માગતું નથી. હું ભીખાજીની માંગણી કબુલ કરતી નથી તેથી હું એખલપેટી છેઉં એવું મને તો કોઇવાર લાગેછ. મારાં સુખનેજ હું તો બસ વીચાર કરૂંછ, એમ હું ધારૂંછ, દીનું."

"એખલપેટી ? તે કેમ ?"

"જે માણસને હું જીગરથી ચાહુંછ તેને હું વળગી રહેવા માગુંછ; તેને જો હું છોડું તો દુખી થાઉં ખરી, પણ બીજાં ઘણાંઓને સુખી કરી શકું." નાજાંએ ખુલાસો કર્યો.

તે અપંગ સ્ત્રીએ પોતાનો હાથ લાંબો કર્યો અને નાજાંનાં માથાં પર તે મુકી અતી ઘણાં વહાલથી કહયું: "મારી પ્યારી નાજાં, મારી વ્હાલી બેહેન; એમ નથી, એવું તારે ધારવું નહીં. કારણ કે દુન્યામાં જે સર્વથી ઉતમ અને ખુદાઇ લાગણી હોય છે તે ખરા સાચા પ્યારની છે. સાચી રહે,

પ્રમાણીક રહે, વફાદાર રહે, ખુદા ઉપર ભરૂસો રાખ અને બસ ધારી લે કે તું ખરોજ માર્ગ લેછ. જીગરનો જે હુકમ તે ખુદાનો હુકમ; તે હુકમ મુજબ ચાલ અને ખુદા રાજી થસે; સઉ સારૂં થશે."

બંને બેહેનો એક બીજીને ભેટી અને થોડો વાર ચુપ રહી પછી નાજાંએ પુછ્યું; "દીનુ બેહેન, ફરીથી તેં તારા માટીનો અવાજ કેઠે સાંભલ્યો કે ?

"નહીં. જે જગાએ મેં તેનો અવાજ સાંભલ્યો તો તે જગાએ આવી માંદી તાતીબી હું પડતી ખડતી દરરોજ જાઉંછ, પણ તેનો અવાજ સાંભલવામાં આવતો નથી."

"તારે હવે તે કેમ મળી આવશે ? જેહાંગીર, દીકરા, તું તારા બાપને ઓરખેછ કે ?" નાજાંએ પુછ્યું.

"નહીં. તેને ઓરખતો હોતે, તો આજે તેની પાસેથી પૈસા માંગી લાવી, ઇરાનીની દુકાનેથી ચાહે બીસકોટ માય-જીને વરે લેઇ નહીં આવતે ?

"તારે શું આજે કાંઇ તમે ખાધુંજ નથી ?"

"નહીંજ તો માસીજી."

"અરરરર, આ કેઇ જાતનો સંતાપ ? દીનું તું મને કહે-તીબી નથી ? તમે બેઉ ભૂખાં તવલોને તે હું જાણુંબી નહીં. તમે આવી રીતે હેરાન થાઓને તેની મને ખબરબી નહીં ?" નાજાં બોલી અને તેણીના સુંદર ગુલાબી ગાલ ઉપરથી આંસુના રેલા વહેવા લાગ્યા. 'હું પૈસા લાવીછ, લે દીકરા. માયને વાસ્તે લેઇ આવ."

નાજાંએ પોતાની પાસના સઘળા પૈસા—પૈએ પૈ- આપી દીધા. તેણી પાછી ફરી અને કોલાબા સુધી પગે ચાલ-

કેવી દીલસોઝ ભલી બેહેન! મા જણી બેહેન હો તો એવીજ હોજો; એક કદરસનાશ દયાળુ દોસ્ત હો, ખેરખાહ હો, યા મુરબ્બી હો, તેઓ એવાંજ હોજો.

'નાજા' પાછી ફરી અને પોતાનાં ઘરેણાં ગાંઠાંમાં રહેલી માત્ર એકપુરી મોતીની બાંગડી દીનુના લાભમાં વાપરી નાંખવાનો વીચાર આખે રસ્તે તેણીને આવ્યા કીધો.

---

## પ્રકરણ ૨૯ મું.

## T. M.

દાવરને ઘરની પારટીનો દીવસ આવી પુગ્યો. દાવરના બંગલાની બહાર ગાડી ઘોડાઓની ધમાલ ચાલી રહી અને મોટે ખાંચરેના વગવાળા, તથા પેહેલા વરગના પરોણાઓનો રેલો બંગલામાં દાખલ થવા લાગ્યો. સરદાર રતનજીની બાયડી ધન બાઇજી અને તેનો વારસ દીકરો પેસું પીછાત્યું આવી પુગ્યા અને ગાડીમાંથી ઉતરવા પછી પેસુ બોલ્યો:

" જોયુ કે માયજી? પેલા કરોડપતી પારસી શેઠયા ભીખા જીખી આવેછ જો. મેં તેની બે ઘોડાની મોટી ફ્રાંકડી ગાડી બાગમાં દાખલ થતી હમણાજ જોઇ."

"ઓ વાય ચરી શા વરે ગીયો, પેસુ'? વરી તે શેઠયો કેદારૂથી થયો? એવા રીજેલા પીજારા પૈસાવારા થયા તેથી શેઠયાબી થયા કે? ને દાવરવાળાં કાંઇ એવા તાઇ તંબોલીને કોઇ દારે બોલાવેબી કે? કોઇ બીજાને તેં જોયા હોસે." ધનબાઇજીએ ટણકો કીધો.

પણ ધનબાઇજીનો ટણકો હજી તો પુરો થયો નહીં તેટલાં તેની પડોશમાંથીજ ભીખાજી અને તેની બેહેન પસાર થયાં.

ભીખાજીએ પોતાનાં જાડાં ગાડાં જેવાં અંગ ઉપર કીમતી ઇવીનીંગ સુટ પહેડયો હતો અને હીરાની વીટીઓ જહલ-જહલી રહી હતી. તેમ વીરલુ-ચાંદરીનો ઠોરેબી કાંઇ જેવો તેવો હતો નહીં. આખી જાણે ગોલકોંડાની હીરાની ખાણ પોતાનાં અંગ ઉપર લાદીને આવી હતી. તેણીએ બહુ સારા તેસ્તનાં કપડાં પહેડયાં હતાં, જે તેસ્તને માટે તેણી મોટે ઘરની બાઇ સાહેબ તેહેમીનાને આભારી હતી. પણ તે કપડાં તેનાં વાંકા ટીકાં અને ઘાટઘટમ વગરનાં બદનને લીધે તીર-મદરાસ થઇ ગયાં હતાં, જેને માટે તેણીએ પોતાના બદનનુંજ હેશાન માનવાનું હતું.

ગાડીમાંથી ઉતરતાંજ તરતજ ભીખાજીએ પોતાના એક નોકરને ફરમાવ્યું:

"તું તાર ઓફીસમાં જઇને બેસ; મારે નાગનો કાંઇ તાર આવે તો તરત અહીં લઇ આવજે, ઘણો અગતનો સંદેશો છે—ભુલ નહીં થાય—સંભાળજો."

નોકર રવાના થયો. આ તારનો સંદેશો મેળવવાને ભીખાજી બહુંજ આતુર હતો તેણે તે સહવારેજ હોંગકોંગ ખાતેના પોતાના એક આડત્યા ઉપર તાર કરયો હતો, જે નીચે મુજબ હતો:

"T. M. કયાં છે અને શું કરે છે તે ઉતાવળે મને જણાવો."

આ સંદેશાનો જવાબ હજી આવ્યો હતો નહીં : માટે ભીખાજી કાંઇક ચીંતામાં પડયો હતો. દીવાનખાનામાં તેઓ દાખલ થયાં અને ઘણા ખરા પરોણાઓએ તેમને જોઇને ટીચકાં ચહડાવ્યાં અને વીરબાઇને જોતાં નાની ઉમરની જવાન બાનુઓને હસવું આવ્યું. તે તાઇત છુટને સબબે જેમ તેમ લંગડાતી લુલાતી દીવાનખાનામાં આવી અને ઢપ કરતી કે

એક કોચ ઉપર, ધોબી મેલાં કપડાંનો ગાંસડો પીઠ ઉપરથી જમીન પર લોટી નાખે તેવી ઢબે, બેસી ગઇ.

"ભઇ, જલદી ઘેર ચાલજો જો. મારાં તો આંગળાં મુઆં અકરસી આયાંછ." તેણીએ પોતાના ભાઇને કહયું; "સુવું વાસકુતબી એવું તાઇતિ છે કે બધો જીવ બેબાખરો પરી ગીયોછ. મુઓ માકર ચહરયોછ કે શું તે બધી બોચી કરડી ખાયછ"

આસપાસની બે ત્રણ છુકરીઓએ દાંત કહાડયા અને ભીખાજીએ દાંત્યાં પીસ્યાં પણ તેટલાંતો વીરબાઇજીએ પગમાંના બુટ કહાડી કોચ ઉપર મજેહ તરેહથી પલાંઠો મારયો. અને કેરોશન તેલના પેટારા જેવી રૂપાંની તપકીરની દાબડી બહાર કહાડી. હવે ભીખાજીથી થોભાયું નહી માટે તેણે વીરબાઇજીની જાંગમાં અમળાવી બચ્યો ભરયો અને તે ચમટા સાથેજ આ પારટીમાં કેવી રીતે વરતવું તેની તહેમીનાએ આપેલી તાલીમની સઘળી વાત વીરબાઇને યાદ આવી ગઇ.

તહેમીના પણ તેટલાં ત્યાં આવી પુગી અને વીરબાઇને તહેમીનાએ પોતાના હસ્તકમાં લીધી. તહેમીના તેણીની આગળ ને આગળજ ભમ્યા કીધી પણ તે સેહેજ દુર થતી કે કેટલીક છોકરીઓ વીરબાઇની આસપાસ ફરી વળતી. અને તેને ખુબ બનાવી પોતે મોજ મેળવતી.

"મરેરે, તરસ તો એવી લાગીછ, કે જીભ સુકઇ જાયછ. માય તહેમીના જરા પાની મંગાવજો; ગમે તો અંદર બ્રાંડીનો છાંટો નખાવજો, મને કાચું પાની પીવા ડાકટરે ના કેહયુંછ. હું તો ઘેરમાંબી કાચું પાની પીવુંજ નહીં." વીરબાઇએ તહેમીનાના કાનમાં કહયું.

"અહીં પાની નહીં પીવાય. ને બ્રાંડી સું બરગોછ? કોઇ સાંભરશે તો નામ ધરસે, કાંઇ નહીં જરા તરસ મારો, પછી

આઇસક્રીમ ખાસું." તહેમીનાએ કહ્યું. "ચાલો હું તમારે વરે આઇસક્રીમ મંગાવું, તમે અહીંજ બેસી રહેજો, પેલી છુકતીઓ કાંઇ આવીને વાત કરે તો વરી હવારો બારતાં ના ને, બાટો બાફતાં ના."

તહેમીના વીરબાઇને માટે આઇસક્રીમ લેવા ગઇ અને તેણીની પીઠ ફરી કે ત્રણ જવાન છોકરીઓ વીરબાઈની આગળ દોડી આવી. તેઓ આ તક જોતીજ બેઠી હતી અને વીરબાઇને બનાવવાનો શોખ તેમને થયા કરતો હતો.

"ગરેરે, આએ બુત કેવાં મજાનાં છે!" એક છોકરી બોલી 'ઘાટ કેવો સરસ છે!"

બીજીએ ટેકો આપ્યો; "ને વીરબાઇના પગ ઉપર એ સોભેછબી કેવાં?"

"એ કાંહથી લીધાં, વીરબાઇજી!" ત્રીજીએ સવાલ કર્યો.

"એ તો માય, બદામ પાઇને તાંહથી લીધાં." વીરબાઇએ કહ્યું, 'બેડેમપાઇલ' નું નામ બાપડીને મોહોડે બરાબર હતું નહીં.

"હા, હા, પેલી ચીકન-પાઇની પાસે દુકાન છે તેજ કની!" એક છોકરીએ પુછ્યું.

"હા, માય, તાંહજ." વીરબાઇએ અડાવી દીધું.

"તે કહેજે, બડામ પાઈ વારો તો બુટનાં તરયાં પર સુનેરી હરફે પેહેડનારનું નામબી લખી આપેછ તે ખરી વાત?" બીજી છોકરીએ હવે આગળ પગલું ભર્યું.

"કોણ જાને માય, તે તો હું નથી જાનતી." વીરબાઇએ જવાબ દીધો.

"લે જરા જોવોની, કદાચ નામ હોસે."

વીરબાઇ બાપડી આ યુકતી સમજી શકી નહી અને તેણીએ પગમાંથી બુટ કહાડી ખોલામાં તે ઉંધુ સુકી ડોકું નીંક કરીને નામ જોવા લાગી, તેટલાં તેહમીનાને દુરથી આવતી

જોઇ પેલી છોકરીઓ દાહેબાહે થઇ ગઇ અને તેહમીના આવી પુગી.

"નામ તો નથી દેખાતું." વીરબાઇ બોલી અને માથું ઉંચુ કરવા ગઇ કે તહેમીનાના હાથ માહેલી આઇસક્રીમની રકાબીને માથુ અડડયું અને રકાબી એમની એમ વીરબાઇના તાલકાં પર ઉંધી વળી ગઇ.

"બળા જાને રે તમુને એ સું ફજેટો માંડી બેઠાંછ!' તહેમીના હવે ખરેખર ખીજવાઈને બોલી 'નામ સાનું બરયુંછ!'

"બુટની નીચે નામ છે કે નહીં તે હું તો જોતીતી રે. આજે બધી બસોને સવાતન રૂપ્યાની સારી બગડી ગેઇ, હવે કેમ થસે?"

"ઉભાં રેહો હું નુછી નાખું. પણ હું એમ પુછું કે બુટની નીચે તમે આ સાનું જોતાતાં?" તહેમીનાએ વીરબાઇનાજ રૂમાલે સાડી નુછતાં પુછયું.

"પેલી છોકરીઓ કહેજે બુટની નીચે સુનેરી હરફે નામ લખ્યુંછ તે હું વાંચતીતી."

"તમુને એટલાબી સકાર નથી? તે રાંડો તમુને બેવકુફ ગધેડાં બનાવેછ ને તમને તે લોક ચેરવેછ તેમ ચરી જાઓછ. જે તે આંકરો ધતુરો ભરડી દેવાનું જરા ચુકતાં નથી."

"એ લોક મને બનાવી ગેઇ? એ ધની મુઇઓનો હમના ચોટલો,ધરીને રોરી નાખું. બાપ ભાઈ સુઇ, મહીરાં બાઇ ઘોસલા ભાંગી—"

"બસ, બસ. મુગાં રહી જાઓ. એમ બોલે તે તો હલકાં માણસનું કામ." તહેમાનાએ કહયું, અને પછી પોતાના મનસે બરબડી, "મનેબી કાંહ કમબખતી લાગીતી કે આવા માણસો સાથે કામ પાડયું!"

થોભ, તહેમીના થોભ ! જેવાં તારાં કરતુક છે તેવું તેવું પરીણામ મળશે ! જેવી તારી ગયલા વખતની કારકીર્દી છે તેવુંજ તને ભવીષ જણાશે !

આખો વખત તહેમીના વીરબાઇ વાંકરીને સંભાળતી-સંભાળતી મરવા પડી, અને તેની જતન લેવામાં તહેમીનાને પોતાની મોજ મજાહનો ભોગ આપવો પડયો. આ વખતમાં ભીખાજી પોતાનું કામ કરવામાં રોકાઇ ગયલો હતો. તેણે ઘણાક મોટે ખાંચરેના માણસો સાથે ઓળખાણ પાડી નાખી, અને ઘણાકોને તેણે નાણાં ધીરવાની કબુલાતો પણ આપી તથા કેટલાકોને પોતાની સફાઇથી શીશામાં ઉતારી લીધા.

મોડી રાતે મેળાવડો બરખાસ્ત થયો અને સઘળાંઓ વીખેરાઇ ગયાં. ગાડીમાં બેસતાના વારમાં વીરબાઇએ માથાં ઉપરથી આઇસક્રીમનાં ઘપોલ્યાંવાળી સોડ કહાડી નાખી અને બુટ કહાડી પગ ખુલ્લા કરી નાખ્યા તથા પોલકાનાં બટન ઢીલાં કીધાં ત્યારેજ તેનો દમ જરા છુટથી ચાલવા લાગ્યો.

તેઓ ઘર જઇ પુગ્યાં અને તેજ વખતે તાર આફીસમાં ગયલો પેલો નોકર તારનો એક સંદેશો લઇને આવી પુગયો તેણે કહયું.

" સાહેબ હું હમણાજ તાર લઇને દાવરને બંગલે ગીયોતો, પણ તમે ત્યાંથી નીકળી પડેલા તેથી અહીં આયો."

ભીખાજીએ તે સંદેશો ઉતાવલે લીધો અને નીચે મુજબ તે વાંચ્યો.

" T. M. નો પટો કેથે લાગતો નથી; તે કેર્હે ગુમ થઇ ગયો છે; પોલીસ તેની શોધમાં છે."

ભીખાજીએ આ સંદેશો ત્રણ વાર ફરી અને ફરી વાંચી જોયો અને તેનો ચેહેરો ઉતરી ગયો. આ ખબરથી તેને નાસી-પાસી ઉપજી હોય એમ જણાયું.

ત્યારે વાંચનાર સવાલ કરશે કે આ T. M. કોણ છે ?"

તે આપણી કથાનો નાયક વડો ભાઇ તહેમુરસ મહેતા છે કે જેનો પટો મેળવવાને આ કરોડપતી પારસી આટલો ખંતી છે.

---

## પ્રકરણ ૩૦ મું.

### આશાનો પેગામ.

જેહાંબક્ષને આપણે લાંબો વખત થયો છોડી આવ્યા છીયે. જેહાંબક્ષને સર મોરીસના નોકરોએ પકડયો અને સર મોરીસની સારવાર બીજા નોકરો કરતા હતા તેટલાં આ જગાએ મોટે ઘરનાં બાઇ સાહેબ તહેમીના પોતેજ આવી લાગી. સર મોરીસ હુશ્યાર થયો અને થોડે વારે તેનો જીવ ઠર્યો ને તે બોલ્યો."

"મી૦ મેહેતાએ મારી ઉપર હાથ ઉંચકયો નથી કોઇ બહારના માણસોએ આવીને મારી ઉપર હુમલો કર્યો હતો એવનને કાંઇ પણ અલજામ પુગાડશો ના."

આ વખતે એક માલીએ આવીને જણાવ્યું કે બારી વાટે બે માણસોને નહાસી જતાં તેણે દીઠાં હતાં અને બાગની જમીન ઉપર કોઇ માણસોનાં પગલાં પણ પડેલાં હતાં.

તહેમીના આ સઘળું સાંભળીને મનસે બરબડી "એની ઉપર તોહમત લાવવાની મેં કોશેશ કીધી ખરી, પણ તે નીષ્ફળ ગઇ છે. એથી હું ખુશી થઇછ, એ જેહાંબક્ષ હેરાન થાય તે મને નહીં ગમે, તોબી પેલા કમબખત ભીખાજીને લીધે એવાં કારાં ધોરાં કરવાં પડેછ."

"મીસીસ ઝરદાર, તમોએ કાંય તસદી લીધી?" સર મોરીસે પુછ્યું.

"મી૰ મેહેતાને મેં ભલામણ પત્ર આપ્યો પણ પછી મેં ધાર્યું કે હું જાતે આવીનેજ ભલામણ કરસ તો તમારી ઉપર વધારે અસર થશે." તેહેમીનાએ જવાબ દીધો. (અત્રે ખુલાસો કરવો જોઇયે કે તેહેમીના એક ભણેલી બાનું હતી અને અંગ્રેજી ભાષા અતી ઘણી સફાઇથી બોલી-લખી-વાંચી જાણતી હતી.)

"હું મી૰ મેહેતાને કહી ચુકયો છું તે મુજબ હું એ બાબતમાં નાચાર છું."

"અને મારે પણ એ બાબત પડતી મેલવી છે. જેહાંબક્ષ બોલ્યો.

"ત્યારે ચાલો, આપણે જઇસું." તેહમીના બોલી.

તેઓ ગાડીમાં બેઠાં જે પછી તહેમીનાનો આભાર માનતાં જેહાંગક્ષ બોલ્યો; તમે મારી તરફ ઘણાંજ માયાળું છેઓ બાનુ તહેમીના, તમે આવી પુગાં તેથી મને વધારે જોર આવ્યું તમે મારા દોસ્ત છો એમ મોરીસની ખાતરી થઇ."

પોતાની ભભુકદાર આંખ જેહાંગક્ષના ચેહેરા તરફ ફેરવીને તહેમીનાએ જવાબ દીધો; "હું તમારી ખરેખર દોસ્તજ છેઉં, ને હું આસા રાખું છ કે તમેબી મારા દોસ્ત તરીકેજ રહેસો. તમુને મદદ કરવાને મને કેટલું મન થાવછ, તમોને સેહેજબી ઇજા થાય તે મને પોતાને થયલી હુ લેખું છ.

તહેમીનાની છાતીપર બનાવતી ફુલ ટાંચણીથી ખોસેલાં હતાં જે કુદરતી ફુલોનો હુબહુ નમુનો હતો અને તેમાંથી મધુર લંપટ નીકલતી હતી. તહેમીના ઉપલાં વાકયો બોલી કે તેજ વખતે તે ફુલો પડી ગયાં અને જેહાંબક્ષે તે ઉચકીને પાછાં આપ્યાં.

એ રહેવા દેવો, તમારી પાસેજ રહેવા દેવો. રૂપેરી ખણખણતા સાદે હસીને તહેમીના બોલી; "તમારી તરફની મારી લાગણીની ઇધાની તરીકે એ તમો રહેવાજ દેજો. હું ઘણાં શહેરોમાં ફરી પણ આજ લગન તમોએ જેટલી મારી દીલસોજી ખેંચીછ તેટલી કોઇએબી ખેંચી નથી. એવી મારી તમારી તરફની લાગની છે તેને માટે તમે શું મગરૂરી નહી માની લેસો ? પારસી મોટાં મંડળોની આગેનાન બાનું, જે સઘળા મરદો તરફ ઠંડી રહે છે તે એક માણસ તરફ જોશભરી લાગણી ધરાવે છે એમ જો તે માણસ જાણે તો પોતાને ઘણો ભાગ્યશાળી ગણે. શું તમોને તેવી લાગણી નથી થતી ?"

"હું જેટલાં માનને લાયકનો છેઉં તેના કરતાં તમે મને ઘણું વધારે માન આપોછ." જેહાંગીર બોલ્યો. તેણે તે ફુલ સભ્યતા ખાતર કબુલ રાખ્યાં પણ હવે તે મનમાં કાંઇક ચોંક્યો. તહેમીનાની લાગણી શું હશે તેનો તેને વસવસો પેદા થયો.

તેણે વાત ઉડાવી અને બીજી એલાર પેલારની વાતો કરવા માંડી અને તહેમીના પણ તેની મતલબ ચેતી ગઇ.

"તમે રાતના મારેજ ઘેર રેહેનોની. સહવારે સુધાવજો." તહેમીનાએ કહ્યું.

"નહીં. માફ કરો. મને—"

"ઠીક છે, ઠીક છે. સધાવો, પણ આવતા રહેજો. મેહેમથી છેલી ત્રેન દશ મીનીટમાં ઉપડી જશે. ચાલો હું તમુને સ્ટેશન પર મુકતીજ જાઉં."

જેહાંબક્ષ પોતાને ઘર ગયો અને બીછાણામાં પડયો. તેને ઉંઘ આવી નહીં. તહેમીના વીપેજ તેને ખ્યાલ આવ્યા કીધો.

મરહુમ કુંવરજીનું ખુન થયું અથવા તેવણે આપઘાત કર્યો તેજ કલાક દરમ્યાન તહેમીના તેવણ આગળ જઇ આવી હતી. વળી ખુદ જેહાંબક્ષને માટેજ વાત કરવાને તે ગઇ હતી. પણ કુંવરજી મરણ પામ્યા તેની પછીજ• તહેમીના ત્યાં ગઇ હશે એવું જેહાંબક્ષને લાગ્યું.

જેહાંબક્ષ અગાઉ તો એક સુંદર બંગલામાં ઠાઠમાઠ સાથે રહેતો હતો અને ગાડી ઘોડાઓ વાપરતો હતો પણ હવે તો તે સઘળું તેને તજી દેવું પડયું હતું અને એક નાની કોટડી ભાડે લઇ તેમાં તે રહેતો હતો. તેનાં માબાપને તે દર મહીને ઘણી સારી રકમ હંમેશાં પુગાડતો અને તેમને જયાર ત્યાર મળવા જતો, પણ હવે તેમને તે રકમ બલકે તેનો પંદરમો ભાગ પણ પુગાડવાને તે અશકત થઇ પડયો.

બે દીવસ વીટી ગયા અને એક દહાડે પરોઢયાંમાં તેને ટપાલ મારફતે નીચલો પત્ર મળ્યો:

પ્યારા સાહેબ,—મને ખબર મળી છે કે તમો હાલમાં• કોઇ નોકરીની શોધમાં છો. હું ધારૂં છું કે તમો અમોને કોઇ રીતે ઉપયોગી થઇ પડશો. જો બની શકે તો આવતી કાલે સહવારે અગ્યાર વાગે મારી આફીસમાં મને મળી જજો. હાલ એજ.

લી૦ તમારો વીશ્વાસુ,

**હક્ષલી સ્મીથ,**

સેક્રેટરી,

બોમ્બે એન્ડ ઝંઝીબાર બેંકીંગ કંપની લીમીટેડ.

---

# પ્રકરણ ૩૧ મું.



## તેહેમીનાની વાચજ.

"નાજાંમાય કેમ છેઓ ! હવે તો આપણી દોસ્તી ધાડી થઇ તેથી હું તમુને તમે અમેથી કહેવાને બદલે તું તાંથીબી કેહેવશજો. ધનબાઇજી કાંહ ગીયાંછ?" આ સવાલ મોટે ઘેરનાં બાઇસાહેબ તેહેમીના નાજાંને પુછતી હતી. તે નાજુને મળવા આવી હતી.

"ધનબાઇજી તો કેંડે બાહાર ગીયાંછ. તમે કાંહથી ભુલાં પડયાં?"

"જરા એની તરફ્જ આવીતી. ધનબાઇજી બહાર ગેઇછ તેથી મને કાંઇ જાહજી દીલગીરી લાગતી નથી. આપરે બેઉ જણાં ખુલાસાથી વાત કરી શકશું. તારી તબીયત તો ઠીક છેની?" તેહેમીના કોચ ઉપર નાજાંની પડોશમાં બેસી, તેની પીઠ પસવારીને બોલી.

"હાજી, સારીપેંઠે છેઉં. તમે કેમ છેઓ ?"

"મને શું છે? આએ ખાઇયેછ, પીઇયેંછ, ને ફરતાં ફરીયેછ."

નાજાંને તેહમીના ગમતી હતી અને તેણી સાથે વાત કરવામાં નાજાંને મજાહ મળતી હતી. પારસી મંડળોની રાણી તરફ તે બહુ અજાયબીથી હંમેશાં જોતી આવી હતી અને તેણીની ખુબસુરતીની નાજાં હંમેશાં વખાણ કરતી હતી, પણ તેજ વખતે નાજાંને પોતાને ખ્યાલ પણ હતો નહીં કે તે પોતે આ "સોસાયટી-કવીન" કરતાં હજાર દરજજે વધારે રૂપાળી હતી.

નીરદોષ બીનઅનુભવી નાજાંને શી ખબર કે આ 'સોસાયટી–ક્વીન' તેણીની એક રીતે હરીફ થઇ પડી હતી? જે જેહાંબક્ષમાં પોતાનો જીવ જાન નાજાંએ ભરી મેળવ્યો હતો, જેને તેણીએ પોતાનાં હઇડામાં વસાવી રાખ્યો હતો, તેને પોતાને ગળે હાર તરીકે વળગાડી લેવાને આ તહેમીના તલપી રહેલી હતી. કોઇ જો નાજાને કહેતે કે તહેમીનાની એવી ઇચ્છા છે તો નાજાં તે હસી કહાડતે, કોઇ કસમ ખાતે તોબી માનતે નહીં.

"નાજાં, તું કાંઇ બેચેન લાગેછ. ઘરડી ઘનબાઇજી કાંઇ જાત જણાવેછ કે?"

'નાજુ' હસી પડી. તે બોલી: "નહીં, નહી, એમ નથી. હું તો જેહાંને વરે બેચેન છેઉં. પેલા બેંકના મેનેજર પર કોઇએ હુમલો કીધો તેથી એવણ પર પીડા આવી પડી તેનો મને બરાપો થયા કરેછ. બધે બધ એની એ વાત કેટલાકોએ ફેલાવીછ. ને એનો કસો વાંક નથી તોબી એને બદનામ કરેછ કે જે લોકોએ સર મોરીસ ઉપર હુમલો કીધો તો તે લોક જેહાંનાજ મલત્યા હતા. એવી વાત ફેલાય તો બીચારા જેહાંબક્ષને કેટલું નુકશાન થાય? જેહાંબક્ષની સામે કસો વાંક સાબેત થયો નથી, તોબી લોક ગમે તે મોહોડે આવ્યું બોલ્યા કરેછ."

તહેમીનાએ પોતાના કાળા ભભુકદાર ડોળા તે છોકરીની બલુ આંખ તરફ ફેરવ્યા. "પણ નાજુ, એ તો તું કબુલ કરસે કે તાંહ જે સંજોગો બન્યાતા તે જેહાંની વીરૂધમાં જાય તેવાજ હતા. જેહાંને માટે કાંઇ પણ ખોટું હું કદીબી માનું નહી. પણ કાંઇ સઘલાં લોક એમ માનતા નથી જેહાં સર મોરીસ પાસે ગયો, સર મોરીસ પાસે તેને એક મહેરબાની માંગી, તે મહેરબાની આપવાને સર મોરીસે ના પાડી, પછી

જેહાં મોટે મોટે તેની સાથ લડી પડયો, અને છેલ્લાં સર મોરીસને ફટકો લાગવાથી બેહોશ થઇ ગયો. એટલી વાત જેહાંની વીરૂધમાં જાયછ ખરી. બે માણસોએ આવીને સર મોરીસ ઉપર હુમલો કીધોતો એમ કહેવાયછ, પણ તે બાબતમાં વળી કેટલાક એવી તકરાર લાવેછ કે તેઓએ કસી ચોરી તો કીધીતી નહીં, ફકત સર મોરીસને મારીને નહાસી ગીયા. તારે તે લોક જેહાંના મળત્યા હોય એમ લોકો ધારે તેમા અજાયબી શું? મેં ભીખાજી હીરાદલાલને પુછયું કે 'તમે આ બાબતમાં જેહાંબક્ષને વરે શું ધારોછ?' તારે તેવણે કેહયું કે, હું નહીં ધારતો કે જેહાંબક્ષ જેવો સમજુને રાંક છોકરો એવું કામ કરે.' એ સાંભળીને મને ઘણીજ ખુસાલી લાગી. જરા એવનની રીતભાત ગાંડી ઘેલી છે ખરી, પણ બાતેનમાં એવણ ઘણા મયાલુને નરમ હેડાંના છે જો."

"કોણ? ભીખાજીને વરે તમે કેહોછ કે, તહેમીના?" નાજાંએ પુછયું.

"હાજ તો, તારે બીજા કોણને વરે? તુને એ ભીખાજી નથી ગમતો કે મને બી પેહેલાં એ ગમતો તો નહીંને એને જોતાંજ મને કંટાળો લાગતોનો. પણ એની સાથે મને જેમ જેમ વધારે ઓરખાણ પડતી ગેઇ તેમ તેમ એની તરફનો કંતાળો દુર થતો ગીયો. તેથીજ મેં એને ને એની પેલી ગામડયણ જેવી બેહેનને બધાં સારાં માનસો સાથે ઓરખાણ કરાવવાનું દરૂસ્ત વીચાર્યું. વરી, મરે આજ કાલ તો બધાં પઇસા પર મરી રીટેછ. એ લોક પાસે પઇસા છે એટલે બધાં ધરૂં પરૂં થઇ જાયછ. પઇસાથી બધાં ઘેલાં ગાંડાંબી ડાહ્યાંમાં ખપી જાયછ. રાજા રાવણબી પૈસાદારને નમે, મારી બેહેન!"

નાજુ અજબ થઇને તહેમીના તરફ જોવા લાગી. તેણીએ ગંભીરતાથી અને સેહેજ દલગીરી સાથે પુછયું: "હું તો

એમજ ધારૂંછ કે તમે પૈસાવાળાઓની કશીજ દરકાર કરતાં નથી."

તહેમીના ખડખડ હસી પડી અને મોતી જેવા એકસરખા સુંદર દાંત તેણીના પરવાળા સમાન હોઠમાંથી ચીમાઇને જોવા લાગ્યા. તે વેશધારી, ખોટા દેખાવના હસવાનો ભરમ નહાની નાજાં સમજી શકી નહીં. તેણીએ હસીને તથા નાજાંના બોલવાથી રમુજ મળી હોય તેવો દેખાવ કરીને કહ્યું:

"પૈસા તરફ કોણુને ખેંચાન નહી થાય? સાધુ સન્યાસીઓબી એની ઉપર ખેંચાઇ જાય. પૈસાને અમે તો ધીકકારીયેછ છીએ એમ કહેનારા ઘણા મલસે, પણ ખરેખર તે પ્રમાણે ચાલનાર એકબી મલવાનું નથી. પૈસાની તો આપુને દરકાર નથીજ, પણ પૈસાથી જે આપુને મળેછ તેની આપુને દરકાર છે. હવે દાખલા તરીકે આએ ભીખાજી હીરાદલાલ ને આએ જેહાંબક્ષ મહેતા વચે શું ફરક છે તે તું તપાસ. દુન્યામાં જેબી કાંઇ ખરીદી સકાય તેવું હોસે તે ભીખાજી વેચાતું લેવાની શકતી ધરાવેછ, ને જેહાં આવો ખુબસુરત, આવો દેખાવનો, આવો હુસયાર, આવો ભલો, આવો નેક ચલનનો છે છતાં એ બીચારો નોકરી કે ધંધાધાપા વગર ધકેલા ખાયછ. રસ્તાઓ ઉપરથી એ પસાર થતો હોસે તારે દુકાનોમાં મુકેલી હજારો ચીજો વેચાતી લેવાને એ ચાહતો હોસે. પણ શું કરે? ખીસા ખાલી એટલે તે જોઇ, હાય મારી, પોતાનાં નસીબને વગોવી બીચારો પસાર થઇ જતો હોસે. પણ ભીખાજી હીરાદલાલ કોઇ દુકાનમાં એક આખી ખાણુ ભરાય તેટલા હીરા જોય ને તે ખરીદવાનું મન થાય તો લાગલો દુકાનમાં દાખલ થાય ને તરતજ તે પોતાના બંગલામાં મોકલી આપવાનો હુકમ આપે. એ બધો ફરક એ બે માણસ વચે માત્ર એજ કારણથી છે કે એક પાસે પૈસા છે, ને બીજો બાપડો કરકો છે." તહેમીનાએ પૈસાના સંબંધમાં લંબાણુ વાયજ આપી.

નાજાં આ સઘળું સાંભળતી ચુપજ બેસી રહી. તેને તહેમીનાનું આ બોલવું ગમ્યું નહીં પણ સભ્યતાને ખાતર વચે બોલવાનું તેણીએ વાજબી ધાર્યું નહીં.

નાજાંની આ ચુપકીદીનો તહેમીનાએ લાભ લીધો. તેણીએ નાજાંના બન્ને ખભા ઉપર પોતાના હીરાઓની વીંટીઓથી ઝહક ઝહક થતા હાથ મેલ્યા અને તેણીના ચહેરા તરફ બહુજ પ્રીતથી જોતી હોય તેવો દેખાવ કરીને કહયું:

"નાજાં, તારી જગાએ હું હોતો આ કરોડપતી શેઠયા સાથે કયારની પરણી ગેઇ હોતે. તેને તું ચાહતી નથી તેથી પરણતી નથી. એ હસવા જેવી વાત છે, એની સાથે તું પરણે તો રાજાઓની રાણી શું પહેરતીતી તેના કરતાં સરસ પહેડે ઓઢે ને મોજ મજાહ કરે."

નાજાંના ફીકા ચેહેરા ઉપર એકદમ રતાશ ચહડી આવ્યો. તેણીએ ભવાં ચહડાવ્યાં અને તહેમીના તરફ જોઇને કહયું. "તમે ભુલી જાઓછ તહેમીના કે હું જેહાંબક્ષ સાથે અદરાઇ ચુકીછ ને એ મારો ભરથાર થઇ ચુકોછ."

તહેમીનાની આંખમાં અદેખાઇનું ઝેર ચહડયું અને તે કાતેલ ઝેરથી તેણીની આંખમાં આગ બળવા લાગી. તેણી નાજાંને કાંઇ જવાબ દેવા જતી હતી તેટલાં એક નોકરે આવીને જેહાંબક્ષના આવી પુગવાની ખબર આપી અને બીજી પળે જેહાંબક્ષ પોતેજ દીવાનખાનામાં દાખલ થયો. તેના આવી પુગવાથી તહેમીનાનો ફંદો વધુ ફેલાઇ શકયો નહીં, તેમજ તહેમીના નાજાંને વધુ હેરાન કરતાં પણ અટકી.

જેહાંબક્ષ આવ્યો અને તેણે પેહેલાં નાંજાંને હરખભરી શેકહેંડ કીધી અને પછી તેણે તેહેમીનાને પણ નમીને સલામ કીધી. તહેમીનાને જોઇને જેહાંબક્ષ દીલમાં કચવાયો; પોતાને નહીં સમજ પડે તેવી લાગણીથી હવે જેહાબક્ષ આ મંડળની રાણીને ધીકારતો હતો, તેનો ચેહેરો જોઇનેજ કંતાળતો હતો.

---

# પ્રકરણ ૩૨ મું.



## વધારે નજદીક.

જેહાંબક્ષ આવ્યો એટલે તહેમીનાને ત્યાંથી રૂખસદ લેવી પડી. તે બન્ને જવાન આશક માશુક વચેની પ્રીત ભરી, મહોબતની વાતો થતી અટકાવવાને કાંઇબી કરવાને તહેમીના સુકતે નહીં પણ કાંઇબી કરવાનું તેણીથી બની શકે તેમ હતું નહીં. જે જવાન મર્દને તેણી ખરેખર જીગરથી ચાહતી હતી તે બીજી સાથે પ્યારની વાતો કરે તે તેણીથી કેમ ખમાય? પણ તે ખમ્યા વિના તેણીનો છુટકો હતો નહીં, ત્યાં તેમને એકલાં મુકીને જવા સીવાય બીજો માર્ગ હતો નહિ.

તહેમીનાના જવા પછી જેહાંબક્ષે દરખમાં આવીને નાજાંને કહ્યું:—

"નાજાં ડીઅર, આજે તો મારે તુંને એક ખુશ ખબર કહેવાની છે, લે જો, આ કાગજ વાંચ, મને આજેજ સહવારેં એ મળયો." જેહાંબક્ષે એક કાગજ નાજાંના હાથમાં આપતાં કહયું.

નાજાંએ તે કાગજ વાંચ્યો અને ખુશહાલી સાથે પુછ્યું "પછી તું જઇ આયો કે?"

"હા જઇ આયો. હક્ષલી રમીટને મળી આયો. તેને કહ્યું કે મારા કોઇ ખેરખાહએ મારી ભલામણ કીધીતી તેથી તેણે મને નોકરી આપવા બોલાવ્યો તો."

"તે કોણ? તારી તરફથી કોણે ભલામણ કીધી?"

"તેનું નામ મેં પુછ્યું તારે તે નામ જણાવવાની તેણે સાફ ના પાડી. જે ધણીએ ભલામણ કીધીછ તેણે પોતાનું નામ મને નહીં કેહવું એવી કબુલાત લીધીછ."

"વારૂં પછી શું થયું ? તુને નોકરી મલી કે ડીઅર ?"

"એ બેંકની જંગબારમાં એક શાખા છે ને તાંહ વડા શરાફ તરીકે મને મોકલવાની ઓફર કીધીછ. મહીને દારે પાંચશો રૂપીઆનો પગાર આપવા કહેછ."

"તેં નોકરી કબુલ રાખી કે ?"

"તુને પુછયા વગર કેમ કબુલ રાખું ? જો તારાથી છુટું પડવાનું નહી હોતે તો તરતજ હું હા કેહીને નોકરીએ રહીજ જતે. પણ છુટું પડવાનું હોવાથી વીચાર કરવાનો મેં વખત માંગી લીધોછ. આ ઓફરથી મારી નાસીપાસી આશા ને ખુસાલીમાં બદલાઇ ગેઇછ. તારો શું વીચાર ? તું શું ધારેછ ? નોકરી કબલ રાખું કે ના પાડું ? તું કેહે તેમ કરૂં, નાજુ."

" પણ આપુને છુટું પડવું પડશે-લાંબો વખત છુટું પડવું પડશે. "

" હાં, તેમ તો છેજ. તેથી મને તો બહુજ દલગીરી ઉપજવાની. તે દલગીરી વધુ એ કારણે ઉપજશે કે તારા મારગમાં લાલચો ઘણી નાખવામાં આવશે. જો હું જવશ તો હું એકાંત જગાએ પડવાથી મને લાલચ કે લોભ થવાનાં નથી. પણ તુને મારી તરફ બેવફા થવાને ઘણાઓ લલચાવશે ને સમજાવશે. તેમાં ખાસ કરીને પેલો કરોડપતી તુને જરૂરજ પોતાના હાથમાં લેવાને કોશેશ કરશે. એ બીખાડએ મનેથી કહેવાની હીમત કીધીછ કે તારી સાથે પરણવાને એ તલપી રહેલો છે. પછી કોણ જાણે એ શું કરશે ?"

" એટલે જેહાં, તું એમ ધારેછ કે હું તારી તરફ બેવફા થવશ ? એવો તુંને શક છે કે ?"

" તારી ઉપર શક ? ઓહ નાજાં, મને શક તો નથીજ, પણ સંજોગો વાશે મને શક ઉપજેછ. પૈસા એવું જોર ધરાવેછ કે તે કાંઇબી કરે, કાંઇબી બનાવી શકે."

બોલ્યો અને તે ખાસી પાંચસો રૂપ્યાની બાગડીના તેણે બસો રૂપ્યા કહયા અને વળી તેની ખાતરી હતી કે બે દુકાને આ બાઇ કદી બી પુછવા જવાની નથી."

નાજાંએ તે બસો રૂપ્યે વેચી અને રૂપ્યા લઇ ત્યાંથી તે ખુશી થઇને નીકળી. બસો રૂપ્યા! પોતાની બેહેનને માટે કેવું મોટું સુખનું સાધન! તે ભલી છોકરી મનમાં બહુજ ખુશી થઇ અને હરખભર્યાં હઇડાં સાથે પોતાને ઘરે પાછી ફરી.

નાજાં પોતાના ઓરડામાં કપડાં બદલવા ગઇ અને તેટલાં ધનબાઇજી અને સરદાર રતનજી બહારથી પાછાં ફર્યા. આ વેલા ધનબાઇજી પોતાના ખાવીંદ આગળ એક બહુંજ રસીલું અને અગતનું ભાષણ કહી સંભળાવવામાં રોકાયલાં હતાં."

"હવે તો કોઇ જોસે તો તેઓ નામ ધરસે. સાના તમે જેહાંબક્ષ—જેહાબક્ષ કરી રેહયાછ! પોસાગીર જેવો દુકતો, પેલા બેંકના મેનેજરને મારી આયો ને હજુ કદર ખાવોછ! આપરા ગેસુ તરફ જરા તરા ઝાંખીને જોતાબી નથી ને તે મલેછ તો ગાડીમાંથી ઉડયા વા વાગા હોય તેમ કુદી પડી મલોછ ભેટોછ! મુઆં ઇજારા પીજારી સાથે મલવા મુકવા બી તમુને કેમ ગમતું હોશે? બે દારે જે હવે કપરાં નથી બદલતો તેની આરાસે કેવું જવાનું? કોઇ સમજસે કે તમારી મદઇનું મગજ બગજ ખીસી ગીયું કે કેમ, થયુંછ કેમ? એ જેહાંબક્ષ કુંવરજીનો ભાગ્યો હુઉનો તારે તો જાને કે સમજયા કે ગમે તે પણ એક મેહેતાનો દીકરો પણ પૈસાવારા મોટા શેઠ કુવરજી સગપન રાખેછ, પણ હવે તમે સાના તેની પછવારે તનાયા કરોછ? મરેરે, તમે ગાડીમાંથી ઉતરી પરયા ને તેને ભર રસ્તા વચ્ચે, લાખ ને કરોડ માનસ જાય આવે તેના દેખતાં સેકીન્ડ ક્રીધી તારે મુઉં મારૂં નાંખ તો નીકરીજ પરયું. પણ તમારાં મોહોડાં પર નાંખ નથી; તરીયું છે, નરીયું! કાંઇ નહીં

તારે સઉ કસામાં પેલા ભીખાજીને વરી આપરે ઘરે જમવાને સા સારૂ ગરદન માર્યો."

"બેસ હવે મુંગી રેહે. ઘણી બકબક ના કર." રતનજીએ કહ્યું; "તુંને એ જેહેંગબક્ષને વાસ્તે એટલી બધી સુગ છે તારે તારાં દેખતાં હું એને સેકીન નહીં કરસ પેલી નાજાં આવેછ, વાત માંડી વાર. એનું દીલ દુખાસે."

"તેનું દીલ દુખાસે તો અહીં કેઇ બલાને!" ધનબાઇજી બોલી.

સારૂં નસીબે આ ધનબાઇજીના બોલો નાજાંએ સાંભળ્યા નહી. તે આવી અને તેણીએ રતનજીને પુછ્યું, "કાંહ જઇ આયા કાકાજી? ફરવા સધાવ્યાતા કે?"

"નહી દીકરી, હું તો મારા વકીલને મળવા ગીયો તો." રતનજીએ જવાબ દીધો.

"તે વરી તાંહ શું ધોરી આયા?" ધનબાઇજીએ ટણુકો કરીને પુછ્યું.

"કોલાબાનો આપરો મોટો બંગલો ભાડે આપ્યોછ."

"કોણને આપ્યો! વરી કાઇ તાંઇ તંબોલી જેવાને શોધી કહાર્યો કે!"

"કોઇ મી० હારપરના નામથી બંગલો સઘળા સંરસામાન સાથે ભાડે આપ્યો પણ પછી જનાયું કે હારપરના ધારણ કીધેલા નામ હેઠળ પેલા ભીખાજી દલાલેજ તે ભાડે લીધોછ."

આ કોલાબાનો મોટો બંગલો, રતનજી હાલમાં જે બંગલામાં રહેતો હતો તેની બહુ નજદીક હતો અને તે એક મહેલ જેવો મોટો અને સુંદર હતો, જે આખા કોલાબાના એક શનમાર તરીકે ગણાતો હતો.

નાજાં આ સાંભલીને ચોંકી તેમજ ધનબાઇજીથી ફફડી.

"હું જો અગાઉથી જાનતે તો મારો બંગલો એને હું ભાડે આપતેજ નહીં." રતનજીએ કહ્યું; "એને અગાઉથી ધાર્યું હોસે કે હું એને બંગલો ભાડે નહીં આપસ તેથી એને જુદે નામે ભાડે લીધો. હવે એ અહીં કોલાબાના આપના મોટા બંગલામાંજ આવીને રહેવાનો છે આપરી બહુજ નજદીક રેહસે તે મને ગમતું નથી."



# પ્રકરણ ૩૩ મું.



## ખુદા, તારો આશરો!

ભીખાજીનો અંગત નોકર જાફર એક મોટો ડીટેકટીવ બનવાનો અભખરો રાખતો હતો અને તે કામમાં પડવા અગાઉ તાલીમ લેવાનો તેને ધખારો હતો. તેણે એક ચોપડી બનાવી હતી, જેમાં છાપામાં આવતાં ભરમ ભરેલાં લખાણો—એટલે જે લખાણો જાફરને ભરમ ભરેલા લાગતાં તે—વળગાડી મુકતો હતો.

એક દહાડે તેના જોવામાં નીચલી જાહેર ખબર આવી.

"શાપુરજી મીસ્ત્રી—અગાઉ કલકત્તા ખાતે અને તે પછી હોંગકોંગ ખાતે મી૦ શાપુરજી મીસ્ત્રી વસ્યા હતા અને હાલમાં મુંબઇ ખાતે આવી વસ્યા છે, તેમને તેમની ધણીઆણી અને દીકરો અરજ ગુજારે છે કે મહેરબાની કરીને નીચલે સરનામે આવીને તેમને મળવું. શાપુરજીની ધણીઆણી દીનબાઇ હમણાં અપંગ હાલતમાં અને બીમાર છે."

આ જાહેર ખબરની નીચે દીનુનાં ઘરનું સરનામું લખેલું હતું. આ જાહેર ખબર જોતાંજ જાફરને કાંઇક વીચાર સુજયો અને આગળ બનેલો કોઇ બનાવ તેને યાદ આવ્યો. તરતજ વર્તમાન પત્ર હાથમાં લઇને પોતાના શેઠ આંગળ તે ગયો.

ભીખાજી આ વેળા પોતાના ખાનગી ઓરડામાં લખવાની ટેબલનું એક ખાણું ખોલતો હતો. તેની આગળ જઇ જાફરે તેને હળુવેથી સવાલ કર્યો.

"સાહેબ, એક વાર તમે કોઇ સાપુરજી મીસતરી ઉપર કાગજ લખ્યો હતોની ?"

ભીખાજીએ એકદમ પોતાનું માથું જાફર તરફ ફેરવ્યું. તે ઉજળો ફક થઇ ગયો હોય એવું જણાતું હતું પણ થોડાજ વખતમાં તે પાછો સાવધ થયો અને કરડાઇથી બોલ્યોઃ

"સાપુરજી મીસતરી કોન ? હું કોઇ તેવા મીસતરી સુથારને ઓરખતો નથી. મેં માંરા જનમારામાં તેનું નામ્મણી સાંભર્યું નથી. ને તું એવા મને સવાલ કેમ કરેછ રે ? તું શું જાનતો નથી કે નોકર માનસે જવાબ દેવાના છે, સવાલ નથી કરવાના. હે !"

"માફ કરો સાહેબ ભુલ થઇ."

"ચાલ નીકળ, અહીંથી. કામની વખતે નકામો કંતારો આપેછ, આવી આવીને !"

જાફર ત્યાંથી ખસ્યાનો પડીને ગયો પણ તેને આ જાહેર ખબર કાંઇક ભેદ ભરેલી લાગી જેથી વર્તમાન પત્રમાંથી તેટલો ભાગ કાપી કહાડીને તેણે પોતાની ચોપડીમાં વંળગાડયો, અને તે ઉપર પોતાની અકલ મુજબ સરેહ પણ કીધી.

ધનબાઇજીની તબીયત કાંઇ બગડી આવી હતી. તેવણના હાથના આંગળીમાં સહવારે ટાંચણી ભોકાઇ હતી અને તેમાંથી બે ટીપાં લોહી નીકળ્યું હતું માટે તેવણ મનસે સમજયાં કે તેવણ આ જખમ (!) થી બીમાર પડી ગયાં હતાં. હવા પવનમાં તે બહાર નીકળે ને ચપ કરતો જખમમાં પવન ભરાઇ જાય તો ઓજજા ! તેથી તે ઘરમાંજ રહી અને

મોટે ઘરનાં બાઇ સાહેબને તે પોતે મળવા જવાની હતી પણ પોતે ગઇ નહિ અને પોતાને બદલે નાજાંનેજ તહેમીનાને ઘરે જઇ આવવાને કહયું.

"તુંજ જરા જઇ આવ નાજાં. તેવણુને કહેજે કે કાકીજીને લોહી ગયુંછ તે બહાર નીકળાતું નથી. જો ચાહે પીવા કહે તો પીજે પણ સાડી પર હાથ ના પારતી."

"તહેમીનાની છેલ્લી મુલાકાત વેળા તહેમીનાએ જે વાતચીત કીધી હતી તે પછી તહેમીનાને મળવાને નાજાંને ગમતું હતું નહીં, પણ ધનબાઇજીના હુકકમને તાબે થવાની તેણીને ફરજ પડી. સરદાર રતનજીની એક ગાડીમાં બેસીને નાજાં તહેમીનાને બંગલે જઇ પુગી. ગાડી દરવાજાની બહારજ ઉભી રખાવી નાજાં બાગમાં દાખલ થઇ.

બાગમાંથી પસાર થતાં એક ગુલાબના મંડપની પછવાડેથી ભીખાજીનો અવાજ આવતો તેણીએ સાંભળ્યો અને તેનો પહેલોજ વાકય નાજાંને ચોંકાવવાને બસ હતો.

"એ જેહાંબક્ષ મેહેતાને હવે દુર કરવાનું મુશકેલ નથી."

"એટલે ?" તહેમીનાએ પુછયું; "દુર કરવાનું એટલે સું ? ખુલ્લાસાથી બોલોની"

"નહીં, નહીં, તમે ગભરાવો ના." ભીખાજી હસી પડીને બોલ્યો; "તેને મારી નાખવાની વાત નથી. એને જંગબાર નોકરીએ મોકલવાની મેં ગોઠવણ કીધીછ, એ જંગબાર જશે એટલે નાજાંથી ઘણો દુર પડશે. પછી આપરે વરે નાજાંને સમજાવવાનું કામ કાંઇ ઘણું મુસકેલ પડવાનું નથી. જો નાજાં નહી સમજશે તો જેહાંબક્ષ ઉપર જંગબારમાં નાણું ચોરવાનું તોહમત મેલશું. તે કામ કાંઇ દમ જેવું નથી"

નાજાંએ વધુ સાંભળ્યું નહિ અને ગુપચુપ બંગલામાં ગઇ અને નોકરે તેને બેસાડીને જણાવ્યું કે, "બાઇ કામમાં છે, હમણા આવશે.

તહેમીના થોડા વખતમાં આવી પુગી. તેણીએ નાજાંને બહુ હરખ ભર્યો આવકાર દેવાનો દેખાવ કીધો અને ખેર આફ્યત પુછી, થોડોવાર વાતચીત કરવા પછી નાજાં તહેમી-નાની રજા લઇને ઉઠી, તેણી ગાડીમાં બેઠી અને ગાડી જેહાં-બક્ષનાં ઘર તરફ હંકારી.

"જેહાંબક્ષ—જેહાંબક્ષ-તું જાણેછ કે? તારી ઉપર કોણે મહેરબાની કીધી તેની તુને ખબર પડી કે?" નાજાંએ હાફ્તાં હાફ્તાં પુછ્યું; "પેલો ભલામણ પત્ર કોણે આપ્યો?"

"કોણે? હું તો હજુ કાંઇ જાણતો નથી. તુને કાંઇ જણાયું કે."

"હા, એ તારી ઉપર મહેરબાની કરનાર—મેહેરબાનીના ઓઠાં હેઠળ આપુને છુટાં પાડી તુને સપાટામાં લેવાની ગોઠવણ કરનાર પેલો ભીખાજી છે!"

"ભીખાજી હીરાદલાલ! યા ખુદા તારી મદદ! તારો આશરો!" જેહાંબક્ષ બોલ્યો; "ખુદા એનાથી આપુને બચાવે, એના પંજામાં જતાં ખુદાજ અટકાવે!"

ઉપલો બનાવ બન્યો તેને ત્રીજે દિવસે તહેમીના ઝરદાર ભીખાજીને ઘરે મળવા આવી. ભીખાજી ઘરમાં હતો નહીં પણ તેની બેહેન વીરબાઇ વાંદરી હતી. તે વળી પોતાના કાંઇ વાચિત્ર કામમાં રોકાયલી હતી. એક નોકર સાથે વીરબાઇ બહુજ મોટે અવાજે ચીહડાં ફાડતી હતી અને નોકરનાં હાથમાં પાંચ મુળા હતા.

"મુઆ, ભસ્તે ગીયા, દોજખીના જન્યા; એમ પૈસાનો દારવાટલો કરેછ કે? બે દોરીયાંના પાંચ મુરા? મુઆ પહેલ્લા કહેતાતો દેવ:ના પણ સુનતાણી દેવાના? મારાં ભડયારખાનામાં હું દોર્યાંના ચાર ચાર મુરા લેતીતી ચાર—ચાર."

"અરે અરે વીરબાઇજી! એ સું, એ સું!" તહેમીના એ નરમ ઠપકો દીધો.

"તમે નહીં સમજો, બાય, એ મુઆ મહીરા મુઆ એમજ મને ધુમ મરાવેછ. તે દારે બુટારા મંગાવ્યા તે તન દોરયાં ને દુકાનીએ લાયો; તન-તન દોરયામાં તો એવા મજાના બુટારા મળેછ કે તમે જોવો તો હાથમાંથી મુકો નહીં ને હોંસે હોંસે મોરી ચોટરા ધોવા બેસો. દુકાની વધારે આપી આયો."

"ચાસો માંડી વારો; હોય, બોલ્યે નહિ."

"જા મુગ્યા, કારૂં કર તારૂં ઘેરૂં. ને મુકી જા મુરા અહીંઆંજ."

નોકર મુરા મુકીને ગયો ને વીરબાઇ વાંદરી બોલી:

"જોવની બાય એમ એ લોકને દામ દોરો નહીં તાનીએ તો પછી છકીને છાપરૂં થઇ જાય. લેવો તમેબી જરા ખાવોછ કે?" વીરબાઇએ કહયું અને મુરાનો એક ટુકડો ભાંજીને પોતાનાં મોહડામાં દપ દેતો મારી કચર કચર ચાવવા બેઠી.

"પણ એમ મુરા તે ખાવાના છે? મોરૂં વાસ મારશે!"

"તે કાંહ મુઓ મારી છે કે તે બબરવા બેસસે? કુવારી જીદંગી છે તેટલાં મોજ કરી લેઉં કની? લેવો આવો, મજાના તીખા તીખા છે. નાખમાં એવો જન જનાત થઈ રહેછ કે જાને અરધી બાટલી ગોવરૂં પીધું હોય તેવું લાગેછ."

"નહીં બા, મને તો નથી ગમતા." તહેમીનાએ કંટાળીને જવાબ દીધો.

"હવે લેવો રે લાર ના કરો. તમેબી મારા જેવાંજ ધણી ધોરી વગરનાં છેઓ તે મારી કાની જેમ નવરે નાચશો તે વનાઇ જશે."

અને મોહોડામાંનો મુળાનો ગાંગડો જેમ તેમ ગળી ગઇ. બીખા-જીએ વીરબાઇને કાંઇ કામને બહાને બીજા ઓરડામાં મોકલી અને પછી તહેમીનાએ બીખાજીને કહ્યું:

"તમુને ખબર છે બીખાજી? જેહાંગીરે તો જંગબાર જવા ના કેહ્યું."

"ના કેહ્યું? એટલે?" બીખાજીએ ચોંકીને પુછ્યું. આ વાત તેને ખરી લાગી નહી.

"હા. તેને તો એ'ના મેનેજરને લખી મોકલ્યું કે ચોક્કસ કારણને લીધે તે આ માગણી કબુલ રાખતો નથી. કેવો મજાનો તાગડો હતો, પણ બધું ઉંધુ વળી ગીયું."

"પણ એ થયું કેમ? એને તો આ નોકરી કબુલ રાખીતી." બીખાજી ઝનુનમાં આવીને બોલ્યો; "એ તો આ નોકરીથી હરખાઇ મલકાઇ ગીયોતો, ને એકાએક એમ પાસો ફેરવાઇ કેમ ગીયો? એમ કરવાનું કારણ શું?"

"તે કારણ આપરે જાણતાં નથી. મને તો કોઇએ કેહ્યું, તેથી મેં ખબર કઢાડી તો વાત ખરી જણાઇ. કદાચ એને વાસ્તે કોણે ભલામણ કીધીતી તે એને માલમ પડ્યું હોસેને તેથી એને ના કેહ્યું હોસે."

"પણ એ વાત એને કેહી કોને હોસે?" બીખાજીએ શકમંદ થઇને પુછ્યું.

"તે હવે હું શું જાણું? ખબર કઢાડશો તો તેણી તમુને જનાસે."

"એને જવા ના પાડ્યું! મારી સઘળી ગોઠવણ ફરી એ હુકનાએ ઉંધી વાળી નાંખીજ! ઠીક છે જોઇશું! બચ્ચા, મારા હાથમાંથી તું કાંહ જવાનો છે હું છોડવાનો નથી; પૈસાની ખુવારી કરસ પણ તુંને ખુવાર કરસ તારેજ રેહેવસ!"

---

# પ્રકરણ ૩૪ મું.

## " મારો મુરબ્બી કોણ ? "

વાંદરા ખાતે આવેલા સરદાર રતનજી ડેરશાસ્પજી ખોમા શેઠના સરદાર મેહેલવાળા બંગલાથી આસરે દોઢ માઇલના છેટા ઉપર એક નહાનું ઘર આવેલું હતું. જેમાં સરદાર રતનજીનો આગલો વફાદાર નોકર ધનજીશાહ મેહેતા પોતાની ધણીઆણી રતનબાઇ સાથે રહેતો હતો. તેઓ જેહાંબક્ષના વડા ભાઇ તહેમુરસનાં માતપીતા થતાં હતાં. તેઓ બન્નેને રતનજી તરફથી પેનશન મળતું હતું અને ગરીબ ગુજાસે સંતોષ વચ્ચે દીવસો ગુજારતાં હતાં. રતનજીએ તેમનાં નામ ઉપર એક રકમ એવી શરતે ત્રસ્ટમાં મુકી હતી કે તેમને તે રકમનું વ્યાજ તેમની જીંદગી દરમ્યાન મળે અને તેમની હયાતી બાદ તેમના દીકરાઓ વચ્ચે તે વહેંચી આપવામાં આવે. આ પ્રમાણે હોવાથી રતનજીની ગમે તેવી પડતી થાય તોપણ તે રકમને કોઇબી રીતની અલવલ પુગવાની ધાસ્તી હતી નહીં.

જે ગલીમાં ધનજીશાહ મેહેતાનું ઘર આવેલું હતું તે ગલીને એક છેડેથી જેહાંબક્ષ દાખલ થયો અને તેણે કોઇ બીજા માણસને ગલીને બીજે છેડેથી ચાલી જતાં દીઠો. તે ચાલી જતો માણસ સરદાર રતનજી હોય એમ જેહાંબક્ષને લાગ્યું. સરદાર રતનજી આ તરફ શા માટે આવ્યા હશે તેનો વીચાર કરતો જેહાંબક્ષ પોતાના બાપના ઘરમાં દાખલ થયો.

રતનબાઇ આસરે પંચાવન વરસની તનદરોસ્ત સ્ત્રી હતી અને જેહાંબક્ષને જોતાંજ તેણીએ તેને ઓવારણા લઇ પેટમાં ચાંપ્યો અને પાસામાં બેસાડ્યો.

" જી ભરાયો કાંહથી આયો જેહાં ? શું છે ? એમ બે બાબરો થઇને કાંય દુશમેન ફરતો હોસે ?" રતનબાઇએ પુછયું; ને બલા જાને રે. નખઇબી કેટલો ગીયોછ. પેહેડી ભાગી ગેઇ ને પૈસા ગીયા તો ફૂલા લેતી. તારાં ખભાંને ખોદાય સલામત રાખે તે કાલે પાછું કમાશે. એમ કાંય કરતો હોશે જો !"

" માયજી, આખી દુન્યા મારી સાથે વેર લેતી હોય તેમ લાગેછ. જેબી કરવા જાઉંચ તે બસ ઉંધુંજ વરેછ. હું બધું તમુને પછી કહેવસ. બાવાજી કાંહ છે ? ઘેરમાંજ છે કે ?"

" હા, અંદર છે. પણ જીભરાયા દગલો પાઘરી તો કાહર એમ ઘરી ચપકો આવીને ચાલી સું જાયછ ? આજે આખો દારો રહીને પછી જજે હં. ગમે તો રાતના બી રેહેજે. જો તારે વરે હું અમના મરઘી કપાવીને એવી પપેટામાં રોસ કરૂંછ કે દાંતમાં સવાદ રહેસે."

" નહીં માયજી, મને ઘણું કામ છે. હું ચાહે પીને જવસ. મને બોંહોસ ના કરો."

" વારૂં ચાલ, એમ તો એમ. પણ હવે એમ ઘણે ઘણે દારે સાનો આવેછ ? ઘડી ઘડી આવયા કરની. મારો જીવ બધો તારામાં ભરાઇ રેહછ ને."

આ વખતે ઘરડો ધનજીશાહ ત્યાં આવી પુગ્યો.

" કોણ; બાપો આવ્યો કે ?" ધનજીશાહે જેહાંગીરને ગળે લગાડી કહ્યું. "તારો હાદ હાંભયરો કે દોરતો આયવો. કોંથી ભુલો પયરો બાપા !"

"સું કરૂં બાવાજી ! આવવા તો ઘણું ગમેછ પણ બનતું નથી."

"હોય, બાપા, હોય. એ તો દુન્યા છે. આજે હારૂં તો કાલે નરહું. ચહરતી પરતી હઉની. રાજા રાવનને જમાનાએ નીહં મુયકા તો આપરા હા આહરા ! જો ભાય, એક તો તારો મોટો ભાય કાંહ પરદેહમાં પયરો ઓહે—"

"તન મહીના પર તો આપુને તેની ખબર મળીતી." જેહાંબક્ષે યાદ આપી.

"હોવે તન મહીના પર તુંએ લખેલું કે કુંવરજી હેઠને તેહેમુરનો કાગડ મયલો. પણ તે પછી કહુ જનાયું નથી. તે કાગડબી કાંહ ગેયલું તે ખબર નીહ મલે. તુને કાંઇ ખબર પરી કે બાપા ?"

"નહીં, બાવાજી. મને તો તહેમુરસભાઇ તરફથી કસું કાગજબી મલ્યુ નથી."

"ને તારા સેઠ પર તેહેમુરસે કાગજ લખ્યોતો તેનો પટો મલ્યો કે ?" રતનબાઇએ આતુરતાથી જાણવા માંગ્યું. "તારા શેઠે તે વાંચીને ફાડી તો નહીં નાંખ્યો હોય ?"

"હું નહીં ધારતો. એવી ભુલ કરે તેવા મારા સેઠ ઉતા નહીં. તેમાં કાંઇ અગતની બાબદ ભાઇએ લખી હોસે એમ હું ધારૂંછ, કાંય કે કુંવરજી તે કાગજ વાંચવા પછી બહુજ વીચારમાં પડેલા હોય તેવા લાગ્યાતા. હું એમ ધારૂંછ કે કાગજમાં કાંઈ ધંધા ધાપાને વરેખી લખ્યું હોસે. કાંય કે તેમ નહીં હોતે તો ભાઇ આપરી ઉપર નહીં તો બાવાજી ઉપર પહેલાં કાગજ લખતે. બેહેસ્તી ગુજરી ગીયા તારે તેવણુ પાસેથી કાગજ નહીં નીકળયો તેથી હું ઘણોજ અજબ થયો ને વધારે અજબ તો એથી થયો કે તેવનૂનાં બધાં કાગજ પતર અમે તપાસ્યાં પણ તેમાંથી બી તે મળયો નહીં. નાજાંએ બી બેહેસ્તીનાં ખાનગી કાગળ્યાં ફરી ફરી તપાસ્યાં પણ ભાઇનો કાગજ તેમાં ઉતો નહીં. કેયે તે કાગજ ગુમ થઈ ગીયોછ. પણ તેથી માયજી તમે ચીંતા ના કરતાં. હું ધારૂંછ કે ભાઇ કાંઇબી થોડા વખતમાં લખશે ખરો. હોંગકોંગથી કાગજ આવતાં કેટલીક વાર ઘણા દારા નીકળી જાયછ, તેમ ભાઇનો કાગજ આવતાં કદાચ વાર બી લાગે. પણ ભાઇનો કાગજ આવશેજ

એમ મારી તો પુરેપુરી ખાતરી છે, માયજી. " જેહાંગક્ષે સધ્યારો આપ્યો.

" ખોદાય પરથી મરૂં કે તને અમારી આગળજ રાખ્યોછ." રતનબાઇ બોલી; " તું ઉભરાયો આવયા કરેછ તે જરા સધ્યારો મળેછ. પણ દીકરા જેહાં, નાજાં સાથનું તારૂં કાજ તો એમજ છેની ? તેમાં તો કાંઇ ભાંગ તુટ થઇ નથી ની ?"

" નહી માયજી. નાજાં કાંઇ એવી છોકરી નથી કે એવો કાંઇ વીચારણી કરે."

" ચાલ, હું તારે વરે ચાહે કરૂં. જરાક થોભજે, ચાહેની સાથે મજાના ભાખરા બનાવી લાઉંછ. તુંને ખારા ભાખરા ગમે કે મીઠા ?" રતનબાઇએ પ્યારથી પુછ્યું.

" ખારા બનાવો માયજી." જેહાંગક્ષને જો કે ભાખરા ખાવા જેવા રૂચી હતી નહીં તોપણ પોતાની માતાને રાજી કરવા તેણે જવાબ દીધો; " ચાલો હુબી રાધણીમાંજ આઉંછ. તમે ભાખરા બનાવતાં જાઓ ને હું તમારી સાથે વાત કરૂં. કેમ ઠીક કની ?"

" હા દીકરા, આવ. ને તમેબી આવો. જરા મને હાથ લાગો." રતનબાઇએ પોતાના ભરથારને કહ્યું અને તે ઉપરથી તે ત્રણે જણાં બાવરચીખાનામાં ગયાં.

રતનબાઇ પોતાના કામ ઉપર વળગી અને જેહાંબક્ષ એક પાતલા પર બેઠો. જ્યારે ધનજીશાહ ચુલા આગળ બળતું કરવામાં રોકાઇ ગયો. થોડો વાર એમ કામ ચાલ્યું અને સઘળાંઓ અરસપરસ વાત કરતાં હતાં તેટલાં જેહાંગક્ષે પુછ્યું.

" માયજી બાવાજી: તમુને બેઉને એક સવાલ પુછવાને હું કેટલા દારા થયા આતુર ઉતો. મારા ભાઇને તમે જે રીતે ઉછેરયો ઉધારયો ને કેલવણી આપી તેથી જુદીજ રીતે મને પણ ઉછેરશો ને કેલવણી આપી હશે ? મને મદ્રેસામાં શીખવ્યો

સારાં સારાં કપડાં લતાં આપ્યાં, ને મોટે ઘેરના છોકરાના જેવા મને લાડ લડાવ્યા ને ભાઇને તો એક ગરીબ ગુજાસનાં મા બાપનો દીકરો હોય તેમ પાલ્યો; તેનું કારણ શું ? આ બાબત મને એક ભેદ સમાન લાગેછે ને તેની મને સમજ પરતીજ નથી. એ ભેદ એવો છે કે જે મનેજ નહીં પણ મારા ઘણાક ઓળખીતા પાળખીતાઓને બી ગુચવણમાં નાંખેછે. બેશક માયજી, તમે કબુલ કરશો કે આ ભેદ મારે લગતો છે. જેથી તે જાનવાનો મને એક રીતે હક છે. મેં બેહસ્તી કુંવરજીને બી એ વીસે એક વખત પુછી જોયલું પણ તેવણે મને એટલોજ જવાબ દીધેલો કે જે મને મળયુંછે ને મળેછે તે પર મારે સંતોષ પકડવો ને તે વીસે ચાવાચીવી કરવી નહીં. પણ હવે બેહેસ્તી તો મરી ગીયા ને મારાં ભવીષતું નખોદ વરી ગીયું તારે મને તે ભેદ જાણવાનું વધારે મન થયા કરેછે. મારો બધો ખરચ ને મારી કેળવણીનો ખરચ કોણે પુરો પાડેલો ? તમે બેઉ મારાં મહેરબાન માય બાવા મને અતી ઘણાં ચાહોછો એ વાત તો ખરી પણ તેમ છતાં તમે એ ખરચ પુરો પાડો તેવી શકતી ધરાવતાં નથી. ત્યારે તે બધા પૈસા કોને આપ્યા ? અને તે બધા પૈસા આપવાનું તેને કારણ શું મળ્યું ? ને તે મારો મુરબી કોન છે ? તે મારૂં ભલું ઇચ્છનાર ક્યાં છે ?"

રતનબાઇ અને ધનજીશાહ ચુપજ રહયાં. બંન્ને એક બીજા તરફ જોના લાગ્યાં અને તેમના ચેહેરા ઉપર ફેરફાર થયો પણ તે ફેરફારનો અર્થ જવાન જેહાંબક્ષ સમજી શકયો નહીં. કેટલીક મીનીટ સુધી ચુપકીદી પંથરાઇ રહી અને પછી આખરે જેહાંબક્ષના પીતાએ જવાબ દીધો; ચુલા તરફજ મોહડું રાખી પંખાથી બળતું વીજણતાં તેણે કહયું.

"દીકરા, તે તુને કહેવાય નહીં. એ કહેવાની અમુને મનાઇ કરેલી, બાપા, કોઇ તારો મુરબી નીવડી આવેલો, એ બાત

ખરી; પયન તે એવો મનીખ છે કે જમના હાથે આપે તે દાવો હાથ જાને નીહ, તે હેઠયાએ તુંને ને અમુને ઘણી મદદ કીધેલી દીકરા."

"હા દીકરા જેહાં, એ વાત અમારાથી કહેવાય નહી. એ જાનવામાં સાર નથી. તું ડાહયો દીકરો થઇને એમ કાંય કરતો હોસે ?" રતનબાઇએ પોતાના ભરથારના બોલવાને ટેકો આપ્યો.

"એનો એજ જવાબ, હંમેશ એનો એજ જવાબ." જેહાંબક્ષ નીરાશ થઇને બોલ્યો; "એક માણસનું નામ છુપું રાખવાની હઠ લઇ તમે તમારા દીકરાનો હક ડુબાડી દેવોછ. મારી પોતાની સ્થીતિ ઉપરાંતની મને કેળવણી આપવાથી મને શું ફાયદો થયો ? ઉલતું તેથી તો મને આજે નુકશાન થયુંછ મને હમણા તેથી ખમવું પડેછ. તેથી મને લાભ થવાને બદલે ઉલતો અમના ગેરલાભ થાયછ. જો મારી સ્થીતી મુજબ મેં સુંહારનો કે નેતર ભરનારનો ધંધો શીખી લીધો હતે તો આજે હું કમાઇ ખાતે, પણ એક ગ્રહસ્થ તરીકે હું ઉચર્યો ને કોલેજની કેળવણી લીધી તેથી આજે હું નાચાર થઇ બેઠોછ."

"તારે શું દીકરા, આ શીખ્યો તેને વરે તું પસતાયછ કે ?" રતનબાઇએ પુછ્યું.

"નહીં, નહીં. હું પસતાતો નથી. તેથી તો મને એક આશીરર્વાદ મળ્યા."

"ને આંવો કેરવાતે નીહ, ને મોટાં મનીખમાં ફરતે નીહ, તો આવી નાજાં જેવી રૂપાલી પુટલી તુને મળતે બી કે ? એનો તો વીચાર તુને આયવોજ નીહ ?" ધનજીશાહે પુછ્યું.

"હા, ખરી વાત છે." જેહાંબક્ષ બોલ્યો અને તેણે ગુસ્સામાં જે શબ્દો કહયા હતા તેને માટે હવે તે પસતાવા લાગ્યો; "હું તો અમના બધો ઘભરાઇ ગીયોછ તેથી એવું બોલાઇ ગીયું,"

"કાંઇ નહીં, કાંઇ નહીં; દીકરા, તું અમારી આગળ છાતી ખોલી નહી કરે તો કોણ આગળ કરે? મરૂં રે મારો સક-રમી દીકરો; ચાલ, આવ માગ પાંસામાં આવ."

રતનબાઇના પાસાંમાં જેહાંબક્ષ ગયો અને તે ગામડયણ જેવી ગરીબ સ્થિતીની સ્ત્રીએ જવાન જેહાંબક્ષને હેતથી દાબીને કોટી કીધી.

---

## પ્રકરણ ૩૫ મું.

### સો રૂપીયાની નોટ.

રતનબાઇ હવે રાંધી સીધીને પરવારી અને ભાખરા ભરેલી થાલી તથા ચાહેના પ્યાલાં રકાબી લઇને સઘળાંઓ આગલા ઓરડામાં પાછાં આવ્યાં. ત્યાં તેઓ ચાહે પીતાં હતાં તેટલાં જેહાંબક્ષે પોતાની માતાને સવાલ કર્યો:

"માયજી હું આમના આયો તારે સરદાર રતનજી અહીંથી ગીયા વારૂં?"

હા દીકરા. તેવન બીચારા જાર તાર અમુને મળવા આવેછ અરે દીકરા એવા શેઠ કોનના થાય? ઘણાં પૈસાવાલાને મોટાં માણસ જોયાંછ પણ એ રતનજી શેઠની જુદીએબી કોઇ પુગે નહીં, પોતાના ઘરડા ને જુનાં નોકર ચાકરની એમ કોણ દાદ ફરીયાદ લેતું તું? એવનની તો અમો પર બારબાર હાથે મેહેરબાની છે."

"હોવે, ખરૂં કહયું રતઇ. એવો હેઠ તો પેલાં ભવના હવાબ હોય તેનીજ મળે. બાપુ. એ હેઠ નીહ, એનો મારો ફ્રેહતો છે, ફ્રેહતો." ધનજીશાહે ટેકો આપ્યો.

"કોલાબાનો મોટો બંગલો તો શેઠે ભાડે આપ્યોછ." જેહાંબક્ષ બોલ્યો.

"તે તો પેલા પારહી ભીખાએ લીધેલો." ધનજીએ કહયું. "હારૂ થીયું કે ઉં અવરાં હેડની નોકરીમાં નથી, નીહ કર આ પડેરા જેવા પારહીને તે બંગલામાં રેહેવા આવેલો જોઇને તેને મારી લાખતે. નીહતો ઉં કુવો પુરતે. આવા બાગેબેહ જેવા બંગલામાં એ કાગરો હોભે? પૈહા થીયા તેથી હું થીયું? મનીખનુ મોરૂં તો જોવો. જાને મારૂં હહરૂં ચીનાઇ વંદોરૂ જોઇ લેવું. ને એની બેહેન થતી વરી એવી કે દીલમાં ભરાઇ જાય તેવી વંતરી જોઇ લેવી. ભાઇ બેહેનની જોડી બી કાની ને ખોડી ઠીક મલી, મારી હહરી."

"પણ બાપા, રતનજી શેઠે એ બંગલો ભીખાને કાંય ભાડે આપ્યો હોશે?" રતનબાઇએ સવાલ કર્યો; "એવાં માણસને તે આવો મહેલ જેવો બંગલો આપવાનો હોય વારૂ?"

"માયજી, એવણ જાણતાતા નહીં. એને તો ખોટે નામે બંગલો ભાડે લીધો. પછી જનાયું ને વકીલ કહે જે હવે. કાંઇ થાય નહીં. એ ભીખાજીને ખબર ઉતી કે એ પોતાને નામે બંગલો માંગતે તો રતનજી આપતે નહીં. તેથી એને એ કાવત્રું કીધું."

"હઠ તારી જાતને હું કેહેઉં! કોઇ બડો દગાબાજ મનીખ દેખુ" ધનજી ઉસકેરાઇને બોલ્યો; "ઇને તો લાત મારીને ઘર મહીથી બહાર લાખવો જોઇએ."

જેહાંબક્ષ તે પછી પોતાનાં માત પીતાને મલી ભેટી તેમનાથી રૂખ્સદ લઇ પાછો ફરયો અને પોતાના સાદા નહાના ઓરડામાં જઇ પુગ્યો. ત્યાં તેને માટે ટપાલ મારફતે એક કાગજ આવેલો હતો, જેના પરણીડાં પર કોઇના અજાણ્યા હરફ હતા.

તેણે તે કાગજ હાથમાં લીધો, બારીકીથી તપાસ્યો, ફેરવીને જોયો અને પછી ઉખેડયો. માંહે એક હરફ પણ લખ્યો

હતો નહીં, કશો ઇશારો પણ હતો નહીં. માત્ર તેમાં એક નોટ હતી; તે રૂપ્યા સોની એક ચલણી નોટ હતી. તે નોટ તરફ કેટલોક વાર સુધી તો જેહાંબક્ષ અજબ થઇને જોવા લાગ્યો અને ભારે વમાસણમાં પડયો. એક સો રૂપ્યાની રકમ આ વખતે તેને માટે મોટી દોલત સમાન હતી, કારણ કે તેની સઘળી પુંજી હાલમાં તો માત્ર બે ચાર રૂપ્યામાંજ સમાયલી હતી. પણ આ નોટ કયાંથી આવી? તે કોણે મોકલી? આવી તેની વીપતી વેળા, આવા તેના આફતના વખતમાં, આવી મહેરબાનીની કરનાર કોણ હશે?

તે તરતજ પોતાને ઘરથી નીકળ્યો અને ભીખાજીને બંગલે જઇ પુગ્યો. ભીખાજી આ વેળા ઘરમાંજ હતો અને નોકર પાસે કહેવાડતાં ભીખાજીએ તેને પોતાના ખાનગી ઓરડામાં બોલાવ્યો. તે બહાર જવાની તૈયારીમાં હતો અને ભપકો કરીને પોશાગીર હાંડા માસ્તર જેવો બની ઠની રહેલો હતો. તેનો દેખાવજ એક જુગારી પણ પૈસાવાળા બદમાશ જેવો જણાતો હતો.

"કેમ સાહેબ વળી પાછી તમુને કાંઇ તસ્દી લેવી પડી?" ભીખાજીએ ટકોરમાં પુછ્યું; "પેલા સર મોરીસ પાસે ભલામણ લઇ ગીયાતા તેમ મારી પાસેબી લાયાછ કે?"

"નહી; તેવી ભલામણ તમારી આગળ લાવવાનો મને ખ્યાલ આવે તો એક મોજેજો થયલો કહેવાય." જેહાંબક્ષ બોલ્યો; "હું તો તમને પુછવા આયોછ કે આજે મને કાગજ મળયોછ તે વીશે તમે કાંઇ જાણોછ કે? નનામે 'એ કાગજ મને મળયોછ અને મને એમ લાગેછ કે મારી મગરૂરીને જખમી કરવા આ કામ તમે કદાચ કીધું હોસે."

ભીખાજી તુચ્છકારથી હસી પડયો અને ધીક્કારથી જેહાંબક્ષ તરફ જોવા લાગ્યો. તે બોલ્યો: "આવી મહેરબાની તારી ઉપર કરવા જેવો હું મુરખ છેઉં, એમ શું તું ધારેછ છોકરા?

નહીં, મારા મોટા બાવા, એવી અકકલ વાપડનારો આએ દુન્યાને ખાધેલો માણુસ નથી." તેણે ટકોરમાં તેની મશકેરી કરતાં કહ્યું: "એક માણુસ સામે જારે હું લડત ચલાવવાનું મન ઉપર લેવું છ તારે તેનું ગાડું ગબડે એવી ગોઠવણ હું કરી આપતો નથી, તેની ઉપર પૈસા મોકલી તેને પગભર હું થવા દેતો નથી. નહીં, નહીં. હું તો તે ભુખે મરે એવી કાંઇ ગોઠવણ કરવાને વધારે પસંદ કરૂંછ, કે ભુખે મરે તો ઠેકાણે આવેને મારી સાંમે માથું ઉંચકવાનું પરીણામ જોય. પાનસો રૂપયાના પગારે જંગબારની બેંકમાં નોકરી આપવાની મારી મહેરબાની ભરી માંગણી તેં ના પાડી તે પછી આવી દયાળુ લાગણી તારી તરફ હું દેખાડું એમ ધારવામાં તેં મોટી મુર-ખાઇ કીધીછ. રૂપ્યા સોની નોટ મોકલે તેવો કોઇ તારો દોસ્ત છે ખરો, પણ તે દોસ્ત હું નથી; તેવા તારા દોસ્તનો તો હું હડહડનો વેરી છેઉં કટ્ટો દુશમેન છેઉં."

જેહાંગીર ત્યાંથી ચાલતો થયો અને ભીખાજી વીચારમાં પડયો.

"એ મુરખ છોકરાને કોણે સો રૂપ્યા મોકલ્યા હોસે? એને ભુખે મારવાની મારી ગોઠવણમાં એમ તો ધીલ થયા કરશે. પણ હવે મને આજે પેલી મોટે ઘરની પાર્ટીમાં જઇ આવવું જોઇયે. એથી મારી ઓળખ પીછાણ ઘણી વધસે."

પોતાની રીત મુજબનાં કપડાં પહેરી ભીખાજી પાર્ટીમાં જઇ પુગ્યો પણ પાર્ટીવાળાં દીવાનખાનામાં દાખલ થતાંજ તેના સ્વભાવમાં, તેની રીતભાતમાં, બલકે તેની ચાલવાની ઢપછપમાં પણ ફેરફાર થયો.

ત્યાં બેઠક થયલી હતી અને એક ગવઇયો નીચલી ગઝલ લલકારતો હતો, અને કેટલાક સમજીને અને ઘણાક સમજયા વના વાહ! વાહ! કરતાં હતાં.

શબાન બ્હેરે જહાં મે અપના,
ફકત મીસલે હબાબ દેખા;
ન જોશ દેખા, ન શોર દેખા,
ન મોજ દેખી, ન આબ દેખા.

આ ગઝલ સાંભલતાં ભીખાજીને ચક્કર આવી ગયાં, તે ઉંબરમાંજ પહેલાં તો ઠીકો પડીને ઉભો રહી ગયો અને પછી જે હાથમાં આવ્યું તે ધરી પકડીને દીવાનખાનામાં ગયો અને એક કોચ ઉપર અફડાઇને બેસી ગયો.

કેટલાક તેની આસપાસ ફરી વલ્યા અને કરોડપતી શેઠ્યાની આવ્જત અને ખીદમત કરવા લાગ્યા. આ ગડબડથી ગાણું પણ બંધ થયું અને તે ગઝલ ગવાતી બંધ થઇ તેથી ભીખાજીના હોશ પણ ઠેકાણે આવ્યાં.

તે બરબ્ડયો: "આ ગાયણ મારે કાને પડેછ તારે મારા રૂવેરૂવાં ઉભાં થાયછ. હા, કેવી યાદ આવેછ, કેવી યાદ આવેછ! મારી યાદદાસ્તમાંથી તે બનાવ ભુલી જવાય તો હું ખરો સુખી. તે ભુલી જવાય, યા યાદદાસ્તની તખતી પરથી તે ભુસરી શકાય તેવુ' કોઇ મને મંતર શીખવે તો મારી અરધી દોલત આપી દેવાને તઇયાર છેઉં."

ત્યારે આ ગાયણની એવી તે શું ખુબી હતી! ને એવી તે શુ' દુ:ખભરી યાદ તાજી કરતું હતું? ભીખાજી તે યાદથી કાંય કમકમતો હતો, કાંય દુખી થતો હતો?

---

## પ્રકરણ ૩૬ મું.



### ભાઇનો પત્ર.

મનમાં વધુ અને વધુ ગુંચવાતો જેહાંબક્ષ મેહેતા ભીખાજીને બંગલેથી નીકળયો અને નજદીકમાં આવેલા સરદાર

નજીને ઘરે જઇ પુગ્યો. સરદાર રતનજી, ઘનબાઇજી અને જાં ટેબલ ઉપર જંમવા બેસવાની તઇયારીમાં હતાં. જેહાં-ક્ષ, મોટે ઘરનાં બાઇ લોક સાથે જમવા બેસવાને લાયકનો શાક પહેડી આવેલો નહીં હતો માટે તેને સાથે જમવા લાડવા ઘનબાઇજીને ગમ્યું નહીં પણ સરદાર રતનજીએ તેને /મવાનું આમત્રણ કર્યું એટલે ઘનબાઇજી નાચાર થઇ અને જેહાંબક્ષના કોલર ઉપર દાઘ હતો તે જોઇને ઘનબાઇજીએ નાંખે રૂમાલ દીધો અને બરબડી; "મરે રે, કેવો ડર્તી ઉંહ ઉંહ ઉંહ!"

નાજાંના ગુલાબી ગાલ પાછા તાજગી મેળવતા જતા હતા અને ચેહેરો પાછો અગાઉના જેવો રતાશ પકડતો હતો તે જોઇ જેહાંબક્ષને બહુ સંતોષ ઉપજયો. ખાણું ચુપચુપ પસાર થયું કારણકે, જેહાંબક્ષ સાથે બેઠો હતો અને વળી ભુખાં વરૂંની માફક પેટ ભરીને દબાવતો હતો તેથી ઘનબાઇજીનો મીજાજ ચસકી ગયો હતો. રતનજીએ બે વાર વાત કરવાની કોશેશ કીધી પણ બંને વાર ઘનબાઇજી છાછણી પડયાં.

"ઓવાય શું બક-બક કરયા કરોછ. તે બોલી; "રીત સર ખાવું હોય તો ખાઇને ઉઠી જાઓ આએ કંઇ ભઠયાર-ખાનું નથી કે એમ હલકા ટોલ ટપા કરોછ. એવી રીતે જોભરવાનાં કરતાં ગમબારમાં જમવું પરવડે."

નોકરને બી ઘનબાઇજીએ કાંઇ કસુર પડતાં હવારી ખાધો અને એમ દુઃખે પાપે ખાણું પુરૂં થતાં ઘનબાઇજી બધાંની સાથે રૂસાઇને પોતાના ઓરડામાં ચાલી ગઇ, અને પોતાના ઓરડામાં બેસી કસતુર્યા સુરગની ચોપડી વાંચવામાં મશગુલ થઇ ગઇ, કે જે ચોપડી આ વખતે એ આંસીમી વાર ઘન-બાઇજીએ વાંચવાની શરૂ કીધી હતી.

જેહાંબક્ષ અને સરદાર રતનજી હવે વાતે બેઠા, જેહાંબક્ષ બોલ્યો."

"હું આજે મારા માય બાવાને મળવા ગીયોતો. તમે તે લોકને મળીને ગીયા કે તરતજ હું તાંહ જઇ પુગો. મેં તમુને ગલીને એક નાંકેથી બીજે નાકે જતાં જોયાતા."

"આસ્તે બોલ, બેટા આસ્તે બોલ!" રતનજીએ ચોંકીને કહયું, "ધનબાઇજી સાંભરસે તો વરી મારી સાથે કજયો કરશે કે એવાં હલકાં માણુસને મળવા કાંય ગીયા? તારો બાપ મારી આગળ ઘણાં વરસો સુધી રહેલો તેથી મને તેની આગળ જાર તાર જવા ગમેછ."

તે પછી તેણે ઓરડામાં આસપાસ નજર ફેરવી અને ધનબાઇજી ત્યાં હતીજ નહીં એમ કરીને તેણે પોતાની ખાતરી કીધી અને પછી બહુજ પ્રીતથી જેહાંબક્ષનાં ખભાંપર પોતાનો હાથ મુકીને તેણે પુછયું. "જેહાં, હમણા તારો વખત કેવો છે? ઠીક તો છેની?"

"કાંઇ ઘણો સુધર્યો નથી; પણ એક બાબતમાં તમારી સલાહ લેવા હું ખાસ આજે અહીં આયેછ. જેહાંબક્ષે ખુલાસો કર્યો; "મારે તમારી સલાહ લેવાની છે, રતનજી શેઠ."

"બોલની શું છે! મને જે ઠીક લાગશે તેવી હું તને સલાહ આપસ."

જેહાંબક્ષે આ ઉપરથી પેલી સો રૂપ્યાની નોટવાળી વાત રતનજીને કહી.

"મારા છોકરા, તારાં દીલમાં શું લાગની થઈ હોસે તે હું બરાબર સમજી શકુંછ," સઘળી વાત ઉસકેરાયલાં હઇડાં સાથે સાંભળવા પછી રતનજી બોલ્યો, "પણ તારે ઠેકાણે હું હોઉં તો આ નોટ મારી પાસે રખું અને તેનો ઉપયોગ કરું મારા ખપમાં લઉં. એ નોટ તારા કોઇ દોસ્તેજ તારી ઉપર મોકલીછ એમાં જરાબી શક નથી, અને તું તે વાતે શક રાખતોબી ના. તું તારી લાગણી કોઇ વાર કદની બહાર લઇ

જાયછ. જંગબાર તુંને નોકરી મળી તે કાંય ના પાડી? એમ કરવું એ મને તો ઠીક નહીં લાગું. એ નોકરી તારે કબુલ કરવી હતી."

"પેલા ભીખાજીની ભલામણથી એ નોકરી મને મળીતી તેથી મેં તે ના પાડી.?" જેહાંબક્ષે ખુલાશો કર્યો; "એવાં માણસની મહેરબાની મેળવવા કરતાં ભુખે મરવાનું હું વધારે પસંદ કરૂં, રતનજી શેઠ એની મતલબ મારી ઉપર મેહેરબાની કરવાની બી નહીં હતી, મને રસ્તામાથી દુર કરવાની મતલબ હતી. હું અહીંથી દુર થાઉં તો નાજાં સાથે પોતે પરણવાની ગોઠવણ વધારે સારી રીતે કરી શકે ને નાજાંને સમજાવવાનું વધારે સારી રીતે એનાથી બની શકે એમ એની નેમ હતી. તારે હું તે માગણી કેમ કબુલ કરૂં?"

ઘરડો દીલસોઝ રતનજી આ સાંભળી થોડો વાર તો ચુપજ બેઠો. પછી તેણે એક હાય ખેંચી, જે હાય ખેંચવામાં જેહાંબક્ષ તરફની તેની દીલસોજી હજારો બોલોમાં તેણે દરશાવી હોય તેટલો અર્થ સમાયલો હતો. જેહાંબક્ષને તેથી બહુ લાગી આવ્યું.'

તે બોલ્યો "સરદાર રતનજી, મને કહો આએ નોટ તમે મારી ઉપર મોકલી.?"

સરદાર રતનજીનો ચેહેરો ફીકો થઇ ગયો. પણ પોતાની લાગણી ઉપર કાબુ રાખી તે ધીરજથી બોલ્યો."

"જેહાંબક્ષ, મને તું કાંઇ હાતમતાઇ જેવો સખી માણસ' સમજતો લાગેછ. ચાલ, એ વાત હવે માંડી વાર. પેલી નાજાં એખલી બેઠીછ તે વાત જોયા કરતી હોસે કે હું તારી સાથની વાત પુરી કરૂં તો એની સાથે તું વાત કરવા જાય."

જેહાંબક્ષ નાજાં આગળ ગયો પણ તેની પુરેપુરી ખાતરી થઇ કે જે નોટ તેને આ બારીક વખતે મળી હતી

તે મોકલનાર કોઇ નહી પણ સરદાર રતનજી પોતે હતો પણ આવી મહેરબાની કરવાનો રતનજીને શો સબબ મળયો હશે? તે કુંવરજીનો જમાઇ થનાર હતો માટે કુંવરજી જેવા જાતી-મીત્રના જમાઇને મદદ કરવાનું કદાચ રતનજીને સુજયું હશે.

જેહાંબક્ષ રાતના પોતાને ઘરે ગયો અને ત્યાં જઇ પુગ-તાંજ એક કાગજ લઇને એક માણસ આવી પુગ્યો. શરાફની પહેડીનો એક આગળો હમાલ તે પત્ર લાવ્યો હતો. મરનાર કુંવરજી શરાફના સરનામાનો તે પત્ર હતો અને કુંવરજીનો પત્ર જેહાંગક્ષને પુગાડવો જોઇયે એવું ધારીને તે હમાલ આ કાગજ જેહાંબક્ષને માટે લાવ્યો હતો.

'જેહાંબક્ષે તે પત્ર લીધો અને હમાલને બે આની આપી. તે કાગજ હાથમાં લેતાંજ જેહાંબક્ષનો ચેહરો ખુશહાળીથી ચમકયો. કારણ કે તે કાગજ ઉપર તેના વડા ભાઇ તેહેમુરસના હરફ હતા. કશો પણ વીચાર કરવાને થોભ્યા વગર તેણે તે પત્ર ઉખેડયો અને તેમાં લખેલી નીચલી થોડી લીટી તેણે ઉલટ ભેર વાંચી:

મહેરબાન મુરબ્બી સાહેબ કુંવરજી. તમોએ હજી પૈસા મોકલ્યા નથી પણ હવે તે મોકલવાની તસ્દી લેશોનાજી. મેં કેટલીક મહેનતે પૈસા મેળવ્યા છે. હું હવે ઉતાવળે તમો તરફ આવી પુગશ. આ કાગજ તમુને મળશે તે પછી થોડાજ વખતમાં હું આવી લાગશ એવી મને આશા છે. પણ હું આવનાર છું તે ખબર હાલ તરત ખાનગી રાખજોજી, ખુદા ચાહશે તો સધળી વાત તમોને કહેવશ. હાલ એજ અરજ. લા૰ તમારી ચાલુ મહેરબાનીઓ માટે હંમેશનો આભારી

તહેમુરસ ધનજીશાહ મેહેતા.

"બહુ અજબ જેવું." આ કાગજ વાંચીને જેહાંબક્ષ મનસે બરબડયો; "ઘણું અજબ જેવું. બેહેસ્તી કુંવરજીનાં મરણ

વીષેની ખબર હજી તહેમુરસને કેમ નહીં મલી હોસે? કદાચ તે એવે ઠેકાણે ગીયો હોસે કે જયાં મુંબઇનાં ગુજરાતી અંગ્રેજી વર્તમાન પત્રો જતાં નહીં હોસે. પણ એ આવેછ એ ખુશીની વાત છે. મારાં માયજી એ વાત જાણીને કેવાં ખુસી થસે! બાવાજીબી ઘણાજ હરખાઇ જશે."

તે ખુશહાલીમાં આવીને મલકાઇને હસ્યો અને નીરદોષ, ખાલેસ હઇડાં સાથે બીછાણે ગયો. આવું ખાલેસ નીરદોષ હૈડાં વાળુ માણસ નીરાંતે ન ઉંઘે તો પછી ઉંઘ જેવી મધુર માયાવંતી ગોદના આશીરવાદ કોણને મળે?

---

## પ્રકરણ ૩૭ મું.

## વીરબાઇની અકકલના બે નમુના.

નહાની, ખુબસુરત સુસન નોકરી છોડી જતી હતી. તેણીને મોટે ઘરની બાઇ સાહેબ તહેમીના ઝરદારને ત્યાં નવી નોકરી મળી હતી. તેણીએ પોતાનો સરસામન બાંધીને તૈયાર કીધો અને પોતાની શેઠાણી વીરબાઇ વાંદરીને છેલ્લા સલામ કરવાને ગઇ.

"બાઇ, હું જાઉંછ. મહેરબાની રાખજો હં." સુસને બાઇને ઓજરખાઇથી અરજ કીધી.

"આવજે. આવતી રેહેજ હં. તું જાયછ તેથી મને એક ફીકર પરેછ. મરે, મારા પગના આંતન કોણ કાપસે? તેની મને તો ફીકર પરીછ. સુરાતે કાકરીની કાની તું એવું મજાનું કચ્ચક કરતું આંતન કાપતીતી કે લેહેરે લેહેરે મને તો ઉંઘજ આવી જતીતી. જો અવારનવાર બે ચાર દારે આવ્યા કરજે ને આંતન કાપી જજે, હું તુને દોરસું-બે દોરયાં આપ્યા કરસ.

"વારૂં બાઈ." સુસન બોલી. પણ આ હોરયાં—બે હોરયાંને માટે ગાઉને ગાંજરેનો ઘરેલો ખાવાનો તેણીનો તદનજ વીચાર હતો નહીં; તોબી બાઈ કાંઈ જતી વખતે આશીર્દાદ આપશે એવી ઉમેદમાં તેણીએ હા કહ્યું અને તેણી બોલી; "તમારી મહેરબાની છે તો આવ્યા કરસ. પણ બાઈ હું જાઉંચ તે મને કાંઈ આપોની. હું તમારી યાદગારી મારી પાસે રાખી મુકસ."

વીરબાઈનો ચમડીમાં છત્ર હતો તે સુસનને કાંઈ આપવાની છાતી ચાલી નહીં અને ઘરમાં સર્વથી હલકી ચીજ અને રદ બાટલ જણસ શું હતી તેનો વીચાર કરીને તેણી બોલી; "લે આઓ મારી જુની સપાટ ને અરકાવાનું બોરયું છે તે લેતીજા જા, વાપરજે. તું ગરીબ માણસ વાપરસે તો દુવા દેસે. હું તો કાંઈ કોઈને આપું તે જેવું તેવું આપું નહીં જો"

સુસને મનમાં શું સરસવતી ભણી તે કહેવાની જરૂર નથી. પણ સુસન પકી અને ખંધી હતી, તેણીએ બાઈને બેવકુફ કેમ બનાવવી તેની બરાબર તાલીમ લીધી હતી. અને બાઈને છાપડે ચડાવી કેવી રીતે નીચોવવી તેબી જાણતી હતી, તેણીએ કહ્યું.

ઘણું સારૂં બાઈ, મહેરબાની થઈ. પણ બાઈજી, તમારાં મોંહોડાં ઉપર બીલીઆન, લીલાં પાના, લાલ માણેક, ને પીલાં પોખરાજ જેવાં સોભેછ તેવાં મોતી તદનજ સોભતાં નથી. હીરા? બીલીઆન, માણેક, પાના, પોખરાજ તમે પહેરોછ તારે તમારો ચહેરો એવો મજાનો લાગેછ, એવો મજાનો લાગેછ, એવો તો મજાનો લાગેછ, કે દમના કોટી કરીને ચુમી લેઉં. બાકી આએ તમે અમણા મોતીનું ચોકરૂં પેહેરયુંછ તે તમારા આવા ફાંકડા ફાંચડા ચેહેરા પર રુડું મઈ જેવું લાગેછ. એ તો અમારાં જેવાં ગરીબ ને બદસુરત ચેહેરા પરજ સોસે જો." સુસને બાઈને ખુબ તરેહથી છાપરે ચડાવી અને તારપર બેસાડી દીધી.

"ઓ વાય, ખરૂં કેહેછ કે ?" વીરબાઇ બોલી અને આરસીમાં જોવા ઉઠી. પોતાના ઓરડામાં વીરબાઇ ઘણી ખરી ઉંઘાડે પગેજ ફરતી હતી કારણ કે ઉંઘાડે પગે ફરવામાં તેણીને ફરાગત લાગતી હતી અને સપાટ પહેડતી તારે તેણીને અકર વકર થતી હતી. તેણી ઉંઘાડે પગે ઉઠીને આરસી આગળ ગઇ અને આરસીમાં પોતાનો ચીની મલાઇ જેવો ચેહેરો જોયો.

"ખરેખર, સુસન તું ખરૂંજ કેહેછ. મારાં મોરાંપર મોતી શોભતાં નથી. મારૂ ચામરૂં જરા કારૂં છે, ને કાન જરા લાંબા છે તેથી નહીં શોભતાં હોશે" વીરબાઇ બોલી; "લે તારે, એ ચોકરૂં તુંજ પેહેરજે. હવે મુઆં મોતી હું કાનમાં પેહેરસજ નહીં. પણ સુસન, ગરાંમાં મોતી પેહેરૂંછ તે શોભે છે કે ?" વીરબાઇજીએ પોતાની રૂખસદ લેતી આયાની સલાહ પુછી.

"હાજી ગરાંમાં તો ઘણાંજ શોભેછ. જાને હાંસનાં ગરાંમાં કારો દોરો બાંધ્યો હોયની તેવું લાગેછ." સુસને જવાબ દીધો; "બાઇ, ઘણી મહેરબાની થઇ. એ ચોકરૂં હું પેહેરીને તમુને યાદ કરશ ને બધાંને કહેવસ કે મારી બાઇએ મને ભેટ આપ્યું. હવે હું જાઉંછ હં બાઇ, શેઠને સલામ કરીને જવસ; મહેરબાની રાખજો હં બાઇ."

"ચાલ હુંબી સાથેજ આઉંછ. મનેબી શેઠ આગળજ કામ છે." વીરબાઇ બોલી અને સુસન સાથે ચાલી. તેણી સપાટ પેહેડતાં ભુલી ગઇ હતી. બાપદાદા સપાટ પહેડીને મરી ગયલા તે યાદબી કયાંથી રહે !

સુસને કહયું: "પણ બાઇ સપાટ પેહેરોની સપાટ પેહેરતાં વળી ભુલી ગીયાં કે ?

"અરે હારે મરે. એ મુઆં પીસતાં પેહેડતાંજ ભુલી જાઉંછ. જોની સુસન આગાઉ હું સપાટ પેહેરતીતી ને કેઠે કામે કાજે

જઇયે, કે કોઇનો મેજનો ખુમચો લઇ જવાનો હોય તારે, નહીં તો કોઇને બેસવા જાઉં ત્યારે કે કોઈ મુઓ ભઠયારખાનામાં જમીને નહાસી જાય તારે તેને ઘરે લડવા જાઉં તારે, સપાટ પહેરૂં. તે હવે ફોમજ નહીં રહેતી. તું પીચારી યાદ દેવાડયા કરેછ તેમ નવી આયાબી યાદ દેવાડયા કરે તો સારૂં. નહીં તો જીવ ભરાયો મારો ભઇ મને સપાટ વગર કોઇ વખત જોશે તો મદઇનો જીવ પટકી નાખશે."

વીરબાઇએ લાલ મખમલની સપાટ, જેનો પંજો માત્ર ચાર આંગળનો હતો પણ બાકીનો ભાગ એક ભેંસના ચામડાંમાંથી બનાવ્યો હોય તેવો જબરા વીસ્તારનો હતો તે પેહેડી ફ્સક ફસક કરતી પોતાના ભાઇને મળવા ચાલી.

ભીખાજી આ વેળા કોઇ બહારના માણસો સાથે કામમાં રોકાયલો હતો. વીરબાઇએ જતાંના વારમાં ભાઇને કહયું; "ભાઇ આએ ચુનાનું બીલ આયુંછ, જરા તપાસોની બરાબર છે કે! મુઆ એ બધા આંકરા પીપરા જે તે ઘુસી લાવેછ ને મને તો સરવાલા કે મતાર પાંખડી કાંઇ આવડતી નથી." વીરબાઇજી મતાર પાંખડી બાદબાકીને કહેતી હતી.

"ચુનો શાનો બરયોછ! ચુનાનું શું કામ પડયું ?" આંકરો હાથમાં લેતાં ભીખાજીએ પુછયું.

"આએ મારાં મોહોડાં પર ચુનો લગાડવાનો આવેછ તે." વીરબાઇએ ભાઇ આગળ ખુલાસો કીધો.

ભીખાજીને મળવા આવેલાં માણસો માહેલા એકને એકાએક ઠોંસો થઇ આવ્યો બીજો નાખ સાફ કરવા બારી આગળ દોડી ગયો અને ત્રીજાએ દાંત વચ્ચે જીભ જોરમાં કરડી રાખી

"મર તું રાંડ એબની લગાડતી." ભીખાજીએ દાંત કચકચાવીને કહયું; "નખોદ ગેઇના કાંઇ બોલવા ચાલવાના સલુક નહી મળે, એતું સત્યાનાસ જાય એતું, લોકનાં દેખતાં એવી

આબરૂ લેછ કે જાને એની મુડી ધરીને મરડી મુકું એવી ચીડ ચહડેછ. મર અહીંથી જા, તારૂં સત્યાનાશ જાય તારૂં !"

"પણ તારે ભઇ, હું એ આંકરો ચુકવું કે નહીં ચુકવું !" બેહેને પુછયું.

"હવે તું જાયછ કે કાંઇ સાંભળવાની થઇછ ? હું આંકરો ચુકવસ. એબલગામનીને મારી કુતીને સુધરેલી બનાવવા માંગુછ પણ જાતે કચરાપતી તે પછી સુધરે કાંહથી !"

બહેન સરપાવ સાંભળીને સધાવ્યાં અને તેના જવા પછી સુસન ઉપર ભીખાજી શેઠની નજર પડી. સુસને નમીને સલામ કીધી અને તેણીએ નરમ અવાજે કહયું:

"શેઠ હું જાઉંછ, રજા માગુંછ. મહેરબાની રાખતા રહેજોજી."

"તુ આજે નોકરી છોડી જાયછની ? જા સુખી થજે. લે આએ ખરચજે." એમ કહી ભીખાજીએ સુસનના હાથમાં દશ રૂપ્યાની નોટ આપી.

સુસન સલામ કરી ત્યાંથી વીદાય થઇ.

---

## પ્રકરણ ૩૮ મું.

### બાઇ સાહેબની ખુબસુરત દાસી.

"સુસન, તું આએ વંદોરાં જેવી વાંદરીની નોકરી કરવાને સરજેલી નથી." જાફરે સુસનને કહયું; "તું તો મોટે ઘરનાં બાંઇ સાહેબની ખીદમતમાં રહેવાનેજ લાયકની છે. તું આવી સારી નોકરીએ જાયછ તેથી હું ઘણો રાજી થયો. આએ બીલાડીની આગળ તું રહેતીતી તારે તુંબી કોઇ વખતે બીલાડી જેવીજ લાગતીતી, હવે પરી આગળ રહેશે તો પરીજ બનશે."

" હું તારાથી છુટી પડવાની છેઉં તેથી તું ઘણો દલગીર થતો હોય તેમ લાગતો નથી ." સુંસન ટીચકું ચહડાવીને બોલી; "ઉલટો તું ખુસી થનો હોય તેમ મને જણાયછ."

"જોની, ખરૂં પુછાવે તો તું અહીંથી જાયછ તેથી હું થોડો ઘણો રાજી તો છેઉં જો. તું અહીંથી જશે તો પેલા વકટ લેન જેવા ચેકેપઇ પેસુને મલશે નહીં તેથી મને નચીંતાઇ મલેછ. મારે ઘરનાં બાઇ સાહેબને તાંહ તે કાંઇ આવવાનો નથી ને તે તુંને મલવાનો નથી. અહીં તો પેસુ પીછાત્યું આવેછ તે ધામો નાંખીને અરધો અરધો હારો સુધી પરી રહેછ. તાંહ'તે એમ કરવા જાયની તો તહેમીના બાઇ તેને નોકરો પાસે લાત મરાવીને બહાર કહાડે. મારો શેઠ જો કોઇ વાર એને લાત મારવા મને કહેની તો -હાહા- એવી મારૂં કે ગરદા પેજ કરી નાંખું."

"પણ તું એની ઉપર એટલો બધો ચીરડાતો કાંય હોસે જે એ કાંઇ મને ગમતો નથી."

" ઓ તો તુંને ગમતો નથી રે યાર, પણ એ ભેટ સોગાત આપેછ તે તો તુંને ગમેછની ?"

" તો મુઆ હજામડા, એટલું બી નથી સમજતો ! એ ભેટ સોગાત આપેછ તેથી તો આંપણાં ભવીપની પાર બધાયછ. જેટલું એકઠું કરશું તેટલું પણવા પછી આપુનેજ ખપ લાગશે કની ? "

" તું જાયછ તેથી એક બીજી રીતબી મને નવરાસ મલશે." જાફરે વધુ ખુલાસો કીધો.

"શું નવરાસ મલસે ?"

" તું અહીં છે તેટલો વખત મને મારા ડીટેકટીવના ધંધાને લગતો અભ્યાસ કરવાની ફુરસત મળતી નથી. તારામાં ને તારામાં જીવ જાન ભરાઇ રહેછ ને તારી સાથેજ તાહેલાં

કરવાનો શોખ થયા કરેછ. હવે તું જશે તારે મારો અભ્યાસ હું સારી રીતે આગળ ચલાવસ. કોઈ ભેદભરેલા બનાવ ઉપર હું ગોર કરવા બેશુંછ તેટલાં તું આવેછ એટલે ગોર હવામાં ઉડી જાયછ."

"અરે પણ મુઆ ગધેડા, એમ ગોર-ગોર કરતાં ઘોરમાં ચાલ્યો જસે. મુઆ તારા ગોરને ને કબરને આગ લાગે તે તેને લીધે મને તું દુર કરવા બેઠો છ કે ? વાહ આવો તારો મારી ઉપરનો પ્યાર કે ? વાત તો લાંબી લાંબી કરતો તો ને એટલા વારમાં બેમરવત બનેછ. આવાંજ તારાં બધાં વચન કે ? જા મુઆ, હું તો રૂસાઈ જાઉંછ."

"અરે નહીં રે યાર, એમ રૂસાઇ શું જાયછ જો ? તું દુર થશે તેથી કાંઇ જીગરથી દુર થવાની છે ? આંખથી દુર તે શું હૃદયાંથી બી દુર ? મારા પ્યાર કે મહોબતમાં રતી ભારનો ફરક પડવાનો નથી. તું દુર જશે તારે ઉલટો તારે ઘરે વધુ હું આતુર થવસ ને તુંને મળવાને ઇંતેજાર થઇ રહેવસ. તારોજ વિચાર આખો દારો ને આખી રાત કરયા કરસ, સમજી મારી બીલાડી ?"

"બીલાડી તારી માય બહેન, મોરૂં સંભાળીને વાત કર હું તારી સાથે બોલવાની નથી."

"હું તુને મળવા બી આવ્યા કરસ; બે દારે ને ચાર દારે તુને ભેટી જવસ."

"મલવા આવસે? ખરૂં કહેછ ? કસમ ખા જોઉં ?"

"તારા સરના કસમ. તુને મળવા નહીં આઉં તો પછી હું મરી જાઉં; મળયા વના ચાલે ?"

"હં, તારે ઠીક; તારે લે હું તારી સાથે બોલુંછ."

"જોની, પ્યારી, હજી મેં પેલા કુંવરજી શરાફવાળા બનાવનો ભેદ મેળવ્યો નથી."

"વળી તેમાં ભેદ શું છે? તે બીચારાનું મોહોત આવ્યું ને મરી ગયો; પછી તેમાં ભરમ શું?"

"તું નહીં સમજે. એનાં મોહોતમાં બહુ ઉંડો ભરમ છે એમ મારી પ્રેરણા બુધી મને કહેછ."

"તારે શું તું હજી એમજ ધારેછ કે કુંવરજીએ પોતે આપઘાત નહીં કીધોતો?"

"હા, હજી મને તો એમજ લાગેછ, બલકે તે વીષે હું પકકી ખાતરીથી માનુંછ."

"તારે તે મરી કેમ ગયો?"

"જો પોલીસ મેહેજ બી અકકલથી તપાસ કરતે તો પોલીસની બી ખાતરી થતે."

"તો દુન્યામાં ખુદાએ ચુટી ચુંટીને એક અકલવાળું માણસ તુંનેજ પેદા કીધુંછ. બધી અકલ તારામાંજ ભરી મુકીછ ને બધાને બે અકકલ રાખ્યાંછ." સુસન હસી પડીને બોલી. "લે ચાલ હવે હું જાઉંછ, કાંઇ કહેવુંછ કે? મને મલવા આવસે કની! કે વરી વાત જોવરાવ્યા કરસે?"

"નહીં, નહીં. હું મલવા જરૂર આવસ. આવજે હં"

બંને મળયાં ભેટયાં અને છુટાં પડયાં. સુસન ભાડુતી વીક-ટોર્યા કરીને મોટાંબાઇને ઘરે જઇ પુગી અને પોતાનો સરસા-મન ઓટલા પરજ મુકીને બાઇ આગળ જઇને હાજર થઇ.

"તું આવી કે સુસન? ચાલ ઠીક થયું. બાઇએ તેણીને જોઇને કહયું. "તારો સરસામન તું સાથે લાવી છે કે? નહીં તો માણસને મોકલીને ભીખાજીને તાંહથી મંગાવી લે."

"નહીં બાઇજી, સરસામન તો લેતી આવીછ ઓટલા પર મકયોછ." સુસને જવાબ દીધો.

"મારા સુવાના ઓરડાની પાસે તારો ઓરડો રાખ્યોછ. તારો ચહેરો મને ઘણો ગમેછ, તેથી હું તુંને મારી આગળની આગળજ રાખસ. તારી પાસે સારાં સારાં કપડાં છે કે?"

"હમે ગરીબ માનસનાં તે સારાં સારાં કપડાં કાંહથી હોય બાઇજી?"

"તારે વરે નવાં સીવાડી આપસ." બાઇએ કહ્યું અને હવે સુસન નવાં ઘરમાં ઠર પડી.

સુસનને માટે કાંઇ જાહજું કામ હતું નહીં; બલકે કહો કે ફક્ત બાઇ આગળ ઉભી રહી તેણીને પવન નાંખવાનુંજ કામ સુસનને બજાવવાનુ હતું. તેણીનો મુસલમાની પોશાક તેણીના રૂપાળા ચેહેરા ઉપર શોભી રહેતો હતો. માથા ઉપર કાળા અબનુસ જેવા બાલનો જબરો ભારો હતો, જે હોળવા અને ચોટલો વાળવામાં તેણી હમેશાં દરરોજ એ કલાક લેતી હતી. માથા ઉપર તેણી રંગીન કસબી કોરવાળી ઓઘણી નાંખતી અને ગુઠણ સુધી પુગે તેટલું કુરતું પહેરતી. તાઇત પાયજાતું સુરવાલ અને નહાની સપાટ પહેરતી તથા પગની ગુટી આગળ રૂપાંની ગુંગરીના વાળા ઘાલતી. આવી સોહામની અને એસકી દાસી રાખવાથી બાઇ સાહેબ મગરૂરી માની લેતી હતી. પણ બાઇસાહેબ તહેમીનાને થોડીજ ખબર હતી કે આ દાસીને ઘરમાં રાખવાથી બાઇ સાહેબે પોતાનીજ કમબખતીનો સામાન સંગ્રી રાખ્યો હતો.

પેહેલેજ દહાડે સાંજે જાફર તેણીને મળવા આવ્યો અને બાઇ સાહેબને લગતી તરેહવાર વાત તે ચંચલ જવાંન્યાએ પોતાની ફાંકડી માશુક પાસેથી પુછી લીધી.

---

# પ્રકરણ ૩૯ મું.



## આબરૂદાર કુટુંબનો જુગારી.

કરોડપતી પારસી શેઠીઓ ભીખાજી હીરાદલાલ બહાર જવાની તઇયારી કરતો હતો તેની બેહેન કોચ ઉપર પગ પર પગ ચહડાવીને કસતુર્યા મુરગની વાત વાંચતી હતી. કારણ કે તે વાર્તાની ચોપડી આખી દુન્યામાં સર્વથી સરસ હતી એમ ધનબાઇજીને મોહોડેથી તેણીએ સાંભળ્યું હતું.

ગામથી આવેલો કાગજ એક મારવાડી પોતાની દુકાને બેસીને ત-પ-ર કરીને વાંચે તેમ વીરબાઇજી રાગડો તાણીને બાર કલાકે હરાઇ કોસને હીસાબે આ વાર્તાના પાના ફેરવતી હતી. અને પેહેલી લીતી પર જે વાંચેલું તે ચોથી લીતી આવતાં ભેજામાંથી ભુસરાઇ જતું હતું. માટે ચોથી લીતી અરધી પુરી નહીં થતી તે અગાઉ વીરબાઇને પહેલી લીતી ફરીને વાંચી જોવી પડતી હતી. તેણીએ કોયલબી શરમાઇ જાય તેવા કંઠથી અને કાગડોબી ઘભરાઇને નહાસી જાય તેવાં સુરીલા ઘાટાંથી એકદમ અવાજ ખેચ્યો કે,

"આ વેળા રાજાના કુતરાં-અરે પુતલાં નહીં નહીં પુતર પુતર; હં રાજાના પુતરે પોતાનું હીલાજ-જ-જડીત, હં હીરા જડીત, તાજનું માથું ઉટ-નહી ઉંડર-ઉતર ઉતર, હં માથુ ઉતર ફેરવી ઘોડાની લાત-નહિ લગામ, હં ઘોડાની લગામ એવી તો જોરમાં, દાબરી, નહીં રે દાબી, હં જોરમાં દા-આ-આ-આ-બી-ઇ-ઈ-ઇ"

છેલ્લો "દાબી"નો રાગડો એવો તો તાણ્યો કે ભીખાજી ચોંકીને તેની તરફ જોવા લાગ્યો. તે બોલ્યો, "એ શું કીરતન લેઇ બેઠીછ. ગીત ગાયછ કે કોઇને નામે રડન ચલાવેછ?"

"ઓવારું રે, શુશુ રે! એ શું ખવર વાની? એતો હું કસતુરચંદના મુલ્લાંની ચોપરી વાંચુછ. મરે કંઇ સમજણી પરતી નથી. વીરબાઇએ ખુલાસો કીધો.

"વરી કસ્તુરચંદનો મુલ્લાં કોન મુઓછ? તું ચપી જા, એમ રાગડા તાનેછ તે કોઇ આસેપાસે સાંભળશે તો એમ જાનસે કે આપરાં ઘરમાં કાંઇ મ.ઠો બનાવ બન્યોછ ને તેને વરે તું ધપકારા લેછ. જો, જરા આગે નેકટાઇ બરાબર બંધાયેછ કે નહિ?"

"ભાઇ તમે એવા નેકટાઇના પછારા ના મારો. તમારી ગરદન એક તો મળે નહીં. તેમાં એ બધું અંદર દબાઇ ચંપાઇને રોટલો થઇ જાયછ. પણ તમે કાહ સધાવોછ!"

"જુગારખાનામાં."

"ઓ વાય! એ સા ફેસતા! મઇ જુગારખાનામાં કાંય જતો હોસે! કોઇ સીપાઇ પકડી જશે તો રાતના ભાંકડા ચાંચડા મારવા પડશે. એ સાં લખન માંડયાછ?"

"તું નહીં સમજે રાંડ મેટ. પારસીઓમાં જે પેલું મોટું કુમજી હોમજીનું કુટુંબ કહેવાયછ તે લોક હજુ નસકોરૂં ચઢ-રાવીને ફરેછને આપુને ગણકારતું નથી. તે લોક આપુને હલકાં ગણીને કોઠું દેતા નથી. પણ તે કુટુંબનો વારસ વડો દીકરો તે જુગારખાનાંમાં હમેશ જયા કરેછ. હવે તાંહ જઇને તેને મરયાનો પાડી દેવસ તો આપોઆપ, ઠેકાંને આવી જસે. એ લોક આપુને કુતરાંની કાની ગનતાં તો ડોસાં થયાં, પણ હું જ એ લોકને હવેલી પર નચાવું તો ખરો."

"તમે એખલાજ સધાવસો કે? કોઇ બીજુંબી સાથે આવસે કે?" બેહેને પુછ્યું.

"હા, પેલો પેસુ પીઠાત્યું આવવાનો છે. પણ એ સવાલ તું કાંય પુછતી હોસે!"

"તો તમે જુગારખાનામાંથી પોલીસને હાથે પકડાઇ જાઓ તો પછી મને આવીને ખબર કોન આપે? એ પેસુ આવીને કહેસે તો હું તમારૂં ભોતું ચોકીમાં મોકલી આપસ. હું મારૂં ભઠયારખાતું રાખતીતી તારે એમ ઘનાજણા પકડાઇ ગયેલાને વરે ભોતું મોકલતીતી."

"મર મર, મોચીને બારણે! કાંહ સલુક લેવા ગઇતી! તું સુઇ સુધરતી! તારૂં એક દુખ હોય તો એકને નામે રડીને એસું, પન તું તો ગુણનો ભન્ડાર દેખું. તું મરે પેદાની પરતી!

ભીખાજી ત્યાંથી ફફડીને દીવાનખાનામાં ચાલી ગયો અને વીરબાઇ કસતુર્યા સુરગની વાર્તા કાંહ સુધી વાંચી હતી તેની તાંપ શોધવા લાગી, જે નહીં મળવાથી તે પ્રકરણ પેહેલાંથી પાછું વાંચવાનું તેણીએ શુરૂ કર્યું.

ભીખાજી દીવાનખાનામાં ગયો અને થોડી પળમાં પેસુ ત્યાંજ તેને આવી મળ્યો.

"પેલાની કાંઇ ખબર અંતર મળી?" ભીખાજીએ તેને ભરમમાં સવાલ કર્યો.

પેસુએ માથુ ધુણાવ્યું અને કહ્યું: "હા મળી તે મુંબઇ આવવા નીકળી ચુકયોછ."

"મુંબઇ આવવા નીકળી ચુકયોછ?" ભીખાજી એકદમ બરાડી ઉઠયો; "એટલે શું? એટલે શું?"

"એટલે વળી હોય શું? તમે સમજયા નહીં, તે હોંગકોગથી ઇસ્તીમર પર બેઠોછ, ને મુંબઇ આવવા નીકળી ચુકોછ."

ભીખાજીનો ખવીસ જેવો કરડો ચહેરો કુમલાઇ ગયો. પોતાના ચેહેરા ઉપર થયલો ફેરફાર પેસુના જોવામાં નહીં આવે એવી કોશેશ તેણે પોતાની લાગણી ઉપર જબરદસ્તી વાપડીને કીધી, પણ તેમાં તે નીપફળ નીવડયો. આ ખબરથી તેની ઉપર મોહી અસર થઇ હતી. એ તો દેખાઇતું હતું.

"મુંબઈ આવવાના એની પાસે પૈસા કાંહથી આવ્યા ? ત્રણ મહીનાની વાત પર તો એની પાસે એક પૈની હતી નહીં. એને પૈસા આપ્યા કોને ? આ લાવ્યો કાંહથી ?" ભીખાજીએ ઝનુનથી પુછ્યું.

"કહેજે કે એણે ચોરી કીધીજી. તમે સમજ્યા નહીં." પેસુએ ખુલાસો કર્યો; "કોઈ બેંકમાંથી હજારેક રૂપીઆ ચોરયાછે એમ કહેવાયછે ને તેથી એની પોલીસે પુઠ પકડીછે. હું ધારૂંછ કે એ મુંબઈ આવી પુગસેં તેવાજ પોલીશના હાથમાં એ સપડાશે. પોલીશ એની દેખરેખમાંજ છે, ભીખાજી શેઠ."

ભીખાજી કશું બોલ્યો નહીં અને બહુ ઉંડા વીચારમાં પડી ઓરડામાં આમ તેમ ઉશ્કેરાયલા મન સાથે ફેરા કરવા લાગ્યો. તેનું ભેજું ભ્રમીત થઈ ગયું હતું અને જે આપદા માથે આવી પડવાની ચીંતા લાગતી હતી તે દુર કેમ કરવી તેના વીચારમાં તે પડયો હતો.

"ભીખાજી તમે સમજ્યા નહી—"

"ચુપ ! મુગો રહે !" ભીખાજીએ પેસુને હવારી ખાધો; "જેમાં તેમાં સમજ્યા નહીં સમજ્યા નહીં, કરયા કરસે ની તો કોઈ વાર ચીડનો માર્યો તારૂં ભેજું ચીરી નાખસ."

થોડે વારે તે શાંત થયો. અને આ બંને જણા ગાડીમ બેસી મુંબઈની બહારના અક પરામાં બહુ એકાંત જગાએ આવેલાં જુગારખાના તરફ આવ્યા. ત્યાં કુમજી હોમજી કુટુંબનો વડો નબીરો, મગરૂર કુલનો મગરૂર વારસ, ઉચ્ચ ખાનદાનનો ટેકવાળો બેટો સોરાબ જુગાર રમતો હતો.

તેની સાંમે પેસુ રમવા બેઠો અને પાના દાવ રમતાં સોરાબ કુમજી હોમજી ખુબ હારવા લાગ્યો. કુમજી હોમજીની પછવાડે ભીખાજી ઉભો હતો અને તેના પાના જોતો હતો અને પેસુ પાના રમતાં ભીખાજી તરફ પોતાની આંખ અવારનવાર

ફેરવ્યા કરતો હતો. કુમજી હોમજી સપાટામાં પાંચ હજાર રૂપ્યા હારી ગયો. અને રૂપીઆ આપવા તેણે પાકીટ કહાડવા પોતાના ગજવામાં હાથ નાંખ્યો. પણ પાકીટ હતી નહીં. પાકીટ ગુમ થઇ ગઇ હતી-ચોરાઇ ગઇ હતી.

"મારી પાકીટ કયાં ગેઇ ! મારા ગજવામાં ઉતી ને !" સોરાબ કુમજી હોમજી ફુગલાઇને બોલ્યો.

ભીખાજી હસી પડયો અને તે કરોડપતીને હસતાં જોઇ બીજાઓએ પણ તેનો દાખલો લીધો.

"પાકીટ તમે ઘેરથી લાવતાં ભુલી તો નહીં ગીયા હોવો ?" એક જુગારીએ પુછ્યું.

."એ તું શું સું બોલેછ ! હું ઘેરથી લઇ આવેલો. અહીં, આ ઠેકાણેજ તે ચોરાઇ ગઇછ."

"શેઠ, મોટાં માણસ થઇને એવું બોલોછ તે સું તમુને સોભા લાગેછ." તે જુગારખાનાનો માલેક હવે વચ્ચે આવ્યો, મારાં ઘરને કાંય બદનામ કરોછ સેઠ. આજે વીસ વરસ થયાં અહીં ભલભલા લખપતીઓ આવેછ ને આજ લગણ એક ફુમતું કોઇનું ગીયું નથી ને તમારી પાકીટ ગેઇ ? જોવોની કેઠે દાબે હાથે મુકાઇ ગેઇ હોશે તપાસ કરો, મલસે.

સોરાબ કુમજી હોમજીએ પોતાના સઘળાં ગજવાં તપાસી જોયાં પણ પાકીટ મળી નહીં. તેની તો ખાતરી હતી કે આ જુગારખાનામાંજ તે ગઇ હતી પણ તેવું માને કોણ ? સઉએ એમજ ધાર્યું કે આ મોટા કુટુંબનો જુગારી નણીરો આ ઢોંગ કરતો હતો, પૈસા આપવાના હતા નહીં માટે ખોટું બહાનું કહાડતો હતો.

પેલી તરફ પોતાના નાણાં મેળવવાનો પેસું તકાજો કરવા લાગ્યો અને બીજે દહાડે આપવાનું કુમજી હોમજી એ જણાવ્યું પણ બીજા દહાડા તો સું પણ બીજા કલાક

સુખીખી ચોભચાની પેસુએ સાફ ના પાડી. બીજાઓ પાસે કુમજી હોમજીએ નાણુા ઉછીણા માગ્યાં પણ કોઇએ આપ્યાં નહીં, કારણુ ધંધા ત્યાં ભર્યા પુંર્યા ભારી હતા.

"આવો શેઠ, હું તમારી સાથે એક વાત કરૂં." ભીખાજીએ કુમજી હોમજીનાં ખભાં પર હાથ મુકીને કહ્યું; "જરા બાજુ આવો, મારી વાત સાંભળી લેવો, હું તમારા લાભનુંજ કહેવાનો છઉં."

ભીખાજી તરફ સોરાબ કુમજી હોમજીને ધીકકારતો હતો. પણ આ સંકડામણુને સબબે તેને ભીખાજી સાથે જવું પડ્યું. તબલથી થોડેક દુર ભીખાજી તેને લઇ ગયો અને બોલ્યો.

"હું તમુને આ નાણુા આપવા તઇયાર છેઉં."

"ઘણી મહેરબાની."

"પાછાં કવારે આપશો?"

"બેચાર દહાડામાં."

"તેની જામીનગીરી શું?"

"મને તમે ઓરખોછ કે?" તે જવાને મગરૂરીથી ગુસ્સે થઇને પુછ્યું.

"બહુ સારી રીતે. તમારે માથે દમના સાઠ હજાર રૂપ્યાનું કરજ છે તેબી હું જાનુંછ. ઘોડાની શરતનો બુકમેકર મી૰ થોમશન પણ તમારી ઉપર અગ્યાર હજાર માંગેછ. તે આવતી કાલે તમારી ઉપર સમન કરશે. એ ખબર તમુને હજી મળી નથી પણ હું તમુને તે આપુંછ."

"હેં, થોમશન મારી ઉપર સમન કરવાનો છે?"

"હા. હાઇ કોરટમાં પ્રોમીસરી નોટને આધારે સમન કરવાનો છે. મને ખબર પડી છે."

"અરર, ત્યારે હવે હું કેમ કરૂં! મારૂં તો મોહોત થઇ જવાનું. આપઘાટ કરવા વગર છુટકો નથી."

"તમુને વીસ પચીશ હજાર રૂપીઆ હમણા હું આપવાને તઇયાર છેઉં."

"પણ તમુને તો જામીનગીરી જોઇએછની ?"

"જામીનગીરી કરવાં તે રકમની બીજી રીતે કીમત આપસો તો ચાલશે."

"બોલો, શું કીંમત જોઇએછ ?"

"તમારી આવતી પરમ દીને સાલગ્રેહ છે."

"તેનીબી તમુને ખબર પડીછ કે ?"

"હું સઘળી ખબર રાખુંછ. તમારે ઘરે પરમ દારે મોટી પારટી થવાની છે, તે પારટીમાં મને ને મારી બેહેનને તેડું કરો અને અમે આવ્યે ત્યારે સઘળાઓ સાથે અમારી ઓળખાન કરાવો. એટલી કબુલાત આપો તો આએ ઘડીએ વીસ હજાર રૂપીઆ આપવા તઇયાર છેઉ."

સોરાબ કુમજી હોમજી વીચારમાં પડયો; તે શું કરે ? હા કહયા વના છુટકો રહયો નહીં, કારણ કે તે બેવડાં સકડામણમાં હતો. પેલી તરફ પેસુ તકાજો કરતો હતો; એની તરફ થોમસન સમન કરનારં હતો અને આ તરફ આબરૂનો સવાલ હતો. આખરે તે કબુલ થયો અને તરતજ ભીખાજીએ તેને નોટ ગણી આપી અને પેસુને રૂપ્યા ચુકવી આપી બસ્યાનો પડી સોરાબ ત્યાંથી ચાલતો થયો. ભીખાજી પોતાના માંડેલા દાવમાં ફતેહમંદ ઉતર્યો.

પણ ત્યારે સોરાબ કુમજી હોમજીની પાકીટ કયાં ગઇ હતી ?"

તે ભીખાજીએજ ચોરી હતી. તેને હાથે ઘણા હુનર ચહડી રહેલા હતા જેમાં સફાઇથી પારકાનાં ગજવા ખાલી કરી લેવાનો હુનર પણ તે બહુજ સારી રીતે જાણતો હતો. આ સોરાબ

સાથે તેને હજી ઘણું કામ લેવાનું હતું અને તે કામનું આ ચોરીથી નીચ હલકા ભીખાજીએ મંડાણ કર્યું હતું.

---

## પ્રકરણ ૪૦ મું.

### તહેમુરસ.

દીનુ હળવે હળવે તટોસતી તંટોસતી રસ્તામાંથી જતી હતી. આપણે જાણુએ છીયે તેમ ને ગરીબ કમનસીબ સ્ત્રી આંધળી હતી અને હાલમાં તેણીનો દીકરો જેહાંગીર બીમાર હોવાથી તેણી એખલીજ નીકળી હતી. તેણી આ પ્રમાણે ઘરથી નીકળી બજાર તરફનો રસ્તો લેતી હતી. અંધારૂ થઇ ગયલું હતું અને મ્યુનીસીપાલીટીના દીવાબટી કરવામાં આવ્યા હતા નહીં. કારણ કે તે ચાંદણી રાત હતી. ચાંદ ઉગશે અને વળી તે પ્રકાશીત રોશની. આપશે એવી ગણત્રીથી ફાનસો સળગાવ્યાં હતાં નહીં. પણ ખુદરતના હંમેશના અસલ અંખડ નીયમ મુંજબ ચંદ્ર તો ઉગયો પણ વાદળ ઘેરાયલું હોવાથી ચાંદની રોશની પડી નહીં અને અંધારૂં છવાઇ રહયું.

દીનુને મનસે અંધારૂં અને 'અજવાળું નજદીક એક સરખું હતું. તે આગળ ચાલતી તેટલાં સામેથી આવતાં એક માણસ સાથે દીનુ એટલા તો જોરમાં અઠડી પડી કે તે જમીન દોસ્ત થઇ ગઇ. પેલો માણસ તરતજ ઉભો રહી ગયો અને દીનુ ઉપર વાંકો વળીને બોલ્યો."

"બાઇ, બાઈ, માફ કરજો ? તમુને લાગું કે ? મારી ભુલ થઇ, મારો વાંક ઉનો.

"ભાઇ મને જરા તમારો હાથ આપો. હું તો આંધળી છેઉં, પણ તમારી—"

"તું આંધળી છે? યા ખુદા? આંધળી ને એખલી! કંયાં જતીતી?"

"મારા દીકરાના છોકરાને ગમતું નથી, તેને વરે હું બીસકોટ લેવા જતીતી!"

"બાઇ તું હયાંજ ઉભી રહે, હું બીસકોટ લાવી આપું કેવી બીસકોટ જોઇયેછ?"

' સારી, મીઠી. નાહ્લાં છોકરાંને ગમે તેવી લે બા આએ દોયોંને લઇ આવ."

પેલો માણસ, જે જાતનો એક પારસી હતો, તે દોડયો અને થોડી પળમાં બીસકોટ લઇ આવ્યો. તે ઉંચા ભરેલાં અંગનો હતો પણ કપડાં જુનાં અને નજદીક રદ થવા આવ્યાં હતાં. તેણે બીસકોટ લાવીને દીનુના હાથમાં આપી.

"ચાલ બાઇ હું તુંને તારે ઘેર મુકી આઉં. આએ અંધારામાં તું કેમ જસે?"

"ભાઇ, મેં કહયુંછ તેમ હું તો આંધળી છેઉં એટલે અંધારૂં ને ઉજરહું સઉ મારે મનસે તો સરખુંજ છે. હું તંટોસતી આવીછ ને તેમજ જવસ. તું શું કામ તસદી લેછ?"

"પણ અંધારાને શબબે કોઇ બીજું માણસ તારી સાથે અરૂડી પરસે તારે? કાંઇ નહીં, તુંને તારે ઘરે મુકી આઉંચ. લે મારી પાંખડી પકડ; તારૂં ઘર કેની તરફ?"

દીનુને તે પારસી ઘરે લઇ ગયો અને ઘર આવી, પુગતાં દીનુ બોલી:

"તું મારા માલપર આવ; મને તારી સાથે કામ છે ભાઇ."

પેલો પારસી આ સાંભળી અજબ થયો પણ કશું બોલ્યો નહીં અને તેણીની સાથે દાદરપર ચહડી તેણીના ઓરડામાં

દાખલ થયો. દીતુએ ઓરડાનું બારણું બંધ કીધું અને બોલી.

"મેં તારો સાદ સાંભળયો ત્યારેજ મને જરા સક ગીયોતો, પણ હવે મારી ખાતરી થઇછ. હું તુંને ઓરખુંછ, ભાઇ, હું તુંને ઓરખુંછ. તું કોણ છે? હું તારૂં નામ બોલું?"

"હા બોલની." પેલા પારસીએ બેહદ અજબ થઇ ઝાંખી રોશની વચ્ચે દીતુના ચેહેરાપર ટીકીને જણાવ્યું, અને દીતુ તેની ઓળખાણમાં આવે છે કે નહીં તે તપાસ્યું.

"તું પેલો તહેમુરસ છે. તહેમુરસ ધનજીશાહ મેહેતા." દીતુ બોલી."

"ત્યારે તું કોણ છે? મારે જાણવું જોઇયે કે તું કોણ છે. તારી સાંમે મારે મારો બચાવ કરી રાખવો જોઇયે કે નહીં તે મારે જાણવું જોઇયે." તહેમુરસ બોલ્યો; કારણ કે આ અંજાણો પારસી કોઇજ નહીં પણ જેહાંબક્ષ મહેતાનો ભાઇ તહેમુરસ હતો કે જે તહેમુરસનું નામ સાંભળીનેજ પેલો કરોડપતી પાપી પારસી ભીખાજી હીરાદલાલ ધ્રુજતો હતો; જેના આવી પુગવાની વાત જાણીને તે મગરૂરીમાં ફુલી ગયેલો દોલતમંદ ફાટી ગયો હતો.

"તુંને બચાવ કરવાનો છે તહેમુરસ? તેં મારી ઉપર આજે ઉપકાર કીધોછ તેનો બદલો શું તારી સાથે ભુંડાઇ કરીને હું વાલી આપસ? તે છતાં મને તારી સાથે ભુંડાઇ કરવા ગમસેબી તો તેં કરવાને હું કેટલી અસકત છેઉં તે શું તું જોતો નથી? તોબી તું પાછો મુંબઇ આયોછ તેથી તો હું ખુસી છેઉં—મારે પોતાને માટે હું ખુસી નથી પણ બીજાઓ તે જાણી ખુસી થસે એમ જાણીને હું ખુસી છેઉં. મને બરાબર તપાસી જો, તેં મને કોઇવાર આગળ જોયલી કે?"

દીનુ તહેમુરસની વધારે નજદીક આવીને બોલી; "બરાબર મારો ચહેરો જોઇને કહે."

થોડો વાર ચુપકીદી પંઠરાઇ જે દરમ્યાન તહેમુરસે દીનુનો ચેહેરો ધારી ધારીને જોયો અને પછી બોલ્યો, "નહીં તું મારી ઓળખમાં આવતી નથી, હું તુંને પીછાનતો નથી."

"તારે તુને તે જાનવાની અગતબી નથી. હું કોન છેઉ તે જાનવાથી તુંને કસો ફાયદો થવાનો નથી પણ તે તું જાને તો ઉલતી મને બેજાબત લાગે, મને સરમ ઉપજે." દીનુ બોલી.

જો દીનુ આ વખતે પોતે કોણ હતી તેનો ખુલાસો કરતે તો દીનુને પોતાને લાભ થતે, તહેમુરસને લાભ થતે; પાપીઓને વધુ પાપ કરવાની જોગવાઇ મળતે નહીં, બદકારોના હાથમાં નીરદોષ વધુ હેરાન થતે નહીં. પણ વીધાતાની ગણત્રી જુદીજ હતી, તો પછી તે દીનુ જેવી એક નાચીજ માનવી તે કેમ ફેરવી શકે ? તે મહાન શકતીએ માંડેલી બાજી દીનુ જેવી એક નાચાર નબળી ઓરત કેમ ખેલી શકે, તે બાજી તેના કવત પ્રાણી કેમ ઉળતાવી શકે ?

"ઠીક છે, બેહેન, તારે તું કોણ છે તે મને ના કહે. હું તે જાણવાની હઠ લેતો નથી, તારૂં દીલ હું દુખવવા માંગતો નથી." તહેમુરસે મોટાં દીલથી ખુલ્લો જવાબ દીધો.

"હું તારી દોસ્ત છેઉં એમ ખાતરીથી માનજે." દીનુએ સંધ્યારો આપ્યો; "આજે તેં મારી ઉપર મહેરબાની કીધી તેથીજ હું તારી દોસ્ત બનીછ એમ નથી. તુંને હું વરસો થયાં ઓરખુંછ ને તુને જોવાને તારો ભાઇ કેટલો-ઇંતેજાર છે તબી હું જાનુંછ. તે મારો દોસ્ત છે તેથી તું પણ—"

"મારો નહાનોભાઇ જેહાંબક્ષ ?" તહેમુરસ અજબ થઇ બોલ્યો. તેનેબી તું ઓળખે છે કે ?"

હા, તેને હું ઓરખુંછ. તે મારી ઉપર મહેરબાન છે."

દીનુ બીછાણા તરફ ગઇ. જયાં તેણીનો દીકરો જહાંગીર તાવથી સસરતો પડેલો હતો હમણા તે ઉંઘાતો હતો. અને તે ઉંઘમાં પડયો હતો એમ પોતાની ખાતરી કરીને દીનું તહેમુરસ આગળ પાછી આવી. તેણીએ તહેમુરસને હળવે અવાજે કહયું."

"બેસ તહેમુરસ ને મારી આગળ તારી વાત કર. તારી ઉપર શું ગુજર્યું ? તું આવી ગરીબ અવસ્થામાં કેમ આવી પડયો ? તેં તારા ભાઇ ઉપર તારી હકીકત કાંય નહી લખી ?"

"હું ભરાતો સંતાતો આયોછ. મને પકડાઇ જવાની ધાસ્તી છે."

"પકડાઇ જવાની ધાસ્તી ? કોણ તુંને પકડવા માંગેછ ? પોલીસના માણસો ?"

"હા, તેં બરાબર અટકલ બાંધી. હું એકવાર પ્રમાણીક માણુસ ઉતો અને હલાલ મહેનત કરવા પર લાગેલો હતો પાપથી ડરનો તો ને બદીથી કમકમતો તો. પણ હવે હું ફેરવાઇ ગયોછ. મેં પાપ કીધાંછ, કાયદાનો ભંગ થાય તેવા મેં કામ કીધાંછ. હું અંધારામાં ફરૂંછ. ભરાતો સંતાતો ભટકુંછ. દીવસની રોશનીમાં મારો એ ચહેરો દેખાડવાની મને હીંમત થતી નથી. હું મુંબઇ આયોછ. પણ જુદાંજ નામ સાથે આયોછ. મને અજાયબી તો એ લાગેછ. કે સ્તીમરમાંજ મને કોઇએ કેમ પકડયો નહીં હોસે ? મને સ્તીમર પરજ રખેને કોઇ ઓરખે એમ મને તો ધાસ્તી ઉતી."

તે થોડો વાર ચુપ બેઠો. જે ચુપકીદી દીનુએ પણ તોડી નહીં, થોડે વારે તે પાછો બોલ્યો."

"હજારો માઇલ દુર મેં અપરાધ કીધોછ પણ તે અપરાધને સર મને અહીંથી પકડવામાં આવે એવો કાયદો છે.

વળી જે અપરાધ એક માણસ કરે તેજ કાયદો તો જોયછ; તેને કેવા સંજોગ હેઠળ તે કરવાની ફરજ પડીછે તે તરફ કાયદો નજર કરતો નથી. પણ હું ઘણું મોટેથી ખુલ્લું બધું કહી દેઉંછ." તહેમુરસે બહુ ધીમેથી દીનુને કાનમાં કહયું, તારો દીકરો બધુ સાંભળતો હોસે."

"એ તો ઉંઘાયલો છે. જો એ જાગતો હોતે ને બધું સાંભળતે તોબી એ એક છુપી વાત કેમ છુપી રાખવી તે જાણુનો હોવાથી એક બોલબી બોલતે નહીં. એની ઉમર તો માત્ર સાત વરસની છે પણુ ગરીબાઇ અને કંગાળયાતે પણ એ એને ઘણી સારી તાલીમ આપીછ," દીનુ હાયમારીને બોલી.

"હુ મારા દીલથી અજબ થાઉંછ કે મારી સઘળી ખાનગી વાત, જે જો કોઇના કાન ઉપર જાય તો મારૂં નખોદ વળે તેવી છે, તે હું તુંને શા માટે કહી દેતો હોવસ ? તે સઘળું તુને કહી દેવાનું મને કેમ મન થતું હોસે ? તું કોણ છે તે હું જાણતો નથી, તો જો કે હું કોણ છેઉં તે તો તેં જાન્યુંછ. તેં મને ઓળખયોછ તેથી તો મારે તારી આગળ ચુપ રહેવાની ચેતવણી લેવી જોઇતીતી. પણ તારા અવાજમાં, તારી ચાલચલણમાં અને તારા ચેહેરામાં મને કાંઇ એવું માલમ પડેછ કે તારી ઉપર વીશ્વાસ મુકવાનું મને મન થાયછ." તહેમુરસ બોલ્યો.

"હું અહીં વેર લેવાને આયોછ. મારો કીનો મારાં જીગરમાં જોશ કરી રહેલો છે અને તે જોશને ઠંડો પાડવા હું મુંબઇ આયોછ. તહેમુરસ ઝનુન સાથે બોલ્યો, "જે દોલત મારી છે, જે ગંજપર મારો હક પુગેછ તે લઇને જે માણુસ આજે મોજ મારેછ તેને હું સવાદ ચખાડવા અહીં આયોછ. આહા ! કર મોજ, એ જાલીમ દઇત, મોજ કરી લે ! પારકાને ખુવાર કરી પોતાનું પેટ અને પેટી ભરી હજી

બીજા વધુ પારકાનું નખોદ વાળતો રહે! હમણા તારો દાવ છે તો ખેર, જુવાકી ચલાવી લે! હમણા તારો ચહડતો સીતારો છે તો તે સીતારાની કુમકપર તું દાઇના તોરનો ફરતો રહે! પણ યાદ રાખજે ઓ પાપી, તારો વખત હવે નજદીક આયોછ, તારો જમ તારી પર તરાપ મારવાને તલપી રહયોછ, તારી અજલ નામોશીનું લશકર લઇ તારી ઉપર હુમલો કરવાને તતપર થઇછ. યાદ રાખજે, આહ, એ સઘળું યાદ રાખજે!

"તહેમુરસ! તહેમુરસ! એ તું શું બોલોછ? કોણના પૈસા? કોણે લીધા? કેમ લીધા?"

"હું એક એવાં માણસને વરે બોલુંછ કે જેને મને ખુવાર કીધોછ." તેહમુરસે એક વખત હાય મારીને જવાબ દીધો; "તેનું નામ દેવું લાજમ નથી, તારા જેવી નેક નારીએ તેનું નામ સાંભળવું સજાવર નથી. તેને હું શોધી કહાડશ, જગની રૂસવાઇમાં તે આવશે. અને નામોશી વચે તે નીચો પડશે ત્યારે તેનું નામ આખી દુન્યાં જાણસે, જયારે તુંબી જાણી શકસે. પણ બેહેન તું મારા ભાઇને ઓળખેછ તારે મારા ભાઇનું મને સરનામું આપ, મારે તેને જઇને મળવુંછ."

"તારા ભાઇનું સરનામું હું જાણતી નથી. પણ કોલાબામાં સરદાર રતનજીની એક બંગલી છે, જયાં મરનાર કુંવરજી શરાફની દીકરી નાજાં રહેછ. તેને તું જઇને પુછસે તો તે બરાબર ઇધાની આપશે. કુંવરજી બીચારા મરી ગીયા તે વાત તો તેં જાણી હોસેજ."

"હા. સ્તીમર પર હું બેઠો તે પછી મેં તે વાત જાની. હું જયાં ભરાતો સંતાતો ફરતોતો ત્યાં નુસપેપરો મળતાંતાં નહીં જેથી તે અગાઉ હું તે વાત જાણી સકયો નહીં. બેહેન

હું હવે જાઉંછ મારી વાત તું છુપીજ રાખજે એમ કહેવાની અગત નથી કારણ કે તે તું છુપીજ રાખસે એવો હું તારી ઉપર સંપુરણ વીશ્વાસ રાખુછ. ખુદા તને સુખી કરે!"

---

## પ્રકરણ ૪૧ મું.

### ભેદભરેલી બારી.

માહીમ મધેના મોટે ઘરનાં બાઇ સાહેબ તહેમીનાના જુના અને એકાંત ભાગમાં આવેલા બંગલામાં દાખલ થતાં ભીખાજી હીરાદલાલના ડીટેક્ટીવ બનવાનો અભખરો રાખનાર નોકરે પોતાની માશુક સુસનને કહયું, જેણી તેને આવકાર દેવાને બહારજ ઉભેલી હતી !

"એક મોટે ઘરની બાઇને આવો બંગલો પસંદ પડયો એ ઘણું વીચીત્ર લાગેછ. ગીચ ખેતરો ને ભાગા તુટા રસ્તા પરથી ગાડી હંકારી આવ્યે તારે આ બંગલાના બાગમાં દાખલ થવાય. એવી જગા તહેમીનાને કેમ પસંદ પડી હોસે? ને બંગલોબી કેવો સુફયાનો ! બંગલાના કરતાં તુરંગના જેવો એ વધારે લાગેછ. આવી ફેશનેબલ બાઇ આવા બંગલામાં કાંય રહેતી હોસે વારૂં? ને વરી તું કહેછ, સુસન, કે બાઇ સાહેબે પોતેજ પોતાની મરજીથી આ બંગલો વેચાતો લીધોછ."

"હું કાંહથી કહેતાતી? એ તો લોક કહેછ તે મેં સાંભરયું તે મેં તુને કહયું કહેજે કે એક દારે તહેમીના બાઇ આએ તરફથી ગાડીમાં બેસીને ફરવા જતીતી ને આએ બંગલો વેચવાનો છે એવું એની ઉપર પાટયું મારેલું જોયું. બંગલો અંદર ફરીને બાઇએ તપાસ્યોને બાઇને તે ગમ્યો. બંગલાની

કીમતથી કહેને ઘણી મોટી નહીં ઉતી તેથી બાઇએ ખરીદી લીધો."

"સુસન, શોખનો કાંઇ હીસાબ નથી, તોબી જો કોઇ મને વારસમાં આવું ખરખચું આપી જાય તો તેને હું કાંઇ ઘણી સારી દુવા દેઉં નહીં. હું તો બીજેજ દહાડે એને લીલાંઉમાં મેલી દઉં અને એ બંગલો વેચી તેલી ગલીમાં નાનું ઘેર લેઇ તેમાં રહેવાનું પસંદ કરૂં. આવાં ઘેરમાં રેહીયે ને કોઇ ખુન કરી જાય તો માલમબી નહીં પડે. પ્યારી સુસન તુને અહીં રહેવા ગમેછ કે? તુંને કેવું લાગેછ?"

"ઘણુ મજાનું લાગેછ. એ બંગલાને શું કુતરાએ કરડયો? મુઓ જાને બાપ લાખ ચાળીસનો દીકરો હોય તેમ બંગલો તો ટીચકામાં નહીં આવતો. એક તો તારા બાપદાદા રેહીને મરી ગયેલા તે તુને કાંહથી એવું ગમે? બાઇ સાહેબ કોઈ કોઇ વખતે અહીં આવેછ, બે પાંચ દારા રહેછ ને પાછાં જાયછ. બે પાંચ દારા એકાંતમાં રહેવાનું એવનને કોઇ કોઇ વખત મન થઇ આવેછ,"

આપણે આગળ વાંચ્યું છે તેમ જાફરની સુરત ઉપર અતી ઘણી પ્રીત હતી તેમ સુસન પણ જાફરને બહુજ ચાહતી હતી. તેઓએ એક બીજા સાથે પરણવાનું મનમાં નક્કી કરી મેલ્યું હતું અને સુસનની મા જે કરાંચી રહેતી હતી તેણીના આવી પુગતાંજ લગ્ન કરવાનો તેમનો વીચાર હતો. જાફર આ વખતે પોતાની કબુલાત મુજબ પોતાની માશુકને મળવા આવ્યો હતો પણ તેનું ધક ધ્યાન તો બંગલા ઉપર લાગ્યું હતું અને તેમાં પણ જાફરને કાંઈ ભેદ ભરમ જણાયો હતો."

"તારી બાઇ કાંહ છે સુસન?" જાફરે સવાલ કર્યો.

"બહાર ગઇછ. આવની હું તુને બધે ફેરવીને દેખારૂં. આપણે બાગના દરવાજામાંથી જઇયે. જો હું તુને આખો બાગ

ને એક જુનો મોટો કુવો આવેલો છે તે દેખાડું, આવ મારી સાથે."

તેઓ અંદર દાખલ થયાં અને બંગલાનો બહારનો દેખાવ જોઇને જાફર બોલ્યો:

"ઓ બાપરે, બંગલો કે મઘરડો ! કેવો જુનો ને એબી-ચલ જેવો !"

"તારી સુરત કરતાં તો બંગલાની સુરત સારી છે. મુઓ આમથો લાડ સાનો કરતો હોસે !"

"જાણે કોઇ મઠ હોય, અથવા પાપની તોજેશ કરવાનું મથક હોય તેવો આ બંગલો તો લાગેછ." સુસનના બોલવા ઉપર ધ્યાન આપ્યા વના જાફરે કહયું. તારી બાઈબી અહીં પોતાના પાપની તોજેશ કરવા આવેછ કે કેમ? બાકી તારી બાઇ અહીં બીજું શું કરવા આવતી હોસે તે હું સમજી શકતો નથી. દરયાની મોજ ભોગવવા તો આવતી નહોંજ હોય, કારણ કે દરયાનો કીનારેથી ઘણો દુર છે. આવા ખાંચ-રામાં તારી બાઇ શુ ધકેલા ખાતી હોસે ? કાંઇ મને તો સમજબી પડતી નથી."

"પણ એ બધી તુંને સાની પંચાત પડી ?" સુસન ફફડીને બોલી; "આખાં ગામની તુને તો ખટપટ દેખું. કાજીએ ગામની ચીંતા રાખી તેથી તે બીચારો દુબલો થઇ ગીયો પણ તું તો ગામની જેમ જેમ ચીંતા રાખેછ તેમ તેમ પેહોળો ચોહોલો થતો જાયછ."

જાફરની હવે ડીટેકટીવ તરીકેની શકતી ઉભરી આવી. તે બોલ્યો."

"તારી બાઇ કાંઇ કામ સરજ અહીં આવતી હોસે એમ મને તો લાગેછ. એમાં કાંઇ ભરમ છે. કાંઇ ભેદ એમા સમાયલો છે. જાંહ છે તાંહ આએ મામલો કાંઇ છુપી મત-લબ રાખેછ."

"ચાલ હવે પટપટ ના કરયા કર. આવ બંગલાનો પછવાડેનો ભાગ દેખાડું."

બંગલાના પાછલા ભાગ તરફ હવે તેઓ ગયાં અને બાગમાં બંને ઉભાં. ઉપલા માલની સઘળી બારીઓ નજર પડતી હતી અને તે બારીઓ દેખાડીને તે બારીઓ કયા ઓરડાને લગતી હતી તે સુસન પોતાના આશકને સમજાવવા લાગી. બારીઓનો ઘાટઘટમ કાંઇ સારો હતો નહીં અને તે સઘળી એક સરખી, મોટી સંખ્યામાં હારની હાર લાગી હતી. બારીઓ જોવા પછી સુસન તેને બંગલામાં લઇ ગઇ અને બંગલાનો માહેલો ભાગ તેણીએ પોતાના ભવીષના ભરથારને ફેરવીને દેખાડયો. બંગલો બહારથી બીહામણો અને જાફરે કહયું તે મુજબ 'ખખરડા' જેવો હતો ખરો પણ માંહેથી તો સુંદર તેરત સાથે સણગારેલો હતો. તે સણગાર નવી ઢપનાં સુધરેલાં ધોરણ ઉપર હતો નહીં પણ અસલના વખતમાં તવંગર માણસો જે ઢપે પૈસાની દરકાર કર્યા વગર પોતાનાં ઘર અને વાડી સણગારતા હતા તેવો તે સણગાર હતો. આ સઘળા સણગાર અને રાચરચીલાં સાથે આ બંગલો તહેમીના ઝરદારે વેચાતો લીધો હતો.

સુસને તેને પેહેલાં ભોંયતલ્યું દેખાડયું પછી તેને પેહેલે માલે ફેરવ્યો અને છેલ્લાં તેઓ બીજા માલ ઉપર ગયાં અને ત્યાં પણ સઘળા ઓરડાઓ સુસને જાફરને દેખાડયાં જે એક બાબનથી જેહાંબક્ષને અજાયબી ઉપજી હતીજ તે બાબતથી જાફરને શક ઉપજયો, તેમાં જાફરને કાંઇ ભેદ જેવું જણાયું. ઓરડાની ઉભરણી બહુ નીચી હતી અને સાધારણ ઉંચાઇનું એક માણસ હાથ ઉંચો કરે તો સીલીંગને લાગે એટલી સીલીંગ નીચી હતી. આ જોઇને જાફરને ભરમ લાગ્યો.

બીજે માલના સઘળા ઓરડાઓમાં ફરતા પછી જાફર દાદર આગળની ચાલમાં ઉભો અને બોલ્યો:

"સુસન, તેં મને આ તરફના સઘળા ઓરડાઓ દેખાડયા કે? એકુ રહી તો નથી ગીયો?"

"નહીં રે, બધા ઓરડા દેખાડયા. તેં પોતે જોયા કની?" સુસને અજબ થઇ જવાબ દીધો.

"આ માલની જે બારીઓ બહારથી દેખાયછે, તે માહેલી એક બારી કયા ઓરડાને લગતી છે તે મને માલમ પડયું નથી. તે બારીવાળો ઓરડો મને તેં દેખાડયો નથી." જાફર બરબડયો.

આ વખતે પોતાની સપાટને લાગેલું જાળુ કહાડવામાં સુસન રોકાયલી હતી માટે તેણીએ જાફરનું બોલવું બરાબર સાંભલ્યું નહીં માટે પુછયું શું કહેછ જાફર! મારી શું?

જાફરે જોયું કે આ વાત સુસનને કહેવા જોગ હતી નહીં પણ તપાસ કરવા જોગ હતી. માટે તેણે વાત ઉડાવીને જવાબ દીધો: હું એમ કહેતો તો કે બારીના બધા કાચ ભાંગી જાય તો કાચ જડનારા હોરાજીની રોજી તો ઘણી સારી જાગે જો."

તું બી પેલી કહેવત વાલી વાત કરેછ. વહુજી સગન બોલી તો કહેજે સસરાના ખેતરમાં બલાગત પાકી. તેમ તું શરૂઆતમાંજ કાચ ભાંજવા નીકળ્યો છે." સુસને કહયું. "ચાલ હવે એમ ધનધુવાર થઇને મોહોડું ના જોયા કર. કાંઇ જોભરેછ કની? પછી કોઇ દારે તાનો મારવા નીકળશે કે દારી ધામીને આયો ને સુસને મને ભુખો ધકલી દીધો."

"હા, પ્યારી, મને ભુખ તો લાગીછ. કાંઇ સારૂં સારૂં ખવાડે તો વરી યાદ કરૂં.

"સારૂં સારૂં તો છે તારી આઇ બાઇના હાથ પગ." સુસન તેને બાવરચીખાનામાં લઇ જતાં બોલી; તોપણ જાફર

નો જીવ ખુશ થઇ જાય તેવીજ વાણીઓ સુસને તેને ખવાડી.

બે ત્રણ કલાક સુસનની સંગતમાં સુસને ગુજારવા પછી જાફર પાછો રવાના થયો અને જતી વખતે પેલી બારી, કે જેને માટે તેને શક ઉપજયો હતો તે તરફ ટીકીને જોઇ તે બોલ્યો.

" બહુ અજબ જેવું છે. એમાં કાંઇ ભેદ છે. એ બારી સાથે કાંઇ ભરમ સંધાયલો છે. એમાં ફેર નહીં."

---

# પ્રકરણ ૪૨ મું

## સરાબની સીફત.

---

"તે હોંગકોંગથી ઇસતીમરપર બેઠોછ ને મુંબઇ આવવા નીકળી ચુકોછ."

ઉપલો વાકય પેસુ પીછાત્યાંએ ભીખાજી હીરાદલાલના કાનમાં કહયો. તેને દીવસો વહી ગયા તોપણ તે વાકયનો અવાજ તે વખતથી હમણા સુધીમાં ભીખાંજીના કાનમાં વાગ્યાજ કીધો. પોતાના બંગલાના દીવાનખાનામાં તે રાતને સમયે એમ તેમ આંટા ખાતો હતો અને ઉપલો વાકય પોતાના મનસે બરબડતો હતો. તે એખલોજ હતો અને એક બંધ્યાર પીંજરામાં નવો પકડાયલો ઝનુની વાઘ ઘેરાઇ રહેવાથી ખીજવાયો હોય અને આમ તેમ ખીજવાટમાં ફેરા ખાતો હોય તેમ ફરતો હતો. અને ઉશકેરાયલાં મન સાથે ઉપલો વાકય તે અનેકવાર ફરી અને ફરી બરબડતો;

"ઇસતીમર 'ઓરીઝાબા ગઇ કાલે હોંગકોંગથી આવી" તે પોતાના મનસે બરબડયો, "તેમાં તે આવ્યો હોસે તારે?

તે સ્ટીમર તેને લાવી હોસે તો? તે બંદર પર ઉતરી ગયો હોયબી!"

દીવાનખાનામાં વીજળીક રોશની કીધેલી હતી અને તે ભભુકદાર તેજસ્વી રોશનીમાં તેનો ઝહુનુની ચેહરો લાલ વીકાળ થયલો જણાતો હતો. તે બારી આગળ ગયો અને બારીની બહાર અંધારા વચે આંખ તાણીને બોલ્યો, "કેવું અજાયબ જેવું! કેવી સંકડામણ! આ ચંડાળ પાછો મારા રસ્તામાં આયો. એના રસ્તામાંથી મારે પાછું દુર થવું જોઈએ, પણ તે કેમ દુર થાઉ તે સમજ પડતું નથી. બધું મુકીને હવે નહાસી જવાનુંબી પરવડે નહિં. તારે કરૂં કેમ? શું ઉપાય લઉં?

"કામ અરધું બજાવીને છોડી દેવા જેવી મુરખાઇ કરવામાં મેં ખરેખર હેમકાઇ કીધીછ. પણ એમ બનશે એવું કોણે ધારેલું? એવું દુન્યામાં બનેછ એવું કોણે ચીતવેલું.

આ વખતે ભીખાજીનું પુછડું પેલો પેસુ પીછાત્યું ભીખાજીની મદદે આવી લાગ્યો.

"ઓહો, પેસુ તું આયો કે? પેલા તહેમુરસ મેહેતાવાળાં કામનું તેં શું કીધું? પેસુને જોતાંજ આશાવંત થઇને ભીખાજીએ સવાલ કર્યો; "આપણી જે બધી ગોઠવન ઉતી તેમ તેં કીધું કની?"

"તમે સમજયા નહીં." પેસુએ વાત શરૂ કરવા અગાઉ પોતાનો મુખમુદ્રા લલકાર્યો.

"પેસુ, તું હવે એક વખતબી સમજયા નહી કરીને બોલશે તો તારૂં માથું ભાંઞી નાંખસ. હું પુછું તેનો જવાબ દેઇ મર. કાંઇ તું અહીં ઢોંગ કરવા બેઠોછ કે કેમ!"

"સ્ટીમર ઉપર દેખરેખ રાખવા વાસે તમે પુછોછ કે? તે દેખરેખ તો બરાબર રાખીછ. તમારા આડત્યાઓ બહુ

સંભાળ ભરેલી તપાશ રાખતા બેઠાછ. હોંગકોંગથી આવતા દરેક ઉતારૂઓ ઉપર તેઓ બારીક નજર રાખેછ. તમે સમ–" છેલો વાકય તે અધુરો બોલીનેજ અટકી ગયો.

"તારે ગેઇ કાલે જે સ્તીમર "ઓરીઝાબા" આવી તેમાં તે મુંબઇ આયો હોસે નહીં." એક છુટકારાનો દમ ખેંચીને આ કરોડપતી પારસી બોલ્યો. તેને કાંઇક નવી'તાઇ વળી.

"તે આયોછ એવી તમારા આડત્યાએ મને ખબર આપી નથી તેથી હું ધારૂંછ કે તે આયોજ નથી. તમે સમ—હું શું કેહેતોતો જો? આપણાં માણસ એવાં ચંચળ છે કે તે ઉતર્યો હતે તો તે લોકની નજરે પડયા વગર રહેતેજ નહી. પણ બીખાજી, તમે આએ તહેમુરસને વરે ઘણી કાળજી રાખોછ એનું કારણ શું તે જાણવાનું મને ઘણું મન થયા કરેછ. તમે સમજ—"

"તું તારૂં કામ કર; કોઇના કામ વચે કેમ માથું મારેછ? હું તુને જે પગાર આપું છે. તેના બદલામાં તારે મુગાં ગધે ડાંની કાની મારૂ કામ કરયા કરવું ને સવાલ પુછવો નહીં. તારી જબા તું સીવી રાખજે. નહીં તો તારી જબાં જેવી ઉંઘડી કે તેજ વખતે જાણજે કે તારૂં ભેજુંબી ઉંઘડી જશે.

આ અપમાન પેસું ખમી ગયો. કારણ કે આવાં અપમાન તેને જયાર ત્યાર બીખાજી તરફથી સાંભલવાં પડતાં હતાં અને તેથી તેને તેની કશી નવાઇ હતી નહીં. તેની લાગણી આવું સાંભળતાં સાંભળતાં સુન મારી ગઇ હતી માટે તે અપમાન તો જાણે એક મામુલી' બનાવ હોય તેવાં થઇ પડયાં હતાં."

"ચાલ હવે જા. અહીં બેસીને સું કરેછ? થોડે વારે બીખાજી બોલ્યો; "કાંઇ કામ છે કે?"

"હું જાણું કે તમે હજુ જમવાના હોસો તે સાથે જમીનેજ જાઉં. તમે સમજ્યા ન—"

"હું તો એખલોજ જમવાનો છેઉં. વળી તું સાથે જમવા બેસે ને તુંબી છાકટો થાય ને મારી બેહેનનેબી છાકટી કરે એટલે હું બેઉની ધોરસી કરનો કરતો મરવા પડું." ભીખાજી બોલ્યો."

"અરે નહીં રે, હવે તો હું દારૂ તદનજ પીતો નથી. તમારા સમ સાચું કહેવું છ."

ભીખાજીએ મનમાં વીચાર્યું કે, "આજે મારાં મનની સ્થીતી સારી નથી ને એખલું જમતાં ગળે ખુક ઉતરશે નહીં અને નાપસંદ બનાવો યાદ આવ્યા કરસે. વાસ્તે ધુળ નાખી પેસુને સાથે જમાડવો કે એ બક બક કરશે તો વખત નીકળી જશે ને ખાવાનું બી ચાલશે.

ખાણું તઇયાર હતું એવી ખબર નોકરે આવીને આપી અને આ બંને જણા જમવાના દીવાનખાનામાં ગયા. જયાં જઇને જોયછ તો મીસ વીરબાઇજી હીરાદલાલ ઉર્ફે વીરબાઇ વાંદરી એક નહાના લાલ્યાના પોર્યોને જમીનપર ચ્યાડો નાખી વંત્રીની માફક છેડાઇ પોતાની સપાટે જબરી કુંદી કરતી હતી અને લાલ્યો બુમો પાડતો હતો.

"એ વળી શું ફેસતો માંડયોછ?" ભીખાજી આ દેખાવ જોઇને અજબ થવાને બદલે ગુસ્સે થઇને બોલ્યો.

"એ મુઆએ મારો કાંદો ચોરયો. તું મરે ને તારી જનતીનું પેટ બરે, તારી માય નાત્રે જાય!"

ભીખાજીએ જેમ તેમ કરતાં તે લાલ્યાને આ વીંછણના હાથમાંથી છોડવ્યો અને લાલ્યો મોટે મોટે રડતો પોલીસમાં જવા નીકળયો પણ પેસુએ તેને અરધો રૂપો આપ્યો એટલે તેના બદન ઉપરનો માર સઘળો પખોડાઇ ગયો.

હવે સઘળાં જમવા બેઠાં અને પેસુ અને વીરબાઇ તાહેલાં ચલાવતાં બાટલીનું માથું ભાંજવા લાગ્યાં, ભીખાજી તો પોતાના મનની વમાસણમાં એવો પડી ગયો કે પેસુ અને વીરબાઇની હસ્તી અને હાજરી વટીક ભુલી ગયો. વીરબાઇ સમ સોગંદ આપી પેસુતું ગલાસ ભરે ને પેસુ વીરબાઇની ખુબસુરતીની વખાણ કરીને વીરબાઇનું ગલાસ ભરેલું રાખે આ રતન ચમેલીનો નાટક જોઇને નોકરો મોહડે હાથ દઇને હશે અને ભીખાજી તો નીચી મુડીએ દણુસા મારીજ કરે.

વીરબાઇ અને પેસુ બહુજ ગેલમાં ઉતર્યાં, અને પોત પોતાની વાત કરવા લાગ્યાં.

પેસું બોલ્યો; "મારો એક દોસ્ત–હીક–હીક×દોસ્ત હતો તેને મને એક વખત ધધેરો–હીક કેહ્યો. મને જે ચીર લાગી હીક–હીક–ચીર લાગી તે મુકી જે મારી કની—"

મુકી મારવાનો વીચાર નજરે દેખાડવા પેસુએ હવામાં મુકી જોરમાં ફેરવી, જેમ કરતાં ખુરસીપર બેઠા બેઠા એક એવો તો ઝોક ખાધો કે તે વીરબાઇનાં જાડાં ગોદરાં જેવાં અંગ ઉપર પડયો અને વીરબાઇ પણ લટર પટર થઇ ગયલી હોવાથી, તથા ખુરસી પર મહા મુશકેલીએ પોતાની બેઠક રાખી શકેલી, તે આ આંચકા સમેટ ટેબલની તળે આરથાં થઇ ગઇ. બંને જના ધપકારા સમેટ જમીનદોસ્ત થઇ ગયાં અને તે અવાજ થયો ત્યારેજ ભીખાજી પોતાના વીચારના વમલમાંથી ભડકી ઉઠયો. વીરબાઇ તેબલની હેઠળ ગાંસડો થઇને પડેલી અને ઘરોઘર ઘોરવા લાગેલી. જયારે પેસુ કાંઇ હુશયાર હોવાનો દેખાવ કરવા લાગ્યો. તે ઉઠયો, ઉભો થયો અને પડયો; પાછો ઉભો થયો, ખુરસી પકડી અને ખુરસી સાથેજ પાછો ઉખાયો.

"તમે મરે નખોદ ગીયાં એમનાં ક્ષગાડતાં." ભીખાજી બરબડયો અને બંને જણાંઓની પહેલાં તેણે લાતે લાતે ખુબ નોકરી કીધી.

લાત પડી ત્યારે વીરબાઈ ઉંઘમાંથી સેહેજ સાવધ થઇ, તે બરગડીઃ "ગોદરૂં ના પખોડ, બધી હુર ઉડેછ." અને લાત પડતી બંધ થઇ કે પછી પોતાનાં સુઆંને મળવા ગઇ.

પેસુને લાત પડી ત્યારે પેસુ પેટ પકડીને હસીને બોલ્યોઃ "એ સાબાસીને હું લાયક નથી, દોસ્ત. એમાં મેં તે શું વાઘ મારર્યો. તમે સમજ્યા નહી."

વીરબાઇને ઘસડી પસડીને બહાર કહાડી અને તેના ઓરડામાં ઉંચકી લઇ જઇ નોકરોએ તેને બીછાણામાં એવી રીતે નાંખી કે માથુ પલંગની બહાર લટકતું રહી ગયું. પેસુને ભાડુતી ગાડીમાં નાખી એક નોકર સાથે તેને ઘરે મોકલ્યો. અને આ ઘરની નામોશી બહાર કોઇ આગળ નહીં કહેવાની કબુલાત લઈ ભીખાજીએ દરેક નોકરને બબે રૂપ્યા આપ્યા.

આટલું કામ કરીને ભીખાજી પરવાડયો કે તેને ગાડી જોડાવી. તે ગાડીમાં બેઠો અને ગાદી બાગના દરવાજાની બહાર નીકળી. તે વેળા ઘોડાઓ કદમ કદમ ચાલતા હતા.

દરવાજા આગળ જતાં ગાડીના પાંવડા પર એક માણુસ ચહડયો અને તે કરોડપતી પારસીએ તેનો ચેહેરો દરવાજા પરનાં મોટાં ફાનુસની રોશનીથી ખુલ્લો જોયો. તે માણુસ બોલ્યો.

"ઓળખ્યો કે? હું આયોછ!

"કાલે મને મળજે. મારે તારી સાથે વાત કરવીછ, હું તારીજ રાહ જોતોતો." ભીખાજી ધ્રુજતાં અવાજે ભાગા તુટા બોલોમાં, ગભરાયલો બોલ્યો; "કાલે મને મળવા આવજે, આપણે વાત કરશું."

"તું આવી મોજ મારેને હું ભુખે મરૂં ? તું એશઆરામ કરે ને હું તવલતો ફરૂં ?"

"લે આએ. કાલે આવજે. હમના તો ઉતરી જા." ભીખાજીએ કહયું અને પાંચ રૂપ્યા તેણે તે માણુસના હાથમાં આપ્યા; હું તને કાલે નવાજીને નેહાલ કરી નાંખસ. ઘેરમાં ના આવતો, અહીં રસ્તાપરજ આ વખતે મને કાલે મળજે.".

તે માણ્સ ઉતરી ગયો પણ ભીખાજીનાં મોહડાંપર કાંઇ ચીજ બહુજ જોરમાં અટકી. તે પેલા પાંચ રૂપ્યા હતા. પેલો માણુસ પાવડા પરથી ઉતરી ગયો પણ પેલા પાંચ રૂપ્યા તે જોરમાં ભીખાજીનાં મોહોડાં પર ફેંકતો ગયો. તે માણુસ કોઇજ નહીં પણ તહેમુરસ હતો.

"આયો ! આખરે આયો ! કોચમેન, મોટાંબાઇ સાહેબ. તહેમીના ઝરહારને બંગલે હાંક ! જલદી હાંક ! મને અગતનું કામ છે !" તેણે ફરમાવ્યું અને તેજી મોટા વેલર ઘોડાને ચાબુકનો એશારો થતાંજ પવન વેગે નીકલી ચાલ્યા.

---

## પ્રકરણ ૪૩ મું.

### લાડુમલ.



મોટે ઘરની બાઇસાહેબ પોતાના બંગલામાં હતી અને તેણી મોટા શેઠ થવાનો અભખરો રાખનાર ભીખાજી હીરાદલાલની રાહ જોતી હતી, કારણ કે ભીખાજીએ ચોકકસ બાબતો સર વાત કરવાને તહેમીનાને મળવા આવવાનું અગાઉથી જણાવ્યું હતું.

તહેમીના દીવાનખાનામાં બેસીને ભીખાજીની રાહ જોતી હતી, તેટલાં એક નોકરે આવીને જણાવ્યું; "બાઇસાહેબ,

કોઇ ગ્રહસ્થ તમોને મળવા આવ્યા છે. પોતાનું નામ જણાવતા નથી પણ આ ચીઠી મોકલી છે. જાતના કોઇ દીલ્લીવાન હોય તેવા લાગે છે."

તહેમીના ઝરદારે તે ચીઠી લીધી અને વાંચી અને તેણીના ચેહેરાનો રંગ એકાએક ઉડી ગયો. તે ચીઠી વાંચવા બાદ નોકરો તરફ જોઇને તહેમીના બોલી:

"એ ગ્રહસ્થને હું હમણા મળી શકતી નથી. એને કહે કે કોઈ બીજી વખત અહીં આવે."

તે નોકર આ જવાબ લઇને પાછો ફર્યો પણ તે દીવાન ખાનાના દરવાજા સુધી ગયો નહીં, તેટલાં તો તે ચીઠી મોકલનાર અને નામ નહીં આપનાર માણુસ પોતેજ ત્યાં આવી લાગ્યો. તે ઠંડે પેટે ઓરડામાં દાખલ થયો અને તહેમીનાને બહુજ ઝુકીને તેણે સલામ કીધી.

"ઓહો લાડુમલ, કેમ છો, કયાંથી આયા ?" તહેમીનાએ હસીને તેને આવકાર દીધો.

આ માણુસ મુલતાની ઝવેરી જેવો હતો. નહાની સફેદ ચકરીદાર પાઘડી, સફેદ દુધ જેવો, અસતરીનો કકરતો અંગરખો, તેવુંજ સફેદ તંગ સુરવાલ, અને સફેદ મોજાં ઉપર લાલ જોડા પહેડીને તે સફેદ ફરેસ્તો બની રહેલો હતો. જાણે લાલ પગનું સફેદ ખબુતર હોય તેવો તેનો દેખાવ હતો. પણ ખબુતરના જેવું તેનું નીરદોષ નીષકપટ જીગર હતે તો. તહેમીનાને માથેથી ઘણીક ચીંતા ને પીડા દુર થવા પામતે; પણ કમનસીબે તેમ હતું નહીં.

તેણે પોતાની બગલમાં એક સુખડનો નકશીદાર દાબડો પકડેલો હતો અને ઝવેરીનો ઠાઠમાઠ અને ધામધુમ લાગતી હતી. બાઇસાહેબ તહેમીનાએ તેને પોતાના નોકરના દેખતાં આવકાર દીધો અને તે નોકરનાં દેખતાં હસીને ખબર

અંતર પુછી. પણ તે નોકર ઓરડામાંથી બહાર ગયો કે તેજ વખતે તહેમીનાના ચેહેરામાં અને હપછપમાં એકાએક ફેરફાર થઈ ગયો.

આ પરમાણે તુને અહીં આવવાનું શું કારણ મળ્યું લાડુ મલ ? તેણીએ ગુસ્સે થઇ ભવાં ચહડાવી સવાલ કર્યો; "મેહેમના બંગલામાં તું મને મળવા આવે તો તે લઇ ચલાવાય; તાંહ કોઈ તુંને ને મને મળતાં ભેટતાં જોય નહીં; પણ અહીં તું આવે તે ઠીક નહીં પડે, મને સારૂં નહીં લાગે."

તહેમીનાએ ઉસકેરાઇને કહેલા આ સખુનો સાંભળીને લાડુમલ હસ્યો.

તે બોલ્યો " બાઇ સાહેબ. આએ વાત તમે કાંઇ આજે મને પહેલી કહેતાં નથી, તમે ઘણી વાર એ વીષે મને કહી રેહયાં; પણ અહીં મળવું અને તાંહ મળવું તે વચે હું કાંઇ તફાવત જોતો નથી. તમુને મળવાનું મને જારેબી મન થશે તારે હું તમુને મળવા આવસ. પછી તમો જયાંબી હસો ત્યાં આવસ, કોઇ જગાએ તમો છેઓ તેનો હું વીચાર કરવાને થોભવાનો નથી. હમણા હું તમુને મલવા આયોછ ને ફકત એટલુંજ પુછવા આયોછ કે જે પૈસા મેં તમારી પાસે મંગાવ્યાછ, તે મળતાં કેટલો વાર લાગસે ? મને તે નાણા મેળવતાં કેટલો વખત થોભવું પડસે, જવાબ મને આપો.

તહેમીના બાનુના ચેહેરા પર ફેરફાર થયો.

"તુંને પુરતા પૈસા હું આપી ચુકીછ." તહેમીનાએ કરાવ ભર્યા અવાજે જવાબ દીધો, હમણા સુધીમાં હું તુંને પંદર હજાર રૂપ્યા આપી ચુકીછ. એટલા પુરતા છે. બલકે જેટલી રકમને તું લાયક છે તેના કરતાં આ રકમ બહું વધારે છે. પેહેલાં તેં મને સું કહયું તું ! યાદ છે કે ભુલી ગયો ! તું તો એમજ કહેતો તો કે બે હજાર તુને પુરતા થઇ પડશે, તેના હુને પંદર હજાર મળયા તોબી ધરાતો નથી ?

તહેમીનાના ગુસ્સાની અથવા તાણ્યા ટપલાની કશીબી અસર લાડુમલ ઉપર થવા પામી નહીં. તે હસ્તે ચેહરે બેસી રહયો અને ઠંડે પેટે ધીરજથી, જાણે મામુલી વાત કરતો હોય તેમ બોલ્યો.

"એ તો બાઇ સાહેબ, તમે ગભરાઇ નહી જાઓ તેથી મેં બેહજારનું નામ દીધેલું. એ તો હળવે હળવે પચતું પચતું લઇએ તો તમેબી આપો ને મને પણ જરપટ થાય. એકદમ માંગું તો તમો ગભરાઇ જાઓ ને મારા ગરીબના મોહડાંમાંથીબી જતું રહે. મારી તો એવી મતલબ છે કે દર છ મહીને બે હજાર તમારી પાસેથી કહડાવવા, જેથી તમુને એકદમ આપતાંબી અડચણ પડે નહીં ને મારૂંબી ટટુ ચાલ્યા કરે. મારી કાંઇ એવી સ્થીતી નથી કે હું દેશાવરમાં ધંધેધાપે જાઉં. કેયે ધંધો શોધવા જાઉં તેનાં કરતાં તમેજ મારા હાથમાં એવી સોનાની ખાણ આવી ગયાં છો કે, તે પર હું તો નચીંત થઇને બેઠો છું અને મોજમાં માર્યા કરૂં છું. તે ખાણમાંથી હું સોનું મેળવું છું અને હજીબી મેળવ્યાજ જવાનો મારો વીચાર છે, બાઇ સાહેબ. તમે મને આપવાને ના પાડશો તો પછી હું શું કરસ તે તો તમો જાણુતાંજ હોસો. જો જો તમો સારી સમજ ધરાવતાંજ હોસો તો મને તમારી બાજુમાં સંચી રાખશો ને તમારી હમણા સુધીની કારકીર્દી ઉપરથી હું ધારી શકુંછ કે તમે સમજ ઘણી સારી ધરાવોછ. મને તમારી બાજુમાં સંચી રાખવાનું માત્ર એકજ હથયાર છે અને તે પૈસા છે. પૈસા મને મળયા કરશે તાંહ સુધી હું તમારો નફર છેઉં."

"પણ મારી પાસે પૈસા નહીં હોય તો પછી હું કયાં સુહલામાંથી લાઉં ?"

"પૈસા કેમ અને કયાંથી મેળવવા તે જો મોટે ઘરનાં બાઇસાહેબ તહેમીનાં ઝરદાર નહીં જાણે તો પછી આખી દુન્યામાં કોઇબી જાણે નહીં, લાડુમલે જવાબ દીધો.

આ વેળા બાગમાં કોઇની ગાડી દાખલ થવાનો અવાજ સંભાળાયો. તહેમીનાએ બારી વાટે ડોકું કહાડીને જોયું અને ભીખાજીની ગાડી તેણીએ ઓળખી. તે તરત ઉઠીને બોલી.

" ઉઠ, ઉઠ, લાડુમલ; પાસેના ઓરડામાં ભરાઇ જા. એ પારસીએ તુંને જોવો નહીં જોઇયે. એ અહીંથી જાય તાંહ સુધી આ ઓરડામાં ચુપચુપ બેસી રહેજે. સનસારોથી કહાડતો ના."

લાડુમલ; એક ઓરડામાં ભરાઇ ગયો અને તહેમીનાએ તે ઓરડાનું બારણું બંધ કીધું. બીજી પળે ભીખાજીનું હાથી જેવું બદન દીવાનખાનામાં દાખલ થયું.

ભીખાજીના ચેહેરા ઉપર ચીંતા અને ગભરાતનો છાપ હતો જે ચંચલ અને એવું જોવામાં તાલીમ પામેલી આંખવાળી તહેમીના તરતજ જોઇ શકી. તેણીએ પુછ્યું.

" શું છે ભીખાજી ? આજે કાંઇ બેબાખરા જેવા લાગોછ ? કાંઇ કમનસીબ બનાવ બન્યો છે કે ? "

" હા." ભીખાજી એક ખુરસી પર બેસી જઇને બોલ્યો. " એવુંજ કાંઇ બન્યુંછ ખરૂં. એક માણસ મુંબઇમાં આયોછ જેને વરસોની વાત ઉપર હું ઓળખતો તો અને તે મરી ગીયોછ એમ હું ધારતો તો, તે માણસ હમણાં અરધા ઘેલા જેવો થઇ ગયલો છે. તે મારી પુઠે પુઠે ભટકેછને મને હેરાન કરવાની મકસદ રાખેછ. તે માણસ સાથે મારી મુલાકાત નહીં થાય એવું ઇછવાને મને કારણ છે, અને તે માણસ પોતાના ઓળખીતાઓને મળી ભેટી કાંઇ વાત નહીં કહે એમ ઇચ્છવાને મને વધારે કારણ છે. આવતી કાલે એને મેં મળવા બોલાવ્યોછ. મારા બંગલા આગળના રસ્તા પર આ વખતે કાલે મળવા તે આવશે. પણ તેને મળવાનો મારો વીચાર નથી; તેને માત્ર ચુપ રાખવાનીજ મારી તો મતલબ છે. હવે એ

કામ કેવી રીતે પાર ઉતારૂં? તમે એક બાહોશ સ્ત્રી છેઓ અને કદાચ આ કામમાં તમો મને કાંઇ સલાહ આપી સકસો અથવા મદદ કરી શકશો."

આ વાત સાંભળી તહેમીનાની આંખ ખુશહાલીથી ચમકી. આ કામ કેટલું અગતનું છે ને તહેમીના ચેતી ગઇ અને આ કામ પાસેના ઓરડામાં સંતાયલો લાડુમલ આશાનીથી બજાવી શકશે, એવી પણ તેણીએ ગણતરી કીધી અને સાથે લાગો પૈસા નીચોવવાનો પણ તેણીને વીચાર આવ્યો. તેણીએ માથું ધુનાવ્યું અને પછી જવાબ દીધો.

"તે માણસનું નામ મને કહો, ભીખાજી. તેને હું તમારા માર્ગમાંથી તદનજ દુર કરશ, ખાતરી રાખજો. પણ તે કામ બજાવવાના બદલામાં મને ઇનામ મળવું જોઇસે."

"તે કામ બજાવવાને વાસ્તે તમુને કેટલા રૂપ્યા જોઇશે? ભીખાજીએ આતુરતાથી પુછ્યું.

"બે હજાર રૂપ્યા."

સારું ઠેકાયું. કેટલીક મીનીટ સુધી આ બાબતની વાતો કરવા પછી વીરબાઇજી હીરાલાલ લકબે વીરલુ વાંદરોને ગવરનર સાહેબનાં લેડી તરફથી કરવામાં આવનારા બાનુઓના મેળાવડામાં લઇ જવાને લગતી ગોઠવણ પણ થઇ, અને તે પછી આ બંને મોટા શેઠ અને મોટી શેઠાણી—સંસાર મંડળના આ નાશકારક કીડા, બહારથી ધોતા પણ બાતેનમાં સડેલા, ચલકતા ફરેસ્તા એકબીજાથી છુટાં પડયાં.

---

# પ્રકરણ ૪૪ મું.



## • પીતાનો ક્રોધ.

પેસુ પીછાત્યું પોતાનાં માબાપને ઘરે ઝાઝો રહેતો હતો નહીં પણ તે કલબોમાં અને બીજે ઠેકાણે ભટક્યા કરતો હતો. કોઇ કદાચ ઘરે જમવા જતો; પણ જયારથી નાજાં તેનાં માબાપ સાથે આવી રહી હતી ત્યારથી તેને ઘર તરફ ખેંચાણ થતું હતું. તેનો બાપ તેની તરફ ધીકકારથી જોતો હતો કારણ કે પેલાં ઘરેણાં ચોરનાર ખરેખર કોણ હતો તેની હવે રતનજી સરદારની પુરેપુરી ખાતરી થઇ હતી. અને તેથી તે પોતાના આ વારેસ દીકરાને જીગરથી ધીક્કારતો હતો, તેનો ચેહેરોબી જોતાં તે કચવાતો હતો. રતનજીની ધણીઆણી ધનબાઇજી આ વાત હજી જાણતી હતી નહીં, અને તે વાત જણાવી તેણીનું દીલ નાહક દુખવવાને ભલા રતનજીને ગમતું હતું નહીં. તે આ બાબતસર ચુપજ રહયો અને પોતાનાં જીગરમાંજ મુજવાઇ ગુપચુપ બેઠો.

એક દીવસે બપોરના ખાણું લેતી વેળા સરદાર રતનજીએ પોતાના દીકરા પેસુને એક બે શીખામણના બોલ કહી સંભળાવવાની તક હાથ ધરી. તેણે કરડાઇથી કહયું.

"હું ઇચ્છુંછ, પેસુ કે તું તારી રીતભાતને જીંદગી ભોગવવાની ઢપમાં હવે ફેરફાર કરે તો ઠીક થાય. હમણા હમણા મારા કાને ઉપર તારે વરે ઘણી વાતો આવેછ, એવી વાતો હું સાંભળુંછ કે જે મને સાંભળતાં કાંટા ભોકાયછ. મને કહેવામાં આયુંછ કે તું શરતના મેદાનમાં ખુવાર થાયછ, જુગારખાનાઓમાં ભટકતો ફરેછ, ને એવાં માણસો સાથે ભેલાયછ કે જેનો ઓળોબી પોતાની ઉપર પડવા દેવાને કોઇ ગ્રહસ્થ કબુલ કરે નહીં. હું પેલા ભીખાજી હીરાદલાલને વરે

ઇશારો કરતો નથી. બેશક તે મને ગમતો નથી; જેવો જોઇયે તેવો ગ્રહસ્થ તો તે નથીજ, પણ પ્રમાણીક હોય એ વીષે મને શક છે. તોબી તેની દોસ્તી મને તારે લીધે સાંધવી પડીછ. જે માનસોને વાસ્તે હું બોલુંછ તે ભીખાજી કરતાંબી નઠારાં છે. ગાનારીઓ, છોકરાઓ, જુગારીઓ અને દામીજ થઇ આવેલા બદમાશો સાથે તું ફરતો માલમ પડયોછ. પણ હવે વખત આવી પુગ્યોછ કે જયારે મારે તુંને કહેવું જોઇયે કે આ તારી રીતભાત મને બહુજ નાપસંદ છે અને હું તારાથી કંતાળી ગીયોછ. કદાચ તું જાણુતો નહીં હોશે કે પુરાતમ સરદારના ખાનદાનની જાગીરોને મીલકતો હમણા એવી સ્થીતીમાં આવી પડીછ કે તેના ભવીષના વારેસે પોતાની ચપરાકી, ચંચળાઇ, ધંધા રોજગાર, અને સારી વર્તણુંકથી તેરવી કહાડવી જોઇશે. નહીં તો સરદારનું નામ નાબુદ થશે, હીનપસતીમાં ડુબી જશે."

"હું બહુ અજબ થાઉંછ સાહેબ," આ નાફરમાન છકેલ છાલકો છોકરો પોતાના મુરબી બાપ તરફ ટેકારથી ટીકા કરવા લાગ્યો; "હું બહુજ અજબ છેઉ સાહેબ કે તમુને આખી દુન્યામાં એકજ માનસ ખરેખરો ભલોને પ્રમાણીક લાગેછ, ને તે એકજ માનસ જેહાંબક્ષ મેહેતો છે."

સરદાર રતનજીનો ચેહેરો આ સાંભળતાં લાલ થઇ આવ્યો.

"બેશક !" તે કરડા અવાજે કઠણાઇથી બોલ્યો; "જેહાંબક્ષ મેહેતો તારા જેવી ચાલ ચલાવવા અગાઉ, એક પાપી પ્રપંચી કરોડપતીનાં ખાસડાં ઝટકવા જેવું નીચપણું અને હલકાઇ દેખાડયા અગાઉ, જગની લયાતન મેળવવા અગાઉ મરવાનું વધારે પસંદ કરશે."

"તારે તે મુઆ ચંડાળ ભીખાજીને તમે ઘેરમાં શું કરવા ઘાલોછ ?" ધનબાઇજીએ સવાલ કર્યો; "મુઆના કોઇ બાપદાદા તો મળે નહીં ને વાત તો હજાર કરેછ. કસતુરચા મુરગમાં

લખેલુ છે કે કોઇના બાપદાદા ચાંચ્યાબી હોયછે. તેમ આએ વાત છે."

"તે ભીખાજી સાથે મને દોસ્તી પાડવાની શા કાજ ફરજ પડીછ તે આ પેસુ બરાબર જાણતો હોસે." એક સખત સરદ હાય મારીને સરદાર રતનજી બોલ્યો;

"એ જાણતોજ હશે અને તે એને અતકલ્યુંબી હોસેજ ધનબાઇ, તારે ખાતર હું બધું અખારા કરુંછ; જો તારો વીચાર મને નહીં આયો હોતે તો આ દુકતાને લાત મારીને મારાં ઘરમાંથી બહાર કહાડતે ને ફરીને મારી ઓસરીએ ચહડવાબી દેતે નહીં. તારેજ ખાતર ધનબાઇ તે ચંડાળ પાપી કરોડપતી પારસીને મને તેડવો પડેછ, અગર તારો વીચાર નહીં હોતે તો અત્રે આવતે નહીં."

ઘરડો અને હવે ગમખાર થઇ ગયલો, ભલો પણ નસીબનાં ચકરમાં દબાઇ ગયલો સરદાર રતનજી તેબલ ઉપરથી ઉઠીને આગળા ઓરડામાં ગુસ્સાભેર ચાલી ગયો. સરદારનો ખેતાબ વંશ પછી વંશે ઉતરી આવેલો હતો અને તે ખેતાબ ધરાવનાર દરેક વારસે પોતાના કુંટુંબનો ટેક અને નોક જાળવી હતી. પણ હવે પછી થનારો આ વારસ પેસું કેવો નીવડશે તેની અગાઉથી આગાહી તે કપુત આપતો હતો. સરદાર રતનજી આગળા ઓરડામાં આવી લાગ્યો અને એક ઇઝીચેર ઉપર પડી, દાત્યાં પીસી; મુઠ્ઠી વાળી, નાસીપાસી અને ક્રોધ સાથે બરબડયો;

"શું કરું? આએ પેસુ મારો વારસ! એ મારાં નામનું નખોદ વાળશે! મારાં કુટુંબની વરસોની આબરૂ ધુળ મેળવશે! મારાં પાપની એ સજા છે—હકદારનો હક ડુબાડવાની એ શીક્ષા છે—ખરી વાત છુપાવવાનો એ બદલો છે—હાય! હાય!"

આ વખતે નાજાં તેની આગળ આવી.

"કાકાજી, તમુને ખબર કે ?" નાજાએ સરદારને કહયું: "પેલો તહેમુરસ આપણા જેહાંબક્ષનો ભઇ, મુંબઇ આયોછ જો. તે મને મળવા આયોતો ને જેહાંબક્ષ કાંહ રેહછ, તે પુછતો તો. મેં જેહાંબક્ષનું ઠેકાણું તેને કેહયું. આજે રાતે નવ વાગે તે જેહાંબક્ષને મળવાબી જવાનો છે."

નાજાં આટલું બોલી પાછું ફરીને જોવા લાગી. પેસું નજદીક ઉભો હતો અને તેણે આ સઘળી વાત સાંભળી હતી. આહા! નાજાં, તેં કેવું કામ કીધું! તેં અજાણ પણામાં તહેમુરસને કેવું નુકશાન પુગાડયું! તુંને તેની શી ખબર? પાપીઓના પ્રપંચ અને દગા ફટકાનો તને કયાંથી ખ્યાલ હોય?"

---

## પ્રકરણ ૪૫ મું.

### લાડુમલનું બળ.

નજદીક નવ વાગવાનો સમો થયલો હતો. તહેમુરસ મેહેતા પોતાના ભાઇને મળવા જવાને કોટનાંમેદાનમાંથી પસાર થતો હતો. તે જેહાંબક્ષનું ઘર પુછતો કોટમાં આવી પુગ્યો અને જેહાંબક્ષના ઘર આગળ આવી પુગ્યો કે તે ઘર આગળ એક મોટી બે ઘોડાની બ્રુમ ગાડી તેણે ઉભેલી દીઠી તે ગાડીની લગોલગ તેહમુરસ ગયો કે ગાડીમાંથી એક માણસ બહાર આવ્યો."

"તમારૂં નામ મી૦ તહેમુરસ મેહેતા છે?" તે માણસે તેને સવાલ કર્યો."

"હા."

"ત્યારે આવો, ગાડીમાં બેસી જાઓ. તમારા ભાઇ જેહાંબક્ષ હમણા પેલા કરોડપતી અને લુચ્ચા પારસી ભીખાજીને ઘરે ગીયાંછ ને ત્યાં તમુને બોલાવ્યાછ. મીસ નાજાં શરાફે તમારા ભાઇને ખબર આપીતી કે તમે તેને નવ વાગે મળવા આવવાના છેઓ, પણ જેહાંબક્ષે બધી તઇયારી કરી મુકીછ ને તે ભીખાજીને ઘેર ગીયોછ ને તાંહ તમુનેબી બોલાવ્યાછ. હું તમારી વાત જોતો કહારનો અહીં ઉભો તો. ચાલો, જલદી કરો."

તહેમુરસને પહેલાં તો શક ગયો પણ પછી બધી વાત મળી. તે તહેમુરસ હતો, તેનો ભાઇ જેહાંબક્ષ હતો. તહેમુરસ નાજાં પાસે તેનું સરનામું માંગવા ગયો હતો, તે જેહાંબક્ષને રાતે નવ વાગે મળવા જવાનો હતો, અને ભીખાજી સાંમે તે કામ લેનાર હતો, એ સઘળું પેલો ગાડીમાંથી ઉતરેલો માણસ જાણતો હતો. માટે એ તહેમુરસને તેની ઉપર વીશ્વાસ આવ્યો અને તેની સાથે જવાને તે તઇયાર થયો. તે ગાડીમાં બેઠો અને ગાડી એકદમ આગળ વધી. ભીખાજીને મળવાને તહેમુરસ તલપી રહેલો હતો અને આ ટકે બહુજ ખુશી થયો.

ગાડી ચાલી પણ થોડેક જતાંજ તહેમુરસને માલમ પડયું કે તે ગાડી ભીખાજીને બંગલે કોલાબા તરફ જતી હતી નહીં પણ તેથી તદનજ ઉલતી દીશાએ જતી હતી.

તેણે કહ્યું. "ભાઇ ગાડી એમ કાંહ ચાલી? આપુને તો કોલાબે ભીખાજીને બંગલે જવાનું છે ને ગાડી તો તદનજ ઉલતી બાજીએ ચાલી. ઘોડાવાળાની ભુલ થઇછ કે શું?"

"પોતાના કોલાબેના બંગલામાં ભીખાજી હમણા નથી. તમે તેના બંગલાની બહાર મળયા ત્યારથી તે ગભરાતમાં પડયોછ ને દાદાર તરફ જઇ રેહયોછ. આપુને તાંહ જવાનું છે. એ ગમે તાંહ નહાસીને ભરાસે પણ આપણે પકડી પાડસું બેફકર રહો."

તહેમુરસને હવે વધુ વીશ્વાસ આવ્યો. ગાડી આગળ અને આગળ વધી અને બહુજ દુર નીકળી ગઇ. ઘણે વારે તહેમુરસે ગાડીની બારી વાટે પોતાનું ડોકું બહાર કહાડી જોયું અને તરતજ તેને માલમ પડયું કે તેઓ દાદર પણ છોડી ગયા હતા.

"આપણી ગાડી કયાં જાયછ? આપણે દાદર તો છોડી ગીયા, હવે તો મેહેમ આયું."

"મેહેમ ને દાદાર બધું એકજ. તમે ગુપચુપ બેસી રેહો જે થાય તે જોયા કરો."

"નહીં નહીં. મને તમે કયાં લઇ જાઓછ તે કહો. મને કાંઇ દગો લાગેછ."

"દગો લાગેછ તો ભલે ભાઇ દગો! બસ હવે! બીજું કાંઇ કેહવુંછ?"

"ગાડી એકદમ ઉભી રખાવો."

"જયાં એને ઉભું રહેવુંછ તાંહ એ ઉભી રહેસે. કહેવાની જરૂર નથી."

"પણ મને અહીંજ ઉતરી જવાની જરૂર છે."

"તમારી જરૂર શું છે તેની મને દરકાર નથી."

તહેમુરસ આ સાંભળી ઉભો થયો. તેને લાગ્યું કે તેની સાથે જબરો દગો રમવામાં આવ્યો હતો. અને તે દગો કરવામાં પેલા ભીખાજીનો હાથ હતો. તે છલાંગ મારીને પોતાની બેઠક ઉપરથી ઉભો થયો, પણ તેજ સપાટામાં તેને પાછું પોતાની એક બેઠક ઉપર અફડાઇને બેસી જવું પડયું. તેની પડોશમાં બેઠેલો માણસ, જે પેલો મુલતાની લાડુમલ હતો, તે તહેમુરસ કરતાં જોરમાં ઘણો ચહડયાતો હતો એવું પેહેલાજ તેના સપાટાથી તહેમુરસે જોઇ લીધું. તે અફડાઇને બેઠો ખરો પણ પાછો જોર કરીને ઉઠવા

લાગ્યો પણ લાહુમલે તેને ઉઠવા દીધોજ નહીં. તેણે પછાડ મારી પણ લાહુમલ તેને એકજ હાથની બલાંઠમાં જોરથી પકડી શક્યો. તેણે બુમ પાડવાની કોશેશ કીધી પણ લાહુમલે તરતજ તેનાં મોહોડાં અને નસકોરાં ઉપર એક ભીંજો રૂમાલ દાબ્યો. તહેમુરસ ગુંગલાવવા લાગ્યો, તેનો દમ બંધાઇ ગયો, તેની ખેંચતાણ નબળી પડતી ગઇ. તેનું જોર ધીમું, થઇ ગયું અને થોડી પળમાં તે બેહોશ, નાચાર અને બેખબર થઇ પોતાની બેઠક ઉપર એક મુરદાં સમાન પડ્યો.

---

## પ્રકરણ ૪૬ મું.

### બદકારોની ફત્તેહ

કમનસીબ તહેમુરસ બેહોશીમાં પડ્યો અને ગાડી તહેમીના બાઇસાહેબના મેહેમ ખાતેના બંગલામાં જઇ ઉભી. લાહુમલ ગાડીનું બારણું ઉઘાડી બહાર નીકળ્યો અને મનસે બરબડ્યો: "ગાડીની બારીઓ ઉઘાડવા છતાં કલોરોફોમથી હું બી ગુંગલાઇ ગયો. પણ કામ પાકું થયુંને, આપણી શીકસ્ત અને જોર મદદ આપ્યાં."

"ઘોડાવાળા, તેં બહુજ હુશયારીથી કામ કીધું." લાહુમલ હવે ઘોડાવાળાની આગળ જઇ બોલ્યો; "હું તો જાણું કે રખેને તું ગભરાઇ જશેને ગાડી ઉભી રાખશે."

"ગાડી ઉભી તે કેમ કરીને રાખે? તુંએ કીહેલું કે હાંપકો જજે તો ઉંએ હાંપકા કીધેલું. તીતું કે તારું ખુન ઓ થતે તોયે હાંપકાજ કરતે, હેકે."

"ચાલ હવે, ચાલ, આપણે આ બાઇને ઉંચકીને બંગલામાં લઇયે."

"તીરે મારો ઘોરો કોણ પકરહે? એ મારો વાહલો ચાલવા કરહે તારે?

"હું પકરસ." બંગલાના બાગમાંથી ,તહેમીના ત્યાં આવી લાગી અને તેણીએ કહ્યું. "મારાં સઘળાં માણસો સુઇ ગીયાંછ કોઇ જાગતું નથી. ;ગડબડ કરતા ના. એને ઉંચકીને ઘેરમાં લઇ જાઓ અને બીજે માલે, લાડુમલ, મેં તુંને જે ચાલ દેખારીછ તાંહ મુકીને ઘોડાવાળાને પાછો મોકલ. તમે ઉતાવળ કરજો. નહીં તો આએ માનસ પાછો હુશયાર થશે તો આપુને ઘણું ભારી પડી જશે. એ ગડબડ કરશે તો નોકરો જાગી ઉઠશે ને બની-બનાવેલું કામ બગડી જશે."

આ પ્રમાણે જે મુલકમાંથી કરોડપતી પારસી ભીખાજી હીરાનલાલ લાખો બલકે કરોડો રૂપ્યા કમાઇ આવ્યો હતો તેજ મુલકમાંથી ભીખારી અવતારે પાછો ફરેલો કમનસીબ તહેમુરસ તે ભીખાજીના આડત્યાઓના હાથ ઉપર કેદ પકડાયો.

પેલા બે માણસો તહેમુરસને ઉચકી ગયા અને થોડીપળમાં ઘોડાવાળો પાછો ફરયો અને તહેમીના તેને ગાડી સોંપીને બંગલામાં ગઇ અને ઘોડાવાળો ગાંડી હાંકી ગયો. તહેમીનાએ બંગલાનું બારણું અંદરથી બંધ કીધું અને બીજે માળે ચહડી ગઇ, જયાં ચાલમાં એક જગાએ તહેમુરસનું બદન નાંખેલું હતું અને તેની પાસે લાડુમલ બેઠેલો હતો.

તહેમીનાએ ;પેહેલાં તો આસપાસ જોયું અને પછી ચાલમાં ભીંટ સાથે જડેલા લાકડાંના મોટા જાડા થાંભલાઓ માહેલા એક થાંભલા આગળ તેણી ગઇ, અને થાંભલા ઉપરની એક છુપી બેમાલુમ ચાંપ તેણીએ દાબી. તે ચાંપ દાબતાંજ તુરતજ આખો થાંભલો હીલ્યો, અને એક બેમાલુમ છુપું નહાનું બારણું ઉઘડી ગયું. અને તેમાં લાડુમલ અને બાઇ-સાહેબ તહેમુરસનું બદન ઉંચકીને દાખલ થયાં.

તે બારણામાંથી એક નહાની સાંકડી ચાલમાં દાખલ થવાતું. વાંચનારને બરાબર ખ્યાલ આપવા સારૂં આ ચાલનું વર્ણન આપવું જોઇશે. થામલાવાળા દરવાજામાંથી દાખલ થતાં બે પગલાં ચાલમાં એક સંગીન લાકડાંની ફરેકાર આવતી હતી, જે ફરેકારમાં એક બીજું બારણું હતું. તે બારણાને કલ હતી. જે એક ચાવીથી ઉઘડતી હતી અને તે ફરેકારમાંથી દાખલ થતાં એક ઓરડામાં જવાતું હતું. એટલે આ ઓરડામાં દાખલ થવાને સારૂ થામલાવાળું બારણું અને ફરેકારવાળું બારણું પસાર કરવું જોઇએ. જે એક બારીને માટે જાફરે શક દેખાડયો હતો તે બારી આ ઓરડાને લગતી હતી. તે ઓરડો વીચીત્ર ઢપે બનાવેલો હતો અને જાણે અસલથી તેને એક કેદખાના તરીકેજ વાપડવાની નેમ રાખવામાં આવી હોય એવી તેમાં ગોઠવણ હતી. ઓરડામાં સીલીંગથી જમીન સુધી લોખંડની ગરાર એવી ભરી લેવામાં આવી હતી કે એક માણસ ઓરડામાં દાખલ થવા પછી તેની અરધી લંબાઇએ પુગી શકે, પણ તે પછી બારી તરફ આગળ તે વધી શકે નહીં. આ બહુ કુનેહવાલી ગોઠવણ હતી. બાગમાં ઉભેલો માણસ સઘળી એકસરખી બારી જોઇ શકે જે સઘળી બારીઓ ખુલી અને લોખંડના સળયા વનાની હતી. પણ આ બારી આવી રીતે ખુલી હતી છતાં ઉપલી ગોઠવણને સબબે ઓરડા માહેલા માણસ સામે તે બંધ હતી.

ઓરડામાં એક બીછાણું હતું, રકાબીઓમાં થોડોક ખોરાક ઢાંકી મુકેલો હતો, અને કુંજામાં પાણી ભરેલું હતું. પેલાં બીછાણામાં તહેમુરસને તેઓએ સુવાડયો અને તેઓ પાછા ઓરડામાંથી બહાર નીકળયાં, અને બીજે માળેજ આવેલા એક બીજા ઓરડામાં જઇ બેઠા.

" લાડુમલ, પેલો ઘોડાવાળો દગો તો નહીં દે ? ફુકી તો નહીં દે ." તહેમીનાએ પુછ્યું.

" એની તમે ચીંતા ના કરો. એને મારી સાથે જનમારો કહાડવોછ."

" વારૂં હવે એ તહેમુરસ કયારે પાછો હુશયારીમાં આવશે?"

"થોડી મીનીટમાં. કલોરોફોર્મની ખુબીથી તમે અંજાણા તો નહીં હશો, બાઇ સાહેબ." લાડુમલે હસીને જવાબ દીધો; " પણ બાઇ તહેમીના, આએ તહેમુરસ ઘણો દેખામણો છે, ચેહેરો ઘણો મઝાનો છે."

" બેશક દેખામણો છે. વળી બાંધેળી ઘણી મજબુત લાગે છે. પણ એના ભાઇને એ નહીં પુગે. તેનો ચેહેરો જોવો એ ખુદાનો એક નાદર નમુનો જોવા બરાબર છે તહેમીનાએ કહયું.

"તમારી હજુરમાં દાખલ થવાને બે દહાડાંની વાત ઉપર મને હજાર બેણુ કોટક કરવાં પડતાંતાં. ઝવેરી બનીને ઢોંગ સોંગ ચલાવવો પડતો હતો અને નોકરોને કાલાવાળા કરવા પડતાતા તે તો જુદા. પણ મારા નસીબની શું ખૂબી, કે સઊ હરકત એકદમ દુબી હવે તો તમુને હું ઉપયોગી થઇ પડયોછ ને હવે તો અગાઉ જેમ ગારૂં તમુને મોટું કામ પડયું તું—"

"ચુપ–ચુપ ! તે વાત યાદ કરવામાં શું ફાયદો?" તહેમીના એકદમ બોલી ઉઠી; "મને હજી આ બાબતમાં તારી સાથે કામ લેવાનું છે. અહીં આએ બંગલામાંજ તું રહેજે મારી ગેરહાજરીમાં તું તહેમુરસ મેહેતા ઉપર દેખરેખ રાખજે. એને અહીં કદાચ લાંબો વખત રહેવું પડશે ને તે અરસામાં એની ઉપર કોઇએ દેખરેખ રાખવી પડશે ને તબી છુપેથી દેખરેખ રાખવી જોઇશે. તે દેખરેખ રાખનાર માણસ તરીકે મેં તુંને પસંદ કીધોછ. તારી સાથે આજ લગનમાં મેં જે કામ પાડયુંછ તેથી મને તારી ઉપર વીસવાસ આયોછ ને આએ કામ હું તુંને સોંપુછ."

"પણ તારે મારા ઘરનું હું કેમ કરૂં? મારી સ્થીતીનો કાંઇ વીચાર કીધો કે?"

"તારૂં ઘર? તારી સ્થીતી? વલી તારૂં ઘેર કીયું બરસુંછ? ને વરી તારો ધંધોધાપો મોટો પરયો તે તુંને ફુરસત બી નહીં હોસે. એ બધા ઢોંગ કોઇ આગળ ચાલે. મારી આગળ ચાલવાના છે?"

"તારે તમે મારી વાત જાણતાં નથી. હું તો ગોરગામમાં ઘર માંડીને રહેલો છેઉં ને તાંહ હું આબરૂદાર ગણાઉંચ. મારે વરે તાંહના લોક એમજ ધારે છે કે ઘરખમ આસામી છે. મેં તો મારી જાતવાલી સાથે લગન કીધાંછ ને વરી મારે તાંહ બે છોકરાં થયાં. અરે મારો તમે તાંહ દમામ જોસો તો દાંતમાં આંગળાં કરડો. એ બધી તમારી દુવાથી ચેહેલ મેહેલ છે. એક મોટા બલદની ગાડી રાખીછ, ને ઘુંગરા તો એવા ખણખણાઉંછ કે કબ્રસ્તાન માહેલાં મુરદાંબી તેનો અવાજ સાંભળીને ભડકી ઉઠે. જયારે હું કદક બંગાલી થઇ જાઉંછ તારે ઝવેરાત ખરીદવાને કલકત્તા, કે મદરાસ, કે ઇસ્તમબોલ જવાનું કહી બહાર આંટો મારી આઉંછ. હવે ઘરેથી હું દમના નીકળ્યોછ ખરો પણ મારે પાછું જલદી જવું જોઇએ.

"તારે તારી બાયડી તારાં બધાં લખણ તો જાણતી હોસે."

"નહીં રે! બઇરીની જાતને કાંઇબી છુપી વાત કહેવી એ મરદની મુરખાઇ સમજવી."

"તારે હું તારી બધી વાત જાણુંછ તેનું કેમ!"

"તમે દેખાવમાં સ્ત્રી છો, પણ મરદથી નપેતર છેઓ." તહેમીનાએ ડોળા કકડાવ્યા.

"ગુસ્સો ના કરો. હું તો એમ કહેવા માગુંછ કે તમે સ્ત્રી છેઓ ખરાં પણ તમારી અક્કલ અને બાહોશી મરદ કરતાં

આસે છે. જો આખી દુન્યાની સ્ત્રીઓ તમારા જેવી હોય તો પછી મરદોને સાડી ચોલી પહેડવી પડે અને સ્ત્રીઓનો ડંકો વાગે."

"હમણા તું ઘરેથી શું કહીને નીકળ્યોછ ?"

"મેં ઘરમાં જણાવ્યુંછ કે હું કલકતા જાઉંછ ને તાંહથી બીજે ગામ ફરીને આવશ."

"ઠીક છે, તારે તું તારે ઘેર કાગજ લખ કે હજી તુંને કલકતામાં થોડા દહાડા લાગશે. તુંને મારે હમણા તો અહીંજ રાખવોછ બીજો કોઇ મારગજ નથી. તુંને અહીં રાખ્યા વના બીજો છુટકોજ નથી. પેલા તહેમુરસને ખોરાક પુગાડવો જોઇસે, જે તું લઇ જજે. મારા નોકર ચાકરને કહી મુંકસ કે મારી ગેહાજરીમાં આએ મુલતાની શેઠ થોડા દહાડા અહીંજ રહેવાનો છે. તું બડો ખાવરો છે એમ બી હું મારા નોકરને તારાથી હરસે કહી મુકસ, ને વળી એમબી કહેવસ કે એને પાઉં-માખણ-જેલી ખાવાનો ઘણો શોખ છે વાસ્તે દરેક ભોજણ વખત તે જથાબંધ એની આગળ મુકવાં. વળી કહેવસ કે નોકરોના દેખતાં એ ખાતાં સરમાય છે તેથી તમારે દાએ બાંએ થઇ જવું, હવે તું પાંઉ-માખણ-જેલી સાંતી રાખજે ને તહેમુરસને પુગાડયા કરજે. પછી તુંને કશી અડચણ પડવાનીજ નથી. ને હરકત નડવાનીબી નથી."

આ નક્કી થયું અને લાડુમલ્લ હાલ તરત તો મોટાંબાઇ સાહેબ તહેમીના ઝરદારના પરોણા તરીકે અને કમનસીબ તહેમુરસના દારોગા તરીકે તહેમીનાના માહીમના બંગલામાં રહ્યો.

# પ્રકરણ ૪૭ મું.



## નવરોઝ.

પારસીઓનો નવરોઝનો (જેને ભુલમાં પતેતી કહેવામાં આવે છે તે) મુબારક દીવસ હતો. મોહોલાઓમાં ધુમધામ મચી રહેલી હતી અને જોકે એ તહેવાર તે પારસી આલમનો હતો છતાં આખી મુંબઇની આલમ રંગમાં ઉતરી હતી.

સારા સપરમાં દહાડા હોય ત્યારે હમેશાં સરદાર રતનજી નાં ધણીઆણી ધનબાઇજી રણમાં પડતાં હતાં અને તેઓને હંમેશાં તેવા દીવસે દુઃખી આવતું હતું. આજે પણ તેવણનું માથું દુખતું હતું માટે બીછાણામાંજ પડી રહી, બીછાણામાંજ ચાહે પી, બીછાણામાંજ સુઇને કસતુર્યો મુરગ વાંચવાનું પસંદ કીધું.

ગુલાબી ચેહેરાની ગુલબદન નાજાં ગુલાબી ગાજની સાડી માં શોભી રહેલી હતી અને રતનજીની ગાડીમાં બેસીને અગ્યારીમાં જવાની તેણી તઇયારી કરતી હતી, તેટલાં જેહાંબક્ષ આવી પુગ્યો. બંને એક બીજાને ભેટયા અને ખેર આફ્રયત પુછયા પછી જેહાંબક્ષ બોલ્યો.

"આજનો મુબારક દીવસ મને તો મુબારક થયોછ મને એક નોકરી મલીછ."

"આહ! ખરેખર! હું તુને મુબારકબાદી આપુંછ, મારા જાન; કાંહ નોકરી મળી?"

"તંવગર કરોડપતી યાહુદી વેપારી અઝરા સાસુનના એક સેક્રેટરી તરીકે."

"ચાલ ઠીક થયું. એબી ગનીમત, આજનો દારો તારે તો આપુને ફલ્યો," નાજાં ખરેખર હરખાઇને બોલી;

"હું અગ્યારીમાં જાઉંછ તું આવેછ કની? સાથે જઇ આવયે.

"હા, ચાલની પણ ગાડીનું સું કામ છે? આપણે ચાલતાંજ જઇ આવ્યે. જરા ફરતાં ફરતાં જઇસ્સું તો ગમત લાગસે. જેહાંબક્ષ બોલ્યો; "પછી તો જેમ તારી મરજી."

"હું એખલી ઉતી તેથી ગાડી જોડાવી. ઘોડાવાળા, ગાડી છોડી નાખ, અમે ચાલતા જસું."

"મારી બધી ખુશાલી વચે મને એક મોટી ચીંતા થયા કરેછ." રસ્તામાં ચાલતાં જેહાંબક્ષ બોલ્યો.

"વરી તે સું ડીઅર? મને તો કહે.

"મારા ભાઇ તહેમુરસને વરે. મને તે મળવા આવવાનો ઉતો તે આયોજ નહીં. વરી મારાં માચ બાવાને બી એ હજુ મળવા ગીયોજ નથી. છ દારાની વાત પર મળવા આવવાનો ઉતો. તે તું જાનેછની?"

"તારે તહેમુરસ કાંહ ગીયા હોસે?" નાજાં અજબ થઇ. "કાંઇ એની દુશમેનને થયું તો નહીં હોય?"

"કાંઇ એને થયું હોસે એજ મને ચીંતા ઉપજયા કરેછ. એને વાસ્તે હું તપાસણી કરવાનું દરૂસ્ત નથી ધારતો. તહેમુરસની રીતભાત વીચીત્ર છે; ઘડીમાં પોતાના મનમાં તે કાંઇ લે ને તરત તે પ્રમાણે તે કરે. વીચાર કરવાનો કે કોઇની સલાહ પુછવાને એક ઘડીબી થોભે નહીં, એના ગુમ થવાની ખબર પોલીસને આપવા અગાઉ થોડો વખત થોભવાનું મેં ઠીક વીચાર્યું છ."

તેઓ અગ્યારીમાં જઇ લાગ્યાં, સરદાર રતનજીને એ બાદતમાં મશગુલ થયલો તેઓએ દીઠો. નાજાં અને જેહાંબક્ષે પણ ખરાં દીલથી ખુદાની બંદગી કીધી અને પછી તેઓ ત્રણે–રતનજી, નાજાં અને જેહાંબક્ષ પાછાં ફર્યાં.

'તું આજે અમારે ઘરે જમીનેજ જજે જેહાંબક્ષ." રતનજીએ કહયું "આજે સપરમો દહાડો છે, ને ઘન

બાઇજી સીક છે, ને એખલું જમવાનું ઠીક નહી થસે, તું રહેસે કની?"

"તમારી મહેરબાની છે એટલે મારાથી નાં નહીં પડાય."

તેઓ ઘરે આવી પુગ્યાં જયાં પેસુ પીછાત્યાંને અતી ઘણો ભપકો કરીને ઉભેલો તેઓએ દીઠો. હમેશાં તે ઘણોજ ઇતરાત કરતો હતો, પણ આજે નવરોઝ હતો એટલે તેની એશકાઇનો પાર હતો નહીં. ચેહેરો એક તો મકાઇબાહુ જેવો અને ઠાઠ-માઠમાં બધું ગોંડળ એટલે વનવાગળાં જેવો લાગતો હતો, જે દેખાવ જોઇને નાજાંને હસવું આવી ગયું.

"અરે નાજાં, હું તારીજ વાટ જોતોતો." પેસુએ કહયું; "ચાલ આવની આપરે ફરવા જઇએ. જરા સપરમો દારો મોજ મારી આવ્યે. તું કાંહાં ગેઇતી?"

"અગીયારીમાં. સપરમો દારો તો અગીયારીમાં જવું જોઈએ. તમે નહીં જતા કે?"

"છત નોનસન્સ! સપરમાં દારા મોજ મારવાની કે અગીયારીમાં જઇને ધુનતા બાહમનની માફક ભણવા બેસ-વાનું. ભણવાનું ને અગીયારીમાં તો જવાનું દરરોજનું છે. મોજ મારવાની કારે મળેછ? તું સમજી નહીં."

"નહીં, હું એવી વાત સમજતી નથી, ને સમજવા માંગતીબી નથી." નાજાંએ પટાવ્યું.

પોતાના દીકરાની આવી કઢંગી અને મુર્ખાઇ ભરેલી વાત સાંભળી દીનચુસ્ત રતનજીને બહુંજ લાગી આવ્યું અને નાજાંને બોલાવી તે બંગલાના માહેલા ભાગમાં ગયો, જયારે પેસુ અને જેહાંબક્ષ ઓટલા પરજ બેઠા. થોડોવાર તો પેસુએ પોતાનો ભપકો અને જેહાંબક્ષની સાદાઇ સરખાવી જોઇ, અને તેનાં ભેજાંએ તેને સખ્યારો આપ્યો કે તે બેમાં પેસુ વધારે ખુબસુરત હતો, વધારે એશકી હતો, અને કોઇબી સ્ત્રી તો શું પણ પરીબી ઓવરાઇ જાય તેવો દેખામણો હતો.

"પછી તમારો ભાઇ કાંહ છે? તે ભટકતો મુસાફર પાછો ફરયો કે? કે જેવો આયો તેવોજ પાછો કેયે વંજો મોપી ગીગો? કદાચ કેયે બાપડો ભરાઇ બેઠો હસે. એવા ગુનેહગાર માણુસો ભરાઇજ બેસે, તમે સમજયા નહી" પેસુએ જેહાંબક્ષથી વાત જાણી લેવાનો દાવ માંડયો.

"ગુનેહગાર? એ તમે શું બોલોછ? કોણ ગુનેહગાર?" જેહાંબક્ષે ભવાં ચઢાવીને પુછયું.

" વળી કોણ? તારો ભાઇ? એને ચોરી કીધીછ તે વરી તું જાણતો નથી કે? હોશે બીચારા પર આવી પરયું હોશે તેથી ચોરી કીધી હોશે." આએ સાહુકાર સતો થયો પોતાની ચોરી કરનાર આ કપુત સાધુ થવા નીકળ્યો—"એને ચોરી કરવાંનો લખ હોશે તો પછી આપરે શું કરશું?"

" જુઠા, નીચ, પાપી તારી જબાન બંધ કર!" જેહાંબક્ષ મુકકી ગુમાવીને ઉભો થયો, અને જો જેહાંબક્ષને એક વીચાર એકાએક નહીં આવતે તો એશકી પેસુ એક સપાટામાં બરયા મુડી થઇ જતે, જેહાંબક્ષે મુકકી ગુમાવી પણ તે તરત અટકયો:

" તારા માનવંત લાયકીવાળા પીતાને ખાતર હું તુંને જતો મુકુંછ, નહીં તો તુંને આત્યારે ગરદાપેજ કરી મેલતે. તારા હાડકાં ભાગી નાંખતે ફરીથી મારી આગળ એવું બોલતાં સંભાળ રાખજે! આજે તો મેં મારો ગુસ્સો કાબુમાં રાખ્યોછ પણ દરેક વખત એમ થવાનું નથી."

તે એટલું બોલી અંદર ચાલી ગયો. તે બહુજ ઉસકેરાયલો હતો અને તેનો મીજાજ બગડી ગયો હતો. પેસુએ તેનાં ખુશાલી ભર્યાં જીગરમાં દલગીરીનો કટરો આમેજ કર્યો હતો અને તેની સઘળી મોજ તે ચંડાળ પોર્યાએ બગાડી નાખી હતી. તે ખીજવાયલો પેસુને ત્યાંજ છોડીને ઘરમાં ચાલી ગયો અને પેસુ તો ત્યાંજ ઘભરાયલો બેસી રહયો.

"નખોદ ગીયો, મુક્કી બુક્કી મારતે તો કોટલું રંગીજ નાંખતે. એને શું ? એ તો પેસાગીર જેવો મારીબી બેસે, પણ આપણી આબરૂ ધુળધાણી થઇ જાયની." પેસુ-જેની આબરૂના ગાડાંની સંખ્યા કેટલી હતી તે તો વાંચનાર હવે બરાબર જાણે છે, તે મનસે બરબડયો: "એ મુક્કી મારતે ને દીઠું બીજું થઇ આવતે તો આજે નાટકમાં બધા મારી તરફ જોયા કરતે કે વરી કાંહ માર ખાઇ આયો ? તે દારેજ એમજ પેલા ફજુમીયાંએ નસકોરી ફોડી નાંખીતી તારેબી મને લોકોએ ફજેત કીધો તો, તેમ થઇ જતે-તમે સમજયા નહીં !"

---

# પ્રકરણ ૪૮ મું.

## તહેમીનાનો સવાલ.

પેસુ આગળથી ખીજવાઈ કચવાઇ, જેહાંગીર બંગલાના બાહેલા ભાગમાં ચાલી ગયો અને બોલ્યો:

"પ્યારી નાજાં, હું જમવાને સારૂ થોભી શકતો નથી. મેં હમણાજ મારા ભાઇ તેહમુરસને વાસ્તે કાંઇ નવી વાત સાંભળીછ, મને કાંઇ નવી ખબર મળીછ. તેને મળવાને હું હવે અધીરો થઇ પડયોછ. કદાચ તે મારે ઘરે આયો હોસે. મારી ગેરહાજરી માટે સરદાર રતનજીની દરગુજર ચાહજે.

"કાંઇ નહી, તું જા. હુંબી બપોરના મારી બેહેન દીનુને મળવા જવાની છેઉં" નાજાં બોલી; બીચારો નાહ્લો જાંહગીર હજુ સીક છે; મને તો મારતી જેવું લાગેછ. તાપ છોડ તીજ નથી, ચડઉતર થયાજ કરેછ. બીચારી દીનું કેવી હેરાન થાયછ. અરે ખુદા, અરે ખુદા!"

જેહાંગીર તે પછી છુટો પડયો અને પોતાનાં ઘર તરફ ચાલ્યો. રસ્તામાં તેને મોટાં બાઇ સાહેબ તહેમીના ઝરદાર

મળી. તેણી પરોઢયામાં બાઇસીકલ ઉપર ફરવા નીકળી હતી. દુરથી જેહાંબક્ષને જોઇ તેણી સાઇકલ પરથી ઉતરી પડી જેથી જેહાંબક્ષને તેણીની આગળ જવાની ફરજ પડી. તે તેણીની આગળ ગયો અને બોલ્યો;

"નવરોઝ મુબારક, બાનું તહેમીના! તમુને મુબારક, તમારા વહાલાં વસીલાંને મુબારક!"

"ઠેંક્યુ! તમુનેબી મુબારક તમો કેમ છેઓ?" તહેમીનાએ પુછ્યું.

"સારી પેઠે છેઉં; તમારા હકમાં દુવા કરૂંછ."

"પછી તમારા ભાઇનું કેમ? મેં સાંભર્યું કે તે મુંબઇ આયોછ. ખરી વાત કે? તમારી સાથેજ રેહેછ કે? તમુને તો આખો દારો તેની મુસાફરીની વાતો સાંભરવાની મજાહ પરતી હોસે. તેની વાતો સાંભળવાનું મને બી ઘણું મન થાયછ. કોઈ દારે મારે ઘેર તમારા ભાઇને લેતા આવજોની. તમારો ભાઇ તે જાણે મારોબી ભાઇજ થાય, જેહાંબક્ષ."

તેહેમીના હસીને બોલતી હતી અને તેના બોલવામાં કેટલું કપટ હતું, કેટલું જુઠું હતું તેનો એક આછો ખ્યાલ વટીક જેહાંબક્ષને હતો નહીં. અગર જેહાંબક્ષને તહેમીના માટે શક હતે તો તે પણ તહેમીનાના દેખાવથી, ભોલા વેપ ધારી સાહયાથી તે શક તરતજ દુર થતે.

તે બોલ્યો "તમારી ઘણી મહેરબાની છે, હું કોઇ દારે તમારે ઘેર મારા ભાઇને લઇ આવસ."

આ ઉપરાંત તેણે તહેમીનાને કશું પણ વધારે કહયું નહીં, તેમજ તહેમુરસના ગુમ થઇ જવા વીષેની ખબર તહેમીનાને આપવાનું કશું કારણ તેણે જોયું નહીં. તહેમીનાએ દીઠું કે જેહાંબક્ષ વાત ઉડાવતો હતો માટે પોતે પણ અજાણી થઇ ગઇ અને બીજી વાત કહાડીને બોલી:

" ચાલો, તમે આજે મારે બંગલે આવો. આપણે સાથે ફરસું."

"મને ઉતાવળ છે. બીજે ઠેકાણે મને કામ છે. આજે ફરો, વળી કોઇ દારે આવસ."

"તમે ઘણા ઘાટકી છેઓ, જેહાંબક્ષ, ઘણાજ ઘાટકી ...ા. હમણા તમે મારી આગળ આવતાબી નથી." તહેમીના બાનુ જુસ્સાથી બોલી; તમુને મળવામાં મને કેતું સુખ મળેછ તેનો તમુને ખ્યાલબી નથી, તમે તે બનવાની દરકારબી કરતા નથી. જે લાગણી હું તમારે માટે મારાં જીગરમા ધરાઉંછ તેવી લાગણી જો કોઇ બીજું માણસ મારે માટે ધરાવતું હોતે તો હું તેની તરફ તમારા જેવી ઘાટકી થતે નહીં પણ માયાથી વરતતે."

"તમે મને ગેરઇનસાફ આપોછ." જેહાંબક્ષ બોલ્યો;

"તમારી આગળ હું સું બીસાદ ધરાવું ? કાંહ તમે ને કાંહ હું ? હું તમારી તરફ ઘાટકી બનું એવો ખ્યાલ વટીક કરવામાં મુરખાઇ કહેવાય."

"વારૂ ચાલો, માંડી વાલો. આપરે બીજી વાત કરીએ." તહેમીના બોલી; હમણા તમે કાંહથી આયા ? કે ફરવા ગીયાતા કે ?"

"નાજાં આગળ ગીયોતો. નાજાં ને હું અગ્યારીમાં જઈ આયાં." જેહાંબક્ષે જણાવ્યું.

જેમ પેહેલી વાત જેહાંબક્ષને ગમી હતી નહીં તેમ આ બીજી વાત સાંભળતાં તહેમીનાનાં જીગરમા તીર લાગ્યો. નાજાં તેણીની હરીફ હતી. મહોબતમાં તે નાજુક નાજાં આ સોસા-યટી 'કવીન'ની દુશમન હતી. નાજાંનું નામ સાંભળતાંજ તેનો ચેહેરો ફીકો પડી ગયો.

"તમે બહુ થાકી ગયાંછ." જેહાંબક્ષ બોલ્યો, કારણ કે તે શીકાશનો સબબ તે સમજ્યો નહીં.

"સાઇકલ પર બેસતાં જરા થાકી ગઇછું. પણ જેહાંબક્ષ, મેં સાંભળ્યુંછ કે તમે એક વખત ચીનબી જઇ આવેલા તે વાત ખરી કે ?' તહેમીનાએ બીજી વાત કહાડીને સવાલ કર્યો.

"હાજી. હું હોંગકોંગ એક વાર ગયલો. મારા મરનાર શેઠ અને મુરબ્બી બેહસ્તી કુંવરજી શરાફને ત્યાં કામ ઉતું તેથી તેવણુની સાથે હું તાંહ જઇ આયોતો." જહાંબક્ષે જવાબ દીધો.

"તે તાંહ તમે ઘણો લાંબો વખત રહેલા કે ?"

"નહીં થોડાંજ અઠવાડયાં. કામ પુરૂં થયું ને તરતજ અમે બેઉ જણા પાછા ફરેલા."

તેઓ હવે છુટાં પડ્યાં. જેહાંબક્ષ મનસે અજબ થયો કે આ સવાલ તહેમીનાએ તેને શા માટે પુછ્યો હશે ! તેને લગતી બારીક વીગત તેણીએ શા માટે માંગી હશે અને તે જવાબ સાંભળતાં તહેમીનાએ જેહાંબક્ષના ચેહેરા તરફ ટીકી ટીકીને શા માટે જોયું હશે !

---

## પ્રકરણ ૪૯ મું.

### એક માંગણી.



નહાનો જેહાંગીર બીમાર હતો; હજી તેનાં અંગમાંથી તાવ ગયો હતો નહીં. તેની ગરીબ આંધળી માતા તેની સારવાર કરતી હતી અને નાજાંએ આપેલા પૈસામાંથી તેની દવાદારૂ અને ખોરાકની ગોઠવણ કરતી હતી. નવરોઝનો તે મુબારક દહાડો હતો, જયારે તવંગરો મોજ કરતાં હતાં અને તવંગરોની સખાવતથી ગરીબોને સગવડ મળી હતી.

નાજાં પોતાની બેહેનને મળવા આવી હતી અને જેહાં-ગીરને માટે એક રૂમાલમાં તે થોડાંક તાજાં ફુલ અને કુંચીથી ચાલતું ઇનજીન–રમકડું લાવી હતી.

દીનું બોલી; 'અમારા મોહોલામાં અગ્યારી છે તેના પંથકી આયાતા ને અમુને આજે નવરોઝ હોવાથી પાંચ રૂપીયા આપી ગયા. કોઇ તવંગર પારસીએ તે પંથકીને એક મોટી રકમ આપીછ ને મહોલાના ગરીબોને તે વેહેંચી આપવા ફરમાવ્યુંછ."

"તે પારસીનું નામ સું?" નાજાંએ શંકાશીલ થઇને સવાલ કર્યો.

"તે પારસીનું નામ બીખાજી હીરાદલાલ તો કહેછ. જે તારી સાથે પરણવા માગેછ તેજ બીખાજી હોસે." દીનુએ ખુલાસો કર્યો.

નાજાં કશું બોલી નહીં પણ તેણીએ, પોતાની સાથે લાવેલું પડીકું છોડવા માંડ્યું. નાજાં તે રૂમાલના ગાંઠ છોડતી હતી તેટલાં દીનુએ પોતાનો હાથ લાંબો કરી હવામાં તે તનોસી નાજાંના હાથ ઉપર પોતાનો હાથ મેલ્યો અને ઉસકેરાયલાં દીલથી તેણીએ પુછીયું.

"નાજુ, નાજુ, મને કહે તો, આએ એસનસનો વાસ કાંહથી આવેછ? તેં છાંત્યુંછ કે?"

"નહીં, મેં છાંત્યુ નથી એ તો આએ રૂમાલ પર છાંટેલું લાગેછ."

"એ રૂમાલ તારો પોતાનો છે કે?"

"મારો નથી. એ તો મેં રતનજીનાં ઘરમાંથી લીધોછ. એની ઉપર P. R. B. કરીને નામ છે તેથી હું ધારૂંછ કે પેલા પેસુનો એ રૂમાલ હોસે. પણ એ રૂમાલ પરના વાસથી તું એટલી ચોંકી કાંય? સું છે? મને તો કહે?" નાજાંએ દીનુને

ધીરજ આપવા દીનુનાં ખભાં પર હાથ મુકી હળવેથી પુછ્યું.

"કોઇ દહાડે એવો વાસ તુંને આયોતો કે ?"

દીનુનો ચેહરો એકાએક ચીંતાતુર થઇ ગયો. તેણીએ માથું ફેરવીને કહયું.

"આપરા બેહેસ્તી બાવાનું લાઇબ્રેરીમાં મરણ નીપજયું તારે લાઇબ્રેરીમાં શું વાતચીત થઇતી તે મેં સેહેજબી સાંભરીતી નહીં, પણ લાઇબ્રેરીમાં કોઇ જમીન પર જોરમાં પડયું હોય એવો મને અવાજ આયો. તરતજ હું તે તરફ દોડી ગઇ પણ બારનું ઉઘડયું અને એક માણસ ધસારાબંધ બહાર આયું. તે માણસ મરદ હતો કે સ્ત્રી તે હું જાણી શકી નહીં. પણ તે માણસના અંગમાંથી આ ખુશબોદાર વાસ આવતો હતો. એસેનસ તો તરેહવાર આવેછ, પણ આવું એસેનસ કોઇ દારે જોયું નથી. તેથી એનો વાસ યાદ રહી જાયછ. તું જાણેછ, બેહેન, કે આંધળા માણસોની વાસ લેવાની શકતી ઘણીજ તેજદાર હોયછ."

પણ વાંચનારને કદાચ અજાયબી લાગશે કે ભીખાજી હીરાદલાલ જેવા સખત દઇડાંના અને પથ્થરની છાતીનાં માણસને નવરોઝને દહાડે સખાવત કરવાનું શું સુજ પડી આવ્યું ? ગરીબોને મોજ કરાવવાનો તે ખવીસના ખવાસના માણસને કેમ ખ્યાલ આવ્યો હશે ?

"જી. ફરમાવોની, તમારા હુકમ પ્રમાણે કરશું જી. તમારા જેવા બધાએ ઓએની, તો પછી પારસીઓનું તો ઘણું મઝાનું થાય."

"મારી મતલબ•એ છે કે બધાં ગુજરાતી વર્તમાન પત્રમાં આ વાતની ખબર આવવી જોઇએ. એવી રીતે તે છપાવજો કે કરોડપતી, દુલાં દીલનાં, સખી દીલગુરદાના અને હાતમ હઇડાંના પારસી શેઠયાએ આએ રકમ આપીજી." ભીખાજીએ ખુલાસો કીધો: "પારસીઓ વચે હું પ્યારો થઇ પડું એજ મારી મતલબ છે. હવે તમુને સમજ પડી હોશે.

"હારે જી. તમે કેઓાસ તેમજ થાશે. મરી મરશું ભભરાવીને એવું તો પીતરાવી કારૂં કે તમેબી જોયાઝ કરો કે આએ અંધ્યારૂએબી શું ધુમ મચાવી. તારે આએ સો રૂપ્યા તો બંદોઝ લે કેની?"

"હા, તમેજ લેજો."

આ કામને પરીણામે દીનુંને પાંચ રૂપીઆ મલ્યા હતા. અને કરોડપતી ભીખાજીની સખાવતનાં ઢોલ વર્તમાન પત્રોમાં વાગ્યાં હતાં. ભીખાજીએ આ મોટી સખાવત કીધી અને નવરોઝને દહાડે સવાબમાં અંબેરો કીધો, જેથી પારસી આલમ ભોલપણમાં ખુશ ખુશ થઇ.

વીરબાઇ વાંદરીએ પણ આજે તહેવાર પાળ્યો હતો. પણ તહેવાર પાળવાની તેણીની રીતભાત વળી વીચીત્ર હતી. પાવલી પાવલી આપીને તેણીએ બોંતેર વખત વાજાંને ઢોલ વગડાવ્યાં હતાં અને તે વજાડનારાઓ સાથે પચાશ વખત મરાધ ચુકી હતી.

નોકરો પાસે તેણીએ આટલો ધોવડાવ્યો અને આટલો બરાબર રીતે કેમ ધોવો તેની સમજ આપવા તે પોતે કાછરી વાળીને બુનારો હાથમાં લઇને ઉતરી પડી હતી. અને ભીખા-

ઝીની ગાળાગાળ સાંભળવા પછી તેણીએ પોતાની ભુલ દીઠી હતી. દરરોજ તો તેણીની નવી ફરંગન આયા કપડાં પહેરાવતી હતી. પણ તે કાંઇક રોકાયલી હતી તેટલાં મોટાં ઘરની બાઇ સાહેબ આવનાર હતી માટે તેણીને મળવાને તઇયાર થવાને પોતાને હાથેજ તેણીએ કપડાં પહેર્યાં, જેમ કરતાં કસુબર કરી મેલી.

વાચનારી બાનુઓને રોશન છે. તેમ હાલની નવી ફ્રાશેનના કેટલાક પોલકાઓને પીઠ પછવાડેથી બટન દેવામાં આવે છે, પણ વીરબાઇની બલા જાણે કે પછવાડેથી બટન દેવા જેવી શોધ થઇ છે. નવો. પનેતીને માટે ખાસ મોટી કીમતે તઇયાર કરેલો પોલકો આવી પુગ્યો હતો અને વીરબાઇએ તે પોતાનાં ખીચડા જેવાં અંગમા ઘાલ્યો, પણ તેનાં બટન તેના બનાવનારે પછવાડેથી ભેરવવાની મકસદે તાંકયાં હતાં. જે વીરબાઇએ તો આગળજ લીધાં. બોહે તેના હાથ ઉપર વાંકી ટીકી થઇ ગઇ, અને બટનવાળો ભાગ હોલવાળા ભાગથી એક ખીલસ દુર રહી ગયો. એસકી બઇરાંઓ ટાઇટ વાસકુટ પેહેડે છે એવું વીરબાઇ જાણતી હતી. માટે તેણીએ આ વાસકુટ ટાઇટ હતુ એમ ધારી તે નાજુક રેશમી વાસકુટના બેઉ ભાગ પોતાની રીંછના પંજા જેવી મુંઠીમાં પકડી, દાંત કચકચાવીને જોરમાં જે ખેંચ્યા ને પીઠ ઉપર વાસકુટ સરરર કરતુ ફસકાઇ ગયું અને બે બોટાં હાથમાં આવી ગયાં.

ઝુરૂખી ઉંચાં ચટાં પહેડી કહાડયાં અને મોજાંની એડી પગની પાટલી ઉપર આવી પુગી. આખરે તેણીએ કામ પડતું મેલ્યું અને આયાની મદદ લેવાનુંજ દરસ્ત ધાર્યું, જે આયાએ પેહેલાં તો આ દેખાવ જોઇ ઠોસવાને મશે પેટ પકડીને હસી લીધું.

ભીખાજી તેટલામાં આવી લાગ્યો અને તેણે પણ પોતાની બહેનની ખુબી જોઇને કપાળ કુટ્યું. તે ફફડીને બોલ્યો: "સારૂં

થયું કે આજે મેં કોઇને જમવા તેડયાં નથી, નહીં તો મારી ફજેટીના પારાવાર થતે. નખોદ ગેઇને હજુ સહુક સાન આયાં નથી. ”

“ પણ હવે મને તે શું કુતરાએ કરડીછ કે એમ બોલ્યા કરોછ ? એ તો આવરતાં આવરતાં આવરશે. આજે કોઇ જમવા નથી આવવાનું તે ઠીકજ છે. મેં એવો તમારે વરે ખીમો છુંડયોછ કે બાપને યાદ કરશો. મારા ભઠયારખાનામાંબી બધા એમજ કેહેતાતા કે—”

“ તેં તારા હાથે ખીમો છુંડયો ?”

“ હારે ભાઇ તમારે વરે મેંજ છુંડયો. મુઆ ચાકરો ખીમો છુંડતા બોટાં કાચાં ને કાંચા ખાઇ જાયછ. તે હવેથી, હુંજ છુંડવાની છેઉં, ને મસાલેબી હુંજ પીસી આપસ.”

“ બસ હવે તારા સુધરવાની મેં આશા મુકી. તું હવે શું સુધરતીતી ?” ભીખાજીએ નીશાશો નાંખ્યો; “ હું એને શેઠાણી બનાવવા માંગુછ પણ એ કંગાળ બીલાડી એવી—”

તે વધારે બોલે તે અગાઉ તો મોટાં બાઇ તહેમીના આવી પુગી. તહેમીના સાથે કેટલીક વાતચીત કરવા પછી ભીખાજીએ કાંઇ બહાનું કહાડીને વીરબાઇને ત્યાંથી ખેરવી કારણ કે તેને તહેમીનાએ અગાઉથી ચીઠી લખીને જણાવ્યું હતું કે તેણી કાંઇ અગતની ખાનગી વાત કરવાને ભીખાજી આગળ આવનાર હતી. વીરબાઇના જવા પછી તહેમીનાએ પુછયું:

“ પેલા તહેમુરસ મેહેતાનું હવે હું શું કરૂં તે તમુને પુછવા હું આવીછ, ભીખાજી.”

“ તે હમણા કાંહ છે ?” ભીખાજીએ આતુરતાથી સવાલ કર્યો.

“મેં તેને કેદ કરી રાખ્યોછ. મારા મેહેમના બંગલામ અમના તેને મેં રાખ્યોછ.

"બરાબર રાખ્યોછ કે ? તાંહથી નહાસી તો નહીં જાય ?"

તહેમીના હસી પડી. તેણીએ કહયું; "જે મારા સપાટામાં સપડાયછ તે નહાસી જવા પામતોજ નથી. હવે તેને મેં રાખ્યોછ તો ખરો પણ તેનું કરૂં સું ? તેનું શું હું અચાર ભરૂં ! કાંહ સુધી રાખી મુકું ? તમે હવે કેહો તેમ કરૂં, બાકી એમ રાખી તો મુકાય નહી."

"જાહ સુધી એ માણુસ જીવતો રહેશે તાંહ સુધી મારી સલામતીની મને ખાતરી મળવાની નથી." ભીખાજીએ કહયું. "એની જાંહાં સુધી જીંદગી છે. તાંહાં સુધી મારી ખુવારીની ધારતી છે."

"ઓહો એમ છે કે ?" તહેમીનાએ હુકારો પુર્યો; એમ તને કાંઇ શક ઉતો ખરો."

"તહેમુરસ મેહેતા મરી ગીયોછ એવું જાણવાને હું પચાશ હજાર રૂપ્યા આપવાને તઇયાર છેઉં." ભીખાજી એકદમ ઉછળીને ઉસકેરાઇને બોલ્યો: "હા. પચાશ હજાર રૂપ્યા આપું, જો મને ખાતરી આપવામાં આવે કે તહેમુરસ મેહેતો આ જેહાંનથી ઉઠી ગીયોછ."

તેહેમીના આ સાંભળીને ચુપજ બેઠી. તેણી કાંઇ એવી કોમળ અને બીહીકણ સ્ત્રી નહીં હતી કે જે આવા બોલો સાંભળીને બીહી ધ્રુજી પડે અથવા આવા વીચારો જાણીને કમકમીને બેહોશ થઇ જાય. તેણીએ એવી જીંદગી ગુજારી હતી અને એટલા બનાવો જોયા હતા અને એટલો મોટો અનુભવ મેળવ્યો હતો કે આવા વીચારો અને બનાવો તેને તદ્દનજ સાધારણ લાગ્યાં. તેણીએ આ સાંભળયું અને ચુપજ બેસી રહી.

"તહેમીના. તમને મેં કહયું તે સાંભળયું કે ?" ભીખાજીએ આખરે પુછયું.

"હા, સાંભળ્યું; બોલેબોલ સાંભળ્યું."

"ત્યારે બોલો, તમે એ કામ બજાવી સકશો ? એ માણસને દુન્યામાંથી દુર કરી સકશો ? પચાસ હજાર રૂપ્યા હું તમુને આપશ; પચાશ હજાર રૂપ્યા તે કાંઇ નાહ્‌ની રકમ નથી; આટલું નાહ્‌નું નજીવું કામ કરવાનું ને તેના બદલામાં પચાસ હજાર રૂપ્યા મેળવવાના."

"એને દુન્યામાંથી દુર કરવો એટલે શું ? એને મારી નાખવો એમ તમે કેહોછ ?"

"તારે વળી બીજુ શું કેહુંછ ? બીજાને આવી વાત કદી પણ કેહતે નહીં. પણ તમારી સાથે મારો હવે એવો સંબંધ થયોછ કે તમુને કાંઇબી કહેતાં હવે હું અચકાતો નથી."

"પણ એને દુર કરવાને તમે એટલા બધા કાંય આતુર છેઓ ? તમે એવું તે શું ખરાબ કામ કીધુંછ કે જેની વાત કોઇ બીજો જાણે તેને દુર કરવોજ જોઇએ એવું તમે ધારોછ ?"

"એ મારૂં કામ છે. એને વીશે તમોને બોલવાની કે વીચારવાની અગત નથી. તમારૂં એટલુંજ કામ છે કે જે બાદશાહી રકમ આપવાની મેં માગણી કીધીછ તેને માટે વીચાર કરવો. પચાસ હજાર રૂપ્યા ! એ મોટી રકમ છે. એક દોલત જેવી છે. જો પચાશ હજાર રૂપ્યા તમુને મલે તો તમે તેમાંથી ચાહો તે કરી શકો."

---

## પ્રકરણ ૫૦ સું.

### આરસપરસની દુન્યા.

બીબાજી અને તહેમીના વચ્ચે તકેસુરસનું કાટલું કહાડી નાંખવાના સંબંધમાં વાતચીત થઇ તેને બીજે અઠવાડયે

ભીખાજી હીરાદલાલને સરદાર રતનજીના બંગલામાં જમવા જવાનું ઇજન આવ્યું હતું. ધનબાઇજીનું ટીચકું તો આ વાત સાંભળીને આસમાનનેજ જઇને વળગયું. ભીખાજી સાથે એક ટેબલપર બેસવાની પેહેલાં તો ધનબાઇજીએ સાફ ના પાડી પણ પછી સરદાર રતનજીએ તેણીને ઘણી સમજાવી અને કાલાવાલા કીધા ત્યારે તેણી કબુલ થઇ. કદાચ પોતાના ધણીની અરજ તે નામંજુર પણ કરતે પણ તે કાલાવાલા કરવામાં રતનજી સાથે પેસુ પણ જોડાયો અને પેસુને ખાતર તેણીએ હા પાડી.

પેસુને હવે શક ઉપજવા લાગ્યો હતો કે પેલાં ઘરેણાઓની ચોરી થવા પામતે નહીં તો કદાચ આ કરોડપતી સરદાર રતનજીનાં ઘરમાં દાખલ થવા પામતે નહીં.

જે કરોડપતી પારસીનાં પુછડાં તરીકે તે કામ બજાવતો હતો તે કાંઇ પેસુને ઘણો ગમતો હતો નહીં—અને વળી નાજાંની નજદીક તે આવે એવું જોવાને તે રાજી પણ હતો નહીં. ભીખાજી નાજાં તરફ નજર ફેરવતો ત્યારે પેસુના પેટમાં કુતરાં દોડતા. પણ કરે શું ? તેનાથી બોલાય શું ?

ભીખાજી જમવા આવ્યો અને ખાણું પુરૂ થવા પછી વરંદામાં સરદાર રતનજી અને ભીખાજી વાતે બેઠા. ધનબાઇજી તો જરા દીલ ભરાઇ આવ્યું હતું માટે પગ ઝારવાનું ગરમ પાણી કરવાને નોકરને ફરમાવી પોતાના ઓરડામાં ગઇ હતી, અને પેસુ તો નાજાંને શોધવા નીકળ્યો હતો. તેથી સરદાર રતનજી અને ભીખાજી એખલા પડયા હતા.

સરદારનો કોલાબેનો મોટો બંગલો ભીખાજીએ ભાડે રાખ્યો હતો તે વીષે વાત નીકળતાં ભીખાજી બોલ્યો.

"તમુને કોઇબી રીતે મદદ કરવાની મકસદે મેં તમારો આએ કોલાબાનો મોટો બંગલો સરસામન સાથે ભાડે રાખ્યોછ. બીજો કોઇ એવું જે ભાડું આપતે તેના કરતાં મેં વધુ ભાડું

આપ્યુંછ. મેં તમુને મદદ કરવાની મકસદ રાખીછ, એવી મતલબે કે તમે તમારી વારી આવતાં મને મદદ કરો. એ તો અરસપરસની દુન્યા છે. તું મને તો હું તુને. તેમ થાય તોજ દુન્યા ચાલે."

સરદાર રતનજીને આ સાંભળીને અકરવકર થઇ. તેવણે પુછ્યું.

"પણ ભીખાજી શેઠ: હું તમુને મદદ કેવી રીતે ને કેઇ બાબતમાં કરી શકસ?"

"તમારી કુલ મીસ નાજાં કુંવરજી શરાફ સાથે લગન કરવાનો મારો એરાદો છે"

સરદાર રતનજી ચોંકયો. તે છજીયેરપર અલોટાઇને પડેલો હતો તે ઉઠી બેઠો. અને બોલ્યો. "નહીં, નહીં, એમાં મારાથી મદદ થઇ શકેજ નહીં. કાંઇ બીજું ફરમાવો તો આંખને જોરે કરસ."

"તમે એ વાત ના પાડોછ, ને તમારા દીકરાએ કરેલી ચોરી વીસે મને ચુપ કરવાની તમે ઇચ્છા રાખીછ! સરદાર· રતનજી, તમારે ખુલે ખુલું જાણવું જોઇએ કે તમારી સગવડ સાચવવાને તમે મને અરજ કરો ત્યારે મારી સગવડબી તમુને સાચવવી જોઇશે. ફરીને કહેઉંછ કે આએ દુન્યાજ અરસ પરસની છે ને ખરૂં જોવો તો મતલબની છે જોવો, તમારી ને મારી સ્થીતી કેવી છે તેની હું તમુંને બરાબર સમજ આપું. તમારા દીકરા અને વારસે, એક અતીઘણા નીચ માણ સની માફક ચોરી કીધી અને તે નીચપણામાં મોટો જબરો વધારો તેણે એ કીધો કે તે ચોરીનો અપરાધ તેણે એક નીર દોષ ઉંચ કુલની જવાન બાનું ઉપર પડવા દીધો. હવે તે નાહ કની અપરાધી ઠરેલી છોકરી આ મીસ નાજાં શરાફની બેહેન થાયછ અને નાજાંને હું એટલી તો ચાહુંછ કે તેણીને ખાતર તેણીની બેહેનને હું શોધી કહાડવા માગુંછ ને તેણીના નામ

ઉપરનો ચોરીનો હાથ ઢોળી નાંખવા માંગુ છું. તેટલા માટે નાજાંને મારી ધણીઆણી બનાવવાની મારી મકસદમાં મને તમે મદદ આપવા ના પાડો તો હોંગકોંગ ખાતેના મારા આડતીઓને નાજાંની બેહેનને શોધી કહાડવાનું ફરમાવસ, ને તમામ દીકરાની આબરૂની કીમતે નાજાંની બેહેનની આબરૂ હાથ રખાવી હું સાબેત કરી આપસ. દશ વરસની વાત ઉપર નાજાંની બેહેન દીનબાઇ, મુંબઇથી નહાસી ગઇ હતી ત્યારે તે ચીન ખાતે ગઇ હતી એમ મારા સાંભળવામાં આવ્યું છે."

બીખાજી આટલું બોલી ચુપ રહ્યો સરદાર તરફનો જવાબ સાંભળવાની રાહ જોવા લાગ્યો. પણ આ ધડાકાથી સરદાર તો બે બાખરોજ પડી ગયો અને કશું બોલી શક્યોજ નહીં.

બીખાજીએ તેનો મામલો જોઇને પાછું બોલવા માંડ્યું:

" હવે બેમાંથી એક રસ્તો તમુંને લેવાનો છે. સરદાર રતનજી જો નાજાં સાથે મને પરણાવી આપવામાં તમો મને મદદ કરસો તો નાજાંની બેહેનના ભોગે તમારો દીકરો હજુ બી આબરૂદાર નામ લઇનેજ ફરસે ને તેનાં કે તમારાં ખાનદાનનાં નામને અલબત ભુગશે નહી, જો મદદ નહીં આપી શકશો તો મેં કહયું છે તેવું પરીણામ નીપજશે. પછી મને બદનામ કરતા ના. "

આટલું બોલી બીખાજી ત્યાંથી ઉઠયો અને ઓટલાપરથી દીવાનખાનામાં આવ્યો, પેસુ પોતાની ધારેલી માશુક સાથે લેસાં ચેડાં કહાડતો હતો પણ નાજાં તેને બનાવતી અને જાદુજું મહું દેતી હતી નહી. બીખાજીને આવતો જોઇને પેસુ ઉભો થયો અને બીખાજીએ તેને ત્યાંથી ચાલી જવાને અશારત કીધી તેથી તેને નાજાંને ત્યાં એકલી મુકીને જવું પડ્યું તેના પેટમાં તો બહુ અભરખાજી આવ્યા, પણ કરેબી શું ? મરજીને તાબે થવું તો જોઇએ.

"બચારા જેહાંગક્ષ મેહેતાને નોકરી મળી ખરી." ભીખાજીએ નાજાંની પાસેની ખુરસી ઉપર બેસતાં કહયું: "અઝના સાસુનના સેક્રેટરી તરીકે એ નોકરી તો રેહેલાછ પણ એને કાંઇ મોટી આસા રાખવાની નથી. એ યાહુદીઓ તો આપરા મારવાડીના જેવા હોયછ.

"સું કરે? બચારાને કેડે નોકરી નહી મળી તારે એને આએ કબુલ કીધી." નાજાંએ દલગીરી ભરાયા અવાજે જવાબ દીધો અને તેણી ત્યાંથી ચાલી જવાને પોતાની ખુરસી પરથી ઉઠી.

"બેસો, નાજાં, બેસો!" તે કરોડપતી પારસીએ એવા કઠણ કરડા અવાજે કહયું કે નાજાં ગુપચુપ બેસી ગઇ અને તેણીના ચેહેરા ઉપર, જાણે સાંમે વીક્રાળ વાઘ બેઠો હોય તેવો ધાસ્તી પંઠરાઈ. પોતાની હાજરીથી નાજાં આમ ડરતી હતી તે જોઇને ભીખાજીને સંતોષ ઉપજ્યો. તે બોલ્યો:

"મારી પાસે બેસીને તમે વાત કરો તે મને ઘણું ગમેછ. હવે તો સઘળાં મોટે ખાંચરેના પારસી મંડળોમાં હું દાખલ થઇ ચુકોછ ને સઉ મારી હાજરી જોવાને આતુર રહેછ.

હા, મેં એવી વાત સાંભરીછ ખરી." કાંઇ જવાબ તો દેવોજ જોઇએ તેથી નાજાં બોલી.

"એ સાંભળવાથી તમારી મારી તરફની લાગણીમાં હવે કાંઇક ફેરફારબી થયો હોસે. જારે તમો મારાં ધણીઆણી બનસો તારે તમો કેવી પદવી ભોગવશો તે હવે તમે સમજી શકતાં હોશો." ભીખાજીએ નફટાઇથી વાત આગળ ચલાવી.

"મારા ખુલાસા પછી તમે એ ખ્યાલ છોડી દીધો હોશે એમ હું ધારતી હતી."

"એમ ધારવામાં તમે મોટી ભુલ કીધી. તમે ખુલાસો કીધો ત્યારથી તો તમોને મારી ધણીઆણી બનાવવાનો મેં

વધારે પક્કો વીચાર કીધોછ. તમે હજુ પેલા જેહાંબક્ષ પોર્યાંને તમારો માટી બનાવવા માંગોછની ? પણ એ વીચાર તમુને આખરે છોડવોજ પડવાનો આજથી ઘણું તો છ મહીનામાં તમો મીસીસ ભીખાજી હીરાદલાલ તરીકે ઓળખાશો."

નાજાં આ સાંભળીને ઉભી થઇ. તેણીએ ભવાં ચહડાવીને કહ્યું. "મી. હીરાદલાલ, તમારી આવી વાત હું સાંભળવાને સાફ ના પાડુંછ. મને આખરે તમુને કહેવું પડેછ, કે તમારી સાથે પરણવાને બદલે મરવાનું હું વધારે પસંદ કરશ."

"તમે શું પસંદ કરશો તેની સાથે મને કશું કામ નથી મને તો તમારી સાથે લગન કરવા સાથે કામ છે. જો તમારે મારી સાથે પરણવું હતુંજ નહીં તો તમારે આવું ખુબસુરત બનવું હતું નહીં. છ મહીનામાં હું તમુને મારી ધણીઆણી બનાવવાની ઉમેદ રાખુંછ. કારણ કે તે છ મહીનાના અરસામાં તમારી ગુમ થઇ ગયલી વડી બેહેન દીનબાઇને હું સોધી કહાડશ——"

"મારી બેહેન ! એટલે, તમે શું કેહોછ ?"

"હું એમ કહેવા માંગુછ કે તમારી તરફનો મારો પ્યાર એટલો સાચો અને એવો અફાગ છે કે તેને ખાતર તમારી બેહેનને હું શોધી કહાડશ તારે તમો મારા આભારમાં આવસો ને તે આભારના બદલામાં તમારો હાથ—"

"નહીં, નહીં !" નાજાં બરબડી.

"એટલે ! શું તમારી બેહેનને શોધી કહાડવા તમુને ગમતું નથી ?"

નાજાંએ કશો જવાબ દીધો નહીં પણ ત્યાંથી તેણી ચાલી ગઇ.

ભીખાજી ત્યાંથી હવે રવાના થયો અને ફરી હરી, મોડેથી ઘરે જઇ પુગ્યો. ઘરે તેને માટે એક બહુજ સુંદર દેખાવ

તઇયાર હતો. ભીખાજી જયારે નાજાં સાથે વાતે બેઠો હતો ત્યારે પેસુને ત્યાંથી ઉઠી જવું પડયું હતું અને પેસુ ત્યાંથી બહારો બહાર ભીખાજીને ઘરે ગયો. પોતાના બાપની હાજરીમાં પેસુથી ટેબલ ઉપર પોતાનો જીવ ધરાય તેટલો બબો તાસી શકાયો હતો નહી માટે તે અધીરા જીવને પુરો સંતોષ આપવા ભીખાજીને ઘરે ગયો. ત્યાં વીરાબાઇ જમવા બેસવાની તઇ-યારીમાં હતી. પેસુને જોઇને વીરબાઇ ઘણી ખુશી થઇ કારણ કે જેમ કાયદો છે કે એક છાંટા માસ્તર બીજાને જોઇને રાજી થાય તેમ આ બંને ગગરદાસોને એક બીજા સાથે સારી રાસ આવતી હતી અને એક બીજા તરફ લાગણી ધરાવતાં હતાં.

બંનેએ દમ બાંધીને દારૂ પીધો અને પછી લડરતાં પડરતાં તેઓ દીવાનખાનામાં આવ્યાં અને બંને અકેકના હાથ પકડી ગોળ ચકરડી ખાઇને ચકરડી દાવ રમવા લાગ્યાં. બંનેના તાંત્યાં એક તો ઠરે નહી, તેમાં એક મરકુડી જેવો અને બીજી પીપના રૂપની. એટલે ચકરડી રમતાં થયું એમ કે હાથમાં હાથ ભેરવી, જોરમાં તણાઇને તેઓ ચકરડું ફરયાં અને પેહેલાં બે ચકરડાં પુરાં કરતાંજ ત્રીજાં ચકરડાં સમેટ પેસુ પીછાતનું એક પીછની માફક વીરબાઇ તરફ ધસડાઇ ગયો, વીરબાઇ પાછળ હટી ગઇ અને બને જણ જબરા જોર સાથે જમીન પર છીબાવાં અને એક ટેબલ ઉપરનું મોટુ કીમતી ફલાવર વાઝ જમીન પર પડીને ભાંગી ભુકો થઇ ગયું. આ હફતેખાન જાગતું હતું તેજ વખતે ભીખાજી દીવાનખાનામાં દાખલ થયો અને તેણે આ સુદર આંખને તાહડક આપનારો દેખવા જોયો.

"અરે એ તમો શુ કરોછ!" તેણે ખીજવાઇને પુછ્યું.

"ચકરડી દાવ રમતાંતાં!" વીરબાઇએ અરધી આંખ ... ...

"કાંઇ તું બી મારે માથે પડી? એવી ચીડ લાગેછે કે એઙનાં મરાંમાં છરી ભોકું." ભીખાજી બોલ્યો પણ પોતાની ચીડ મુજબ તેણે સારાં નસીબે કીધું નહીં, નહી તો વીરબાઇની વધુ મોજ મેળવતાં ઓય વાંચનાર બેનસીબ રહી જતે.

કલોરોફોર્મની બેહોશીમાંથી તહેમુરસ મહેતા જાગ્યો-સાધારણ ઉંઘમાંથી પોતે જાગ્યો હોય એવું તેને લાગ્યું અને જાગવા પછી તે બીછાણામાં થોડોવાર પડી રહ્યો. આખા ઓરડામાં અંધકાર છવાઈ રહેલું હતું. અંધકાર અંધકાર સીવાય બીજું કશું નહી; કાંઇ અવાજ બી નહીં., કોઇ ઘડયાલનો ટીક ટીક કરતો સનસારો બી નહીં. તેને લાગ્યું કે તે કોઇ ઓરડામાં હતો ખરો, પણ કયાં હતો તે જાણી શકયો નહીં. તે કોઇનું ઘર હતું ખરું, પણ તે કોણનું હતું?

તેણે પોતાનાં ગજવાં તપાસ્યાં. ગજવામાંથી એક મેચીજની દાબડી મળી. અજબ સંજોગ વચે તેણે તે દાબડી પોતાની પાસે રાખી હતી. અને તે આ વખતે તેને કામ લાગી. આગળે દહાડે તે પોતાના ભાઇને ઘરે જતો હતો, તે વખતે એક અંગ્રેજ તેને રસ્તામાં મળ્યો હતો અને તેને સીગાર સળગાવવાને તહેમુરસ પાસે મેચીશ માંગી હતી. તહેમુરશ એક ચુસ્ત જરથોસ્તી હતો માટે તેણે જણાવ્યું કે તેની પાસે મેચીશ હતી નહીં. આ ઉપરથી તે અંગરેજ તહેમુરસને બે આની આપી કેઠેથી મેચીસ લાવવા કહયું. દોઢયાંની બે પેટી તે લઇ આવ્યો, અને પેલા અંગ્રેજે એક પેટી લઇ બીજી પેટી અને સાત દોઢવાં તહેમુરસનેજ આપી દીધાં. આ સંજોગને સબબે તહેમુરસ પાસે મેચીસની દાબડી રહેવા પામી અને તે દાબડી આ વેળા તેને ખપ લાગી ગઇ. તેણે તે દાબડી કહાડી અને તે માહેલી એક કાંડી સળગાવી.

કાંડીનાં અજવાળાંથી તેણે દીઠું કે તે એક ઓરડામાં હતો, અને ઓરડો સુંદર રીતે સનગારેલો હતો. તે ઓરડો

કાંઇ ઘણો મોટો હતો નહીં. છતાં તે બહુજ ભપકાભરેલો અને ઉંચાં રાચરચીલાંવાળો હતો. ખુરશીઓ અને કોચો તે ઓરડામાં હતાં, જમીન ઉપર ગાલીચો બીછાવેલો હતો અને ભીત ઉપર રંગ ચઢાવેલો હતો. ઓરડાને કોઇ બારી બારણાં હતાં કે નહીં તે તપાસવાને તહેમુરસે બીજી કાંદી સળગાવી.

તે નવી કાંદીની રોશનીથી કંઠે ફાનસ, કે લેમ્પ, યા ગેસ લાઇટની પાઇપ હતી કે નહીં તે તેણે શોધવા માડયું પણ તેવું કશું જણાયું નહીં. પણ તેટલાં પેલી બારી આગળ ભરી લેવામાં આવેલા કટેરા જેવાં પાંજરાં તરફ તેની નજર પડી. તે લોખંડના સળ્યા સીલીંગથી જમીન સુધી અને એક ભીંતથી બીજી ભીત સુધી એવા રીતે ભરી દેવામાં આવ્યા હતા કે બારી તરફ તહેમુરસથી જઇ શકાય નહીં. તે સળયાઓ વચ્ચે એક નહાનું લોખંડનું ગરારનું બારણું હતું જેને તાલું હતું. તેણે સગળું જોયું, તપાસયું અને આખરે તે અધારામાં તંતોસતો એક કોચ પર જઇ બેઠો અને બરબડયો:

"હું સમજયો. મને અહીં કેદ રાખ્યોછ એ તેવુંજ કામ! એ બહુ ચંચળ કંગાળ માણુસ છે ખરો, અને જાણે શયતાન પોતે એને એનાં કામમાં મદદ કરવા માંગતો હોય એવો મામલો જણાયછ. જો એને શયતાની મદદ નહીં મળતી હોતે તો અત્યારમાં એને લગતી ખરી વાત તો આખા શહેરમાં પંથરાઇ ગેઇ હોતે, કારણુ કે મેં એને લગતી ખરી વાત વીગતે બેહેશતી કુંવરજી શરાફ પર લખીતી. કદાચ એમ બન્યું હોય કે તે મારા પત્રની વાત એને જાણી હોશે ને એને કુંવરજીને ચુપ કીધો હોશે અથવા તો—"

તે ચુપ થઇ ગીયો, અંધારામાં ડોળા તાણી પોતાની સામે જોવા લાગ્યો, તેને ભયભરેલો વીચાર આવ્યો. કાંઇ ભયભરેલો બનાવ બનવાની તેને બસારત થઇ તે બરબડયો.

"કુંવરજીને ચુપ કરવાનો ઉપાય તેનું મોહોત લાવવામાં તો આ માણસે નહી અજમાવ્યો હોય? એમ હોય તો હું અજબ થાઉં નહીં. તેમ થયુંબી હોય પણ પેલું કાગજ કાંહ ગીયું હોશે? ભીખાજીએ યા તો એના આડત્યાઓએ તે કાગજ શોધી કહાડી તેનો નાશ કરવાની અગત વીચારી હોશે. જો તે કાગજ ભીખાજીને બેવડી જરૂરતું છે.

"પણ ભીખાજીએ મને અહીં શું કરવા કેદ કરાવ્યો હોશે? શું ભુખમરાના દુઃખભર્યાં કંગાળ, રીબાવનારાં મોહોતે તે મને મારવા માગેછ? અથવા તો કોઇ બીજા ઉપાયથી મારો નીકાળ એ કહાડવા માગેછ? અથવા તો અહીંથી કેરે ચાલી જઇ, મુંબઇથી સદા ગેરહાજર રહી, મારી જબાન સદાની બંધ કરવા એ મને કાંઇ મોટી લાંચ આપવા માંગેછ?

"જેહાંબક્ષ મારે માટે શું ધારશે? તેને હું મળવા જવાનો હતો, મેં મળવા આવવાને તેને અગાઉથી જણાવ્યું તું, ને નહીં ગીયો તારે તેને શું વીચાર આયો હોસે? મારાં ગરીબ બીચારાં માય-બાવા મારે વરે શું વીચાર બાંધશે? મને નગુણો નાલાયક, ને બેવફા શું તેઓ નહીં ધારે! હાલ તરત પોલીસથી તો હું સલામત છેઉં; પોલીસના હાથમાં સપડાવી દેવાનું ભીખાજી કરોડપતીને પાલવવાનું નથી; પોલીસ આગળ તો હું સઘળું કહી દઉં."

આ વેળા ઓરડાની એક ભીત તરફ સહેજ ખડખડાટ થયો. તે ચોંકીને ઉઠયો અને તેણે જોયું કે બટી સાથે એક માણુસ ઓરડામાં દાખલ થયો હતો. જે તરફથી તે માણુસ આવતો હતો તે તરફ એક ન્હાનું બારણું ઉઘડયું હતું. તેને જોતાંજ તહેમુરસે તેને પીછાણુયો. તે લાડુમલ હતો, જે દગો કરી તહેમુરસને આ કેદખાનામાં લાવ્યો હતો.

ગુસ્સાથી નજદીક ગુંગલાઇને તહેમુરસ બોલ્યો: "કંગાલ કુતરા, લુચા પાપી, આ તેં મારી સાથે શા સારૂં દાવ માંડયોછ ? અહીં મને આ પ્રમાણે લાવવાનું તુને કારણ શું મલ્યું ?"

લાડુમલે જવાબ દેતાં પોતાનાં ખભાં ચહડાવ્યાં અને ફાનસ જમીન પર મેલયું.

"તુને અહીં શા સારૂ હું લાયોછ તે હું પોતેબી જાનતો નથી ને તે જાનવાનું મારૂં કામબી નથી. મારૂં કામ તો ફકત તુંને અહીં લાવવાનું ને અહીં તારી ઉપર દેખરેખ રાખવાનુંજ છે. થોડા દહાડા મને તારી ખીદમતમાં અહીં રહેવું પડસે ને તારી નોકરી મને ઉઠાવવી પડસે. જો તારે વરે પેલી સામી ટેબલ ઉપર ખોરાક પાણી મુકેલાં છે. ખાઇને સુખેથી સુઇ રહે, ને ગમે તો ગીત ગા અથવા તો કવીતા જોડ."

તહેમુરસે આગળા અનુભવ પરથી જોઇ લીધું હતું કે આ પટલો, મરકુત્યાં જેવો દેખાતો મુલતાની તહેમુરસ કરતાં જોરમાં અતીઘણો ચહડયાતો હતો અને કદાવર તહેમુરસને એક હાથે જેર કરે તેવું બળ તે મુલતાની પોતાનાં અંગમાં ધરાવતો હતો.

"હા, મને કવીતા જોડવાનો શોખ થાયછ કાગજ સુખડ પેન મળશે કે ?"

"જેટલાં જોઇએ તેટલાં." લાડુમલ બોલ્યો. "હવે કેવો ડાહયો લાગેછ. એમ મારી સાથે દોસ્તી રાખસે તો ખાઇ પીને મોજ કરશું."

---

## પ્રકરણ ૫૨ મું
### ખરી વાત શું ?

પારસી નવરોઝને પસાર થવાને ત્રણ દીવસ વહી ગયા હતા અને પોતાના ભાઇ માટેની જેહાંગીરની ચીંતા હવે બહુ વધી

ગઇ હતી. તેણે હવે ઠરાવ કર્યો કે ભાઈના ગુમ થઇ જવા વીષેની ખબર પોલીસને આપવી. તે સહવારના પોહોરમાં ઉઠયો અને કપડાં પહેરી પોલીસને ખબર આપવા જવાને બહાર નીકળયો. રસ્તામાં તેને રોજીંદા વરતમાન પત્રો વેચનારો માણસ મળયો, જેની પાસેથી તેણે એક પેપર ખરીદયુ. તે ઉઘાડતાંજ તેણે એક બાબતનું મથાળું જોયું અને તે ફાટીજ ગયો; ભડકીને ઉભોજ રહી ગયો; તે સ્થીર પુતલું થઇ ગયો. તે મથાળું નીચે મુજબ હતું:—

**હોંગકોંગ ખાતેની બેંકમાં ચોરી—ચોરી કરનાર તહેમુરસ મહેતાની શોધખોળ.**

આખી બાબત તેણે જીવ ઠેરવીને વાંચી જોઇ. ઓહો! પેલો પેસુ પીછાત્યું જે બોલ્યો હતો, તેણે તહેમુરસ ઉપર જે તોહમત મુક્યું હતું તે ત્યારે તો ખરૂંજ નીકળયું. તહેમુરસ આવી ચોરી કરે તેવો તો નહીં હતો, ત્યારે એવું કામ કેમ કીધું હશે?

પોલીસ ઉપર જઇને પોતાના ભાઈના ગુમ થવાની ખબર આપવાનો, તેનો વીચાર હવામાં ઉડી ગયો અને તે સીધો કોલાબા તરફ સરદાર રતનજીને ઘરે ચાલ્યો. તે વેળા સહવારના નવ વાગેલા હતા અને સરદાર રતનજી પોતાના કુટુંબ સાથે નાસ્તાપર બેઠેલો હતો.

નોકર પાસે તેણે નાજા પર સંદેશો મોકલ્યો કે, તે તેણીને મળવા માંગતો હતો અને તે નોકર થોડીજ પળમાં જવાબ લઇને પાછો ફર્યો. તે નોકર બોલ્યો:—

"બાઇ સાહેબ ધનબાઇજી અને નાજાબાઇ તમુને મળી શકતાં નથી, ને બાઇ સાહેબે કહેવારયુંછ કે મહેરબાની કરીને ફરી અહીં આવવાની તમારે તસ્દી લેવી નહી."

પોતાના કાન ખરૂંજ સાંભળતા હતા કે કેમ, તે વીષે જેહાંબક્ષને શક ઉપજ્યો અને ફરીથી તે નોકરને બોલવા કહ્યું. આ જબરો ફટકો હતો, નામોશીમાં ડુબાવી નાંખનારો ઝટકો હતો. તોબી જે પડે તે ખમવામાં બહાદુરી હતી એમ તે જાણતો હતો.

"જા ભાઇ, સરદાર રતનજીને પોતાને કહે કે થોડીક પળ હું તેવણુને મલવા માંગુંછ."

"સરદાર રતનજીબી નાસ્તા પર બેઠાછ, ને તેવણુના દેખતાંજ ધનબાઇજી બાઇએ આ સંદેશો તમારી ઉપર કહેવરાવ્યોછ પેલા નોકરે ખુલાસો કીધો.

હવે તે શું કરે? જબરદસ્તીથી ઘરમાં દાખલ તો થઇ શકાયજ નહીં; ઘરના માલેકની મરજી વગર ઘરમાં જઇને તેને મલી તો શકાયજ નહીં. તે રડમસ થઇ ગયો, પણ તે ખરો હીમતવાન જરથોસ્તી બચ્ચો હતો, માટે હીંમત હાર્યો નહીં અને પોતાનાં ખુદાને યાદ કરી તેનીજ યારી આ સંકડામણમાં માંગી તે ચાલતો થયો.

આપણે આગળ વાંચ્યું છે તે મુજબ જવાન જેહાંગક્ષને અઝરા સાસુનના ખાનગી સેક્રેટરી તરીકે નોકરી મલી હતી માટે જેહાંબક્ષ દશ વાગેને પોતાની નોકરી પર ગયો અને પોતાના ઓરડામાં બેસી કામ ઉપર ધ્યાન આપવાનું હજી તો તેણે શુરૂ કીધું નહીં તેટલાં નાજાં પોતેજ તેની આગળ આવીને હાજર થઇ.

"જેહાં, વહાલા જેહાં, તુને ધનબાઇજીએ ઘરમાં આવવા નહીં દીધો તારે મારૂં જીગર બળીને ખાખ થઇ ગીયું. હું વચે બોલી સકા નહીં. પણ તુને મળવા વગર મારાથી રહેવાયું નહીં તેથી હું કાંઇ ખરીદીએ જવાનું કહીને તુંને મળવા દોડી આવીછ." નાજાં બોલી.

"ધણી મહેરબાની, નાજાં તારો મોટો ઉપકાર થયો બેસ મને કહે પ્યારી, એમ એ લોકને કરવાનું શુ કારણ મળયું? મારા ભાઇની ખબર પેપરમાં વાંચી તેથી, કે?"

"થોડું ઘણું તેથી, ને વરી બીજુંબી બન્યું છ. તું મારા બાવાજી સાથે હોંગકોંગ ગીયેતો તારે તારા બાબમાં કાંઇ નાખુશ બનાવ બન્યો હોસે જે વીસે ગેઇ રાતના પેલા પેસુ એ ધનબાઇજીને ને રતનજીને કહયું. કેહેજે કે હોંગકોગની તુરંગમાંથી એક સ્ત્રી કેદીને તેં હાથે કરીને નહસાડીતી, ને તે સ્ત્રીને પકડવા બે માણુસ પાછળ દોડયાં તેને તેં ઘાહેલ કીધાંતાં. તે બનાવ હોંગકોંગમાં બન્યો તારે તાંહ એક માનસ હાજર હતો. તેણે પેસુને તે વાત કેહી કે તે વાતમાં ઘણી સરાગાત કીધી હોસે, કાંય કે તું પ્યારો એવું કામ તો કદીબી નહી કરે. ધનબાઇજી તે સાંભળી ઘણીજ ખીજવાઇ ને કેહકે જો જેહાંબક્ષ ફરીથી ઘેરમાં આવશે તો તે ઝેર ખાઇને આપઘાત કરશે. રાતના એ વાત થઇને આજે સહ-વારે વરી તારા ભાઇને વરે પેપરમાં વાંચ્યું. ઓ જેહાં, જેહાં, તું હવે મારે ઘેર નહી આવી શકવાનો પણ મને ઘરની બહાર તો મળશે કેની? મને જાર તાર મળતો તો રહેશે કેની?"

"એ સવાલ તો મારે તુને પુછવાનો છે. હું તુને મળવા વગર જીવી કેમ શકું?"

"પણ, જેહાં, મને કહેની. એ પેસુએ જે વાતે કેહી તેમાં ખરૂં શું છે

"વાતમાં કાંઇ દમ નથી. મેં એવું કાંઇબી કામ આજ લગન કીધું નથી કે જેને માટે મને શરમાવું પડે, દુન્યાની નજરમાં હલકો પડવાની મને ધાસ્તી રહે ખુદાની મહેરબાનીથી મારા હાથ હજી ચોખા રહયાછ, ને એવીજ હું દુવા ગુજા-

રૂ છ કે ખુદા મને એવોજ રાખે. એક દહાડે હોંગકોંગમાં હું એક મોહોલ્લામાંથી પસાર થતો હતો તેટલાં એક કંગાળ દેખાવની સ્ત્રી મારી તરફ દોડતી ચીશ પાડતી આવી, અને મારી આગળ ગુંઠણુ પર પડીને કહેવા લાગી કે, તેના ભાઇને ઘેરથી ભાઇની ઘાટકી વરતણુંકથી બચવાને તેણી નહાસી આવી હતી, અને મારે તેનો બચાવ કરવો. તેની પાછળ બે માનસો દોડી આવ્યા અને તેઓએ તેણીની સાથે એવી સખત વરતણુંક ચલાવી કે મને તેણીની દયા લાગી. અને તેણીનો બચાવ કરવાનો મારો ધરમ મેં વીચાર્યો. તે બે માણુસો માહેલા એકે મને ફરી ફરી કહયું કે તે સ્ત્રી ગુનેહગાર હતી અને તુરંગમાંથી નહાસી આવી હતી. પણ પેલી સ્ત્રીએ તે વાત નાં પાડી અને બોલી કે પેલો માણુસ જુઠું કહેતો હતો. મેં તે સ્ત્રીની વાત ખરી માની, જે ખરેખર તો ખોટીજ હતી. મેં તે સ્ત્રીને નહાસી જવા કહયું અને પેલા બે માણસોને મેં તેણીની પાછળ જતા અટકાવ્યા. અમો હાથો હાથ થયા અને મેં મારી લાકડીથી તેમની સામે લડત ચલાવી. એકને મારી લાકડીથી જખમ થયો પણ તે કાંઇ ઘણો ગંભીર હતો નહી. ખરી વાત તે પછી જણાઇ અને મેં મારી દલગીરી જાહેર કીધી અને મારી વાત માનવામાં આવી. બીજે દહાડે તો હું મુંબઇ ઉપડી આવ્યો. તે સ્ત્રી કોઇ વટલેલ હતી અને હોંગકોંગમાં બહુજ ખરાબ ચાલ ચલણથી કંગાલ ઓરત તરીકે રહેલી હતી. અસલ તે પારસી બાપ અને ચીની માને પેટે જનમી હતી પણ પાછળથી ખરાબ માર્ગે ઉતરી ગઇ હતી."

"એજ કેની, જેહાં, એટલુંજ કેની? મેંબી એમજ ધારેલું." નાજાં હરખથી હસીને બોલી, "તેં જે કામ કીધું છ તેને માટે તારી માશુકે મગરૂર બનવું જોઇએ. અને નહી કે શરમાવું જોઇએ. સરદાર રતનજીને આ વીસે હું સઘળો ખુલાસો

કરીને કહેવશ. પેશુએ ઘણી સંઘાત કીધીછ. મને અજબ લાગેછ કે આવા ઉમરાવ બાપનો દીકરો આવો કંગાળ કેમ હોશે ?"

"એ માના લાડથી બગડી ગીયોછ, ને તેમાં પેલા ભીખાજી હીરાદલાલની નોકરી કરેછ એટલે પછી બીજી આશા તેની તરફથી શું રાખીયે ? પણ નાજાં મારે તુને એક બીજો સવાલ પુછવોછ. મારો ભાઇ ચોર ઠરયોછ, ને ચોરના ભાઇને તું તારા ભરથાર તરીકે પસંદ–"

"જેહાં, જેહાં, એ શું બોલેછ ? મને ભાઇ સાથે શું કામ છે ?"

"પણ દુન્યા તુંને શું કહેશે ?"

"જેમ તારા ભાઇ સાથે મને કામ નથી, તેમ મને દુન્યા સાથે કામ નથી."

બંને એક બીજાને ભેટી પડયાં. હજારો દુઃખો વચ્ચે આવો એકજ સુખનો સમો જીંદગીની જોતને જારી રાખવાની ઉલટ આપનારો છે. લાખો સંકટો જેહમતો દુઃખો અને આફતો વચ્ચે આવી અરસપરસની મોહબતનો મીઠો મેળાપ તે સંકટો જેહમતોને તુચ્છ ગણાવનારો છે. કરોડો કડવાસભરી યાદ અને ખુશીમાં ખતાસ નાખનારા ખતરા આવી એક સાચી મોહબતની, પાક પ્યારની, અને ખરાં જીગરની બગલગીરીમાં ધોવાઇ ભુસરાઇ જાય છે. હસ્તીમાંથી નીસ્તીમાં બદલાઇ જાય છે, તેની યાદ વદીક ભુલાવાના ગારમાં બેમાલુમ થઇ જાય છે.

---

# પ્રકરણ પ૩ મું



## જાહેર ખબરનો ધાક.

" મારી નોકરી જેવી રીતે તારે ઉઠાવવી જોઇએ, તેવી રીતે તું ઉઠાવતો નથી, પેસુ." કરોડપતી બીબાજી પોતાના પુત્રના પેસુને દમ ભરાવતો હતો; " તારા કપાળમાં આવા મોટા પગારનો હું તુને કામ દેઉંછ તે શું તુને બેસાડી બાગ ટો ખવડાવવા કે ? તારા પગની ચંપી કરાવવા હવે એક માણસ રાખવાનુંજ બાકી રાખ્યુંછ. પેલી નાજાં સાથે મારૂં વસતારૂં કરવાનું મેં તુંને સોપ્યું પણ તું કંઇ ધીઆન પર લેતો નથી. પણ એમ જો ચાલ્યું તો લાટ બાઇને મારાં ઘેરમાંથી બહાર નીકળશે. તુને મફતનો કામ દેઉં તેના કરતાં આંધળાં લુલાંને જમાડવું વધારે સારૂં."

આવા તાણાજાણાના સુખનોથી અગાઉ પેસુને ચટકો લાગતો હતો. પણ હવે તેનું સાંભળતાં સાંભળતાં તેનું હઇડું સખત થયું હતું અને તાણાના તીરના ઘોબા પડતાં પડતાં ચામડું સુકન મારી ગયું હતું. જેથી તેને અપમાન અને તાણાની કાંઇ ઝાઝી દરકાર લાગી નહીં. તેમજ આ પડેલાં ખાસડાંથી તેનું ચામડું ચમચમી પણ આવ્યું નહીં.

તેણે કહયું. "પણ હું તે શું મારૂં કપાળ કુટું ? એ માને નહીં તારે શું જબરદસ્તીથી લાવીને તમારી સાથે પરણાવી દેઉં ! કોઇ મને પુછનાર પરકનાર છેજ નહીં કે ! ને શું મારો ગામમાં ઢોરડો ખોરડો ફરેછ ? વરી પેલો નબોદ ગાયો જેહાંગીરજી મને જોયછ તાંહથી આવા આવા ડોળા ઘુરકે છે, તેની મને એક તો બીહીક છે. એ પોસાગીર જેવો ઝપ

દેતો કે મારી દે, કે તાંત્યા ઉદેલાવીને કુવામાં નાંખી દેતો એના શું ઘરના કહાડી લઇયે.

"ગમે તો કપાલ કુટ કે ગમે તો માથું ફોડીને લોહી કહાડ, તેની સાથે મને કસું કામ નથી. તારા જેવા પાંચ પંદર પેસુ મરી જસે તો તેથી કાંઇ દુન્યાને મોટી ખોટ જવાની નથી; એટલુંજ કે જેલખાનામાં મોકલાસ થસે ને શરતના મેદાનમાં ગીરદી ઓછી થસે. મને તો આ મારાં કામ સાથે કામ છે. છ મહીનામાં કાંઇબી કાળાં ધોળાં કરીને, કાંઇબી જુઠું સાચું બોલીને, કાંઇબી ઢોંગ ધતુરા ને ધુતમ-ધાતમ કરીને નાજા સાથે મારૂં ચોકઠું નથીં બેસાડયું તો હુંબી ખરો પારસી કે નાજાંની બેહેન દીનુને શોધી કહાડસ, તેનું નીરદોસપનું સાબેત કરી આપસ ને તારી ફજેટી ને ફેવડી કરી મેલસ. દસ વરસ થયાં તે ગુમ થઇ ગઇછ, પણ પઇસાને જોરે દસ દાહાડામાં તેને સોધી કહાડી સકાસે. તે શોધનાં પહેલાં પગલાં તરીકે આએ જાહેર ખબર હોંગકોંગનાં સઘળાં વરતમાન પત્રોમાં આપવાનો મારો વીચાર બલકે ઠરાવ છે."

એમ કહી ભીખાજીએ એક કાગજ પેસુના હાથમાં આપ્યું, જે ઉપર અંગ્રેજીમાં એક જાહેર ખબર લખેલી હતી. પેસુ એક તો પાંસઠ ચોપડી શીખીને ઉંધો વળેલો અને પોણોસો પરીક્ષામાં પસાર થયલો તે અંગ્રેજી બધુ સમજીને તુટી પડતો હતો. તે પોતાના કામ જોગું બગીવાળા સહી અંગ્રેજીમાં ગોટપીટ કરતો હતો અને જરા સફાઇથી લટરાજમાં બોલવા જતાં બીજે વખતે પોતાનો ફજેટો પણ કરી મેલતો હતો. માટે આ જાહેર ખબર તેને પેહેલાં તો ઉકળી નહીં, જ્યારે ભીખાજીએ તે ઉકલાવી ત્યારે તેને બરાબર સમજ પડી નહીં જેથી ભીખાજીને તેની સમજ પણ આપવી પડી.

તે જાહેર ખબર નીચે મુંજબ હતી.

**રૂ. ૫૦૦૦ નું ઇનામ—જોઇયે છે;** મરહુમ મી૦ કુંવરજી શરાફની વડી બેટી દીનબાઇ જે આસરે દશ વરસ થયાં ગુમ થઇ ગઇ છે તેને લગતી ખબર તેણી ચીન ખાતે હોંગકોંગ ગયલી ધારવામાં આવે છે. પણ દશ વરસ થયાં તેને લગતી કશી ખબર તેણીના ખેસી અને દોસ્ત આશનાવોને મળી નથી તેણી મુંબઇ છોડી જવા પછી પરણી ગઇલી ધારવામાં આવે છે. પણ તે વિષેની કશી પકકી ખબર મળી નથી. જો મજકુર દીનબાઇના જોવામાં આ જાહેર ખબર આવે તો તેણીએ નીચે સહીકરનારાઓને પોતાને વીષે જણાવવું અને તેણીને મોટા લાભ થાય તેવુંજ તેણીનાં સાંભળવામાં આવશે. જો કોઇ માણસ મજકુર દીનબાઇને લગતો બરાબર પતો આપશે અને તે ખબરને આધારે દીનબાઇ મળી શકશે. તો ઉપર જણાવેલું ઇનામ તે માણસને આપવામાં આવશે.

**લા૦ કલેમેંટ, બરટન, અને કલેમેંટ.**
સોલીસીટરો.

મુંબઇ-કોટ—રામપારટ રો.

" લે એ જાહેર ખબરને હોંગકોંગ તથા કેનટોન ખાતેનાં સઘળાં પેપરોમાં એ છાપવા મોકલી આપ. મોટા, નાનાં, ફુટ કલ્યાં જે પેપર તાં હોય તે બધા પર મોકલજે. બસો પાનસો રૂપ્યા એમ કે તેમ ખરચાય તેની મને દરકાર નથી. જો એમાં ફરક પડે નહીં. એમાં ભુલ થઇ તો તારી વાત તેં જાણી." ભીખાજીએ હુમ કરયો.

પેસુએ ફીકા ચેહરા સાથે આ જાહેર ખબરનું કાગજ્યું પોતાના હાથમાં લીધું પણ તેણે પકકો ઠરાવ કીધો કે જાહેર ખબર પ્રગટ કરાવવીજ નહીં. ભીખાજી તે પછી બીજા ઓરડામાં ગયો.

"ઓ મરૂંરે પેસતનજી, તમે કાંહથી આયા ?" આ ધાડો ધી જેવો અવાજ આવ્યો અને પેસુએ માથું ફેરવી જોયું તો ભીખાજીની બેહેન વીરબાઇજીને હાથમાં બે ઇંડા લઇને ઉભેલી દીઠી.

"વરી કાંહથી આવે ! ઘેરથી આયો. કાંઇ વેપાર વનજે પરદેશ તો નહીં ગીયોતો કે તાંહથી આયો ? એમ ઘેલાં ચેડાં શાની ઘડી ઘડી કહાડેછ ? એક તો બધો જીવ બરીને બેપડ થઇ ગીયોછ તાંહ તું કાંય નકામી ફફડાવતી હોસે" ? પેસુએ ફફડી ચટકીને જવાબ દીધો.

"પણ છે શું ? કાંઇ સમજ પડે ? વળી જીવ બળી સાવરે ગીયો ? દાજી બાજી ગીયો કે ?" વીરબાઇએ પુછયું; "એમ પાનીના ચીમરાવલાં અચાર જેવું મોહોડું સાવરે થયું ? "

ભોગ લાગયાં તેથી થયું. જા, નહિં તો વળી મોહોડામાંથી કાંઇ સાંભરસે.

"જોની, તુને હું ભઇ બાપો કરસ તાંહ સુધી હું, પછી ખાસડેજ બાંધસ જે. કાંઇ જાણતો હોસે પણ લાડ લડાવસ તાંહ સુધી, નહીં તો પછી કુતરાંની કાની ગણુસ."

"બલા સાતી, કુતરાંની કાની ગણસે તો કાંઇ દમ બમ ભરાવતી હોંસે."

"લે તારે આએ દમબી, ને આએ બમબી !" એમ કહી વીરબાઇએ પોતાના હાથમાં પકડેલાં બંને ઈંડા ફરાર કરતાં પેસુના મોહોડાં તરફ ફેંકયાં અને પેસુના મોહોડાં સાથે અફડી તે બને ફોટ થઇ ગયાં. એક કપાળ પર ફુટયું અને બીજાએ નાખની ટીચકી ઉપર પોતાનો ભોગ આપ્યો. પેસું તો ખરડાઇ લચરાઇ ગયો.

દેખાવ જોવા જોગ થઇ પડયો હતો પણ પેસુને તે દેખાવ જો કે નજરે દેખાયો નહીં પણ મનમાં તેનો ખ્યાલ ઉભો થયો હશે ખરો. તે બોલ્યો:

"અરરર, તારું નખોદ વળે રે તારું! એ શું કીધું! ઉંહ-ઉંહ-ઉંહ!"

"બલા જાણે રે, લાગ્યું કે?" વીરબાઈ વાંદરીએ હવે જરા ટહેકારમાં પુછ્યું.

"વીરબાઈ તું મને એમ કાંય હેરાન કરેછ? એમ કરવાથી તારા હાથમાં શું આવેચ?"

"તારે મને તું એવા તરકટ જવાબ કાંય દેછ? દારૂ પીવાનો થાયછ તારે તો ચેંગો પેંગો થઈને ઓઢણ પંડરાઈ જાયછ ને વાત કરવા આવિછ તારે ટીચકું ચઢાવેછ."

"બાપુ માફ કર, મારી ભુલ થઇ. જરા મારૂં મોહોડું ધોવરાવ."

વીરબાઈએ પેસુનું મોહોડું ધોવડાવ્યું અને પેસુનો જીવ જે ચકાસી ગયલો હતો તેને કેમ ઠંડો પાડવો તે વીરબાઈ જાણી રહેલી હતી માટે તરતજ વાઇન ગ્લાસ ભરીને કાચો બ્રાંડી પાઇ દીધો, જેથી બ્રાંડીની ગરમીથી તેનાં દીલની ગરમી ભાંગી ગઇ અને જીવ ઠંડો ગાર થઇ ગયો, જે પછી આ બંને જણાં વાતે બેઠાં.

વાંચનાર, કાંઇક સનસારો તુંને સમજાયો તો હશે. વીરબાઇનો વીચાર પેસુ સાથે ગોઠવાઇ જવાનો હતો પણ પેસુનો તેવો વીચાર હતો નહીં. વીરબાઇનાં લખાણ તેણે જોઇ લીધાં હતાં, માટે તેણીને પોતાનો હાથ આપવો અને કસાઇના હાથમાં પોતાની ગરદન આપવી બંને બરાબર તે ધારતો હતો. પણ વીરબાઇને હડકાંતી કઢાડવાની તેની છાતી ચાલતી હતી નહીં. બીજી તરફ ભાઇના ધાકને લીધે વીરબાઇથી પેસુ સાથે પરણવાની માંગણી પોતાના ભાઇ આગળ થઇ શકતી હતી નહીં. વળી બીખાજીની મરજી કાંઇ જુદીજ હતી અને મોટે ખાંચરે વીરબાઇને પરણાવવાનો તેને અભખરો હતો, જે વીરબાઇ જાણતી હતી.

આજ કાલની નાદાન છોકરીઓ જેવો વીરબાઇનો પ્યાર હતો નહીં. તેણી સમજતી હતી કે જો મોટે ઘરનો જવાન, ખાનદની માટી મળી જાય તો પેસુને રખૂડતો મુકી દેવામાં અક્કલ ખરચવા જેવું હતું. કોઇ નહીં મળે તો પછી પેસુજી સાથે ગોઠવાઇ જવામાં વળી મુરખાઇ પણ હતી નહીં એવું તેણી ધારતી હતી.

ભીખાજી બહાર જવાને તઇયાર થયો અને ગાડીમાં બેસવાને દીવાનખાનામાંથી તે પસાર થતો હતો તેટલાં પેસુ તેની આગળ દોડી આવ્યો. તે બોલ્યો:—

"ભીખાજી શેઠ, જરા થોભજો મારે તમને કાંઇ અગતની ને ખાનગી વાત કેહેવીછ."

"જલદી કહે. મને ઉતાવળે બહાર જવાનું છે. શું છે?" ભીખાજીએ પુછ્યું.

"કમંચાંવા આપરે પેલો ખોટો તારનો સંદેશો નહીં કરાવ્યો તો? પેલા તાર માસ્તરે સંદેશો મોકલેલો ને તેથા શેરબજારમાં બધી ઉકલફુલ થઇ ગેયલી તે!" પેસુએ યાદ આપી.

"હા, હા; મને યાદ છે. તેનું શું કરાવેછ?"

"તે તાર માસ્તરને તેની નોકરી પરથી, આએ ભુલને લીધે રજા મળીછ."

"પીડા ઓછી રજા મળીછ તો તેનું અંહી કેઇ બલાને?"

"પણ તેને આપરે કબુલાત આપીતી કની કે તેની નોકરી જશે તો આપરે તેને મદદ કરશું ને તેને આપડા નહીં પડે તેવી સારી જેવી ગોઠવણ કરી આપશું?"

"કબુલાત આપેલી. તે હું કાંઇ ના કેહુંછ?"

"તારે તેને કાંઇ આપવું જોઇયે કની!"

"અરે ગધેડા, એવી આપેલી કબુલાતો જો પાળતા ફરીયે તો પછી દીવાળું'જ નીકળે તો. કબુલાત આપવામાં

આપશ બાપનું ગીયું શું ! એવી તો સો કબુલાત આપ્યે."

"પણ તેની બઇરી છે, ને ઘણાં છોકરાંબી છે."

"તેનું આપરે શું કરીયે ? જણે તે જોગવે. ઘણુ છોકરાં છે ને તેમાંથી બે પાંચ મરી જશે તો દુન્યામાં શું દાટ વળવાનો છે ?" ભીખાજીએ સખત હઇડાંનો નમુનો આપ્યો.

"પણ એ બહાર જઇને ખરી વાત કહી દેશે તારે ?" પેસુએ ચીંતા દેખાડી.

"મારા સાહેબ તમેબી પેહેલાં નંબરના ઉજબખ ઉલ્લુ ને ગધેડા છેઓ. એ બહાર જઇને વાત કરે તો પેહેલાં નુકશાન કોણને થાય ? આગે તો એની ભુલ થઇ તેથી નોકરી ગેઇ; પણ લુચ્ચાઇ કીધી એમ એ પોતે જણાવે, લાંચ લઇને ખોટો સંદેશો મોકલ્યો એમ એ પોતે કબુલ કરે તો બંટણે નહીં જાય ?" ભીખાજીએ ઠંડે પેટે જવાબ દીધો અને ગાડીમાં બેઠો.

વીરબાઇ અને પેસુ તે પછી એખલાં પડયાં અને સોહચાઇ જવાને સારૂં બે આનાના ભજીયાં ગાંઠયા મંગાવી મોવરાંની બાટલી ઉંધાડી. ઘરમાં તરેહવાર જાતનો કીમતી દારૂ ભરેલો હતો પણ વીરબાઇને તો મોવરાંપરજ પ્રીત હતી એટલે પછી પુછવુંજ શું !

---

## પ્રકરણ ૫૪ મું.

### દુશમનની ચુકતી.

ગાડી કયાં હાંકવી તે કોચમેનને ભીખાજીએ ફરમાવ્યું અને તેજી મોટા આરબી ઘોડા ચાબુકનો ઈશારો થતાં, રબર તાયરની સુંદર રમકડાં જેવી નહાની ગાડી અને તે માંહેલો, ઘધેલ

પર લાઢે તો ઘઘેડુંબી બેસી જાય તેવો ભીખાજીનો બોજો ખેંચી, નહાની રૂપેરી ગુંગરીઓ ખણખણાવતા, લાડે લેહેરે જોરમાં દોડયા.

ભીખાજી પોતાની બેઠક ઉપર અઢેલાઈને બેઠો અને વીચાર કરવા લાગ્યો. તેને એકજ વીચાર દીવસો થયા આવ્યા કરતો હતો. અને તે વીચાર વહેમુરસને લગતો હતો. વીચારમાં ને વીચારમાં તે બેસી રહયો અને પછી બરબડયો.

"તેહેમીના આએ કામ કરશે કે? એ મન ઉપર લેતો કરે એવી છે ખરી."

અઝરાં સાસુનવાલી આફીસ આગળ ગાડી ઉભી રહી. ગાડીમાંથી ભીખાજી ઉતર્યો અને ભારે વજન ઉપડી જવાથી ગાડીની કમાનનેબી કાંઈક કરાર વળ્યો. તેને અઝરાએ માન અકરામ આપીને બેસાડયો. કારણ કે કરોડપતી પારસી શેઠયા ભીખાજી હીરાલાલને તે યાહુદી લખપતી વેપારી બરાબર ઓલખતો હતો.

"ઓહો, મી૦ ભીખાજી હીરાદલાલ, કેમ છો સાહેબ? તસદી લેવી પડી?"

"મને તમારી નવી મીલના પચાશ શેર જોઈયેછ." ભીખાજીએ જવાબ દીધો, "મને હમણા તેની રશીદ આપો તો હું ચેક લખી આપું."

અઝરા તો આ સાંભળીને ઉઠલાઈ પુઠલાઈ ગયો અને દોડધામ કરી મેલી. તેણે પોતાના ખાનગી સેક્રેટરી જેહાંબક્ષ મેહેતાને બોલાવ્યો.

જેહાંબક્ષ ભીખાજીને અહીં આવેલો જોઈને ચોંકયો અને તેના પેટમાં ફાળ પડી. તેનાં દરેક કામમાં ભીખાજી ફાંચડ મારતો હતો એમ તે જાણતો હતો. માટે તેની અત્રેની હાજરીથી તેને ધાસ્તી ઉપજે તેમ
કરે તેમાં નવાઈ શી?

સઘળી ગોઠવણ થયા પછી ભીખાજીએ ચેક લખી આપ્યો અને ચેક લઇને જેહાંબક્ષ ત્યાંથી પાછો ફર્યો. પણ ભીખાજીએ તેની તરફ આંખ ફેરવી ડોળા કકડાવ્યા. અઝરાએ તે જોયુ' નહીં પણ જેહાંબક્ષે તે જોયું. અને તેની દરકાર પોતે નહીં કરતો હોય તેવો દેખાવ જેહાંબક્ષે કર્યો. જેહાંબક્ષના જવા પછી ભીખાજીએ અઝરાને પુછયું.

" આએ જવાન જેહાંબક્ષ મેહેતાને તમે તમારા સેક્રેટરી તરીકે રાખ્યોછ કે ? "

" હા. પણ એ સવાલ કેમ પુછો છો ? તમે એને ઓળખતા હશો સાહેબ. "

" કાંઇક સહેજ. એની સાથે મને ઓળખાણ છે એમં કહેવા મને ગમતુ' નથી. "

" તેનું કારણ ? "

" કારણકે ઓળખાણ પાડવા જોગ એ માણસ હોય તે વીષે મને પોતાને શક છે."

" યા ખુદા ! આ તમારા બોલથી મને ધાસ્તી ઉપજે છે. કાંઇ ખુલાસો તો કરો."

" મારા પ્યારા મી૦ સાસુન, એ શક રાખવાને મને ઘણાં કારણો મળયાંછ. પેહેલાં તો આએ મી૦ મેહેતાની અ'ગત ચાલ ચલણ ઉપર શક લઇ જવા જેવા બનાવો બનેલા છે. તમુને સર મોરીસ લુકીનવાળો બનાવ કદાચ યાદ નહીં હોસે. એ મેહેતા તેની પાસે કાંઇ મહેરબાની માંગવા ગયેલો ને સર મોરીસે તે મહેરબાની આપવાની ના પાડી, તારે એ ભલાં માણસે તે બીચારા ઘરડા પર હાથ ઊંચકયો ને ઘાટકીપણે માર્યો."

" હા, હા. કાંઇ એવુ' યાદ છે ખરૂં. તે હુમલો કરનાર આએ જવાન કે ?"

"તારે બીજો કોણુ? તે વાતપર ઢાંક પીછોડો થયો ને એના કેટલાક દોસ્ત આશનાવોએ વાત દાબી દીધી. પણ ખરી વાત કાંઈ દુન્યાના કાન ઉપર આવ્યા વગર રહેછ કે? વલી કેટલાંક વરસની વાત ઉપર હોંગકોંગ ખાતેબી એને એવીજ ચાલ ચલાવીતી. એક પોલીસના માણસને એ મેહેતાએ લાકડીથી એવો મારેલો કે તે બીચારો મરતો મરતો બચ્યો. બસ જેમાં તેમાં બોંહેજ ચહડાવવાની એને ટેવ છે. જગ વાતચીતમાં ઉશકેરાઇ જાય ને હાથ ચલાવે. હાથનો ઘણોજ છુટતો. મને તો એ બહુજ ધાસ્તી ભરેલો માણુસ લાગેછ. પણુ એ તો જેવા બાપ તેવા બેટા. એનાં આખાં કુટુંબમાં બદમાશી ઉતરી આવેલી માલમ પડેછ. એના ભાઇની વાત તમે નહીં જાણુતા મી• અઝરા"

"નહી', નહીં. વળી એના ભાઇની વાત શું છે?" ગભરાયલા અઝરાએ પુછ્યું.

"હોંગકોંગની બેંકમાં ચોરી કરીને એનો ભાઇ નહાસી આયોછ ને કેડે મુંબઇમાં ભરાઇ બેઠોછ. એના ભાઇનું નામ તહેમુરસ ધનજીશાહ મેહેતા છે."

"બરાબર. મેં પેપરમાં વાંચેલું ખરૂં. પણુ તે એનો ભાઇ થાય એમ મેં નહીં જાણેલું."

"હારે, તે તહેમુરસ એનો ભાઇ, એક ઘેડ ને બીજો કસાઇ. મરહુમ મી૰ કુંવરજી શરાફે 'એને પાલયો, પોસ્યોને ધંધે લગાડયો. તેવણુનો ધાક હતો ત્યાંસુધી સીધો સીધો ચાલ્યો. પણુ તે બીચારો મરી ગીયો કે પાછો વીખરી ગીયો."

"અરે ઠીક થયું સાહેબ, તમે આએ બધી ખબર મને આપી તો. એ નખોદ ગીયો મારી ઉપરબી એમ તો હાથ ઉંચકશે. કોઇ વખત ભુલ થાય તારે કહેવુંબી પડે. ને એને હું ધમકાવું ને મારો ટોટો બોટો દાબી દે તો હું કરૂંબી શું!

રાત મધરાત નવરં જોઇને એ તો છાતી પર ચહડી બેસે ને તીજોરી ખાલી કરીને ચાલતો થાય. એવું માણસ તો આપુને નહીં પરવડે જો. કામમાં હુશયાર છે, બાહોશ છે, હાથે જડપ છે, પણ આએ કમાલ એબ છે એટલે બધાંપર પાણી ફરયું."

ભીખાજી એ પછી પાછો ફર્યો અને તેજ દીવસે સાંજે જેહાંગીરનો પગાર ચુકવી આપી અઝરા સાસુને તેને નોકરી ઉપરથી રજા આપી.

આ કામ કોણે કીધું હતું તે જેહાંગીર તરતજ ચેટી ગયો. એમાં કોણનો હાથ હતો તેની તેને તરતજ સમજ પડી ગઇ. એ યુક્તી તેના દુશમનની હતી; તેના કપટી, કીનાખોર, વેરસી, વેરીએ આ બીજો ફટકો તેને માર્યો હતો એ તેની આગળ જાહેર હતું.

---

## પ્રકરણ ૫૫ મું

### શેઠની ચીંતા-નોકરની ચતુરાઇ.

"ઓહો!" જાફર, તે ભીખાજી હીરાદલાલનો અંગત નોકર અને ડીટેકટીવનો ધંધો શીખવાના પછાડા મારતો, પણ ચંચલ જવાન, બોલ્યોઃ "આએ શું! આએ તે નામઃ સાપુરજી મીસતરી. શેઠ તો કહેતોતો કે હું તે નામવાળાને ઓળખતોજ નથી, તારે એ નામ આયું કાંહથી?"

ભીખાજીનાં રદ થયલાં કપડાં જાફરને આપી દેવામાં આવ્યાં હતાં અને તે કપડાં જાફર ગોઠવતો હતો. આ કપડ સાધારણ ગુજાશનાં માણસને માટે નવાં જેવાં અને એશકી હતાં પણ કરોડપતી ભીખાજીને મનસે તે જુનાં અને રદી હતાં.

જાફર કપડાં ગોઠવતો ગયો અને બરબડતો ગયોઃ—

"અગાઉ તો મુંબઇમાં એ ઘણા વરસની વાત પર ભીખાજીનેજ નામે ઓળખાતોતો. નહીં ઓખર હતી કે નહીં અટક હતી. પછી એ બહારગામ ચાલી ગયો. કાંઇ કાંરૂંધોરૂં કીધું હોસે તેથી કદાચ નહાસીબી ગયો હોય. પછી ઘણે વરસે કેદેથી છુટી નીકળયો. અને પોતાની બેહેનનેબી સોધી કહાડી અને ઘર માંડીને રહયો. જ્યારે એ મુંબઇમાં હતે ત્યારે અથવા તો બહારગામ હતો ત્યારે આ સાપુરજી મીસતરીની ઓળખમાં આયો હોસે."

એક દગલાના ગજવામાંથી એક કાગજ નીકળયો હતો. અને તે જોતાં આ વીચારો જાફરને ઉપજયા હતા. તે કાગજ ડુચો વળી ગયલો અને ચોળાયલો હતો. તે કાગજ પોતાનાં ગુઠણ પર મુકી હથેલીથી સફા કરતાં તે પર સાપુરજી મીસતરીની સહી જાફરના જોવામાં આવી. આ સહી જોવાથી જાફરના મનમાં ઉપલા તુરંગો એકદમ ઉભા થયા.

"બેશક સાપુરજી મીસતરી તો ઘણા હોસે ને મુંબઇમાં તે ફકરી વકરી જતા હોસે. પણ હોંગકોંગમાં તેવા સાપુરજી મીસ્ત્રી ઘણા હોય એમ હું ધારતો નથી. એક હોય કે ઘણું તો બે હોય—ત્રણ હોય તો હું અજબ થાઉં. ત્યારે એ ગડબડ ગોટાલો છે શું?"

જાફરને આજે બપોરના નવરાસ હતી. જેથી પોતાના ડીટેકટીવના અભ્યાસ ઉપર ધ્યાન આપવાની અને વળી પોતાની માશુકને મળી આવવાની તેને ફુરસત મળી હતી. આ સાપુરજી મીસ્ત્રીની સહીવાળા કાગજ ઉપર બીજી તકે ગોર કરવાના વીચારથી તે તેણે જાળવી રાખ્યો અને કપડાં બદલી એશકી ખરેઘાટ થઇને તે માહીમ તરફ સુસનને મળવા ચાલ્યો.

જાફર આ તરફથી માહીમ જવા નીકળયો અને તેજ વખતે માહીમ ખાતે પણ એક જાણવાજોગ બનાવ બનતો હતો. બાનુ તહેમીના મુંબઇના પોતાના બંગલામાંથી નીકળી માહીમ

ના બંગલાની મુલાકાતે આવી હતી અને ત્યાં તેણી લાડુમળ સાથે એક ખાનગી ઓરડામાં વાતે બેઠી હતી.

"હવે તો બા મારે મોહોડે ફીક આવી ગઇ." લાડુમળ કંતાળીને બાઇસાહેબ આગળ ફરયાદ કરતો હતો. "મારો લાડકો રમત્યાલ જીવ, ફરવા હરવા ને મોજ મજાહ કરવાનો મારો સ્વભાવ, નાટક જોવા વગર મને ચાલે નહીં. ને ગાયણની બેઠકમાં જાયા વના મારા જીવને ચેન પડે નહી. બે ચાર દોસ્તો સાથે જરા તોહલટપા કીધા, બે ચાર ધપા મારયા, પાંચ પચીશ ખાઇ લીધા તો ગમત મળે. અઠવાડયામાં બે ચાર વખત છાકટા થઇને ગટરમાં પડયે તો જીવેલું પરમાણુ ગણાય; ને એશટી થઇ બેંડસ્નાંડ પર મોટા સાહ-ઝવેરીની માફક લટકો કરીને ચાલ્યે તારે મનને સંતોષ મલે. તે નહીં ને અહીં નકામું ગોંધાઇ રહેવાનું. એ કાંઇ આપુને પરવડે નહીં. વાઘનેબી પીંજરાંમાં રાખી મેળે તો તેની ચરબી તવાઇ જાય ને ઝહનુન ઉતરી જાય. મને તો બા હવે એવો કંતાળો આયોછ કે યા તો આ તમારા કેદીને નહસાડી દેવસ, યા તો હું બાગમાં આવેલા મોટા કુવામાં પડીને આપઘાત કરસ, ને નહીં તો મેચીસ લગાડી આજે ખહીવહી ગયલો બંગલો ફુંકી દઇ સવળો ઝઘડો પટાવી દેવસ. સમજયાં બાઇસાહેબ?"

"તું કાંઇ ગાંડો થયોછ લાડુમલ? એમ ઘેલાં કાંય કાહડતો હોસે? કાંઇ અહીં જાવેદાન સુધી તો તને નથી રહેવાનું? બોત ગેઇને થોડી રેહી." બાઇસાહેબે સધ્યારો આપ્યો.

એ વેળા બંગલાના બાગમાં કોઇની ગાડી દાખલ થઇ, જે બારી વાટે જોઇને તહેમીનાએ લાડુમલને કહયું. "લાડુમલ તું અહીજ બેસજે. કોઇ આયુંછ, તેને હું મળી આઉછ."

તહેમીના દીવાનખાનામાં આવી અને થોડીજ પળમાં ત્યાં શીખાજી હીરાદલાલ દાખલ થયો. તે આવ્યો અને તરતજ

બોલ્યો. "હું મુંબઇના તમારા બંગલામાં તમુને મળવા ગીયો તો પણ તમે મળ્યાં નહીં ને નોકરે કહ્યું કે મેહમ ગીયાંછ તેથી હું અહીં આવ્યો."

"ઠીક થયું આયા તો. બેસોની." તહેમીનાએ જવાબ દીધો.

"પેલાને હજી અહીંજ રાખ્યોછ કે "

"હા."

" હવે એનો કેમ નીકાળ કહાડવોછ ?" ભીખાજીએ પુછ્યું, પણ તહેમીના તો ચુપજ બેસી રહી. તહેમીના બોલોની, જવાબ દેવોની. મેં જે પચાસ હજાર રૂપ્યા આપવાની માંગણી કીધીતી તેનો તમે શું જવાબ આપોછ ? કાંઇ તે વીસેનો વીચાર કીધો ? કાંઇ ઠરાવ ઉપર આયાં ? "

" એ માણસની પછવાડે પોલીસના માણસ લાગાંછ, તારે એને પોલીસના હાથમાંજ કાંય નહીં આપી દેતા કે સઘળી ખટરાટ પટી જાય ?" તહેમીનાએ સવાલ કર્યો.

" નહીં, નહીં. જયાં સુધી એ જીવતો છે ત્યાં સુધી ખટરાટ કદીબી પટી જવાનીજ નથી." ભીખાજી બોલી ઉઠયો; "તમે એની સાથે કસી વાતચીત કીધીછ કે ? તમે એને મલ્યાં તો હોશો. એણે તમારી આગળ કોઇ બાબતની વાતચીત કીધી તો હોસેજ."

તહેમીના હસી પડી. ભીખાજીના બોલવાનો અરથ તેણી સમજી ગઇ, તેણીએ કહ્યું !

"નહીં, હું મળીબી નથી, એની વાત મેં સાંભળીબી નથી. તમે ગભરાવો ના"

"મને ગભરાવાનું શું કારણ છે ? એ તમારી આગળ વાત કરે તો તેમાં મને ડરવાનું નથી, કારણ કે તમે બાઇસાહેબ મારી ચુંગાલમાં સપડાયલાં છેઓ. એ જે વાત કરશે તે તમે જાણસો બી તો મને તેની જાહજી પરવા નથી. એની આગળ કોઇ રહેછ કે ?"

"એક માણસને એની આગળ મેં રાખ્યોછ તે માણસ પર મને વીસ્વાસ છે."

"તે માણસ કોણ છે? તેની ઉપર તમુને એટલો બધો વીશ્વાસ કેમ આયો?"

"તે માણસ કોણ છે અને તેની ઉપર મને એટલો બધો વીસ્વાસ કેમ આયો તેની સાથે તમુને કશું કામ નથી. હું ખાતરી આપુંછ કે તે માણસ વીસ્વાસને લાયક છે મારી ખાતરી છે."

"હવે પેલા પચાશ હજાર રૂપ્યાની વાત કરો." ભીખાજી બોલ્યો.

ભીખાજીને લાગ્યું કે તહેમીનાનું અંગ સહેજ કમકમ્યું હતું. તે મરોરદાર, સામાં ધણીને આંજી નાંખે તેવી ખુબસુરત કાંતીની બાનુ માથાથી પગ સુધી કમકમી. કમકમાટનું એક આછું લખલખું તેનાં ઘાટદાર બદન ઉપરથી પસાર થઇ ગયું.

"તે પચાશ હજાર રૂપ્યા મેળવવાનો મેં ઠરાવ કર્યો છે." બાનુ તહેમીના આખરે બોલી.

ભીખાજીનો કદરૂપો વીકાલ ચહેરો ખુશહાળીથી ચમક્યો. તે બોલ્યો:

"તમે ખરેખરાં બહાદુર બાનું છેઓ. શાબાશ, હીમ્મત તે એને કહે!"

ભીખાજી તે પછી રવાના થયો અને તેને વળાવવા તહેમીના દરવાજા સુધી ગઇ. ભીખાજી ગાડી હંકારી ગયો. અને તહેમીના પાછી ફરતી હતી. તેટલાં તેણીએ એક માણસને બંગલાના બાગમાંથી પસાર થતાં દીઠો. તહેમીનાએ પુછ્યું.

"એ કોણ છે?"

"જી એ તો હું છેઉ. મારૂ નામ જાફર છે.

" પણ તારાં નામ સાથે મને શું કામ છે ? અહીં તું કાંય આયો ? "

" જી, ભીખાજી શેઠનો હું નોકર થાઉંછ ને ભીખાજી ને ઘરે તમારી દાસી સુસન નોકરી ઉતી તારે મને એની સાથે દોસ્તી પરેલી તે તેને હું મળવા આયોછ. એની સાથે હું પરણ વાનો છેઉં તે લગન વખતે કેવી સાડી ચોલી કરવી તે વીષે જરા એની સાથે મળીને બે વાત કરવાની છે." જાફરે ખુલા સો કર્યો.

તેહમીનાનાં ધ્યાનમાં આ ખુલાસો ઉતર્યો અને તેણીએ કહ્યું.

" તારે એમ સંતાતો ભરાતો કેમ ફરેછ ? જા પાછલે દરવાજેથી સુસન પછવાડે હોશે."

તે પછવાડે ગયો અને સુસન ત્યાં તેને મળી. તેણે સુસ નને કહ્યું:

" પ્યારી સુસન, મારે તારી સાથે ખાનગીમાં વાત કર વીછ. કોઈ એકાંત જગાએ મને લઇ જા. જરા ઉતાવળ કર તો, મને પાછું કોલાબે ઉતાવળે જવાનું છે."

" તારા આએ પછાડાથી તું કોઇ દાહાડે કોલાબેજ જશે. એમ મને તો બીહીક લાગ્યા કરેછ. " સુસન બોલી; "ઘેલો થઇ જવાનો હોય તો પરણ્યા અગાઉજ થઈ જજે, નહીં તો હું પરણીને પછી તું ઘેલો થશે તો નહીં રંડાયલી કે નહીં સોહવાસન તેવો મારો અવતાર થઇ પડશે. ચાલ, ચાલ, બાગ માંના મોટા કુવા આગળ જઇએ. ત્યાં નવરૂં છે. જોઉં તો ખરી વરી તારા મનમાં શું ખાનગી વાત કરવાનો ધખારો એકાએક ભરાઇ બેઠોછ."

તે પુરાણા જુના બંગલાના બાગમાં આવેલા મોટા જુના પડતર કુવા તરફ તે બન્ને ગયાં. આ વખતે અંધારૂં થઈગયું હતું અને ટંડી લેહેરી નીકળી હતી.

" સુસન, હું કેહુંછ તે યાદ રાખજે ને છુપું રાખજે. આ બંગલામાં કાંઇ મને ભેદ જણાયછ, કાંઇ ઘોંતાળો વળેલો મને લાગેછ. આ બંગાલામાં જે સઘળા ઓરડા તેં જોયાછ ને જાન્યાછ તે ઉપરાંત એક બીજો છુપો ઓરડો હોવો જોઇએ. ગેઇ વખત હું અહીં આવ્યો તો તારે મને તે વીષે શક ઉપ જયો તો. પણ હવે મારી તે વીષે પુરેપુરી ખાતરી થઇછ. જો આ બીજે માળે બહારથી આપણે બારી ગણુયે તો તેની સંખ્યા ચઉદની છે. ને અંદરથી ગણુયે તો તેની સંખ્યા તેરની છે. એનો માયનો સો ? એજ કે એક વધુ ઓરડો બીજે માળે છે. સાધારણ આંખથી છુપો રહેલો છે. જો હું અહીં રહેતો હોતે, તો આ ઓરડાનો ભરમ હું સોધી કહાડતે. પણ મારાથી અહીં રહેવાતું નથી માટે એ ભરમ સોધી કહાડવાનું કામ હું તારા હાથમાં સોપુંછ. તું કોશેશ કરજે ને એ શું છે તે સોધી કહાડજે. હું કસમ ખાઇને કહુંછ કે અહીં કાંઇ દાવપેજ રમાયછ. આંખ ફાંગાડી રાખતાં બીહીતી ના, પણ મોહોડું ઉંઘાડતાં બીહીજે. એ ભરમ સોધી કહાડયો તો નેહાલ થઇ જશું એમ મને ભાસેછ. ચુપ રહેજે, જોતી રહેજે, જોય સાંભરે તે મને કહેતી રેહેજે."

જાફરે ચંચળ સુસનના જીગરમાં આ બોલોથી દારૂ ગોળાની ચીંગારી મેળી.

---

## પ્રકરણ ૫૬ મું.

### એક નવી આશા.

"મારે એ કરવુંજ જોઇએ !" જવાન, કમનસીબ, હીણાયલો, હાડમાર થયલો જેહાંગીર પોતાના નહાના, બહુજ થોડા ફરનીચરવાળા ઓરડામાં આમ તેમ ફેરા ખાતાં બોલતો હતો:

" મારે એ કરવુંજ જોઈએ ! બીજો મારે માટે ઉપાય સો રહયો છે ? એ કરવું બહુ જીવ પર જબરી કરવા જેવું છે, પણ દુન્યાજ સખત અને ઘાટકી છે એટલે લાચાર."

બહારગામ નીકળી જવાનો તે વીચાર કરતો હતો અને પોતાનો તે વીચાર નાજાંને જણાવવાને તે એક કાગજ લખતો હતો. નાજાં ઉપર કાગજ તે લખતો હતો અને થોડી લીટી લખી તે ઓરડામાં આમ તેમ ફેરા ખાતો હતો. જીવ પર ખરેખર જબરી કરીને તે આ પત્ર લખતો, પાછો ઉઠતો, ઓરડામાં ફેરા ખાતો, બરબડતો, ઘડીમાં નાસીપાસ થતો, ઘડીમાં હીમત ધરતો, અને વળી પાછો લખવા બેસતો, અને વળી પાછો કલમ પકડીને ઉભો થતો.

આપણે હમણાં જેહાંબક્ષને જોઇયે છીયે ત્યારે એજ પ્રમાણે કલમ પકડીને ઉભો થઇ ઓરડામાં આમ તેમ ફરીને પોતાને મનસે બરબડતો હતો. તેટલાં ઓરડાનું બારણું બહારથી હળવેથી ઠોકાયું અને જેહાંબક્ષે બારણા તરફ જોઇ કહયું: "કોણ છે? અંદર આવો!"

ઓરડામાં જેહાંબક્ષના કાટેલ દુશમન ભીખાજીનો નોકર જાફર દાખલ થયો.

"બા તુ કોણ છે? તારૂં નામ શું?" જેહાંબક્ષે તેને જોઇને અજબ થઇને પુછયું.

"મારૂં નામ જાફર છે સાહેબ, અને હું શેઠ ભીખાજી હીરાદલાલનો નોકર થાઉંછ."

ભીખાજી હીરાદલાલને નામે એક તો જેહાંબક્ષને બહુ તાઉડક હતી જેથી તેના નોકરની હાજરી તેને ખુદરતી રીતે ગમીજ નહીં. તોબી સભ્યતાને ખાતર તે બોલ્યોઃ

"મેં તુને ભીખાજીને ઘરે જોયો હતો ખરો. પણ મને મળવા તું શું કરવા આયોછ તે હું સમજી શકતો નથી. કાંઇ

"સાહેબ, મારા શેઠ પાસેથી બે કલાકની રજા લઇને એક બહુજ જરૂરી બાબતની વાત તમુને કહેવા હું આયોછ. બાનુ તહેમીના જરશારને તો તમે ઓળખોછ. તે બાઇની નોકરીમાં એક દાસી છે જેની સાથે હું નેકા કરનાર છું. એ બાઇએ મહેમમાં એક જુનો ભાગો તુટો બંગલો વેચાતો લીધોછ અને એવો બંગલો શા માટે તેવણે લીધો હોશે તે કોઇ જાણતું નથી. એક વખતે તે બંગલામાં હું મારી સુસનને મળવા ગીયોતો ને ત્યાં મેં દીઠું હતું કે બીજે માળે ચઉદ બારી બહારથી દેખાયછ, પણ અંદર તો તેરજ છે. એક બારીને લગતો ઓરડો અંદરથી માલમ પડતો નથી. સુસનને મેં તપાસ રાખવા કહયું અને સુસને તપાસ રાખી આજે મારી ઉપર એ વીશે આ પત્ર લખ્યોછ. એ ઉરદુ ભાષામાં છે."

હું ઉરદુ ને ફારસી વાંચી શકુંછ. લાવ જોઉં શું છે ?"

જાફરે તે કાગજ જેહાંબક્ષના હાથમાં આપ્યો અને જેહાંબક્ષે નીચલા વાકયો વાંચ્યાં:

" મારી બાઇ હમણાજ બહાર ગઇ, જેથી તારી ઉપર બે ચાર બોલ લખવાની મને નવરાસ મલીછ. બાઇ જુનાં, ફાટેલાં તુટેલાં કપડા પહેરીને કેઠે બહાર ગઇછ, ને એ વરી છુપે રસ્તેથી અલકશે ગેઇછ. મેં એને જોઇને એનો દેખાવ જોતાં મારા પેટમાં તો ધસકોજ પડયો. તું ધારેછ તે ખરૂંજ હોશે. ઘેરમાં કાંઇ દાવપેજ ચાલતો હોય એવો મામલો લાગેછ, ખરો. તેં કહ્યું તેમ મેં નજર ખુલી રાખી ને મને માલમ પડયુંછ કે બીજે માલે એક છુપું બારણું ઉગડી શકેછ, પણ તે બારણું કેમ ઉઘાડવું તેની યુકતીથી હજી મને સમજ પડી નથી. પણ હું જોતી રેહવશ તો જાણી લેવસ. એમ ધારૂંછ.

" તે છુપા ઓરડામાં કોઇ માણસને બંધ કરી મેળયોછ એવો મને શક જાયછ. તહેમીના બાઇનો એક વીચીત્ર પરોણો અહીં રહેલો છે. ને તે પાંઉ–માખણ–જેલી એટલા તો જથા માં ખાય છે કે ચાર માણસ ખાઇ નહીં શકે. હું ધારૂંછ કે તે એ બધું ખાતો નહીં હોશે પણ પેલા કેદ પડેલાં માણુસને વેરે તે છુપેથી લઇ જતો હોશે. વળી નોકર ચાકરો બીજે માળે જાવઆવ કરે તે બાઇ સાહેબને ગમતું નથી. તું જો અહીં હોતે તો ઠીક થતે. તું હોતે તો હું તુંને બીજું ઘણું કહેતે."

" આ બહુ અજબ જેવું છે." જેહાંબક્ષ બોલ્યો; પણ એની સાથે મને શું લાગે વળગે ? "

જાફરે પોતાનું માથું નમાવ્યું અને બહુ ધીમા અવાજે જેહાંબક્ષનાં કાનમાં કહયું.

" સાહેબ, તે ઓરડામાં બંધ કરી રાખેલો માણશ કોણ હશે તેનો મને વીચાર આવ્યા કરેછ. તે તમારો ભાઇ, ગુમ થયલો તહેમુરસ મેહેતા તો નહીં હોય ?"

એક ચટકો લાગ્યો હોય તેમ જેહાંબક્ષ ચોંકયો. તેનો ફીક્કો ઉતરેલો ચહેરો આ વાતથી નવા ઉમંગે ખીલી નીકળ્યો. તેણે પુછયું:

" પણ એવો ખ્યાલ તારાં મનમાં કેમ ઉતપન થયો ? એ મારો ભાઇ હોશે એમ માનવાને શું તુંને કાંઇ ચોકસ કારણ મળ્યુંછ ? એવો શક લઇ જવાને તેં કાંઈ સબબ જોયોછ ?"

"કાંઇ ચોકસ સબબ તો મને મળયો નથી." જાફરે ખુલ્લાં દીલથી ખુલાસો કર્યો ! "મને લાગ્યું કે કદાચ તે માણસ તહેમુરસ હશે ને તેથી હું તમારી આગળ તે કહેવાને આયો. દાચ તમો તે જાણીને કાંઇ ઉપાય કરશો એમ મેં ધાર્યું.

"મને એમાં ડહાપણ જણાતું નથી."

"પણ મારો ભાઇ ત્યાં છે, એમ ધારવાનું તને શું કારણ ગળયુંછ ?"

"કોણ જાણે ? મને એમજ લાગ્યા કરેછ કે તે ત્યાં છે."

જેહાંબક્ષ થોડો વાર વીચારમાં પડયો અને જાફરે કહેલી સઘળી વાતનું તે પોતાના મનમાં તોલ કરવા લાગ્યો. એક વાત તેને યાદ આવી. સર મોરીસ ઉપર ભલામણ પત્ર માંગવાને તે બાનુ તહેમીના પાસે ગયો હતો. ત્યારે તહેમીનાના ને જુના ખખ થઇ ગએલા બંગલાના બાગમાં તહેમીનાને બે માણસ સાથે વાત કરતાં તેણે દીઠી હતી. જે બનાવ હવે તેને શક ભરેલો જણાયો. વલી તહેમીના સાથે તે પહેલે માળે એક ઓરડામાં વાતે બેઠો હતો જે ઓરડાની સીલીંગ તેને વીચીત્ર ઢપની લાગી હતી. વળી એક ત્રીજો બનાવ તહેમીનાના પંખાનાં પીછવાળો હતો. આ સઘળું તેને એક ઝટકે યાદ આવી ગયું અને તેથી તહેમીનાના બંગલાની આ બાબતમાં છુપેથી તપાસ કરવાનો તેણે મનમાં પકો ઠરાવ કર્યો.

"હું જઇશ. તે બંગલાની હું જઇને છુપેથી તપાસ કરીશ." જેહાંબક્ષ બોલ્યો.

"ઠીક સાહેબ, પણ જો તમારો ભાઇ તમુને મળે તો મહેરબાની કરીને તેને પૂછી જોજો કે હોંગકોંગમાં કોઇ શાપુરજી મીસ્રીને તે ઓળખતો હતો કે ?"

જેહાંબક્ષે આ વાત પુછવાની કબુલાત આપી અને જાફર ત્યાંથી રવાના થયો. જાફરના જવા પછી જેહાંબક્ષે નાજાં ઉપરનો કાગજ પુરો કરવાને કલમ હાથમાં લીધી પણ તેના મીજાજમાં અને મનની સ્થીતીમાં ફેરફાર થયો હતો. તેનાં જીગરમાં એક બીજી આશાએ આવીને વાસો કર્યો હતો.

શું ખુદાની ખુદરત! ભીખાજી જે માણસ વીષે વીચારતો તો પણ નહીં; જેને તુચ્છ ગણી જેની હયાતીની પણ દરકાર કરતો નહીં; જેને બે બદામનો ગુલામ અને હલકો ચાકરડો લેખતો તેજ, તેજ જાફર, આજે તેની પાછળ જમ જેવો થઇ લાગ્યો હતો અને તે તેની ખણખોડમાં પડયો હતો. તાઅજુબ નથી કે એજ માણસ કદાચ ભીખાજીની ઘણી વાત જાણી લઇ ભીખાજીને તે ખુલો કરવા પાંમે.

---

## પ્રકરણ ૫૭ મું.

### દીલસોઝ દોસ્ત.

સરદાર રતનજીના દરવાજા જેહાંબક્ષની સામે હવે તો બંધ થયા હતા. માટે ઘરની બહાર તે નાજાંને મળી શકતો હતો. જાફર જેહાંબક્ષને મળી ગયો. અને જેહાંબક્ષે તેની પાસેથી સઘળી વાત જાણી લીધી તે પછી નાજાંને મળવાની ઉમેદમાં જેહાંબક્ષ નાજાંની બેહેન દીનુના ઘર તરફ ચાલ્યો તે વીચારવંત, નીચી મુડી કરીને ધ્યાનમાં ને ધ્યાનમાં ચાલ્યો. જતો હતો. તેટલા પછવાડેથી એક માણસે તેના ખભા ઉપર હાથ તેને મેહ્યો. જેહાંબક્ષે ચોંકીને પાછું ફરીને જોયું અને પોતાના દીલસોઝ મહેરબાન દોસ્ત સરદાર રતનજીને તેણે દીઠો, સરદાર રતનજીએ હસીને ઉ-તેજન આપનારા અવાજે પુછયું.

"કેમ જેહાં, કાંહ ચાલ્યો? શું કરેછ?"

તે બુઝોર્ગ, ભલા ખવાસના અમીર જરથોસ્તીએ જેહાંબક્ષનો હાથ પોતાના હાથમાં લીધો અને બહુજ માયાથી ખેરઆફયત પુછી અને પછી દલગીરી ભર્યા અવાજે કહયું.

"દોકરા, હું દીલગીર છેઉં કે તું મારે ઘેર હવે આવી શકતો નથી. શું કરૂં, મારો ચારો નથી. મારાં ઘરમાં કંકાસ જાગે તેથી મને બીહીવું પડેછ. દીકરા, દુન્યામાં કાંઇ ચીજ મુશકેલ નથી. પણ ખરેખરી જે ચીજ મુશકેલ છે તે સંસાર નીભાવવાનું કામ છે. અને એક ભુંડી ભેજા ફાટેલ બાયડીને મનાવી લેવાનું કામ તો મુશકેલ ગણાયજ નહીં. તે તો નહીં બની શકે તેવુંજ ગણાય. પણ ખાતરી રાખજે દીકરા, કે તારે માટે જગત ગમે તે બોલે. પણ મારાં જીગરમાં તારે વરે જે લાગણી છે, તેમાં તલ ભારબી ફરક પડયો નથી. તારે વાસ્તે જે નીંદા ચાલેછ તે ખોટી છે. એમ હું જાણુંછ ને તે વીસે મેં સાસુનને પણ કહયું."

"ત્યારે તમે અઝરા સાસુનને મળી આયા કે!"

"હા. હું મળી આયો. મેં તેને એટલુંજ કહેવામાં બાકી રાખ્યું કે બીજાની વાત સાંભળી કાનમાં ઝેર રેડાવા દેવામાં તેણે એક ઇંડીયત જેવી ચાલ ચલાવીછ. તેણે ખુલાસો કીધો, ભીખાજી હીરાહલાલે જે કાંઇ એશારા કર્યાં તે પછી એવા માણસને નોકરી રાખવાનું તેણે સજાવાર નથી ધાર્યું."

" મેં ધારેલુંજ, રતનજી શેઠ, મેં ધારેલુંજ. એ ભીખાજી મને નાહક હેરાન કરેછ, મારા કામની વચ્ચે એક નાગની માફક આવીને બસ આડોજ પડેછ, મારૂં નખોદ વાળેછ."

તારે માટે નોકરીની શોધમાંજ છેઉં ખુદા ચાહશે તો મળી જશે. પણ તેટલાં તુને કાંઈ જોઈતું કરતું હોય તો માંગજે, શરમાતો નાહ. આજે લે સો રૂપીઆની નોટ ગણ; તારી જોગવાઈએ થોડા થોડા પાછા આપજે, ને એકબારગી આપવાનું નહીં બને તો ચીંતા નહીં. તારે તો એમજ ધારવું કે મારાં ઉમરમાં જે મરહુમ કુંવરજીને માટે દોસ્તીની લાગણી હતી તે હવે તારે માટે છે.”

જેહાંબક્ષની આંખમાં પાણી આવી ગયાં. કેવી મહેરબાની! કેવી દીલસોજી!

“ સાહેબ, મને ઘણી શરમ લાગેછ—”

“ જેહાં, બસ. બોલને ના. શું કામ બોલેછ ? તારાં ઉમરમાં શું થતું હોશે તે હું બરાબર સમજી શકુંછ.” રતનજીએ તેને વધું બોલતાં અટકાવ્યો અને બંને ચુપ રહી એક બીજાની બાંઅડી પકડીને આગળ ચાલ્યા.

થોડેક જતા પછી જેહાંબક્ષને એક વીચાર સુઝ્યો અને તેણે રતનજીને પુછ્યું: “મગરૂર સાહેબ, મારે એક સવાલ પુછવોછ, જેનો ખુલાં દીલથી જવાબ દેજો. મરહુમ કુંવરજીની બેટી નાજાં સાથે પરણવાને હજી હું લાયક છું એમ તમો ધારોછ ? તમે નાજાંના વાલી ને મુરબી છેઓ વાસ્તે તમો એનો ફએસો કરી સકો. તમો કહેશો તે હું આખરી ચુકાદો માનીસ અને તે ઉપર અમલ કરીસ. નાજાંને હું લાયકનો છેઉ કે નહીં ?”

“ હું ઘણો ખુશી છેઉં, મારા પ્યારા જેહાંગ, કે આજે સવાલ તેં મને પુછ્યો. આ બાબતમાં મારી શું લાગણી છે તે જાહેર કરવાની આ મને તક મળીછ તેથી હું વધારે ખુશી થયોછ. જેહાં, તું હમણા જે ગરીબ સ્થીતીમાં છે, તેનાં કરતાં હજાર ગણી વધારે ગરીબ હાલતમાં આવે, અને હાલમાં જે કમનસીબી તારી ઉપર ગાલેબ થઈછ તેવીજ બીજી વીસ વરસ

ચાલુ રહે તો પણ નાજાંને લાયકનો કોઇબી માણસ હોય તો તે તુંજ છે. મારી આ લાગણી છે, અને તેજ લાગણી નાજાંના મરહુમ પીતાના રૂહનીબી છે એમ હું પ્રમાણીકપણે માનુંછ. "

જેહાંબક્ષની આંખો ફરીને આંસુથી ભરાઇ ગઇ, અને માત્ર 'ઠેકયું' બોલ શીવાય બીજું તેનાથી બોલાયુંજ નહીં. જેહાંબક્ષનાં દીલમાં થતી લાગણી સરદાર રતનજી ચેતી ગયો અને તેણે વાત ઉડાવવા પુછયું: "તું હમણા કયાં જાયછ દીકરા ? "

" જરા એક દોસ્તને મળવા." જેહાંબક્ષે જવાબ દીધો. દીનુને ઘરે તે જતો હતો પણ ખરી વાત ને જણાવી શકયો નહીં. જો ખરી વાત તે કહી દેતે તો દીનુને કેટલો લાભ થતે !

જેહાંબક્ષે દીનુને ઘરે જતાં પેલી સો રૂપ્યાની નોટ, રતનજીએ ભેટ આપેલી રકમ, રસ્તામાં વટાવી આવી દીનુને ઘર જઇ દીનુને મળયો. દીનુનો નહાનો દીકરો જેહાંગીર હજી બીમારજ હતો. તાવે તેનો પીછો છોડયો હતો નહીં. નાજાંનો પણ ત્યાં ભેટો થયો અને નાજાંને બાજુ લઇ જઇ જેહાંબક્ષે પેલી નોટમાંથી વટાવેલા પચાસ રૂપ્યા આપ્યા અને સઘળી વાત રતનજી સાથે થયલી વાતચીત નાજાંને કહી અને પચાસ રૂપ્યા આપતાં જેહાંબક્ષે કહયું:

" એ દીનુને આપ હું આપસ તો સારૂં નહીં લાગશે. એ ઓસકાશે. ".

દીનુને આ રકમ ખરેખરી અગતની હતી. કારણ કે જેહાંગીરની દવાદારૂ કરવાને માટે દીનુ ચીંતામાં પડેલીજ હતી અને નાજાં પાસે પૈ હતી નહીં.

અંતની ઘડીએ ખુદા નીરદોષ અને ભલાને મદદ કરે છે એ તો જગ જાણે છે. તેના દાખલા દરરોજ કરોડો જોવામાં

આવે છે, અને જોવામાં આવશેજ. ભુંડાંઓને તેની સાબુત બળવાન લાકડીનો ફટકો અવાજ કર્યાં વના પડે છે, તે પણ દુન્યા જાણે છે. છતાં ભલા રહી તેની મદદ મેળવવાનું કેટલા મન પર નથી લેતા ? ભુંડા બની કેટલા તેની લાકડીનો જરબ ખમી પાયમાલ થતા નથી બચતા ?

---

## પ્રકરણ ૫૮ મું.

"મને પ્યારી ગણો."

નાજાંથી જેહાંબક્ષ છુટો પડયો અને તે છુટો પડયો તે અગાઉ જાફરે આવીને કહેલી વાતથી તેણે નાજાંને વાકેફ કીધી. તે માહીમ તરફ હવે ચાલ્યો. આવું છુપેથી ભરાઇ સંતાઇને કામ કરવાનુ તેણે આજે પેહેલું મન ઉપર લીધુ હતું. માટે તે અચકાતો હતો અને દીલમાં ડગમગતો હતો. તો પણ પોતાના ભાઇને મળવાને તે ઉલટભર હતો.

તે માહીમ ખાતે જઇ પુગ્યો અને માહીમના બાનુ તહેમીના ઝરદારના બંગલાની લગોલગ આવી લાગ્યો. ત્યાં તેને સુસન મળી. સુસનને અગાઉથી જાફરે ચેતાવી હતી અને તે જેહાંગક્ષની રાહ જોતીજ હતી. સુસને જેહાંગક્ષને જોતાંજ કહયું.

"આવો, શેઠ, મારી સાથે ચુપ રહેજો, અવાજ કરતાના. હું તમુને પાછળે રસ્તે બીજે માળે લઇ જવશ. મારી બાઇ ઘેરમાંજ છે પણ પોતાના ઓરડામાં કાંઇ કામે રોકાયલી છે. તે તમુને જોઇ શકવાની નથી, વાસ્તે ગુપચુપ આવજો, બીહીતા ના."

તેણી તેને પાછળે રસ્તેથી ઉપલા માળ ઉપર લઇ ગઇ. ત્યાં એક ઓરડાનું બારણું સુસને ઉઘાડ્યું અને તેમાં તેઓ બંને દાખલ થયાં તે ઓરડો ખાલી હતો.

સુસન બોલી; "અહીં તમે ભરાઇ રહેજો ને ચીમાઇને જોયા કરજો આપરે હગચ્યા ચાલમાંથી પસાર થયાં ત્યારે તમે હાર કટાર લાગેલા, ભીંત સાથે જડેલા થામલાઓ જોયા કે?"

"હા, જોયા." જેહાંગક્ષે જવાબ દીધો.

"ત્યારે તમે આ બારણામાંથી ચીમાઇને તે થામલાઓ તરફ જોયા કરજો. અરધા કલાકમાં જમવાનો વખત થશે. ને તારે મારી બાઈ આ તરફ આવશે. એ થામલાઓ માહેલા એક થામલામાં છુપું રહેલું બારણું ઉઘાડશે. તમે બહુજ સાવચેટ રહેજો, નહી તો બાઇ એવી ચંચલને ચગોર છે કે તરતજ જાણી લેશે ને તમો પકડાઇ જશો. મારાં બાઇ સાથે મીનબટીબી લેતાં આવશે. મીનબટી એવી સગવડ ભરેલી ચીજ છે કે આપરે ઝપાટામાં તે ગુલ કરી શકયે. જો બાઇને સનસારો જણાય ને આ તરપ આવે તો જે હાથમાં આવે તે મીનબટી તરફ ફેંકજો કે મીનબટી પડી જશે અથવા ગુલ થઇ જશે. તમે બરાબર સમજ્યા કે?"

"હા હું સમજ્યો. પણ મને કહે સુસન, એ થામલાના બારણાની પછવાડે શું છે!"

"હું કાંઇ ચોકસ નથી, પણ હું ધારૂંછ કે એની પછવાડે એક ઓરડો હોવો જોઇયે. ને વળી મને એવોબી શક છે કે તે ઓરડામાં કોઇ બીચારા માણસને બંધ કરી મેળયોહછ."

"શું એ માણસ હમણાજ આયોછ ને આવ્યા પછી પાછો ગીયોજ નથી?"

"એમ લાગેછ ખરૂં. એ માણસને અહીં એવી રીતે લાવવામાં આવેલો જણાયછ કે કોઇને, નોકર ચાકરને ખબરબી

પડે નહીં. હવે હું જાઉં છું. એક-દોઢ કલાકમાં પાછી આવશ."

જેહાંબક્ષ સંતાઇને જોતો ઉભો. અરધો કલાક સુધી આમ તે ઉભો અને થાકી ગયો, પણ અરધા કલાકની આખરીએ તેની ધીરજનો તેને બદલો મળ્યો. મોટાં ઘરની બાઇસાહેબ તહેમીના ઝરદાર, 'સોસાયટી ક્વીન,' મંડળોની આગેવાન બાનુ, અને આખી મુંબઇમાં મશહુર થયલી નખરાંબાજ નાઝનીન, હાથમાં મીનબટી લઇને ધીમે પગલે આવી પુગી.

તેણીનો મહાભારત ખુબસુરતી ધરાવનારો, ઝમકદાર ચેહરો આ વખતે ફીકો હતો. મીનબટીની રોશની તે ચેહરો જેહાંબક્ષને ખુલ્લો દેખાડતી હતી. અને જણાયું કે તે સુંદર ઘટમદાર ચેહેરો ચીંતાતુર, આતુર હતો. એક હાથમાં મીનબટી હતી. અને બીજા હાથમાં તેણીએ બીસકીટનો એક મોટો દાબડો પકડેલો હતો.

પેહેલાં તો તેણીએ આસપાસ બહુજ સંભાળથી સાવચેતીની નજર ફેંકી અને પછી એક થાંભલા તરફ તેણી ગઇ. તે થાંભલાની એક છુપી ચાંપ તેણીએ દાબી તો એક નહાનો દરવાજો ઉંઘડયો.

ત્યારે જાફરે જેહાંબક્ષ આગળ કહેલી વાત ખરી ઠરી.

આ વખતે સારાં યા માઠાં નસીબે પવનનો એક સપાટો આવ્યો અને તહેમીનાના હાથ માહેલી મીનબટી સપાટામાં બુજવાઈ ગઇ. જેહાંબક્ષ તરતજ પોતાની છુપાવાની જગાએથી નીકળ્યો અને તહેમીનાની લગોલગ અંધારા વચે જઇ ઉભો. તહેમીના કાંઇ બરબડી અને પછી પેલા થાંભલાવાલા દરવાજામાં દાખલ થઇ અને તેણીની પાછળજ જેહાંબક્ષ પણ દાખલ થયો. માહે દાખલ થવા પછી તહેમીનાએ થાંભલાવાળું બારણું બંધ કીધું. અને ફરેકારવાળું બારણું ગજવામાંથી એક કુંચી કહાડીને તે વડે ઉંઘાડયું.

તહેમીના બાનુ તે બારણા વાટે અંદર દાખલ થઇ. તહેમીનાની પીઠ જેવી ફરી કે જેહાંબક્ષે પેલો થાંભલાવાળો દરવાજો જરા અળગો કીધો. અને તેહમીનાની પુઠે ફરેકારવાળા દરવાજામાં તે પણ દાખલ થયો. બહાર ચંદણી પડતી હતી. જેનું બહુજ આછું અજવાળું ઓરડામાં આવતું હતું. તે અજવાળાંથી જેહાંગક્ષે દીઠું કે એક માણસ એક ખુરશી ઉપર બેઠેલો હતો. તહેમીના મીનબટી સાથે એક ટેબલ તરફ ગઇ અને પેલો માણસ સાંભળે તેમ મોટેથી તે બોલવા લાગી.

'મીનબટી બુજવાઇ ગેઇછ. અહીં મેં મેચીસ મુકીતી તે કાંહ છે?"

આ તકનો જેહાંબક્ષે લાભ લીધો. ખુરસીપર બેઠેલાં માણસથી તહેમીના થોડેક દુર ગઇ હતી અને તે માણસ તરફ તહેમીનાની પીઠ ફરેલી હતી. જેહાંબક્ષ અંગુઠાપર ચાલી તે માણસ આગળ દોડી ગયો. અને તેના કાનમાં બોલ્યો.

"જો તું તહેમુરસ મહેતા હોય તો નહાસ. આ ઠીક લાગ છે. હું આ બઇરોને અહીંજ રોકી રાખસ. રસ્તો ખુલો છે. દોડ; છુપેથી દોડજે, ગડબડ ના કરતો."

તહેમુરસને બીજીવાર કહેવું પડે તેમ હતું નહીં. તે ઉઠયો અને કુદકો મારી દરવાજા તરફ ગયો, અને બીજી પળે તે નાઠો. આ ગડબડથી તેહમીનાએ પાછું ફરીને જોયું.

"એ શું છે! એ શું ગડબડ!" તેણીએ પુછ્યું. પણ પેલી ખુરશીપર એક માણસને બેઠેલો તહેમીનાએ દીઠો એટલે તેણીએ ધાર્યું કે કશુ બન્યું હતું નહીં. માટે મેચીશ શોધવાના કામમાં તેણી પાછી રોકાઇ ગઇ. મેચીસ તેણીએ શોધી કહાડી અને તે વડે તેણીએ મીનબટી સળગાવી અને મીનબટી લઇ તે ખુરસી પર બેઠેલાં માણસ તરફ આવી. ખુરસી

પર બેઠેલો માણસ જે તહેમુરસ નહીં પણ જેહાંબક્ષ હતો. તે ઉભો થયો.

મીનબટીની રોશની જેહાંબક્ષના તેમજ તહેમીનાના ચેહેરા પર પડી અને બંનેએ એક બીજાના ચેહેરા જોયા. તહેમીના ચોંકી, તેણી પુતલુંજ થઇ ગઇ, અને આંખો ફાડી જેહાંબક્ષ તરફ જોવા લાગી: તેની આંખો દગો દેતી હતી કે કેમ તે તે વાચારવા લાગી; તહેમુરસ હતો કે જેહાંબક્ષ તેનો ખ્યાલ દોડાવવા લાગી.

"બાનુ તહેમીના, હું જેહાંબક્ષ છું. તે માણસ મારો ભાઇ છે, ને તેને નહસાડવાનોજ મારો વિચાર હતો, જે મુજબ મેં કર્યું છે માટે ખુદાનો હું આભારી થયો છુ. એની પુંઠે તમો જઇ શકશો નહીં. એનો દુમબાલો પકડવાને બદલે આ શું બન્યું છે તેનો મહેરબાની કરીને ખુલાસો આપો; તે ખુલાસો માંગવાનો મારો હક છે."

જેહાંબક્ષે તો એવું ધાર્યું હતું કે તહેમીના ગુસ્સે થશે, બીજ- વાઇ જશે, ઝહતુન પર ચહડશે અને તેની ઉપર ખફા થશે. પણ તેવું કશું બન્યું નહીં. મોહ પમાડનારી, જીગર જીતી લેનારી, આંખ આંજી નાંખનારી, હઇડું ભેદી નાખનારી, અને સાધુનું પણ ધ્યાન ભુલાવનારી અદાગ ખુબસુરતી વચે તે સુંદર ચહેરો તેની સામે હસતોજ હતો; મસ્ત મતવાળી આંખો મદ ભરી તેની તરફ જોતીજ હતી.

"તમે આવી કેમ શકયા?" તેણીએ પુછ્યું; "તમે ઘણાજ ગમાર છેવો; તમે કેવાં કામ વચ્ચે માથું મારેલ્ છે તેનો તમુને જરાણી ખ્યાલ નથી."

તહેમીના શાનો એશારો કરતી હતી તે જેહાંબક્ષ સમજયો નહીં; તેણે તે સમજવાની દરકાર પણ કીધી નહીં કારણ કે તેનું મન તો પોતાના ભાઇને કેદ કરી રાખવાના અપરાધનો

ખુલાસો મેળવવા પર મહેલું હતું. તેણે ફરીને ભાર મુકીને સવાલ કર્યો.

"બાઇસાહેબ, મારી આગળ ખુલાસો કરો. આનો અર્થ શો? મારા ભાઇને આ રીતે, આ જગે કેદ કરી રાખવાનું કારણ શું? કોણે કેદ કીધો, કાંય કેદ કીધો?"

"જેહાંબક્ષ, હું આ સઘળાનો ખુલાસો કરવાને તઇયાર છેઉં; પણ તે એક શરતે. તે શરત તમો કબુલ કરશો તો હું બધું કહીશ. તે શરત કબુલ કરવા માંગો તો કરી શકો."

"અને તે શરત શું છે, બાઇસાહેબ?"

"એજ કે, હું તમુને મારાં જીગરથી ચાહુંછ, માટે મારા પ્યારના બદલામાં તમારો પ્યાર મને આપો; હું તમુને પ્યારા ગણુંછ તેમ તમે મને પ્યારી ગણો!" તહેમીનાએ જુસ્સાથી કહયું.

---

# પ્રકરણ ૫૯ મું.

## રમકડાની કટારી.

તહેમીનાએ પોતાનો પ્યાર જાહેર કીધો તે સાંભળીને જેહાંબક્ષ તો અજબઅ થઇ ગયો; એ માગણી સાંભળી તે ખરેખર ઘભરાઇ ગયો. આવી વીચીત્ર શરત જાણી તે મનમાં ગુંચવાઇ ગયો.

તેને ચુપ રહેલો જોઇને તહેમીના બોલી: "જેહાં પ્યારા જેહાં, શું મેં તુંને સેંકડો નીશાનીઓથી, સેંકડો સાબેતીઓથી, તારી તરફના મારા અખંડ પ્યારની સાબેતી નથી આપી! ઘણા મરદો મારી સાથે લગન કરવાંને એક પગે છે, મારી આગળ ઘણા જણાઓ માંગા મોકલેછ. તવંગર માણસ સાથે

અથવા મોટા ઓધેદાર સાથે પરણવાનું મારે માટે સહેલ છે અને જો ચાહું તો ઉમરાવ કુટુંબમાં તવંગર માણસ સાથે હું પરણી શકું. હું કાંઇ તવંગર નથી. મારા બેહેસ્તી ઘરના કાકા જે આપેછ તે પર હું તો ગુજરાન ચલાઉંછ. ને તે છતાં કોઇ દોલતમંદ સાથે દાના પાડવાનો હું વીચાર કરતી નથી પણ તું ગરીબ છતાં તારો હાથ મેળવવાને મેં કમર બાંધીછ. એ શું મારા ખરા પ્યારની સાબેતી નથી ! તારી અને મારી સ્થીતીનો વીચાર કર, બંને વચે શું ફરક છે તે ધ્યાનમાં લે અને પછી ખ્યાલ દોડાવ કે તારી આગળ હું એ માગણી કરૂ છ તે સું તુને એક માન લેવા જોગ નથી ? પ્યારની લાગણી એવી મુરખ છે કે બીજાં કશાંનો તે વીચાર કરતીજ નથી. બસ, મને તું કબુલ કર, તારો પ્યાર મને આપ અને પેલી નાજાં ઉપરથી દીલ ઉઠાડી લે."

"બાનું તહેમીના, તમો ઘેલાં થઇ ગયાં છો કે કેમ ? ભાન ભુલ્યાં છો કે કેમ ?"

"નહીં, નહીં. હું ઘેલી નથી. ભાન ભુલી નથી, દીવાની થઇ નથી. જે ખરૂં છે તેજ હું તો તુને કેહઉંછ, જે ખરી લાગણી છે તેજ તારી આગળ ખુલી કરૂંછ. મને તારો પયાર આપવાનું વચન આપ, તારી ધણીઆણી બનાવવાની કબુલાત આપ અને હમણા જે દેખાવ તેં તારી નજરે જોયોછ તેનો સઘળો ખુલાસો હું તારી આગળ કરી દેવસ."

"બાનું તહેમીના, તમે જયારે ખરૂંજ કહી દેવોછ તારે હું બી મારી ખરી લાગણી જણાવી દેઉંછ. તમારા તરફ મારી પ્રીત લાગતી નથી અને ભવીષમાં લાગે તેવું લાગતુંબી નથી. વધારે ખુલું અને ખરૂં બોલું તો મેં જે જે તમારામાં દીઠું છે તે ઉપરથી તો હું એવું ઇચ્છુંછ કે મારી ધારેલી ધણીઆણીમાં તે હોય નહીં. તમારી મારી તરફ જે લાગણી

છે તેથી હું બે ખબર હતો, કારણ કે તેનો મને સ્વપ્નો પણ નહીં હતો. તમારાં જેવાં મોભાદાર મગરૂર બાનુ મારા જેવાને ધણી બનાવવા માંગે એવો ખ્યાલ વકીક મારાં મનમાં કેમ આવવા પામે ? જેમ તમારી મારી તરફની લાગણીથી હું બે ખબર હતો તેમ તમો મારા જીગરના વરણથી પણ બે ખબર હતાં. એમ સાબેત થાયછે કારણ કે તે વરણની તમને ખબર હતે તો નાજાને છોડી દેવા જેવું બેવફાઇ ભર્યું, અપ્રમાણીક કામ બજાવવાને તમો મને અરજ કરતેજ નહીં. તેણીને હું એવી ચાહુંછ કે મારા ગુફતા જીવની તે જોટ છે. મારા ચાલતા દમની તે દમબાઝ છે. અમો બંને એક બીજાથી છુટાં પડીશું તો કોઇબી બીજાં કારણથીજ છુટાં પડીશું, નહીં કે છુટાં પડવાની અમારી ઇચ્છા નથી. તમો તેણીની સાથે તમોને પોતાને સરખાવી જોવો. તે સરખામણી એકજ બોલમાં થઇ જશે. તે ખુદાથી ડરેછ; તમે ડરતાં નથી. હવે તમારી શરત વીષે હું બોલીશ. કાંઈ પણ શરત કર્યા વના મારા ભાઇને અત્રે કેદ રાખવાનું કારણ તમે જણાવશો નહીં તો તે હું મારી મેળે સોધી કહાડશ."

જેહાંબક્ષનો આ જવાબ સાંભળી તહેમીનાએ જોરમાં દમ ખેંચ્યો.

"એટલોજ મને તું જવાબ દેવા માંગેછ, જેહાંબક્ષ !" તેણીએ પુછ્યું.

"હા, એજ." જેહાંબક્ષે હીમતથી, ખુલ્લો અને ખરો જવાબ દઇ દીધો.

"ઠીક છે, ત્યારે. તારે માટે અને તારાંઓને માટે હવે દુખનો સમો આવેલો ધારજે." તહેમીનાએ કહ્યું: "આ તારા જવાબને વાસ્તે એક દહાડે તું જરૂરજ પસતાશે એમ ખાતરીથી માનજે. આ તારા જવાબે તારૂં શું નખોદ વાળ્યુંછ તે તું જાણતો નથી."

આ વખતે એવું બન્યું કે જેહાંબક્ષ ટેબલની નજદીકમાં ઉભેલો હતો અને તહેમીના બાનુના બોલો સાંભળી તેને કાંઇક ગભરાત પેદા થયો. ટેબલપર પડેલી ચીજો સાથે તે, પોતાની બેદરકારી દેખાડવા માટે રમવા લાગ્યો અને તેમ કરતાં એક નહાની રમકડાંની કટારી, સાઇડ બોર્ડ ઉપર મુકેલાં સનગાર તરીકેનાં રમકડાંઓ વચ્ચે પડેલી હતી તે જેહાંગક્ષે હાથમાં લીધી. તે બહુ ઉંચી કારીગીરીથી બનાવેલી હતી. અને તેને રૂપેરી હાથો સફાઇથી બેસાડેલો હતો. જેહાંગક્ષે તે હાથમાં લીધી કે તહેમીના બોલી:

"હં, હં! એને હાથ ના લગાડતો-હાથ ના લગાડતો!"

જેહાંબક્ષે તે છોડી દીધી અને તે જમીન ઉપર પડી ગઇ. જેહાંબક્ષ વાંકો વળીને તે ઉપાડવા ગયો પણ બાનુ તહેમીનાએ કહયું.

"એ રહેવા દે, ઉચકવાની અગત નથી.

જેહાંબક્ષ હવે ઓરડાની બહાર ચાલી ગયો અને તહેમીના ત્યાંજ રહી. બાગમાં થોડેક જવા પછીજ જેહાંબક્ષને યાદ આવ્યું કે તે પોતાનો ફેંટો બંગલામાં ભુલી આવ્યો હતો. જે ઓરડામાં તહેમુરસ કેદ પડયો હતો તે ઓરડામાં ખુરશી ઉપર તે પોતાનો ફેંટો મુકી આવ્યો હતો. ઉતાવળે તે પાછો દોડયો. તે ઓરડો ઉઘાડોજ હતો. અને તહેમીનાએ ત્યાં મુકેલી મીનબતી ત્યાં બળતી હતી પણ તહેમીના ત્યાં હતી નહીં. તેણે પોતાનો ફેંટો લીધો અને હવે પેલી રમકડાંની કટારી વીષે તથા તેને હાથ નહીં લગાડવાની તહેમીનાની આતુરતા વીષે તેને યાદ આવ્યું. તે કટારી જયાં જમીન ઉપર પડી હતી ત્યાં તેણે નજર દોડાવી પણ ત્યાં તે હતી નહીં, ટેબલપર હતી નહીં, સાઇડ બોર્ડ પર હતી નહીં.

તે ગુમ થઇ ગઇ હતી!

---

# પ્રકરણ ૬૦ મું



## ભીખાજીનું એક નવું પરાક્રમ.

"કેમ રે, એઇ પેસુ, પેલી જાહેર ખબર હોંગકોંગનાં સઘળાં પેપરો પર મોકલી આપી કે?" પેસુ પીછાત્વાંને તેનો મુરબ્બી ભીખાજી હીરાદલાલ, હમેશની લાયકી મુજબ, પુછતો હતો.

"જી હા, મોકલાવી આપી, તમે કહ્યું તેજ દહાડે તરતજ મોકલી આપી તમે સમજયા નહીં." પેસુએ જવાબ દીધો અને ઘણે દહાડે ભુલમાં "તમે સમજયા નહીં" કરીને ભીખાજીની હાજરીમાં બોલાઇ ગયું. શું કરે? પડી આદત કેમ જાય? ભુંડી ટેવ કેમ ભાંગે?

ભીખાજી મનમાં કાંઇ ખીજવાયલો હશે અને કોઇની સાથે ચીઠડાં ફાડવાની તક કેડે જોયાજ કરતો હતો માટે "તમે સમજયા નહી" એવા બોલ જેવા પેસુના મુખમાંથી બહાર પડયા કે તરતજ તેણે પેસુની ઉભી કસબી ટોપી ઉપર ભોત! કરતું જોરમાં દાડમ જે લીધું તે ટોપી દબાઇ ગઇ અને ગરદન બેસી ગઇ. બાપડો પેસુ મરકુટી જેવો મરી રહેલો, અને ગરદન તો લેવટા જેવી જાડી, તે આ રાંટોડી, સુપરાં જેવા હાથનું કોટ જે પડયું તે તેને તો પરમેશ્વરજ યાદ આવ્યો.

પેસુ તો કળ ખાઇને અરરરર! કરવા લાગ્યો અને તેનો આ વખતનો દેખાવ એવો રમુજી થઇ પડયો કે ભીખાજીનો ગુસ્સો ઉતરી ગયો અને તેને હસવું આવી ગયું. આ વખતે વીરબાઇ વાંદરી ત્યાં આવી પુગી અને પેસુને કહેવા લાગી.

"પેસુજી, જરા આવો તો; મારા ઓરડામાં ઉંદર ભરા યોછ તેને આપરે મારીએ."

"તે ઓરડામાં ઉંદર કેમ આવી લાગો !" ભાઇએ બેહેનને પુછ્યું.

"પાપરીતું ગોસ ખાવા ઉંદર ઓરડામાં ભરાયલો."

"પાપરીતું ગોસ? તે પાપરીતું ગોસ ઓરડામાં કાંહથી આયું ?"

"તો ઓવાય ! એટલુંબી નથી સમજતા ! મેં ધોલ્યા તરે ઢાંકી મુક્યુંતું."

"પણ કાંય ધાંકી મુક્યુંતું ?" ભીખાજી હવે ખીજવાવા લાગ્યો.

"રાતના ટેબલ પર પાપરીતું ગોસ વધ્યુંતું, ને મજાનું ટીખું તમતમતું ગોસ થયલું તે મુઆ ચાકરો ખાઇ જશે કરીને રકાબી સાડીની શેરમાં સંતીને ઓરડામાં હું લેઇ ગેયલી ને ધોલ્યા તરે ધાંકી મેલ્યું. તે મુઆ ચાકરોએ નહીં ખાધું તારે મુઓ ઉંદર પેઠો પડયો." વીરબાઇએ પોતાની અકકલનો નમુનો આપી ખુલાસો કર્યો.

"તારા નામ પર તો હવે મેં પૂરેજ મુકયોજી. ગધેરાં પર હું હાથીની અંબારી મુકવા માંગુજી તે ગધેરૂં કેમ ભાર ઝીલે ?" ભીખાજીએ અફસોસ કીધો; "જા મર, તારૂં કારૂં કર. જા પેસુ, ઉંદરને માર; નહીં તો ઉંદર ઉંદરને ઠેકાણે તમે બેઉ છાકટાં થઇને ભાંજફોડ કરતાં નાં. હવે તો નહિં પુછશ, નહીં પરછસ, ને બસ તમુને બેઉને ઘેલાં ઢેરવી મેડ હાઉસમાં મોકલી દેવસ, કે જીંદગીની ખટપટ તલી જાય."

પેસુજી બાહદરખાં ઉંદર મારવા વીરબાઇજી સાથે સધાવ્યા અને થોડા વખતમાં એક માણસ ભીખાજીને મળવા આવી પુગયો. તે માણસ તેને મળવા આવવાનો હતો એમ ભીખાજી જાણતો હતો માટે તે તૈયાર થઇનેજ બેઠો હતો. તે મળવા આવેલો ધણી એક અમેરીકન નામે મી૦ કોડરીજ હતો અને મોટો

વેપારી હતો. એક કોલસાની ખાણને લગતી કંપનીનો તે વડો ભાગ્યો અને એજંટ હતો.

"સાહેબજી મી૦ કોડરીજ, કેમ છો? તમારી વાનઓક માઇનનું કામ કેમ ચાલે છે?"

"ઘણી સારી રીતે ચાલેછ સાહેબ, તમુને તો એને વીષે ખબર પડી હોસેજ."

"હા મને એને લગતી ખબર પડીછ અને એ ખાણ તરફ મારૂ દીલ એટલું તો લાગુંછ કે એ આખી ખાણ મારા હસ્તકમાં લેવાનું મને મન થઇ આયુંછ."

મી૦ કોડરીજ તો આ ભીખાજીના બોલોથી ભીખાજી તરપ ટીકતોજ બેસી રહયો. તે મનમાં સમજયો કે આ કરોડપતી પારસીનું ભેગું ખસી ગયું છે કે કેમ?

"કેમ શું ધાર્યું?" ભીખાજીએ તેને ચુપ જોઇને પુછયું; "તમારો શું વીચાર?"

"પણ એ ખાણ વેચી નાંખવાનો કે કોઇના હસ્તકમાં આપવાનો વીચાર અમોએ કીધોજ નથી. એવો વીચાર કરવાનું કશું કારણ મળયુંજ નથી, મી૦ હીરાદલાલ."

મી૦ હીરાદલાલ આ સાંભળીને હસ્યો અને માથુ ધુનાવીને બોલ્યો:

"બેચીતજ તેવો વીચાર તમે નહીં કીધો હશે મી૦ કોડરીજ; હું હીમતથી કહુંછ કે તેવો વીચાર તમુને આગોળી નહીં હોશે. પણ હવે તેવો વીચાર તમુને કરવો પડે એ બનવાજોગ છે. કોઇ બીજું માણસ આવો ખ્યાલ તમોને આપતે તો જુદી વાત હતી પણ જયાં એ ખાણ મારા હસ્તકમાં લેવાનો મેં વીચાર કીધો ત્યાં પછી બીજો સવાલજ નહીં રહયો. નજદીક પાણીને મુળે એ ખાણ મારે ખરીદી

લેવીછ ને તમોએ તે કામમાં મને મદદ કરવી પડશે. તમારે એવી રીતે ખોટ દેખાડનારૂં સરવાયું ખેંચવું કે જેથી ભાગીદારો ગભરાતમાં પડે અને પોતાના શેર જેમ જાય તેમ વેચી નાંખવાની દોડાદોડી કરે. ને પછી તમોએ નાણાની અછત દેખાડવી અને ખાણ મને તમારે ૬૦ ટકાના વ્યાજે ભારગીજ મુકવી. તે પછી થોડે વારે હું ચાંપતી ઉઘરાણી કરસ ને તેની ઉપર જપટી બેસાડસ. હું ધારૂંછ કે હવે તમારી આગળ સઘળું ખુલ્લું થયું."

તે ધીકતી ફતેહચંદ ખાણના મેનેજીંગ ડીરેકટર મી૦ કોડરીજનું મોહોડુંજ શીવાઇ ગયું. તેને લાગ્યું કે સઘળાં કામોમાં હંમેશાં ફતેહ મેળવનારા આ કરોડપતી અને દોલતમાં દરરોજ જબરો વધારો કર્યા જતા ઝરદાર પારસીનું ભેજું ખસીજ ગયું હશે. તેને સમજ પડી નહીં. તોબી તેણે નરમીથી કહયું.

"મી૦ હીરાદલાલ તમારી તબીયત કાંઇ ઠીક લાગતી નથી. તમારે તમારી—"

"તમો મને ઘેલો સમજોછ. સાબુત ભેજાંવાળુ માણસ તમુને આવું કામ કરવા કહી, તમારે હાથે તમારૂંજ ગળું કાપી નાંખવાની સુચના કરે નહીં એવું તમે કહેવા માંગોછ? પણ મારી એવી મતલબજ છે. તમારે હાથેજ તમારૂં ગળું મારે તો કપાવવું છે. તમારૂં તમારા ભાગીદારોનું તમોએ નખોદ વાળવું. અને તેનો લાભ તમોએ મને કરી આપવો. એવી મારી માંગણી છે. તેબી સફાઇથી, કોઇને શક નહિ ઉપજે તેવી રીતે તમુને કરવુ પડશે" ભીખાજીએ ઠંડે પેટે, જાણે સાધારણ વાત કરતો હોય તેમ, કહયું.

"પણ એવી રીતે કરવાનું મને કારણ શું?"

"તમુને કારણ હોય કે નહીં હોય તેની મને દરકાર નથી. મને તો મારાં પોતાનાં કારણ સાથે કામ છે. મારે વધારે

દોલતમંદ થવું છે. ૭ વરસની વાત ઉપર જે કામ તમે લીવરપુલ ખાતે કીધું હતું તે જો જાહેર કરવાની તમારી મતલબ નહીં હોય અને ત્યાંની બેંકને સઘળી ખરી વાત પુગે અને તેથી તમે જનમદેશનિકાલની સજા પામો એવું તમે ન ઇચ્છતા હોવો તો આ મારૂં કામ તમારે બજાવવું." ભીખાજીએ છેલ્લો ફટકો માર્યો.

મી૦ કોડરીજ આ સાંભળીને ભડકયો અને તેનો ચહેરો મુરદાં જેવો ઉજલો ફક થઇ ગયો. તેના ચેહેરા ઉપર થયલો ફેરફાર ભીખાજી જોઇ શકયો.

"શું તમે તે વાત જાણોછ? યા ખુદા! તમુને તે વાતની "કેમ ખબર પડી?"

"કેમ ખબર પડી તે જણાવવાની અગત નથી. તે વ હું જાણુંછ અને તેને લગતાં ઓચર્યાં હું ધરાવુંછ. એ ઓચર્યાં ગુમ થઇ ગયાં હતાં અને તમે એમજ ધારતા હતા કે હવે તે ઓચર્યાં નાશ પામ્યાં હશે પણ તે હું ધરાવુંછ. તેની નકલ આ રહી, ગમે તો વાંચી જોવો. એવીજ કુનેહથી હું હંમેશાં મારાં કામોમાં ફતેહમંદ ઉતરૂંછ, મી૦ કોડરીજ. તમે એટલું મારૂં કામ કરો અને તે ઓચર્યાં તથા બીજા બે લાખ રૂપીયા હું તમને આપીશ. કામ કરવાને ના પાડો અને પછી મારે જે કરવું છે તે હું કરીશ. ફકત પંદર વીશ રૂપીઆનો ખરચ, લીવરપુલ ખાતે તાર કરવામાં કરવાનો છે. અને તે કરતાં શું થશે તે તમારા જેવા હુશીયાર માણસ વિચારી શકશે."

ગરીબ બીચારો મી૦ કોડરીજ! તે તાબે થયો, પોતાનું અને પોતાના શેરહોલ્ડરોનું નખોદ વાળવાને તે કબુલ થયો; ભીખાજીએ કહયું હતું તેમ પોતાને હાથેજ પોતાનું ગળું કાપવાને તેણે હા પાડી.

થોડાજ દીવસમાં ગામમાં બુમ પડી, શેરોના ભાવ ઘટી ગયા. પાણીને મુળે વેચાઇ ગયા. અને એક વખતનો દોલતમંદ સરદાર રતનજી ફેરશાસ્પજી બોગા શેઠ, ત્રણ લાખ રૂ. ની રકમ આ ગોટાળામાં ખોહી બેઠો. તે પણ એક મોટો ભાગીદાર હતો પણ તેનું નખોદ વાળવા પરજ આ કરોડપતી પારસી બેઠો હતો અને તેણે પોતાના ઘાટકી દીલથી, લુચ્ચાઇથી નીચપણાથી ખુવારીનો એ બીજો મજબુત ફટકો તે ભલા જરથોસ્તીને સાબુત માર્યો.

---

# પ્રકરણ ૬૧ મું.

## તેહેમુરસનો અંજામ.

સરદાર રતનજીની થવા લાગેલી મોટી ખુવારીના બનાવ ઉપર ખુશ થતો ભીખાજી જ્યારે બેઠો હતો ત્યારે તેનો મોટો દુશમન તહેમુરસ મહેતા પોતાના કેદખાનામાંથી છુટીને તેનાજ બંગલા તરફ આવતો હતો. તે મનમાં અજબ થયો હતો કે જેહાંબક્ષે તેના કેદખાનાની જગા કેમ શોધી કહાડી હશે? પણ તે બહુ ઉતાવળમાં હતો અને ભીખાજીને ઉતાવળે મળવા નો તેનો વીચાર હતો માટે તે કેઠે થોભ્યો નહીં, પોતાના ભાઇ ને મળવાને પણ તે અટક્યો નહીં. જો તે ચાહતે તો તહેમીના ના બગલાની બહાર જેહાંબક્ષની રાહ જોતો તે ઉભો રહી શકતે. પણ નસીબના નખરાં જુદાંજ પ્રકારના હતાં, કીસમતની કાંઇ જુદીજ કરામત હતી, તેના છઠ્ઠીના લેખ જુદીજ રીતે લખાયા છપાયા હતા.

તે માહીમથી કોલાબે જવાને ત્રેનમાં બેઠો. ત્રેન ઉપડી અને એક ખુણામાં બેસી તે પોતાના મનસે વીચાર કરવા લાગ્યો. તે બરબડ્યો:

" મારો પ્યારો ભાઇ જેહાંબક્ષ ખરેખર આ વખતે મદદે આવ્યો. એ જોરાવર છે અને પેલી બાઇરીને હઠાવી પોતે નીકળી આવશે એવી મારી ખાતરી છે. દારુણ ! ખરેખરી દારુણ ! યા ખુદા, એ આવી ખુબસુરત અને આવાં પાપી કામ કરે ! આવી મનમોહન અને આવાં નીચ પાપી માણસ ભીખાજીનું તે હથ્થાર થઇ લાગે ? ભીખાજીની તરફથી તેણે આ કામ કીધુંછ ને મને કેદ રાખ્યો તો એમાં તો શક નથી એની સાથે મને શું વાસતો ? એને મને કોઇ દારે નહિ જોયલો કે મેં એને નહીં કોઇ દારે પીછાનેલી, તો પછી એ મારી તરફ એમ વેર શા માટે રાખે ? એ તો પેલા ભીખાજીનુંજ કામ. આખી દુન્યા કરતાં આ મુંબઇ કાંઇ વીચીત્ર અને જુદીજ ઢપછપની છે. જે ઓળખે નહીં તે વેર રાખે, જેની પીછાણ નહીં તે મહેરબાની કરે ? પેલી આંધળી બાઇએ મહેરબાની કીધી, આ ખુબસુરત દાકરે હેરાન કીધો ?"

કોલાબાના સ્ટેશન પર તે ઉતર્યો અને તે વેળા સકાળું હોવાથી લોકોની આવજા થતી હોવાથી સ્ટેશન આગળજ કોઇ જગાએ બે ત્રણ કલાક તે છુપાઇ રહયો. તે પછી તહેમુરસ ભીખાજીના બંગલા તરફ ચાલ્યો. રસ્તે ચાલતાં પાછો તે મનશે બોલ્યોઃ "પેલા બેંકવાળા બનાવને લીધે પોલીસ મારી પુઠેજ છે, તે કદાચ પોલીસ મને પકડશેબી. પણ આજે રાતે ભીખાજીને મોહડે મોહડું મળી લેઉં, તેની સાથનો મારો હીસાબ ચુકવી લઉં. પછી જે થવાનું હોય તે ભલે થાય, ભલે પોલીસ પકડે, કે ભલે મને તુરંગમાં મોકલે; મને તેની દરકાર નથી.

"ખુદા મને મદદ કરશે ! તુરજા ટેકરી પર જે બનાવ બન્યોછ તેને માટે વેર લેવાનાં કામમાં ખુદા મને મદદ કરશે ! ઘણી મોજ એને કરી લીધી, ઘણા જણાઓને એને સતાવી લીધાંછ, ઘણી ધુમ મચાવીછ, ઘણાઓનું નખોદ વાળયુંછ,

પણ હવે એનો વખત આયોછ; ફુલી ગીગોછ પણ ફાટવાનો સમો આયોછ–પોતાને અને પોતેના ખુદાને એ ભુલી ગીગોછ પણ હવે તેને અને પોતાને યાદ કરવાની આ રાત આવી પુગીછ."

તે આગળ વધ્યો અને એક ઘર આગળથી તે પસાર થતો હતો તેટલાં તેણે તે ઘરમાંથી એક ગાયણ ગવાતું સાંભળ્યું અને થોડા વખતની વાત ઉપર તેજ ગાયણ સાંભળતાં જેમ ભીખાજી ચોંકયો હતો તેમ આ વખતે તહેમુરસ ચોંક્યો તે ગાયણ આગળ આપણે આપી ગયા છીયે અને અત્રે તેની પેહેલી બે લીટી ફરીને ઉતારી લઇયે છીયે:

સઆત બહેરે જહાં મે અપના, ફકત ગીસ સે હુબાબ દેખા,
ન જોશ દેખા, ન મોજ દેખી, ન શોર દેખા, ન આબ દેખા.

"ખુદા ! ખુદા ! ખુદા !" તહેમુરસ બરબડયો; આ ગાયણથી સઘળી વાત મને એકદમ કેવી યાદ આવી જાયછ ! આહ ! જાણે કાલેજ તે બનાવ બન્યો હોય એવું મને તો લાગેછ. તે બીયાબાન જંગલ તે પછીનું મેદાન તે પછી આવેલી તે ઉંચી ટેકરી તેની પાછળનો સોનાનો ખડક ત્યાંનું સુમશાન બીયાબાન રાતને સમે આતશ ઉપર ભગતાં મગતરાંઓ દરરોજ વાંદળાંઓથી ઘેરાઇ જતું આકાશ પણ વરસાદનો એક છાંટોબી નહીં ! તે સઘળું મને કેવું યાદ આવી જાયછ ! એ બધું એને કોઇ દારે યાદ આવતું હોશે કે ? એ ગાયણ કોઇ દારે એ સાંભળતો હોશે કે ? તે સાંભળતાં મને જે લાગણી થઇ આવેછ તેવી એને કોઇ દારે થઇ આવતી હોશે કે ! એ જાણે કે એનો ખુદા જાણે !"

તહેમુરસ સરભોગ આગળ ચાલ્યો અને બનતાં સુધી કોઇ પોલીસનો સીપાઇ તેને જોવા નહીં પામે તેની તેણે બહુ સંભાળ રાખી ભીખાજીને એક વાર કોઇબી તદબીરે અથવા યુકતીથી મલી લેવું એવો તેનો ઠરાવ હતો, એ તેની આશા

અને ઉમેદ હતી. તે ભરાતો સંતાતો આગળ ચાલ્યો અને અંધારૂ થઇ ગયલું હોવાથી બલકે રાત બહુ આગળ વધેલી હોવાથી તેને એકાંતમાં ચાલી જવાને કાંઇ ઘણું મુશકેલ લાગ્યું નહીં.

મુંબઇ આવતાંજ તેણે ભીખાજીનો બંગલો કયાં હતો તે જાણી લીધું હતું અને તે મળેલી ખબરને પરીણામેજ તે પેહેલે દીવસે ભીખાજીને મળયો હતો, જેથી આ વખતે ભીખાજી હીરાદલાલનો બંગલો સોધી કહાડવામાં કશી મહેનત પડી નહીં.

ભીખાજીના બંગલાના બાગમાં તે દાખલ થયો અને સીહડીપર ચહડયો; ત્યાં અંધારૂં ગાર હતું અને એક ફુટ દુરનું દેખાતું હતું નહીં. તે તંતોસવા લાગ્યો અને ત્યાં શું હતું તે જોવાને તેણે પોતાના ગજવામાંથી પેલી આગળી મેચીસની દાબડી કહાડી એક કાંદી સળગાવી. તે કાંદીથી તેને માલમ પડયું કે તે જયાં ઉભો હતો તેથી થોડેક છેટે એક માણસ એક બારી આગળ સંકોચાઇને બેઠો હતો. તે એટલું જોઇ શકયો તેટલાં કાંદી ગુમ થઇ ગઇ. તેણે તે માણસને ચોર ધાર્યો અને તરતજ તેણે બીજી કાંદી સળગાવી જેની રોશનીથી ઘર માહેલો વીજળીક ઘંટ વગાડવાનું એક બટન તેની નજરે પડયું અને તે તરફ તેણે પગલું ભર્યું કે તરતજ એક પીસતોલ ફુટી હોય તેવો અવાજ થયો અને તહેમુરસને લાગ્યું કે તેની છાતી ઉપર વાગ્યું હતું. પેલા ચોરે તે ગોળી મારી હશે એવું તહેમુરસે ધાર્યું. તે પછી તેની જમણી તરફ તેમજ ડાબી તરફ કાંઇ બહુ ધીમી હીલચાલ થતી હોય તેવું તેને લાગ્યું; ભુતનો ઓળો હોય તેવો એક દેખાવ સીહીડીને મથાળે આવી ઉભેલો તેને જણાયો. તે ઓળાએ પોતાનો એક હાથ ઉચો કીધો અને તે ઓળાના હાથ માહેલી કાંઇ ચીજ તેહમુરસના હાથને અડકી તે ચીજ તહેમુરસના હાથને અડકતાંજ એક ઘસો તહેમુરસના હાથ ઉપર પડયો અને તેજ વખતે ભુતનો જેવો ઓળો સીહીડીને મથાલેથી એકાએક ગુમ થઇ ગયો

તહેમુરસ દરવાજા તરફ ધસ્યો અને દરવાજા ઉપેર પોતાની મુકકીઓ જોરમાં મારવા સાથે તેણે પેલું વીજળીક ઘંટવાળું બટન પણ જોરમાં દાબ્યું. તહેમુરસને લાગ્યું કે દરયામાં ઓટ થતાં પાણી જેમ ઓશરી જાય તેમ તેના બદનમાંથી જીંદગીનો ઝહરો ઓશરી જતો હતો. જીંદગીની જોર જુમાઇ જતી હતી. જે કીનાનો ફટકો મારવાને તે આટલો લાંબો વખત થયો તલપી રહેલો હતો તે હમણાજ મારવો જોઇએ એવું તેણે વીચાર્યું. તેને હમણાજ બોલવું જોઈએ નહીં તો હમેશગીની ચુપકીદીમાં તેનો અવાજ રૂંધાઇ જવાનો મામલો થઇ પડયો હતો એવું તેણે જોઇ લીધું.

ભારે ધભરાતની લાગણી તેનાં તન બદનમાં પસરી રહી, તેની છાતીને અછરતી પીસ્તોલની ગોળી લાગી હોય તેમ તહેમુરસને જણાયું અને તહેમુરસ બરબડયો.

"જે લાગણી મને થાયછ તેવી એક ગોળી બહુ અછરતી લાગવાથી કદી થાય નહીં. એ તો જાણે મને ઝેર ચહડતું હોય તેવું કાંઇ થાયછ; મારૂં મોહોત નજદીક આયુંછ."

તેણે પોતાનું સઘળું જોર એકઠું કીધું અને ફરીને જોરમાં બારણું ઠોકયું અને વીજળીક ઘંગ વગાડયો. બંગલાના માંહેલા ભાગમાંથી ઘણાક માણસો બારણાં તરફ આવતાં હોય તેવો તેણે અવાજ સાંભળ્યો. તેને હવે ચક્કર આવવા માંડયા અને બારણું અંદરથી જેવું ઉંઘાડવામાં આવ્યું કે તેજ વખતે તે ભમરી ખાઇને બારણાની અંદર પડયો. તે પડયો અને ભીખાજીના નોકર જાફરનો પગ તેના બદનને લાગ્યો.

"એ છે શું ? એ કોણ બારણું ઠોકતુંતું ? બારણું ઠોકતુંતું કે બારણું ભાંજવાનું કંટરાકત લીધુતું ? અરે આ તો કોઇ માણસ પડેલો છે ? છાકટો છે કે કેમ ?"

તહેમુરસ, જે હુશીયારીમાં હતો તેણે કહયું, "જા દોડ, ભીખાજી હીરાદલાલને તેડી લાવ. જલદી તેડી લાવ ! જલદી

તેડી લાવ! હું મરી જાઉં તેની અગાઉ તેડી લાવ. હું છાકટો થયો નથી. ખુદા કરતે ને હું માત્ર છાકતોજ હતે. પણ હું તો મરૂં છું. કોઈ ચોર આ ઘરમાં દાખલ થવા માંગતોતો અને હું આવી લાગો તેથી તેણે ગભરાઈને મારી તરફ ગોળી મારી, જે મને લાગીછે. ભીખાજીને તેડી લાવો; હું લાંબે છેટે તેને મળવાને અહીં આયોછ ને મરવા અગાઉ તેને એક વખત મળી લેવા હું માગુંછું."

"મારો શેઠ તો ઉંઘાઈ ગીયોછ." જાફરે તહેમુરસને નરમાસથી જવાબ દીધો; "આવી મધરાતને વખતે હું તેને કેમ ઉઠારી શકું? આવા વખતે તેને જગાડું તો તે એવો ખીજવાઈ જાય કે મને તરતજ નોકરી પરથી લાત મારીને કહાડીજ મેલે."

"પણ હું મરૂં છું. મારૂં મોહોત નજદીક આયુંછ. તારૂ નામ શું?"

"મારૂં નામ જાફર છે. મારે પોલીસના શીપાઈને ને કોઈ ડાકટરને તેડાવી મંગાવવો જોઈયે. તારી સાથે એમ વાત કરવામાં વખત કહાડસ તો તુંનેજ નુકશાન થશે. અરેરે, તારી કેવી હાલત થઈછ. ખુદા મદદ કરે! ગરીબ બીચારો!"

તહેમુરસને હવે તાણુ તોડ થવા લાગી. તે ખેંચાતી જીભે બોલ્યો:

"સાભળ જાફર—મારૂં નામ તહેમુરસ મેહતા છે." જાફર ચોંકયો. તહેમુરસ મેહેતા! જેહાંબક્ષનો ભાઈ! તહેમીનાનો કેદી! તે અહીં કેમ?

તહેમુરસ બોલ્યો: "ભીખાજી જે દોલત વાપડેછ ને વેરેછ તે મારી પોતાની છે. તેની પૈએ પૈ મારી છે. હું હોંગકોંગથી આયોછ. કાગજ—મેં લખ્યુંછ—સઘલી વાત લખીછ—છુપાવ્યુંછ—ભાઇ—જેહાં—ખુદા—ખુદ—ખુ—"

થઇ ચુકયું! જે ઉલટમંદ જવાન નાઠેલો ભાગેલો, હારમાર થયલો, પોતાની જીંદગીની મોટી નેમ પાર પાડવાને આવેલો તે પેલી જેહાંનમાં ચાલતો થયો.

---

# પ્રકરણ ૬૨ મું.

## ભાઇનું મરણ.

તહેમુરસનો ચેહેરો જોતો તેની પડોશમાં ફ્ગલાયલો જાફ્ર ઉભો હતો અને તેના છેલ્લા બોલ હજી તો તરતનાજ પુરા થયા હતા તેટલાં પોલીસના માણસો અને ડાકટર બંગલાની બહારથી આવી લાગ્યાં. જ્યારે બંગલાની અંદરથી ભીખાજી પોતે ત્યાં આવી પુગ્યો. તહેમુરસ જયાં પડેલો હતો તેની પડોશમાંજ ઘર ફાડવાનાં હથીયારો પણ પડયાં હતાં, જેનો પોલીસે કબજો લીધો. ભીખાજી પોતાના મરણ પામેલા દુશમનના શાંત ચેહેરા તરફ જોતો ઉભો. તેના જીગરમાં સંતાપ હતો, તેનું હૈડું હરખાતું હતું, તેનું મન નીશાંત પામ્યું હતું, પણ તેના મુખ પર તો કશોબી ફેરફાર જણાતો હતો નહીં.

બીજે દહાડે સહવારે જેહાંબક્ષ મહેતાને પગેઢયામાં ટપાલ મારફતે એક કાગજ મળયો જે તહેમીના ઝરદારે પોતાના ખુબ સુરત મહોરદાર હરફે લખેલો હતો.

તે કાગજ નીચે મુજબ હતો.

પ્યારા મી૦ જેહાંબક્ષ મહેતા—તમને મારા પોતાના પ્યારા જેહાંબક્ષ કહેવાનો હક તમે આપતે તો હું તમને મારા પોતાના પ્યારા જેહાંબક્ષ લખતે. તમારા ભાઇ મારાં ઘરમાં રહેલા હતા અને તેવણ શા માટે રહેલા હતા તેનો ખુલાસો મેં તમારી આગળ આજે સાંજે કીધો નથી, પણ તે ખુલાસો નહીં કરવાનું કારણ હતું. તમારી તરફના મારા અફાગ અખંડ પ્યારને ખાતરજ મેં તે ખુલાસો કીધો નથી. તમારી તરફની મારી પ્રીત એટલી બધી છે કે તમારે ખાતર તમારા ભાઇને પોલીસથી બચવા માટે મારા ઘરમાં મેં આશરો આપ્યો હતો હું

જાણતીતી કે તમારા ભાઇની પુઠે પોલીસ લાગેલી છે, પણ શા કારણે પોલીસ લાગી છે તે હું જાણતી નથી. તમારા ભાઇને બચાવવાનીજ નેક નેમથી મેં તેવણુને મારાં ઘરમાં સાંતી રાખીયા હતા. તમુને તે વીષે જણાવવાનો મારો વીચાર હતો પણ તમારા ભાઇને તે ગમ્યું નહીં. તમારા ભાઇ તમને મળે ત્યારે ગમે તો તમે એ વીષે પુછીને ખાતરી કરી લેજો. મેં તમારા ભાઇને સાંત્યા હતા તે વાત તમો જાહેર કરશો ના કારણ કે તેથી મને સારૂં લાગશે નહીં. એક ગ્રહસ્થ તરીકે તે વાત તમે છુપીજ રાખશો એવી મને આશા છે. તમો મારે ઘરથી ચાલી ગયા પછી તરતજ તમારી ઉપર આ કાગજ હું લખું છું. તમારા ભાઈ તમને મળશે ત્યારે તમારી ખાતરી કરશે કે મેં તેવણુની પરોણાગત મારાથી બની છે તેમ કીધી છે.

લા૦ તમારી હેતવંતી અને દુવાગીર,

તહેમીના ઝરદાર.

જેહાંબક્ષે આ કાગજ વાંચ્યું અને તે ઉપરથી શું સાર એંચવો તેના તે વીચારમાં પડયો તેટલાં એક ચીઠડે હાલ મુસલમાનનો છોકરો જેહાંબક્ષ આગળ આવીને હાજર થયો.

"સાહેબ, મને જાફરે તમારી આગળ મોકલ્યોછ." તે છોકરો બોલ્યો.

"જાફરે! ભીખાજી હીરાદલાલના નોકરે!" જેહાંબક્ષે સવાલ કર્યો.

"હા સાહેબ. જાફરે કહેવાડયુંછ કે તમેં જેમ બને તેમ જલદી મારી સાથે તેની આગળ આવો. તમારા ભાઇને વાસ્તે બહુ અગતની વાત તે તમુને કેહેવાનો છે."

"મારા ભાઇની વાત!"

"હાજી, તમારા ભાઇને અકસમાત થયોછ તેથી તેવણ–તે છોકરો બોલતાં અચકી ગયો."

"બોલ, બોલ, છોકરા, બોલ, તેથી તેને શું થયું છે !"

"તે અકસમાતથી તમારા ભાઈ મરી ગીયાછ."

"મરી ગીયો ! મારો ભાઇ તહેમુરસ મરી ગીયો ?"

"જી. હા, આજે પાછલી રાતના સુમારે બે વાગે મરી ગીયા."

"ક્યાં ?"

"બીખાજી શેઠના બંગલાની સીડીપર. જાફર તમારી આગળ બધો ખુલાસો કરશે. પન તમે મારી સાથે અમનાજ આવોછ કે ? જાફરે તમુને તેડયાછ."

"જાફર કાંહ છે ?

"જુરી ભરવાના મકાનમાં."

જેહાંબક્ષ અકડાઇને એક ખુરશી પર બેસી ગયો. જે તેણે સાંભળયું હતું તે માનવાની તેણે પેહલાં તો આનાકાની કીધી. ગઇ સાંજનાંજ તેણે તહેમુરસને બાનુ તહેમીનાના ઘરમાંથી નહસાડયો હતો અને એટલા વારમાં આ શું થઇ ગયું તેણે પેલા છોકરાને પુછયું:

"પણ મારા ભાઇને અકસમાત શું થયો વારૂં ?"

"પીસ્તોલની ગોલી લાગી."

"એ કેમ લાગી હોશે? મારે જઇને તલાસ કરવી જોઇએ."

ભાઇનાં મોહોતની ખબર સાંભળતાં તેના ગમનો પાર રહયો હતો નહીં અને આ ખબર સાંભળતાં તેનાં માત પીતાને કેવી દલગીરી ઉપજશે તેનો તેને વીચાર આવવાથી તે વધુ ગમખાર બની ગયો. જે દીકરાને જોવાને તેના માત પીતા આવાં ઇનતેજાર હતાં અને જેના આવી પુગવાની ખબર

સાંભળી જેઓ હરખાતાં હતા તેમને મળવા ભેટવા અગાઉ તે જમને ભેટયો હતો.

જેહાંબક્ષ તરતજ જુરી ભરવાનાં મકાનમાં જઇ પુગ્યો અને ત્યાં તેણે પોતાનાં ભાઇની લાશ જોઇ. તે લાશ જોતાં ધભરાત અને અજાયબીનો અવાજ તેના હોઠ ઉપરથી પસાર થઇ ગયો. તેણે ત્યાં ઉભેલા એક કોનસટેબલને પુછયું.

“પીસતોલની ગોળી અછરતી લાગે તેથી કાંઇ માણસ આમ એકાએક મરી જાય નહીં. ને ગોળી લાગવાથી મરી ગયલા માણસનો ચેહેરો કાળોઠણક થઇ જાયબી નહીં. એ ગોળીથી નહીં પણ કાંઇ બીજાંથી મરી ગીયોછ એમ મને તો લાગેછ.”

“તે તો હવે ડાકટર આવીને તપાસ કરશે ત્યારે જનાસે.”

ત્યાંથી તે ભીખાજી હીરાદલાલને બંગલે તેનાં નોકર જાફરને મળવા ગયો.

જાફર તેને છુપેથી બંગલાની બહાર એકાંત જગાએ મળયો અને બંને જણાઓએ રાતના બનેલા બનાવ ઉપર વાત કરવા માંડી. જેહાંબક્ષે પુછયું.

“એને ગોળી કેમ લાગી? કોણે મારી? એ અહીં શું કરવા આયોતો?”

“તે હું જાનતો નથી સાહેબ; મરનાર તો ભીખાજીને મળવાજ માંગ્યા કરતો તો મેં મરનારને કહયું કે આવી મધ-રાતે શેઠને મારાથી જગાડી શકાય નહિં, ત્યારે મરનારે કહયું કે તે મરવા અગાઉ ભીખાજીને જરૂરના કામસર મળવા માંગ તોતો. બીચારો તદન ફેરવાઇ ગયો. કાળો મેસ જેવો થઇ ગીયો. તે વળી મોહોડે આલું બકવા લાગોતોબી તે કહેવા લાગો કે ભીખાજી પાસેના બધી દોલત તેની પોતાની

હતી ને કાંઇ કાગજ લખીને છુપાવ્યું છ કરીનેબી મરનાર બોલ્યોતો."

"કાગજ શું ?"

"કોણ જાણે ? કાંઇ છુંપું કાગજ મરનારે બાહેસના બંગલામાં કદાચ લખ્યું હોશે. મેં તમારી આગળ બરીજ અતકલ કીધીતી કની ? તમારો ભાઇ તાંહ હતો એમ મેં તારક બાંધીતી તે ખરી પડી કની ? હું કાંઇ કાચો ડીટેકટીવ નથી સાહેબ."

"પણ પેલાં છુપાવેલાં કાગજનું કેમ ? મહેમના બંગલામાં કયાં તેણે તે કાગજ છુપાવ્યું હોશે ? તે વીષે મરનાર કાંઇ તારી આગળ બોલેલો કે ?" જેહાંબક્ષે આતુરતાથી પુછ્યું.

"નહીં સાહેબ, કાંઇજ નહીં. એ વીષે હું મારા શેઠનેબી જણાવવાનો નથી. વળી એ વાત જુરી ભરાય તારે બોલું તો મોટાબાઇ તહેમીનાને ખરાબ લાગે. તારે તો જણાઇ આવે કે મોટા બાઇનાં ઘરમાં એ રહેલો હતો. મોટાબાઇને બોટું લાગે તે કોઇને ગમે નહીં

"તું ડાહયો માણસ છે. એ વાત કોઇને જણાવવામાં સાર નથી."

જેહાંબક્ષ જાફરને મલીને પાછો ફર્યો અને કોલાબાના સ્ટેશન તરફ જવા લાગ્યો કે રસ્તામાં તેને પેસુ પીછાત્યું મળયો. પેસુ તેની આગળ વાત કરવા આવ્યો પણ જેહાંબક્ષે કાહું દીધું નહીં અને પેસુ તેને બોલાવવાની પોતાની બનતી કોશેશ કરીને તેમાં નીષ્ફળ નીવડીને ત્યાંથી ખસતો થયો. જેહાંબક્ષ પોતાને ઘેરે આવી પુગ્યો જયાં તેને માટે એક કાગજ ટપાલ મારફને આવેલો હતો. તે કાગજ જેહાંબક્ષના ભાઇ તેહેમુરસના હાથે લખાયલો હતો અને જેહાંબક્ષે તેહેમુરસને તહેમીનાના ઘરમાંથી નહસાડયો તેજ દીવસની બપોરે તે કાગજ

તહેમુરસે લખ્યો હતો. આ અજાયબ જેવું હતું કારણ કે તે કાગજની પછી તહેમીનાને હાથે લખાવલો સાંજનો કાગજ તેને સહવારના સકાળેથી મલયો હતો. જેહાંબક્ષે પોતાના મરનાર ભાઇનો પત્ર ઉખેડી નીચે મુજબ વાંચ્યો.

માહીમ તા૦..................

વખત બપોરના ક. ૩ મી. ૨૦.

મારા પ્યારા ભાઇ જેહાંબક્ષ—હું ધારૂં છું કે મારા ગુમ થવાથી તું પ્યારો ભાઇ ચીંતામાં પડયો હશેજ. તેથી હું તારી ઉપર આ કાગજ લખું છું. હાલમાં મુંબઇ મારે માટે કાંઇ ઘણી મોટી આશાયશ લેવા જેવી જગા થઇ પડી નથી. તેટલા માટે મોટાં ઘરના બાઇ સાહેબ વહેમીના ઝરદારની મહેરબાનીથી તેમના બંગલામાં હું સારી રીતે રહી શકયો છું. કાંઇ અજબ સંજોગથી તહેમીના જેવા ફરેસ્તાની સાથે મને ઓળખ થઇછે. તેણીએ મારૂં નામ જાણ્યું, મારી મુશકેલી પીછાણી અને માત્ર તારે ખાતર મને આશરો આપવાને તેણી તૈયાર થઇ. તેણીના જેવા ટેક અને મોભાવાલી બાનુંને માટે એવું કામ કરવું ઘણું જોખમભર્યું છે, પણ તેણીએ જે મને કહ્યું તે પરથી હું સમજી શકયો છું કે ફકત તારે કાજે, તે જોખમદારી તેણીએ પોતાને માથે ખેંચી લીધી છે. પણ વળી તેણીનાં બોલવાથી મેં આ પણ જાણ્યુંછે કે પ્યારા ભાઇ તું તેણીની તરફ પ્યારની નજરથી જોતો નથી. એમ તારે કરવું નહીં જોઇયે.

અનસારો જણાયો હોય તો મને ચેટાવજે હું તરત અહીંથી નહાશી જવશ.

લી૦ તારો હેતવંતો કમનસીબ ભાઇ,

**તહેમુરસ ધનજીશાહ મહેતા.**

ભારે ગુંચવાડામાં પડીને જેહાંગક્ષે ઉપલો પત્ર ફરી અને પાછો ફરીથી વાંચી જોયો. માહીમ ખાતેના બંગલામાં તહેમુરસ હતો તેને લગતો ખુલાશો આ ઉપરથી મળતો હતો અને મરનાર તહેમુરસ એવું માનતો હતો કે તહેમીનાએ એક ખેરખાહ તરીકે તેની સાથે વરતણુંક ચલાવી હતી. શું ખરેખર તહેમીના તેવીજ રીતે વરતી હતી? કે સ્ત્રીઓની રીતભાતથી, બીનઅનુભવી રહેલા એક માણસને તેણીએ છેતર્યો હતો?

પણ હવે આ બનાવ સાથે જેહાંબક્ષને શું કામ? ગરીબ બીચારો તહેમુરસ તો મરણ પામ્યો હતો, તેણે પોતાના પીતા ઉપર બહુજ સંભાળથી અને દીલાસો મળે તેવી રીતે આ ગમખાર બનાવની વીગત લખી મોકલી.

સઘળાં વર્તમાન પત્રોમાં આ બનાવનો એક સરખો હેવાલ આવ્યો કે કોઇ ચોર દોલતમંદ ભીખાજીનું ઘર ફાડતો હતો. તેટલાં ભીખાજીને મળવા આવેલા તહેમુરસ મેહેતાને તે ચોરે પોલીસનો સીપાઇ ધાર્યો હતો અને તે ચોરે તહેમુરસ ઉપર ગોળી છોડી હશે જેથી તહેમુરસનું મરણ નીપજ્યું હતું. સઘળાં પત્રોમાં ભીખાજી તરફ દીલસોજી દેખાડવામાં આવી હતી કારણ કે તેના ઘર ઉપર ચોરો નજર રાખતા હતા તેથી પત્રોવાળાઓ દલગીર થયા હતા.

# પ્રકરણ ૬૩ મું.



## ઇનામ.

મોટાં ઘરની બાઇ સાહેબ તહેમીના ઝરદાર મોટા શેઠ ભીખાજીની બેહેન વીરબાઈ વાંદરીને મળવા આવી હતી. વીરબાઇને જયારેથી તહેમીના મળવા આવતી ત્યારે વીરબાઇની કાંઇ નવીજ ખુબી અને હુનર તહેમીનાના જોવામાં આવતો અને તેમ આ વખતે પણ તહેમીનાને અજાયબ કરવાને વીરબાઈ તૈયારજ હતી; તહેમીના અચરત થઇ જાય તેવાંજ કાંઇ જાણવા જોગ અને મનપસંદ કામમાં વીરબાઇ રોકાયલી હતી.

ચુંદા પીખા જેવાં ઢગલાબંધ કાગજો દીવાનખાનાના ઉંચા અની કીમતી ગાલીચાપર પડેલાં હતાં, જેમાં મોટે ભાગે જુના નુસપેપરો, કપડાં બંધાઇ આવેલા કેત્રીજ પેપરો, મસાલો ભરાઇ આવેલી કોથલીઓ વગેરેનો ગાડું ભરાય તેવો જથો ત્યાં ડુંગરા માફક નાંખેલો હતો. અને એક જુની બાટલી ખરીદનારો મુસલમાન એક તરાજુ તાંગવામાં રોકાયલો હતો. હજારો રૂપીઆની કીમતના ઉંચા જુમરો અને શેંડેલીઅરોની વચે, સોનેરી રૂપેરી ગીલ્તવાળી સુંદર સંગારની સીલીંગ બાહેલા હુકમાં તે મુસલમાને મોટું તરાજુ તાંગયું અને પછી પેલા કાગજ તોલવા માંડયાં. તેહમીના તો આ દેખાવ જોઇને વીચારમાં પડી કે વીરબાઇનું મગજ ખીસી તો નહી ગીયું હોય? તે અંદર આવી તે વેળા વીરબાઇ બોલતી હતી કે,

ઓ વાય મુઆ, સુનુ છુનુ તોલેછ કે? કેટલું નગુ તોલેછ. આપેછ તારે તો મનના ધમ દઇને દસ આના ને

તોંસેજ તારે તો મનને બદલે હોર મન મુઆ ચોટા, સરમ નથી આવતી? તારો બાપ મરે તારો!"

"એ બાઇ, મોરૂં સંભાગીને બોલજે. ગાર બાર દીધીછ કની તો લાકડી મારીને આએ બધા હાંડી કુંપર ભાંજી નાખશ. ચાકરડી થઇને ગરબર કેટલી કરેછ?" પેલા ખરીદનારે જવાબ દીધો, "ચોર તું તારો બાપ!"

"અરે પણ એ છે શું! કાંઇ સમજ પડે?" તહેમીનાએ પુછ્યું.

"આએ ચાકરડી મને કાગજ વેચવા બેઠીછ." પેલાએ, ખુલાશો કીધો; "જાને કેવીએક શહાજાદાની બછરી હોય તેમ મને નકામી ગાર દેછ. એના બાપનું કાંઇ મેં લેઇ ખાધું છ? પૈસા લેઇને માલ આપેછ, મફત તો નથી આપતી? અમના ગાર દઉં તો સું શોભા વધે. માટીહાને શું? એલફેલ ગાર દેઇને ચાલતો થાય. જરા તમે એ ચાકરડીને સમજાવો."

તહેમીનાએ મીયાંને પાછો કહાડયો અને નોકરોને તેડી તરાજુ ઉનરાવ્યું તથા કાગજ બહાર રસ્તાપર ફેંકાવી દીધાં. તે પછી તહેમીનાએ વીરબાઇને શીખામણ દેવા માંડી.

"વીરબાઇજી, જોવો તમારી આવી ચાલે આએ બે બદામનો માણસ તમુને ચાકરડી કેહી ગીયો ને મોહોડે આયું બોલી ગીયો. એ કાંઇ તમુને છાજે?"

"પણ તારે માય, આએ કાગજ એકઠાં થયાંતાં તેને શું કરૂં? ચાવી ખાવું?"

"વરી શું કરે? રસ્તાપર ફેંકી દેવાનાં."

"પણ તારે તમેજ કાંય નહીં લેઇ જતાં? તમુને અમના પૈસાની વાન તાન પરેછ તે જે બે પૈસા તમારા ઘેરમાં આવ્યા તે ખરા." વીરબાઇએ સુચના કીધી.

તહેમીનાને ગમ્મતે ઝટકો લાગ્યો. તે બબડી; "મર તું નેચીને આવ્યું."

આ વખતે હોંગીલું નારીયલ પેસુ પીઠાતું આવી લાગ્યો.

"ચાલો પેસુજી આયો તે ઠીક થયું. આવો તહેમીના બાઈ, આપરે હોરીયું હેરીયું ઓલવીસનો દાવ રમીએ." વીરબાઈએ વળી બીજી સૂચના કીધી.

"હા, ચાલો, ચાલો, મજાહ પડશે." પેસુએ પણ આ વાત પસંદ કીધી. "તને સમજ્યાં નહીં?"

"નહીં મા, મને એહેં રમતાં આવડતું નથી. વીરબાઈજી તને એવાં બેસાં બેસાં કહારેક તેને બદલે પીઆનો કાંય નહીં વગાડતાં? તમે હવે તો સીખ્યાં કની?"

"નહીં રે, હજુ સીખીજ નથી. એ પેનાના ગીતનાં કાગજ છે તેના પાના માશાથી ફાટી ગીયાં. હું જાતું જે રદ કાગજ હોસે કરીને તેમાં ગોરપાપડી બાંધીને હેરાપકર મોબેદને ઘેર મોકલી. પછી સુઇ પેલી મહીનો સુધ મડમ મને સીખવવા આવી ને પાના ફાટેલાં જોઇને નાતરે ગેઇ તો રનમાંજ પડી. સુઇએ ગોટપીટ મોટપીટમાં એવું તો બોલીને ખખાયું કે મને એવી ચીડ લાગી કે ચોટલો ધરીને ફેરી નાખું. પછી મેં હુસકનાની ભાસામાં કહ્યું કે, તુમ અમેકુ દમ સરાવ્યા તો અમ દમડા નહીં. જાવો અમ સીખતાગી નહીં ને તુમ સીખવેગી નહીં. પછી તે ગેઇ તે સુઆને મળવા ગેઇ, પછી આવીજ નહીં."

વીખાજી બહાર ગયેલા હતા તે આ વખતે ઘરમાં આવી લાગ્યો અને તેને મળવાને તહેમીના ઉઠીને ચાલી ગઇ જ્યારે પેસુ અને વીરબાઈ નાકીપટી રમવા બેઠાં.

થોડી એક્ષાર પેક્ષારની વાતચીત કરવા પછી તહેમીનાએ પોતાની મુળ મતલબની વાત છેડી. તેણીએ કહયું.

"ભીખાજી, હું તમારી પાસે પેલા પચાશ હજાર રૂપ્યા લેવા આવીછ."

ભીખાજીએ તહેમીના તરફ થોડા વાર જોયા કીધું અને પછી તેણે પુછ્યું.

"તે પચાશ હજાર રૂપ્યાને બદલે કાંઇ તમે કામ કીધું તો નથી?"

બાનુ તહેમીના પોતાની જગાએથી ઉઠી અને ભીખાજીની લગોલગ આવી અને ભીખાજીના કાનમાં લાગીને બહુજ ધીમા અવાજે બોલી. "યાદ છે કે ભુલી ગયા?"

"શું?"

"રાતના કોણ ઉતું? કોણે કીધું? કોણે—"

"બસ. હું સમજ્યો. જરા તમે થોભો હું હમણા ચેક લખી લાઉં."

તહેમીના પાછી પોતાની જગાએ બેસી ગઇ અને ભીખાજી બીજા ઓરડામાં ગયો જ્યાંથી થોડા વખતમાં ચેક લખી લાવ્યો. ચેક આપતાં તેણે તહેમીનાને કહયું.

"લેવો આ ચેક, હું ધારતો હતો તેના કરતાં તમો વધારે ચંચલ છેઓ."

"તેની તમને હમણાજ ખબર પડી કે?"

"થોડું ઘણું તો જાણતો તો. એ મને બરાબર સમજાવો. તમે એ કામ કેવી રીતે બજાવ્યું? મને હજી એની બરાબર સમજ પડતી નથી."

"એની સમજ કોઇનેબી પાડવા હું માંગતીજ નથી. હવે હું જાઉંછ.

"સીધારો ગવરનરના લેડીનો મેળાવડો હવે આવી પુગોછ. મારી બેહેનને તમે ત્યાં લઇ જવાના છેઓ તે યાદ રાખજો." ભીખાજીએ યાદ આપી.

તહેમીના ત્યાંથી નીકળી અને ભીખાજી પોતાની બેહેન આગળ ગયો. વીરબાઇ અને પેસુ પાના રમતાં હતાં પણ પાના રમતાં બને વચ્ચે વાધો પડગો અને બંને પેહેલાં તો મોહોડેથી લડયાં અને પછી હાથોહાથ પીખાયાં. એકે, એટલે મીસ વીરબાઇજીએ હાથમાં ખાસડું લઇ પેસુની દીવાસલી જેવી ગરદન પકડી અને પેસુએ બારણાને અઢીંગીને મુકવાનું લાકડાનું ધીમકું ઉચકયું. કદાચ રંગ મચી જતે અને લાલ રંગથી ગાલીચો ખરાબખી થતે પણ તેટલાં ભીખાજી આવી લાગ્યો અને તેથી બંને ઠરી ગયાં.

"તમારા સકાર બળે, ને તમારી અકલપર આગ લાગે, આએ શું ધેડફજેટી? તમે કોણ ને તમે કરોછ શું? આએ શેઠયાના ઘેરના શાહઘાત કે? તમારૂં નખોદ જાય ને તમે એગના લગાડતાં મરે, 'કાંય એમ એબ લગાડી મરોછ. સોમલ આપીને કે દોહીદાહવીને પાઇને સુવારી દેવું કે શું કરૂં?"

---

## પ્રકરણ ૬૪ મું

### ગોળી કે ઝેર.

એક મેળાડામાં એક બાનુએ બહુ દીલસોઝીથી ભીખાજી હીરા દલાલને પુછયું:

"તમારા આવા સુંદર બંગલાપર આવો કંગાળ દરોરો આયો ને તેથી બધા પેપરવાળાઓએ તે વીસે લખ્યું તેથી તમુને તો ગમ્યું નહીં હોસે, બીખાજી ?"

"મને નહીંજ ગમ્યું સહુ મારા બંગલાને વરે આવી વાત કરે તે મને કેમ ગમે ?"

બેશક બીખાજીને તો આ વાત ગમી હતીજ નહી. સઘળાં વર્તમાનપત્રોએ આ બનાવને 'કરોડપટી પારસી શેઠયાનાં બારણાંપર કરનારસ બનાવ' એવું મથાળું આપ્યું હતું અને તેથી ગામમાં ભારે ચર્ચા થઇ રહી હતી. સઘળાઓ તેજ વાત કરતા અને બીખાજી જ્યાંગી જતો આવતો ત્યાં તેની તેજ વાત સાંભળતાં સાંભળતાં તે કંટાલી ગયો હતો.

બીખાજી આગળ આ વેળા મેજરૂં એકઠું થવા લાગ્યું. એક જણ બોલ્યો.

"વધુ જુબાની મેળાવવા માટે તે મરનાર માનસની લાશ ઉપરની જુરી મુલતવી રાખીછ. તેઓને વધુ જુબાની મેળવવાની છે. કાંઇ નવું નીકલશે ખરૂં."

"પણ એમાં વળી નવું શું નીકળવાનું રહયુંછ ?" બીજાએ સવાલ કર્યો. "પીસતોલની ગોળી લાગી ને મરી ગીયો. કોઇ નહીં જણાયલા માણસ અથવા માણસોએ કાંઇ નહી જણાયલા કારણ અથવા કારણો સર ગોળી મારી એવો અભીપ્રાય આપવાનો. વાતમાં દમ શું છે ? ડાકટરે તો લાશને તપાસીગી હોસે કની ?"

"હા ડાકટરોએ લાશ તપાસીને બે ત્રણ ડાક્ટરો એક મત થયાછ કે મરનારને ગોળી લાગી તેથી તેનું મરણ નીપજ્યું નથી." પેલાએ જવાબ દીધો.

"ભીખાજીએ આ સાંભળી પોતાનું માથું ઉંચું કીધું. તેણે બેદરકારીનું ડોળ ઘાલીને સવાલ કર્યો: "ત્યારે ડાકટરો મરણનું કારણ શું ધારેછ વારૂં?

"ડાકટરો એમ ધારેછ કે કોઇ જાતના ફાટેલ ઝેરથી આ મરણ નીપજયુંછ."

"તારે તો આ બનાવ ઘણો ભેદભરેલો થઇ પડવાનો." એક બાનું બોલી.

"એવો કાંઇ મામલો લાગેછ ખરો." બીજાએ જવાબ દીધો.

ભીખાજી ત્યાંથી બીજી તરફ બીજા દોસ્તોને મળવાને ચાલી ગયો અને પેલા લોકો આ મરણની બાબત ઉપરજ વાત કરતા ત્યાં ઉભાં. ભીખાજીને ચાલી જતાં જોઇ એક પારસી બોલ્યો: "બીચારા ભીખાજીને આ બનાવથી ઘણું લાગુછ, હં."

"તો નહી લાગે મારા સાહેબ, પોતાના ઘરના બારણા આવો બનાવ બને, ગોળીઓ ફુટે, ઝેર દેવાય ને એવા બનાવ બને તે શું કાંઇ આંગણામાં ખુશહાલીમાં આતશબાજી થઇ હોય તેવા કાંઇ બનાવ છે?"

"ભીખાજીનો એક અંગત નોકર છે. તેનું નામ જાફર." જે ધણીએ ઝેરની વાત પેહેલી કહાડી હતી તેણે વધુ ખબર આપવા માંડી; "તેની આજે જુરીએ જુબાની લીધી જાફરે કહયું કે મરનાર મરી ગીયો તારે ભીખાજીને મળવાને બહુજ કાલાવાલા કરતો તો, ને કહેતો તો કે ખાસ ભીખાજીને મળવાજ તે ભીખાજીને બંગલે આયોતો."

"પણ ભીખાજીને બંગલે તે મળવા રાતના બે વાગે આયો?"

"એવું કાંઇ લાગેછ તો ખરૂં. તે માણસ બીચારો ઘેલોબી હોશે એવું મને તો લાગેછે. તે માણસે, જાહૂરને કેહ્યું કે બીખાજીની પાસેની સઘળી દોલત તેની-પોતાની છે." પેલા માણસે વધુ ખબર આપવા માંડી, કારણ કે તે જુબાની સાંભળી આવ્યો હતો.

"અરે એવા ઘણા ઘેલા માણસો આવેછ કે." બીજા એ વચમાં ટાપસી પુરી, "ઘણાઓ મતલબ ઘેલા. ને ખરે-ખર ઘેલા આવેછે. ને તે લોક સારા માનસોને નાહક સતાવેછ અથવા તો મનમાં એવોજ ધખારો લઇને ફરેછ કે દોલતવા-ળાઓની દોલત તે લોકની છે."

"પણ આ બનાવ સાથે જે સર્વથી અજાયબી ઉપજા-વનારો બનાવ સંબંધ રાખેછ તે તો એમાં બાનુ તહેમીનાનું નામ સંડોવાયુછ તે છે." પેલાએ કહ્યું.

હવે તે માણસની આસપાસ જમાવ થયલાંઓની જીજ્ઞાસા વધુ ઉશકેરાઇ તહેમીના ઝરદારનું નામ સંભળાતું કે સઘળા-ઓના કાન ઉભા થતા.

"હા, એમજ છે." તેણે આગળ ચલાવ્યું. "એવણનું નામ એ બાબતમાં સંડોવાયું છે."

"તે શું તહેમીનાં ત્યાં ઉતી કે?" એકે આતુરતાથી પુછયું.

"અરે નહીં રે, માસ્તર તમેબી શું આટા બાફોછ. બીખાજીના આંગણામાં આ બનાવ બન્યો તેની આગાઉ મર-નારને તહેમીના ઓળખતીતી. કહેછે તહેમીનાનો મહેમમાં એક બંગલો આવેલો છે ને તાંહ તહેમીનાએ મરનારને એક છુપા ઓરડામાં શાંતી રાખ્યોતો ને તાંહ તેની પાદશાહી પરો-ણાગત કરતીતી. તહેમીના મુંબઇના બંગલામાં આવી રહેતી

ત્યારેણી તેની પરોણુાગત મહેમના બંગલામાં નોકર ચાકરી કરતાવા. લેવો નામ દેતાં તેજ આવી! આવરદા લાંબા છે!"

સઘળાઓએ દરવાજા તરફ માથું ફેરવીને જોયું. બાનુ તહેમીના દીવાનખાનામાં દાખલ થતી હતી. હમેશની માફક તેણીનો ઠેરો ભારે હતો અને કપડાં અતી ઘણા ઉંચા તેરતથી આંખને ખુશી કરી નાંખે તેવા રીતે પહેરેલાં હતાં. કસબી બુંધી ભરેલી કાળી સાડી અને કાળા રંગને મેચ થાય તેવા પોલકાથી તેનું અંગ શોભી રહેલું હતું અને હીરા મોતીના ઘરેણા તેનાં અંગ ઉપર દીપી રહેલાં હતાં.

"તહેમીના તો જેબી મીજલસમાં હાજર થાય તે મીજલસની બસ રાણી જેવીજ લાગે."

"ખરી વાત છે, પણ મેં એ પણ દીઠુંછ, કે જાંહ કુંવરજી શરાફની નાજાં હાજર હોયછ તાંહ તહેમીના બીજે દરજજે આવેછ, તેહમીના કરતાં નાજાંની ખુબસુરતી ચહડતી છે."

મોટાં ઘરની બાઇ સાહેબ તહેમીના ઝરદાર હવે પોતાનાં ઓળખીતાંઓ તરફ માથું નમાવવા લાગી અને તેણીની આસપાસ જવાન મરદો એકઠા થઇ ગયા. ઘણીક સ્ત્રીઓને તેણીની અદેખાઇ લાગી, ઘણીકે તેણીની નકલ કરવાને તેણીના પોશાકનો અભ્યાસ કરી લીધો અને ઘણીક સ્ત્રીઓએ તહેમીનાની નકલ નહીં કરવાનો પણ ઠરાવ કર્યો.

તહેમીનાની આસપાસ એકઠા થયલા માટીડાઓ હવે તેણીની સાથે વાતચીત કરવા લાગ્યા અને એક ગ્રહસ્થે વાત પરથી વાત કહાડી ભીખાજીના આંગણામાં થયલા બનાવ વીષે વાત છેડી અને તેણે તહેમીનાને સવાલ કર્યો.

"બાનુ તહેમીના, કહેજે કે તમોએ એક રખડતા હારમાર થયલા માણસને એક જગામાં ફરેસ્તા તરીકે પાંખમાં લઈ, આસરો આપી, મહેરૂબાની કીધીતી તે વાત ખરી કે ?"

"ખરી વાત છે." તહેમીનાએ મધુર પણ વેપધારી અવાજે જવાબ દીધો. "તે માણસ મારા એક દોસ્તનો ભાઇ થતોતો. તેણે મારી આગળ અરજ કીધી કે એક બે અઠવાડયાં છુપેથી રહેવાની તેને બહુજ અગત હતી. તેથી મેં તેને મારા બંગલામાં જગા આપીતી. તેમ છુપેથી રહેવાની તેની શી મતલબ ઉતી તે તેણે મને જણાવ્યું નહીં ને મેં તેને તે વીશે પુછયુંબી નહીં. વખતસર તેના કાંઇ ખાનગી વાત હોય ને કહેતાં તે એસકાય કરીને આપરેબી પુછયુંજ નહીં. હોય માનસ છે, કોઇ પર આવીબી પડે. પીક કોઇએ જોઇછ આગે એને તો કાલે આપુને. ભલાઇ કીધેલી કાંઇ દારેબી કામ આવશે એમ હું તો ધારૂંછ" તહેમીનાએ ફરેસ્તાઇ સાહયો પહેડયો અને ડફ્રાંસ ચલાવી.

તહેમીના અને ભીખાજી હવે એક બીજાને મળયાં અને એક કોચ પર બેસીને વાત કરવા લાગ્યાં. પરીની આગળ દઇત ભેડો હોય તેવો તે દેખાવ હતો અને ઘણાક માણસોને તે જોઇને ગુસુજ ઉપજી, ભીખાજીએ તહેમીનાને કહયું.

"મારો જીવ ઘનોજ નચીંત થઇ ગીયોછ એને લીધે મારો જીવ ઉડયો મુડયો જતોતો તે હવે દુર પડયો. એ મરી ગીયો, ને મારે માથેથી સારી જંજાળ નગી ગઇ."

ખરેખર ! શું એમજ બન્યું છે ! બોલ ભીખાજી, બોલ ! તું ખુદાને પીછાણી શકયો નથી પણ શું ખુદા તુંને પીછાણી શકયો નથી ? પાપની નીશાનીઓ તું નારાજ કરી શકશે પણ ખુદાનો ઇનસાફ તું કેમ ફેરવી શકશે ! જો તારા જેવાને ખુદા

સજા ન કરે તો પછી ખુદાની ખુદાઇ ક્યાં રહી ? સંભાળજો, આ દુન્યાની ઝેરીલી હવામાં મંથ થઇ ખેડેલી તહેમીનાઓ, સંભાળજો, તમારે માટે તે શક્તીએ ચોકથાંની બાજી માંડી છે કે જેમાં આખરે તમારી મહાતજ છે ! સંભાળજો, આ જગ તને તોબાહ બોલાવી રહેલા ભીખાજીઓ, તમારે માટે તે મહાન ન્યાયાધીસે એવી કુનડ વાપડી છે કે તેના સપાટામાંથી તમો છટકવાનાજ નથી !

---

## પ્રકરણ ૬૫ મું

### એ વળી કોણ ?

જેહાંબક્ષની માતા રતનબાઇ કાંઇક બીમાર થઇ ગઇ હતી અને તેણીને પોતાના દીકરા તહેમુરસના મરણનો ગમ એવો લાગ્યો હતો કે ત્રણ ચાર દહાડામાં તો તેણીની ઉમરમાં દશ વરસનો વધારો થઇ ગયો હોય તેની તેણી ઘરડી લાગતી હતી. ઘરડા ધનજીને પણ આ ફટકો મજબુત લાગ્યો હતો અને તે બંને ઘરડાંઓની ગમખારીનો પાર હતો નહીં.

જેહાંબક્ષ પોતાના માતપીતાને દરરોજ મળવા જતો, તેમને દીલાસો દેતો, અને તહેમુરસની જગા પોતે રાખશે એવો તેમને સધ્યારો આપતો. પણ જેહાંબક્ષને લાગ્યું કે તહેમુરસ ઉપર રતનબાઇ અને ધનજીની જેટલી પ્રીત હતી તેટલી તેમની જેહાંબક્ષ ઉપર હતી નહીં. કદાચ તે તેનો વહેમ હશે એમ તેણે ધાર્યું.

તે બંને ઘરડાંઓ જેહાંગક્ષને આવકાર દેતાં, પેટ પાસામાં ચાંપતાં, પણ તેઓ તહેમુરસનો ગમ એવો ધરી બેઠાં હતાં કે તેઓ દીલ મુકીને વાત કરતાં હતાં નહીં.

એક ગડબડાટ વહી ગયું અને એક નવી ખબરથી આખું મુંબઇ શહેર ભડકી ઉઠ્યું. પુખત અને લાંબી તપાસ પછી, મુંબઇના કાબેલ અને પેહેલા વર્ગના મેટા તબીબોએ અભીપ્રાય આપ્યો કે મરનાર તહેમુરસનું મરણ પીસટોલની ગોળીથી નીપજયું હતું નહીં, હાર્ટ એકાએક બંધ થઇ જવાથી તે મરણ પામ્યો હતો નહીં પણ, કોઇ જાતના કાટેલ ઝેરથી મરનારનું મરણ નીપજયું હતું. જુરીએ તે ઉપરથી અભીપ્રાય આપ્યો કે,

"મરનાર તહેમુરસનું કોઇ ન જણાયલાં માણસ અથવા માણસોએ જાણી જોઇને ખુન કર્યું હતું."

તહેમીના પોતાના મુંબઇના બંગલામાં બેઠેલી હતી અને પાંચ છ માણસો ઓરડાની બહાર ઉભેલા હતા. તે સઘળા તહેમીનાના માંગનાર હતા. એક કાપડયો, એક ઝવેરી, એક ફરનીચરવાળો, વગેરે માંગનારાઓ જમાવ થયા હતા અને તે સઘળાઓનું કરજ ચુકાવી નાંખવામાં તહેમીના રોકાયલી હતી. પોતાના કરજના નાણા એકાએક અને વળી પુરેપુરાં મળી જતાં હતાં તે જોઇ તે માગનારાઓ અજબ થતા હતા, પણ કદાચ તે કરજ ફીતાડવાનું નાણું તહેમીના કયાંથી લાવી હતી તે તેઓ જાણતે તો વધારે અજાયબ થતે, તે નાણું કેવું કામ બજાવીને તેણી લાવી હતી તે તેઓ જાણતે તો આ બંગલામાંથી તેઓ ઉભી પુછડીએ નહાસી જતે, તહેમી-નાની સાંમે આવવાની પણ ફરીને હીમત કરતે નહીં.

કરજ ચુકવી નાંખવાનું કામ બજાવી રહેવા પછી તહે-મીનાએ તે દીવસનું વર્તમાન પત્ર હાથમાં લીધું અને નીચલી બાબત તેણીએ બહુ ધ્યાનથી વાંચવા માંડીઃ

## તહેમુરસ મેહેતાના મરણવાળો ભેદભરેલો બનાવ.
## ઝેરી નાગનાં ઝેરની થયલી અસર.

મુંબઇ શહેરના જાણીતા, અને પ્રજાના પ્યારા તથા માનીતા પારસી શેઠીયા મી૦ ભીખાજી હીરાદલાલના બંગલાની સીડીડી ઉપર ગયે અઠવાડીયે તહેમુરસ ધનજીશાહ મેહેતા નામના પારસીનું મરણ નીપજયું હતું તેને લગતી ચોંકાવનારી અને પેહેલાં નહીં બને તેવી લાગતી પણ હવે ખરી તરીકે સાબેત થયલી વાત નકી થઇ ચુકી છે. મરનારનું મરણ પીસતોલની ગોળીથી નીપજ્યું હતું એવું પહેલાં ધારવામાં આવ્યુ હતુ પણ હવે ખાતરી થઇ છે કે તે કમનસીબ માણસનું મરણ સાંપોમાં સર્વથી ઝેરી જણાયલા નાગના ઝેરથી નીપજયું છે. પીસટોલની ગોળી મરનારને બહુ અછરતી અને સેહેજ જખમ કરે તેવી રીતે લાગી હતી અને મરનારનું એકાએક નીપજેલું મરણ તથા મરનારની ચામડીએ મરણ પછી પકડેલા રંગ ઉપરથી જણાયું હતું કે કોઇ કાટેલ ઝેરની તે અસર હતી. મરનારનું મરણ નાગના ઝેરની અસરથી નીપજ્યું હતું એ તો હવે સાબેત થયલી બીના છે અને તે ઝેર મરનારનાં બદનમાં કોણે અને કેવી રીતે દાખલ કીધુ તેજ પકડી કહાડવાનું કામ પોલીસને માથે હવે રહેલું છે, અને પોલીસ તે વીષે તપાસ ચલાવે છે.

કેટલાક માણસો એવું ધારે છે કે નાગ દંખ દે તોજ તેનું ઝેર કોઇ માણસને ચહડે. પણ તેમ નથી, બીજી રીતે પણ તે ઝેર લાગુ પાડી શકાય છે. હિન્દુસ્તાનના કેટલાક જંગલવાલા ભાગોના દેશીઓ નાગને પકડી તેનું ઝેર તેઓ કહાડી લે છે અને જે કમનસીબ માણસો તરફ તેમને અભાવ હોય છે તેની ઉપર સખત અને સાબુત વેર લેવાને તેઓ તે

ચાપડે છે. અને તે ઝેરની અસરથી તે માણસને મરણની ગોદમાં સુવાડી દે છે. આવી રીતે નાગના દાંતમાંથી કહાડી રાખેલું ઝેર લાંબો વખત સુધી જાળવી શકાય છે. એક છુણી ટાંચણી, અથવા તેવુંજ અણીઆળું, નીરદોશ દેખાતું હથીયાર આ કામ બજાવી શકે છે. ટાંચણીની અણી તે ઝેરમાં બોળી હોય અને તે અણી કોઇ માણસની ચામડીમાં સેહેજ પેસાડી હોય તો ઝેર સપાટામાં તે માણસના અંગમાં ફરી વળે અને થોડી મીનીટમાં તેનું મરણ નીપજે છે અને તે માણસનું બદન કાળું કોલસા જેવું થઇ જાય છે.

મરનાર તહેમુરસનું મરણ પણ એવીજ રીતે નીપજ્યું હોય એમ લાગે છે, કારણ કે મરનારના એક હાથ ઉપર એક નહાનો ઘસો જણાયો હતો. તે ઘસો એટલો નહાનો અને નજીવો હતો કે પહેલાં તો તેની દરકાર પણ કરવામાં આવી હતી નહીં. પણ પાછળથી જણાયું કે તે ઘસા મારફતે નાગનું ઝેર મરનારના બદનમાં કોઇએ દાખલ કીધેલું હોવું જોઇયે.

મરનાર તહેમુરસ તરફ ભીખાજીના બંગલામાં ખાતર પાડવાની કોશેશ કરનાર કોઇ ચોરે ગોળી મારી હતી અને તેણેજ આ ઝેર તહેમુરસના બદનમાં દાખલ કીધું હતુ કે નહીં તે એક સવાલ છે. તે ચોરે આ ઝેર તહેમુરસના બદનમાં દાખલ કર્યું હોય એ બનવા જોગ લાગતું નથી. વળી તહેમુરસે આપઘાત કર્યો હશે એવી અટકલ કેટલેક ઠેકાણેથી બાંધવામાં આવતા અમો જોઇયે છીયે. તહેમુરસ મેહેતા દેખીતી રીતે નબળી મનશક્તીનો હતો અને મી૦ ભીખાજીને તે એવા ધખારાથી મલવા આવ્યો હતો કે મી૦ ભીખાજીની દોલત તેની પોતાની હતી. તે મી૦ ભીખાજીને મળવાને બહુજ આતુર હતો માટે તેવી આતુરતા વચ્ચે તેણે આપઘાત કર્યો હોય એવું

બનવાજોગ નથી, માટે એવોજ સાર ખેંચી શકાય કે તેનું જાણીજોઇ ખુન કરવામાં આવ્યું હતું.

તહેમીનાએ ઉપલું લખાણ વાંચ્યું, મનમા તે હસી અને તે વર્તમાનપત્ર તેણીએ બાજુએ મેલી દીધું અને પછી બીજું હાથમાં પકડયું. તે બીજાં પત્રમાં વળી વધુ ખબર હતી, જે તહેમીનાએ અગાઉનીજ માફક અતી ઘણા ધ્યાનથી નીચે મુજબ વાંચી જોઇ:

## એક ખુનને લગતો ભરમ.

## ભેદ ઉપર કાંઇ અજવાળુ પડવાની આશા.

ગઇ કાલે મુંબઇની ચંચળ પોલીસે મટુંગાના એક જુગારખાના ઉપર દરોરો પાડયો હતો. જુગારખાનાવાળાં મકાન ઉપર પોલીસને લાબો વખત થયો શક જતો હતો અને ઘણાંક બદમાશો ત્યાં આશરો લેતા હતા એવું ધારવામાં આવતું હતું. પોલીશની મતલબ તો માત્ર જુગારીઓ ઉપર દરોરો પાડવાનીજ હતી, પણ તેમ કરતાં પોલીશના હાથમાં કેસુર્યો નામનો એક માણસ આવી ગયો છે. મુંબઇમાં જે ગારોડીઓ સાંપ અને નાગના તમાશા કરતા ફરે છે. તે જાતનો એટલે નાર્યા જાતનો તે માણસ છે. તેની જડતી લેવામાં આવતાં તેની પાસેથી એક નહાની શીશી મળી આવી હતી જે માહેલી પ્રવાહીની તપાસ લેતાં નાગ નામના બહુંજ ઝેરી સર્પનું તે ઝેર જણાયું હતું. તે નાર્યાની ઉપર, મરનાર તહેમુરસનું મરણ નીપજાવવામાં ભાગ લેનાર તરીકે તોહમત મુકવામાં આવ્યું હતું. પણ તેણે તે અપરાધનો ઇનકાર કરીને જણાવ્યું હતું કે તેણે આ ખુન કર્યું નથી. તેમાં તેણે ભાગ લીધો નથી અને તે તે વિષે કશું જાણતો નથી. પણ તેણે તે પ્રવાહી પદાર્થ માહેલો થોડોક ભાગ, તહેમુરસનું કોલાબે જે

રાતે ખુન થયું તેની આગલી રાતે સુંચીસી નામની એક ચીની (ચીન દેશની સ્ત્રી) ને વેચ્યો હતો. અને તેની કીમતમાં રૂા. ૧૦૦ ની રકમ તેણે લીધી હતી.

સુંચીસી વીષે તે મદારી કેસુર્યાએ જણાવ્યું કે આશરે ચાર વરસની વાત ઉપર તેણીની સાથે તેને ઓળખ પડી હતી. પણ તે પછી તેણી એકાએક ગુમ થઇ ગઇ હતી અને તેણી મરી ગઇ હશે એવું કેસુર્યાએ ધાર્યું હતું. કેસુર્યાએ જણાવ્યું કે, જે રાતે તે સ્ત્રી ઉપલી ઝેરી પદાર્થ લેવાને તેની આગળ આવી ત્યારે જાણે કબરમાંથી એકાએક ભુત માફક આવીને હાજર થઇ હોય તેમ આવી લાગી હતી. અને જેમ આવી તેમજ પાછી એકાએક અલોપ થઇ ગઇ હતી.

સુંચીસી વીષે વધું સવાલ પુછવામાં આવતાં તે કેસુર્યા નાર્યાએ જણાવ્યું કે મટુંગાના જુગારખાનામાં તેણી આવી હતી અને તે નાશકારક કાટેલ ઝેર તે શા માટે માંગતી હતી તેનો ખુલાસો તેણીએ કર્યો હતો નહીં. તેણીએ ચીની જેવો પોશાક પહેર્યો હતો. અને મોહડાં પર બુરખો નાંખ્યો હતો, જે બુરખો તેણીએ મોહોડાં ઉપરથી ઉઠાવ્યો હતો નહીં. તેણીના અવાજ અને કદ ઉપરથી તે નાર્યાએ તથા તેના ગોઠયાઓ માંહેલા કેટલાકોએ તેણીને સુંચીસી તરીકે ઓળખી હતી. તેણી સુંચીસી પોતેજ હતી અને તેણીને તે નામે તે મદારીએ બોલાવી ત્યારે તે નામ વીષેનો તેણીએ ઇનકાર કર્યો હતો નહીં. પોતાના નામનો ઇનકાર તો તેણીએ કર્યોજ નહીં પણ જે માણસો, તે જુગારખાનામાં હતાં તે માહેલા જે પાંચ છ માણસો તેણીને પીછાણતા હતા તેમની સાથે તેણે, તેમને ઓળખીને વાતચીત કીધી હતી. તે પછી પેલા પ્રવાહીનો થોડો ભાગ લઇને તેણી ત્યાંથી જતી રહી હતી.

## આ સુંચીસી કોણ છે.

આ સુંચીસીનું નામ અમારા વાંચનારને કદાચ યાદ હશે. આ જમાનાની સર્વથી કરપીણ અને પાપી સ્ત્રીઓ માંહેલી તે એક છે. દશ વરસની વાત ઉપર તેણી ખોટા સીકકા બનાવનાર, ખોટી સહીઓ કરનાર, અને ખોટા દસ્તાવેજો ઉભા કરનાર સ્ત્રી તરીકે પોલીસને જણાઇ હતી. કોઇનાબી હરફની તે એવી તો હુબહુ નકલ કરી શકતી હતી કે તે હરફ લખનાર ધણી પોતે પણ તે પીછાણી શકે નહીં. તેણી એક જગાએ ઠરીને બેસતી નહીં- પણ અનેક જગાએ અને અનેક શહેર અને દેશ ખાતે ભટકતી રહેતી હતી. તેણી ચીની માતાને પેટે જનમેલી હતી પણ તેના બાપની જાત વીષે શક રહયો હતો અને એવું ધારવામાં આવતું હતું કે કોઇ પારસીની ઓલાદથી તેણી ઉતરી આવેલી હતી. થોડાં વરસ થયાં તેણીનું નામ નીશાન નાબુદ થઇ ગયાં છે. અને તેણી કેથે અતવાઇને મરી ગઇ હશે એવું ધારવામાં આવ્યું હતું. પણ ફરી એકાએક તે જાલમ દઇત સમાન સ્ત્રી આપની હજુરમાં પોતાના કરપીણ કરતુક સાથે પાછી આવી ઉભી છે; અને અફસોસની વાત તો એ છે કે તેણીનો પટો લાગતોજ નથી.

બાનુ તહેમીનાએ વર્તમાનપત્રમાંથી ઉપલા ફકરાઓ વાંચ્યા અને તેણી મનમાં મલકાઇને હસી. તેણી પોતાના મન સાથે આવી રીતે રોકાયલી હતી તેટલાં લાડુમલ મુલતાની આવી લાગ્યો.

લાડુમલ બેઠો અને તહેમીના બાનુએ પેલાં નુસપેપરો લાડુમલના હાથમાં આપ્યાં. લાડુમલે તે સઘળા વાંચ્યાં અને પછી તેણે તહેમીના તરફ જોયું. બંનેએ એક બીજા તરફ નજર ફેકી અને બંનેએ એક બીજાને છુપા એશારા કર્યા.

---

# પ્રકરણ ૬૬ મું.



## નાજનો ઠરાવ.

જેહાંગીર અને નાજાં કોલાબાના દરયા કીનારા આગળ ફરતાં વાત ચલાવતાં હતાં.

"બીચારાં તારાં માવબાવાને તો ઘણુંજ લાગતું હોસે." નાજાં દીલસોજીથી બોલી.

"બહુજ, બહુજ. તહેમુરસ તે લોકોને આટલો પ્યારો છે એમ મેં અગાઉ નહીં જાણેલું. પ્યારી નાજાં, મારાં મા બાપનો મારી ઉપર જેટલો ચાહ છે તેના કરતાં મારા બેહુસ્તી ભાઈ ઉપર ઘણો હતો એમ મેં જોઈ લીધુંછ. એક નહીં, પણ હજાર રીતે તે લોકોએ દેખાડયુંછ કે તહેમુરસની જગા હું કદીબી ગબી શકવાનો નથી. મને તો એવું લાગેછ કે તહેમુરસને બદલે હું મરી ગયો હોતે તો એ લોકને એટલું લાગતે નહીં."

"ઓવારૂં રે ડીયર, એમના બોલ. માય બાપ થઈ ને એમ કોઈ ધારતુંબી હોશે? તારી ભુલ હુસે." નાજાંએ જવાબ દીધો; "તું એ લોકની લાગણી બરાબર સમજતો નથી."

"નહી, પ્યારી, એમાં મારી ભુલ નથી. બેસમજનો આ બીચાર નથી. હું છેઉં છતાં જાણે તે લોકનો દીકરો રહયોજ નહીં હોય તેવું તે લોક દેખારેછ. કદાચ એમ હોય કે હું તે લોકથી છેક બચપણથી દુર પડેલો તેથી એ લોકને ઝાઝો પરોશ પડયો હોસે."

તેઓ હળવે હળવે આગળ ચાલ્યાં અને નાજાં બોલીઃ

"જેહાં, મારે તુને એક અગતની વાત કહેવાની છે. મારો બીચાર સરદાર રતનજી ને ધનબાઈજીનો આસરો છોડી જવાનો

છે. તે લોકના ઘરમાં રહેતાં મને ઘણું દુઃખ ઉપજેછ. સરદાર ના ઘરમાં રહીને હું પેલા ભીખાજીની રોટલી ખાઉંછ એમ મને લાગેછ, કાંય કે બીચારા સરદાર અનેક રીતે ભીખાજીની ચુંગાલમાં સપડાયલા છે ને સપડાતા જાયછે. વાંદરા ખાતેનો સરદાર મહેલ ને કોલાબાનો આ મહેલ જેવો બંગલો તથા સરદાર પોને રહેછ તે બંગલો ભીખાજીને મારગેજ મુકયાછ. સરદારની બધી દોલત ઘસડાઇ ગેહછ તેથી તેવણને આએ કીમતી, બાપદાદાથી ઉતરી આવેલાં મકાનો ગીરવે મુકવાની ફરજ પડીછ, એમ સરદાર મારી આગળ કહેતાતા. રતનજી ઘણાજ સંકડામણમાં આવી ગીયાછ ને નાણાની ખરી તંગી બચ્ચે આએ કરોડપતી પારસીએ પૈસાની મદદ આપવા માંગી તે રતનજીને કબુલ કરવી પડી. હું જાણુંછ, ને સરદારણી જાણેછ કે એ બધું ભીખાજી મારે કાજે કરેછ. સરદાર રતનજી નું ઉમદા જીગર તો તારે ઘરે ને મારે ઘરે બરી જાયછ ને આપુને બેઉને મદદ કરવાને એક પગે છે, પણ શું કરે! બીચારાનો દારો ઉંધો બેઠો ને બધુંજ ઉલટું થયું તારે એવણને આ કરોડપતીનો પલ્લો પકડવો પડ્યો. વળી મને ગઇ રાતનાજ પેલા સુરખા પોર્યા પેસુએ કહયું કે ભીખાજીએ સરદાર ઉપર એક કાગજ લખીને જણાવ્યુંછ કે જો સરદાર વચ્ચે પડીને મને ભીખાજી સાથે પરણાવી આપે તો સરદારના બંગલાઓના મારગેજના ખત તે બાળી નાખે ને એક પૈબી લીધા વગર બંગલા છોડવી નાંખે."

" એ વાત તુંને પેલા પેસુએજ કહી કની ?" જેહાંગીરે શંકાશીલ થઇને પુછ્યું.

" હા, પેસુએજ કેહી અને પેસુ ખરંજ કહેછ એમ હું જાણુંછ. સરદારના મોહોડાપર જે ગમગીનીની ચાહું નીશાનીઓ

હું જોતી રેહીછ, ને સરદાર મારી મરજી વીરૂદ્ધ બીખાજીને મારી આગળ આવવા દેછ તે પરથી હું ધારૂછ કે પેસુએ ખરૂંજ કહયુંછ." નાજાએ ખુલાસો કર્યો; "તેથી મને લાગેછ કે હવે મારે સરદારના ઘરમાં રહેવું જોઇએ નહીં. હું કાંઇ નોકરી ચાકરી કરસ ને કાંઇ પૈસા કમાવસ તો મારી બેહેન દીનુને મદદ કરી શકશ. મારી કમાઇના પૈસાનું ગમે તે કરૂં તો કોઇ પુછનાર નથી. મેં નોકરી તો સોધી કહાડીછ, જેહાં."

"નોકરી સોધી કહાડી ? કયા !" જેહાંગશે અજબ થઇને પુછયું.

"મજગામમાં છોકરાઓની એક નીશાળ છે, ત્યાં માસ્તર તરીકે મેં નોકરી મેળવીછ." નાજાં બોલી અને પછી વાત ઉડાવવા માટે તેણીએ કહ્યું: "આએ ગુલાબ જુઓ કેવો સરસ; તાજો, ને ખુશબોવાળો છે! એ મને રતનજીએ આપ્યો."

. એક સફેદ, મોટો, ગુલાબ નાજાંએ પોતાની છાતીએ ખોસ્યો હતો તે તેણીએ જેહાંગશને દેખાડયો. જેહાંગશે તે જોયો અને તેને તે ગમયો.

"બેશક, ઘણો મજાનો છે. વાહ શું ખુશબો છે!"

"લે તું લે. રતનજી જાણશે કે મેં એ તુંને આપ્યો તો ખુશી થશે."

નહીં, ડીઅર. રહેવા દે. એ તારાં બદનમાં વધારે સોભેછ."

તેઓ હવે છુટાં પડયાં.

---

# પ્રકરણ ૬૭ મું.

## કેકોબાદ ઝરદાર.

તહેમીના ઝરમર પોતાના મુંબઇના બંગલામાં હતી અને પીઆના ઉપર મ્યુઝીક વગાડતી બેઠી હતી. તેટલાં એક નોકરે આવીને ખબર આપી કે કેકોબાદ ઝરદાર તેણીને મળવાને આવ્યો હતો. તહેમીનાનો ભરથાર તો હોંગકોંગથી આવતાં દરયામાં ડુબી મુઓ હતો પણ તેનો તવંગર કાકો હજી હયાત હતો અને તે તહેમીનાને મળવાને આવ્યો હતો. કેકોબાદની બાબડી મરણ પામી હતી અને તેને રંડાવાને ઘણાં વરસો વહી ગયાં હતાં. તેની ઉમર આશરે પંચાવન વરસની હશે. ટેકાવદાર, દમામદાર અને ત્રાશ બેસાડનારો તેનો દેખાવ હતો. તે ખરેખર ઉમરાવ ખાનદાનથી ઉતરી આવેલો તેના મોહોડાં ઉપરથીજ જણાતો હતો અને દુન્યાની ખુબી બાબીઓ જોઇ વળી ધરાઇ રહેલો હતો. તે સાચો હતો. શુધ્ધો હતો અને તવંગરીની અસરથી બહેકેલી તેની ઉપર ગાલેબ થવા પામી હતી નહીં; એક અનીતીનો દાઘ વટીક તેને લાગો હતો નહીં.

આ ઉમરાવ કાકાસસરાથી તહેમીના કાંઇબી રીતે ખુશી હતી નહી. કારણ કે તહેમીનાના લક્ષણને તે પસંદ કરતો હતો નહીં, જેનો સનસારો તહેમીના પામી ગઇ હતી.

તહેમીના તરતજ પોતાના કુટુંબના વડા અને મુરબીને આવકાર દેવાને ઉભી થઇ, અને બહુજ મીઠાશથી તેણીએ હાથ લાંબો કરીને કહ્યું.

"આવો, મુરબીજી, કેમ છેઓજી ?"

મુરબીજી ઉપર તેણીના મીઠાશની અસર કશીએ થઇ નહીં. કારણ કે મુરબીજી મીઠાશ મેળવવા નહીં પણ કડવાશ આપવાને આવેલા હતા. તે બેઠા અને બોલ્યો:

"હું તમુને એક બે બોલ કહેવા આયોછ, જે બોલ કદાચ તમુને નાખુશ કરનારાબી થઇ પડે. પેહેલાં તો એ કે, હું થોડા વખતમાં લગન કરનાર છેઉં, જેથી તમુને જે વર સાણુ મળેછ તેમાં કાંઇક ઘટાડો કરવો પડશે. બીજુ તો એ કે હમણા હમણા તમો કેટલીક એવી ચાલ ચલાવોછ કે જે મને પસંદ પડતી નથી. પેલા તહેમુરસ-તહેમુરસ ધનજીભાઇ મેહેતા નામના કોઇ ગુનાહગારને તમોએ તમારા ઘરમાં શાંતી રાખ્યો એ વાત બહુજ નાપસંદ કરવાજોગ છે. જે ઉમરાવ ખાનદાનનું નામ તમે ધરાવોછ, તે ખાનદાનની એક આગેવાન બાનુ એવું કામ કરે તો તે ખાનદાનને શોભા તો નહીંજ લાગે, પણ મારે ખુલ્લું કહી દેવું જોઇયે કે તેથી એબ લાગે. વળી તમારાં નખરાં એટલાં તો વધી ગયાંછ કે જે આબરૂદાર સ્ત્રીને છાજે નહીં. તમારે પોતાને માટે મને સેહેજણી દરકાર નથી, પણ જે ખાનદાનનું નામ તમે ધરાવોછ તેને સહેજબી કલંક લાગવા હું દઇશ નહીં, લોકની હસીમાં આવે તે હું પસંદ કરીશ નહીં."

"સાહેબ, તમારા વીચારો ઘણા વીચીત્ર છે." તહેમીનાએ જરા મીજાજમાં કહ્યું.

"હશે; બનવા જોગ છે." કેકોબાદ ઝરદારે જવાબ દીધો; "હું ખુશી છું કે તે વીચારો ગમે તેવા વીચીત્ર હોય તોબી તે જુના અને સંગીન વીચાર છે; દુન્યાને તે પસંદ છે. મારા જુના અને તમે કેહોછ તે મુજબના વીચીત્ર વીચારો મુજબ કોઇ ખાનદાનને ઉમરાવ પદ મળે તો તે ખાનદાન ઉપર એક જોખમદારી આવી પડેલી હું ધારૂંછ, જયારે તમારા જેવી બાઇઓ તો ગમે તેમ નાચ નાચવાને ઉમરાવ પદના પુછડાંથી છુટ મલતી હોય એમ ધારોછ. આ બાબત ઉપરથી

મને એક બીજી બાબત ઉપર ઉતરવું પડે છે અને તે બાબત તમારાં કરજને લગતી છે. મેં સાભળ્યું છે કે તમો માથા ઉપર વાળ કરજમાં ડુબી ગયાં છો અને વળી મેં મારી ભારે અજાયબી વચ્ચે એ પણ જાણ્યું છે કે તમોએ તમારાં કરજનો કેટલોક ભાગ ફેડી નાખ્યો છે. મને મહેરબાની કરીને પુછવાની રજા આપશો કે આ કરજ ફેડવાના પૈસા તમો ક્યાંથી એકાએક લાવી શક્યાં?"

"કોઇબી ખાનગી સતોળીયો એક ટકાકામાં હજારો રૂપ્યાની રકમ કમાઇ જાય એ બનવા જોગ નથી. તમો ધારો છો તેવા શેર બજારના સટોલ્યાઓ મુરખ ગધેડા નથી કે બહારના ખાનગી સેતોલ્યાઓને એમ ગઠરી બાધીને ચાલ્યા જવા દે." દુન્યાના ઘડાવલા કેકોબાદે ખુલાસો કર્યો.

બને હવે પોતપોતાની જગાએથી ઉઠયાં અને બંને અકેકથી છેટે અકેક તરફ જોતાં થોડો વખત ઉભાં રહયાં. આખરે કેકોબાદ કડવાસથી બોલ્યો:

"મારા કમનસીબ ભત્રીજાએ તમારા જેવી બાનુ સાથે લગન કરવામાં બેશક મોટી ભુલ કીધીછ, મોટી થાપ ખાધીછ. મારે તમારી આગળ ખુલાસો કરી દેવાનો છે. જો તમો આવીજ ચાલ ચલાવતાં જશો તો તમોને જે લવાજમ તમારા બેહેસ્તી ભરથારના કુટુંબ તરફથી મળેછ તેમાં મને બીજો મોટો ઘટાડો કરવો પડશે.

"હું વળી ખુલ્લુ જણાવવાને આંચકો ખાતો નથી કે જો તમો ફરીને હાણુ પાડી જશો તો મને ઘણીજ ખુશાલી લાગશે, કારણ કે તેથી તમારો આ માનવંત કુટુંબ સાથનો સંબધ તુટી જશે અને કુટુંબને તમારાથી વધુ એબ લાગશે નહીં. તમારી ચાલચલણથી મને આવી ટીકા કરવાની ફરજ પડેછ અને મારાં દીલમાં જે લાગણી ઉભાયછ તે જાહેર કરી દેવી પડેછ. મારા લગનનુ તેડું તમને પણ આવશે પણ મારી ધણીઆણીને તમારે માટે સઘળું અગાઉથી કહી મેલશ કે જેથી કેવી રીતે ભવીશમાં કામ લેવુ તેનો તેને ખ્યાલ આવે."

કેકોબાદ સલામ સાહેબજી કર્યા વના ચાલ્યો અને ઓરડાના બારણા સુધી જઇને ઉભો. તેણે માથુ ફેરવી તહેમીના તરફ જોયું અને પુછયું.

"તહેમુરસને તમારા ઘરમાં સાંતી રાખવાનું કારણ તમે મને જણાવશો ?"

"હું દીલગીર છું કે તે ખુલાસો હું કરી શકતી નથી." તહેમીનાએ જવાબ દીધો.

કેકોબાદ ત્યાંથી નીકળ્યો અને તહેમીનાને માટે તેનાં મનમાં જે હલકો વીચાર્ અસલનો બેસી ગયો હતો તેમાં આ મુલાકાતથી ઓરણી વધારોજ થયો,

## પ્રકરણ ૬૮ મું.



### શાપુરજી મીસ્રીનો અવાજ.

નાજાંની દુખી કંગાળ બહેન દીનુનો દીકરો જેહાંગીર હજી બીમાર્ હતો. તેને તાવ ચહડઉતરની આવ્યા કરતી હતી. જેહાંગીર ઉંઘાયલો હતો અને તેને માટે દુધ લાવી રાખવાને દીનું એક પ્યાલુ લઇ ઘરની બહાર તંતોસતી ગઇ. તેણીના જવા પછી જેહાંગીર જાગ્યો. તેણે પોતાની માતાને હાંક મારી પણ અવાજ આવ્યો નહીં ત્યારે બીછાણામાં ઉઠી બેસીને આસપાસ જોયું. તેની ખાતરી થઇ કે તેની માતા તેને માટે દુધ લેવાને બહાર એખલીજ ગઇ હતી. તે મનસે બરબડ્યો:

"માયજી કાંય એખલાં ગીયાં હોસે ? કેઠે પડી જશે તારે ? મને લેઇને જાય તો એવનને હેરાન થવું નહીં પડે. લાવ હું એવણુની પુઠે જાઉં."

તાવ અંગમાં હતો તે છતાં ઉઠ્યો, બીછાણામાંથી બહાર નીકળ્યો અને તેના બુટ તો હતાંજ નહીં પણ ફાટેલી સપાટ હતી તે પહેરી, જભલાં અને સુરવાલ ટોપી પહેરી રસ્તા પર દોડ્યો. તેની માતા થોડેક દુર દુધ લેતી હતી. તે દુધનું પ્યાલું

લઈને રસ્તો ઓળંગીને આવતી હતી તેટલાં એક ગાડી જોરમાં દોડી આવી, જેથી જેહાંગીરે પોતાની માને હાંક મારીને બુમ પાડી.

"માયજી, માયજી, ના આવતાં, ગાડી આવેછ."

પણ એટલું બોલીનેજ જેહાંગીર થોભ્યો નહીં પણ પોતાની મા તરફ દોડી ગયો અને જે ગાડીથી તેણે સાદ મારીને પોતાની માને બચાવી હતી તેજ ગાડીની અડફટમાં તે પોતેજ આવી ગયો.

રસ્તા પર એક પળમાં ગડબડ થઇ ગઇ, સેંકડો લોક જમા થઇ ગયું. અને જેહાંગીરની આસપાસ તેઓ ફરી વળયાં જેહાંગીર બેહોશ થઈ ગયો હતો. તેના હાથની કોણી લચકાઇ ગઇ હતી. તરતજ કેટલાક જરથોસ્તીઓ એક ભાડુતી વીક્ટોર્યા લઇ આવ્યા અને તેમાં તે છોકરાને અને તેની માતાને ઓસપીટલમાં લઇ જવામાં આવ્યો.

જેહાંગીરની સારવાર ત્યાં કરવામાં આવી અને તેને હોશ-યારીમાં આવતાંજ પહેલો સવાલ પુછયો: "માયજી કાંહ છે? તેવણને લાગું કે?"

"નહીં દીકરા, નથી લાગું. હું અહીં છેઉં તુંને લાગું કે?"

બંને મા દીકરા ભેટયાં, જે દેખાવ જોમ સંતોષ લેવા જોગ હતો તેમ છગર ફાડી નાખનારો હતો.

જેહાંગીરને ઓસપીટલમાંજ રાખવાનો ઠરાવ થયો. આ વખતે જેહાંગીરને જે ઓરડામાં રાખ્યો હતો ત્યાં કેટલાક તવંગર અને વગવાળા શહેરીઓ આવેલા હતા. તેઓ હોસપીટલની મુલાકાતે આવ્યા હતા અને હોસ્પીટલમાં કાંઇ ખુટ

હોય તો તે પુરી પાડવાને તેઓએ પોતાની મરજી દેખાડી હતી. તે દોલતમંદ શહેરીઓમાં એક તો મોટા શેઠમાં ખપતા નો આબખરો રાખનાર તવંગર ભીખાજી, હીરાદલાલ હતો. બીજો શાપુરજી મીસ્ત્રી નામનો એક પારસી જે પહેલાં સુથાર હતો પણ પછી કંત્રાકટો લઇને તવંગર થયલો હતો; અને ત્રીજો રાવબહાદુર જેરામ વીઠલ ભટ હતો. તે ત્રણ જણાઓ આ ઓરડામાં હતા અને જેહાંગીરને થયલા અકસમાતની વાત તેઓએ જાણી હતી. વળી ભીખાજીની સાથે મોટા ઘરની બાઇ સાહેબ તેહેમીના ઝરદાર પણ હોસ્પીટલમાં આવેલી હતી.

તેઓ પોતપોતા વચે વાત કરવા લાગ્યાં તેટલાં દીનુ એકદમ ઉભી થઇ. તે કાંઇ બોલવા ગઇ પણ બોલાયું નહીં; તેણીએ સવાલ પુછવા મોહોડું ઉઘાડયું પણ જીભ ઉપડી નહીં અને પેલા ત્રણે ત્યાંથી ચાલી ગયા.

"હા, મેં એનો અવાજ સાંભર્યો." દીનુ કેટલે વારે બર બડી; "મારા માટી શાપુરજી મીસ્ત્રાનો મેં અવાજ સાંભર્યો. તે કયાં ગયો? અરરર! પાછો મેં એને ખોહયો. એ કેમ થશે—કેમ થશે!"

જેહાંગીર આગળ આખો વખત રહેવાની દીનુની ઘણી મરજી હતી પણ હોસપીટલનો કાયદો તેવો હતો નહીં માટે વખતે વખત મળવા આવવા સીવાય તેણીથી ત્યાં રહેવાય નહીં એવું તેણીને કહેવામાં આવ્યું અને તેથી પોતાને ઘરે પાછી ફરી. તેણી પોતાને ઘરે જેમ તેમ જઇ પુગી પણ તેણીનું મન તો ઉશકેરાયલુંજ રહયું. તેણી પોતાની બેહેન નાજાંની કાગડે ડોળે રાહ જોવા લાગી.

આખરે તેણી એક ઠરાવ ઉપર આવી અને પોતાને ઘરથી નીગી પાછી નીકળી.

કોલાબે, સરદાર રતનજીના બંગલામાં ધનબાઇજી કસતુર્યા મુર્ગની વાર્તા વાંચી તેની કેટલીક ઉમદા એબારતની સમજ નાજાંને આપતી હતી તેટલાં તેમની આગળ સરદાર રતનજી આવી પુગ્યો અને તેણે નાજાંને કહ્યું :

" નાજાં, આયા ખબર લાવીછ કે કોઇ ગરીબ આંધળી પારસણ તુને મલવા આવીછ. તેને કાંઇ તારી સાથે કામ છે ને તુંનેજ મળવા માંગેછ; બીજા કોઇને નહીં. તે બધરી કેહેછ કે તું તેને બરાબર પીછાનેચ ને તું તેને અગાઉ નાણાની મદદ બી કરતીતી. તેનું નામ દીનબાઇ મીસતરી છે. નીચે ઓટલા પર બેસાડીછ; તું તેને જઇને મળવા માગેછ કે એક રૂપો આપીને તેને પાછી મોકલી દેઉં ?"

" હા, હા; એક રૂપો જોંશીને કહાડો." ધનબાઇજીએ ટીચકું ચહડાવ્યુ; " એવાં ભીખારડાંને ઘેરમાં શું ઘાલવાના ને ઓટલાપર શું બેસારવાનાં ? કોઇ આવે જાય તો જોય તો નામ ધરે. તું જતી બતી ના નાજાં; એવાંને મળવું ભેટવું તો મુવું એબ લગાડે જો. લે સાંભળ; પછી સુનેરી પોપટે કુંભારની વાત કીધી કે—"

" નહીં ધનબાઇજી, હું તો જઇને તેને મળીજ આઉંચ. બીચારી ઘણીજ અસરાફ છે ને અકસમાતથી કમનસીબે આંધળી થઇ ગઇછ. હું એને ના કહેવસ તો બીચારી ઘણીજ નાસીપાસ ને નીરઆસ થઇ જશે. " નાજાંએ જવાબ દીધો.

ધનબાઇજી તેણીને કાંઇ કહેવા જતી હતી પણ તેટલાં તો નાજાં જતી રહી.

પણ નાજાંના જવાથી કાંઇ ધનબાઇજીની જીભ અટકી નહીં. તે બોલી :

" છોકરી ઘણીજ બેરડી ને પોતાની મરજી પડે તેમ ચાલનારી છે. એને તમે આગળ રેહીને છકાવી મુકોછો, ને જેમ ગમે તેમ મકરકુદી કરવા દેવોછો તારે આજે મને કુતરાંની ક્રાની ઘણીને ચાલી ગેઇ કની ? એ તે કાંઇ રીત છે ? વાય—વાય ! "

" નાજાં તો હમેશાં તારી મરજી માફક કરેછે ને તુંને રાજી રાખેછે. આએ બનાવમાં એને એમ લાગું હોશે કે આએ બઇરીને જઇને મળવુ તારેજ ગેઇ હોશે."

" તમે તો અક્કલને ટોપલા તરેજ હાંકો." ઘણીઆણીએ ઘણીને શીખામણ દીધી; " એને જઇને મળીને નાજાં શું કાંદા કાપવાની ઉતી ? આંખની એ દવા કરતી હોસે ?"

"બીચારી કાંઇ માંગવા આવી હોશે."

" તો નાજાં એક તો ભરી પુરી ઘણી તે બધું દહાડીને આપી દેવાની છે. એ એમ બધી પોતાની ચીજનો દારવાટલો કરેછ તે તો બા સારી વાત નહીં."

" દારવાંટલો કરેછ ?"

" હાજ તો એની પોતાની બાંગડી મળે નહીં. મેં પુછ્યું તો ખુલાસો આપતી નથી."

આ સાભળી સરદાર રતનજી ચોંકયો.

---

## પ્રકરણ ૬૯ મું.

### બેહેન આગળ બેહેનની અરજ.

"જો તું કહેછ તે ખરી વાત હોય, ધનબાઇ, એ તો બાબત ઘણી ગંભીર મને તો લાગેછ." સરદાર રતનજીએ ધનબાઇજીથી વાત સાંભળીને ચીંતાથી જવાબ દીધો.

"એ દુકતી મને તો જરા નથી ગમતી. એ આવીછ તારથી ખાખાવરખું લાગી રેહયુંછ ને એનાં પગલાંથી દુસમેનના ઘેરમાં અવર આવીછ, લોક કેહછ કે ભલાઇને સખાવત કરો, તેનો બદલો મલશે; ને આએ છોકરી સાથે આપરે ભલાઇ ને સખાવત કીધી તેનો બદલો એ મલયો કે ઘેરબાર છોરીને આએ જુપડીમાં આવી રેહયાં ને પૈસા ટકાની હાન તાન થઇ. પૈસા ટકાને નામે એક તો રડવાનું ને વરી પેલા નીચ માણુસ ભીખાજીની સંગત સાંધવાની."

આ વખતે પેસુ ઓરડામાં આવ્યો હતો અને પોતાના માત પીતાની પછવાડે ચુપચુપ ઉભો રહીને સઘળું સાંભળતો હતો. તે વચ્ચે બોલી પડયો.

"માયજી, એ બધી વાત તમે અખાડા કરો. તમે શું કરસો ને કોઇ શું કરશે! દુન્યાનો રવઇઓજ એવો છે. પછી થઇ ચુકું. તમો સમજયાં નહીં."

"ખરી વાત છે." સરદારે પોતાના દીકરાને જવાબ દેતા મોઢામાં તાણો માર્યો, "ખરી વાત છે. દુનીયાનો રવઇઓજ ઉલતો છે. ને તેમાં આજ કાલના જવાન્યાઓનો રવઇઓણી ઉલતો થઇ ગીયોછ ને તે લોક કુતરાને અવતારે ફરવા લાગાછ. જાંહ રોટલીનો ટુકડો મલેછ તાંહ તે લોક દોડેછ, ને કુતરાંની માફક અવતથાં સુકેછ, તે હું જાણુંછ."

"તેમજ કેવી રીતના જવાન્યાને મારા બાવાજી પસંદ કરેછ તે બી હું જાણુંછ." પેસુએ પોતાની માતાને કહયું, "એવણુને તો જેહાંગીર મહેતા જેવા માણુસો પસંદ પડતાં દેખું. તમે સમજયાં કની! પોતાની હાલત ભુલી જઇ ઉંચી પદવીએ ચહડી જવાના ફાંફાં મારનાર માણુસો કેમ હારમાર

થાયછ ને ભુખે મરેછ તેનો ઘણો સારો દાખલો એ બાપડો મહેતો રજુ કરેછ. તમે સમજ્યાં નહીં" ?

સરદાર રતનજીએ ડોળા કકડાવી પેસુ તરફ જોયું અને પાપી પેસુ તે ગુસ્સાથી ચઢડેલાં નેણ જોતાંજ દબી ગયો અને ફટકાવી કહાડેલાં કુતરાં માફક દુમ દબાવીને એક ખુણામાં સંકોચાઇને બેસી ગયો.

પણ આ વખતે નાજાં શું કરતી હતી તે આપણે પહેલાં જોઇ લઇશું.

નાજાંએ ધાર્યું હતું તેજ દીનુજ તેણીને મળવા આવી હતી. દીનુને તેણી ભોંયતલ્યાનાં એક ઓરડામાં તેડી ગઇ અને ત્યાં તેણીને બેસાડીને પુછ્યું.

"દીનુ, દીનુ. તું રાત પડી કાંય આવી ? શું છે ? જેહાંગીરતો સારી પેઠે છેની ?"

"જેહાંગીરને જીભરાયાને અકસમાત થયોછ; પણ તે વાત કેહેવા હું આવી નથી." દીનુએ જવાબ દીધો; "જેહાંગીર આસ્પીતાલમાં છે. ને તેની એવી સારવાર થયછ કે મારો જીવ નચીંત છે. એવી સારવાર હું એને ઘેરે રાખીનેબી કરી શકતે નહીં. હું તો સાપુરજીને વરે–મારા વરને વરે તુંને કહેવા આવીછ. આજે આસ્પીતાલમાં તે ને હું એકજ ઓરડામાં સાથે થઇ ગીયાં તેને મને જોઇ હોસે પણ હું જોઇ શકી નહીં. મારા ચેહેરામાં મોટો ફેરફાર થઇ ગીયોછ તેથી તેને મને પીછાની હોસે નહીં. અરે ખોદા ! અરે ખોદા ! જો મારી આંખ હોતે તો હું તેની આગળ દોડી જતે !"

" પણ દીનુ, તારી પુરેપુરી ખાતરી છે ? તું ભુલ તો નથી કરતી દીનું ?"

" મારો વરનો અવાજ હું સાંભળું ને ખુશ કરૂં ? હું તારા જેહાંગીરને અવાજ સાંભળવામાં કોઈ દાહડે ખુશ કરેછ કે ? વરસો પછીથી તું જેહાંગીરનો અવાજ સાંભળે તો કદી બી ખુશ કરે કે ? ગમે તેટલો વખત વહી જાય અને ગમે તે જગાએ તું જઈ પુગે તો ત્યાંથી તારા જેહાંગીરનો અવાજ તું પારખી શકવાનીજ. એ મહોબતનું જોર છે; એ પ્યારનું બળ છે. પણ મહોબત અને પ્યારની બરાબરનીજ બીજી શકતી હું ધરાતું છું, કે જે શકતી એક આંધળાં માણસને પરવરદેગાર બક્ષે છે. હું કબુલ કરૂંછ કે જે પ્યારથી અને જુસ્સાથી તું જેહાંગીરને ચાહેછ તે પ્યાર અને જુસ્સાથી મેં, મારા માટીને ચાહયો નથી અને જે થોડો ઘણો પ્યાર તેને માટે હું ધરાવતી હતી તે, જે દહાડે તેને કેદખાને મોકલ્યો તે દહાડે સઘળો ખોવાઈ ગયો. જે રીતે હું ઉતરીછ, ઉછરીછ, તે રીત તરફ જોતાં આવા ગુનાહગાર તરફ મારી પ્રીત રહેજ કેમ ? અને વળી તેના કરતુકને લીધે મને કેદખાનામાં જવું પડયું—મને કે જે ખરેખર નીરદોષ હતી. જે કંગાળ સ્થીતીમાં હું આવી પડીછ તે સ્થીતીમાં લાવી નાંખનાર તેજ છે. તોબી મને એટલી તો સુખ છે કે તે મારો માટી છે અને મારા દીકરાનો બાપ છે. તેને તું સોથી કહાડ નાજા; તું સોથી કહાડ ને મારી આગળ ને તેના દીકરા આગળ લઈ આવ. "

"પણ તારી ખાતરી કેમ થઈ કે તે સાપુરજી મીસતરીજ હતો ?" નાજાએ ફરીને પુછયું.

" તાંહે જે નર્સ હતી તેને મેં સવાલ કીધો ને તેને મને જણાવ્યું કે બે પારસી ને એક હિન્દુ ગૃહસ્થો હોસ્પીટલ જોવા આવતા. તેમાં પારસીઓનાં નામ સાપુરજી મીસ્રી અને

ભીખાજી હીરાદલાલ છે. હવે જે અવાજ મેં સાંભળયો તે મારા માટીના તરીકે મેં પારખ્યો અને વળી ત્યાં સાપુરજી બીસતરીબી ઉતો એમ ખાતરી મળી. તે ટોળામાં મોટા ઘરની બાઇ સાહેબ તહેમીના ઝરદારણી ઉતી. તારાં બે ઓળખીતાંઓ તે ટોળીમાં ઉતાં; એક તો ભીખાજી ને બીજી તહેમીના. એ બેઉ ને પુછી જો. તેઓથી ખબર મેળવી જો, ને તેમની મારફતે સાપુરજીનો પટો મેળવ. બસ એટલું મારૂં કામ કર, મારી બેહેન."

"આજે ભીખાજી ઘણું કરીને અહીં આવશે, તારે એને પુછી જોવસ. એને કોહું દેવા મને ગમતું નથી, પણ તારે ખાતર હું એને ખુશીથી પુછસ. જો તારા માટીનો પટો મળશે તો હું ખરેખર ઘણીજ આનંદ પામસ. તારે તો આખી દુન્યાને હું ખબર કરસ કે તું મારી બેહેન છે, મારી બેહેન મને પાછી મળી ગઇ છે." નાજાંએ હરખ ભર્યાં હઇડાંથી કહયું.

સારી આશાની વકીમાં દીનુ રડી પડીને નાજાંએ તેણીને કોટી કરી પટાવી.

"દીનુ, તું કહે તો સરદાર રતનજીને તારી આગળ તેડી લાઉં ? તેવણ આગળ તું એકદમ અહીંયા જાહેર થા. એમાં છે શું ? તે તારી તરફ માયાથી વરતસે એવી મારી ખાતરી છે આખી દુન્યામાં જે સરવેથી ભલા અને સારા માણુશો હોસે તેઓ માહેલા તેવણ એક છે, દીનુ, મારૂં કહયું માન; રતનજીને તેડી લાવવા દે, જો સમજી જા."

"નહીં, નહીં." દીનુએ સાફ ના પાડી. "હું એ વાત કદીબી કબુલ કરવાનીજ નથી; તું નકામી જીદ ના કર. મેં તેના દાગીના ચોર્યાછે એવું તે હજુબી માનેછ, જે વાત તું

ભુલી ગયલી માલમ પડેછ. વળી હું તુરંગમાં પડી આવીછ, તેણી તું વીસરી જાયછ, બેહેન. હું એક મુફલેસ, નામોશીમાં આવી પડેલું પ્રાણી છેઉં, જે આવા મોટા મોભાદાર શેઠયા સાથે વાત કરવાને તદનજ નાલાયક છેઉં. તારી સાથેણી મારાથી ભેળાઇ નહીં શકાય પણ તારા ને મારા વચે જે લોહીનો સંબંધ છે. તેથી મને તારી સાથે ભેળવાને હક છે. ને તે હક તેં મને બક્ષવાની મહેરબાની કીધીછ. નહીં, બેહેન, રતનજી શાથે મારી મુલાકાત હાલ તરત થઇ શકેજ નહીં; હાલ તરત તો મને સંતાઇ છુપાઇ રહેવા દે. મારો માટી મને મળી જાય, તે મને સારી સ્થીતીમાં મેલી આપે તે પછી કદાચ હું રતનજી આગળ જાહેર થવાની હીમત કરસ. પણ તાંહ સુધી તો તેવી હીમત હું કરવાની નથી; તેવી વીચારણી મારાં મનમાં હું લાવવાની નથી, નાજુ."

નાજાંએ વધુ બહોંશ કરવાનું દરસ્ત ધાર્યું નહીં અને તેણીએ દયા ખાઇને કહયું:

"તુંને મારીજ આગળ રાખી તારી જતન લેવાને હું કેવી આતુર છેઉં તે તો હુંજ જાણુંછ, ને મારો પરવરદેગારજ જાણેછ. આવી અંધારી ઠંડી રાતે તું અપંગ હાલતમાં અફડાતી અફડાતી જાય તે વીચાર આવતાંજ મારૂં કલેજું ફાટી જાયછ. બેહેન, મારી વ્હાલી બેહેન."

શું કરે? નાજાં બીજું શું કરે—શું બોલે? પોતાની કમનસીબ, આંધળી, અને ફકત એકજ ભુલડાઇભર્યાં, કઢંગા મુરખ, પગલાંથી જીંદગી ભરની હેરાન થઇ પડેલી બેહેનનાં ખભાં ઉપર માથું મેલી રડી પડવા સીવાય બીજું આ નહાની નાજુક ભલી દીલસોઝ બહેન બીજું વધારે શું કરી શકે? કાંઇજ નહીં– કાંઇજ નહીં!

"બહેન, તું એખલી ઘરે કેમ જસે? તુંને રસ્તો કોણ દેખાડસે?"

" રસ્તો દેખાડવાની અગત નથી. આ તરફ હું બે વાર આવીછ એટલે હવે રસ્તો મારા ધ્યાનમાં રહયોછ. તુને કદાચ એ વાત અજાયબી ભરેલી લાગશે પણ આંધળા માણસો ઉપર ખુદા એવી બખશેશ કરેછ કે જેથી તેઓ આંખથી નહીં પણ મનથી જોઇ શકેછ. ઓ મારી બેહેન, તુંને હું સ્વપના માં જોઉંછ, પણ નજરે જોવાને મારી બાકી રહેલી આખી જીંદગી આપી દેવાને હું તઇયાર છેઉં. ખેર, જેમ ખુદાની મરજી. "

નાજાંને ભેટીને દીનુ પાછી ફરી. જે નાજાંની માંગણી દીનુ કબુલ કરતે, જો રતનજી સરદારની મુલાકાત લેવાને દીનુ તઇયાર થતે તો કેટલો લાભ લાગતાં વળગતાંઓને સઘળાઓને થવા પામતે ? પાપીઓ ઉંધા વળતે, નીરદોષો હાડમાર થતા અટકતે. હકદારોને હક મળતે અને ભલાઓને જશ મળતે.

પણ ખુદાની મરજી કાંઇ જુદીજ હતી. ચહડેલા પાપીઓને કેવી રીતે તોડી પાડવા, તેમને કેવી રીતે સજા કરવી. અને કેવી રીતે તેમના દોરના દહાડાનો અંત આણી ગમખારીની રાત શુરૂ કરી આપવી તેની ગણત્રી તે યઝદાને જુદીજ કરી રાખી હતી. નાચીજ માણસ ! ચેટેલો રહેજે ! વગર કારણે દુઃખ પડે તો ડરતો ના, જેઓ પાપી છે તેઓ સુખમાં મોજ મારતા હોય તો તે જોઇને કોઇ મહાન શકતીને અલઝામ દેતો ના ! સઘળું ગમે તો ભુલી જજે, પણ આ ભુલનો ના, કે ખુદાનો ઇનસાફ ખરોજ છે, તે વખતસરજ મળતો રહે છે; અને તે બદલો આપે છે ત્યારે પુરેપૂરો આપે છે; ઇનસાફ દે છે ત્યારે તો પુરેપુરોજ હીસાબ ચુકવી આપે છે.

આ આપણી કથાનો કોટ કમનસીબ દીનુંની અપંગ સ્થીતી ઉપરજ રચાયલો છે, તેણીના છુપા રહેવા પરજ આ

સઘળા બનાવોનો આધાર છે. તે ઉપરજ આ કહાણીની રચના રચાયલી છે.

---

## પ્રકરણ ૭૦ મું.

### નાંજાનું યકીન—ભીખાજીની દોલત.

નાજા પોતાની બેહેનથી છુટી પડીને પાછી ઉપલા મજલાના દીવાનખનાામાં ગઈ. ત્યાં પેસુ પીછાત્યું બેઠેલો હતો. અને નાટકનાં ગાયણની ચોપડીમાંથી એવી તો મધુરતા સાથે ગીત ગાતો હતો કે કદાચ તે બુલબુલ સાંભળે તો ફરીને નહિ લલકારવા સોગંદ લઇ પડે. દીવા ઉપર ભમતાં પતંગીયાઓ પણ આ રાગડો સાંભળીને નહાસી ગયાં હતાં અને ઘરમાં પાળેલો કુતરો પણ તે અવાજ સાંભળતાં પૂછડી પગ વચે દાબીને ખુરસી હેઠળ ભરાઇ બેઠો હતો. નાજાં ઓરડામાં દાખલ થઇ કે પેસુનું તેની તરફ ધ્યાન ખેચાયુ

"ઓહો, બાઇસાહેબ, કાંહથી આયા ?" પેસુએ ચોપડી બંધ કરી, ગાવાનું માંડીવાળી નાજાંને પુછયું; "તમુનેબી નકામાં ઘકેલા પછાડા ખાવાનો શોખ છે જો. હું તમારી જગાએ હોઉં તો કદીગી એમ પછાડા મારૂં નહિ, ને કોઇ રખડેલ ભીખારી જેવી બમરી સાથે કલાક સુધી તાહેલાં કરવાનું પસંદ કરૂંબી નહિ. એ શું વેજાં હોસે ?"

"એ તો જેવો જેનો વીચાર પેસુજી. પણ પેસુજી, તમે હમના હમના "તમે સમજયા નહિ—તમે સમજ્યા નહિ" એમ ઘડી ઘડી બોલવાનું મુકી કેમ દીધું ?"

"મારા જાની મિત્ર મી૦ ભીખાજી હીરાદલાલને એ ગમતુ નથી. એવણુ ચીરડાઇ જાયછ, ને એમ બોલુંછ તારે ધપા મારે છે—અરે નહિરે મને શીખામણ દેછ. હવે તમેબી જરા

ધીયાન રાખજો. મારાથી એ બોલાઇ જાની તો જરા અટ-કાવજો. એ ઘણીજ ભુંડી ટેવ છે. ને તે ટેવ છોડવી જોઇએ. તમે સમજયાં નહીં ?" પેસુ બોલ્યો; "અરરરર, પાછું બોલાઇ ગીયું એ ટેવ તો જતાં જતાં જશે. તમે 'સમ–જતાં જતાં જશે."

પેસુએ આ પ્રમાણે વાત ચલાવતાં પોતાના ગજવામાંથી રૂમાલ કહાડયો જે રૂમાલમાંથી પમરાટ ફેલાનો હતો. નાજાંને યાદ આવ્યું. દીનુને ઘરે નાજાં એક દહાડે ગઇ હતી, ત્યારે તેણી ભુલમાં પેસુનો રૂમાલ સાથે લઇ ગઇ હતી. તે રૂમાલમાંથી જે એસનસનો પમરાટ નીકળયો હતો તેને માટે દીનુએ જણાવ્યું હતું કે કુંવરજીનું મરણ નીપજયું તે દહાડે લાયબ્રેરીવાળા ઓરડામાંથી એક માણસ બહાર આવ્યું હતું અને તેના અંગમાંથી એવો પમરાટ નીકળતો હતો. આ વાત નાજાંને યાદ આવી અને તેણીએ પેસુને પુછી જોયું.

" એ તમારા રૂમાલ પર શું છાંટેલું છે ? એ પમરાત કાંઇ નવી જાતનો છે. તમે એ કાંહથી લાયા પેસતનજી ? મુંબઇમાં તો એ નહીં મળતું હોય ?

પોતાનું એસનસ નાજાંને પસંદ પડેલું ધારી પેસતનજીનું હઇડું છલકાઇ ગયું અને છકેલ છાલકો ફુલી ફાટીને ગધેડો બની ગયો. તે રૂમાલથી પવન ખાઇ રૂમાલનું એસનસ વધારે બહેકાવીને ફુલનજી બનીને હરસાથીજ બોલ્યો.

" અરે નાજાંબાઇ તમે એની તો વાતજ ના કરો. જે લોક એ જોયછ તે બસ એની ઉપર કુરબાન કુરબાન થઇને બધા વાજ વરી જાયછ. એ કાંઇ મુંબઇમાં મલતુંજ નથી; એ તો હોંગકોંગમાં એકજ મોટો રસાયણી બનાવેછ. બીખાજી એ એસનસ હોંગકોંગથી લાવેલા ને તે જોતાં મેં તેઅન પાસેથી

માંગી લીધું. એવણ પોતે એ તો આગાઉ વાપડતાતા પણ કેહેજે મોટે ઘેરના શેઠયાઓ એસનસ વાપડે નહીં ને બાઇરાંઓજ વાપડે, તેથી એવન વાપડતા નથી ને હું વાપડુંછ તમુને એ ગમેછ કે ?"

"હા મને ગમેછ. બાઇરાંઓ એસનસ વાપડે તેથી મને ગમવું જોઇએ. તમેબી વાપડોછ—" નાજાંથી હસી પડયુ અને તેણી વધુ બોલી નહીં, પણ પેસુ તેણીના બોલવાનો અર્થ સમજી શકયો નહીં. તે પોતે પોતાને મોહેડેજ બાયલો બન્યો હતો તેનું તે મુરખ ઇચમજી પોર્યાને ભાન રહયું નહીં. તેમજ ભાન રહે તેટલી તેની અકકલ પણ હતી નહીં.

"લેવો નામ દેતાંજ જુના પાપી હાજર થઇ ગીયા." પેસુએ ધીમે અવાજે નાજાંને કહયું; "ભીખાજી આવી લાગો જારબી હું તમારી સાથે એખલો બેસીને બે વાત કરૂંછ તારે એ કેઠેથીબી એકાએક આવીને ફુટી નીકળેછ. પણ એ માણસ તો ઘણું સારૂં છે જો." પેસુને યાદ આવ્યું કે ભીખાજીની તરફદારી નાજાં આગળ કરી નાજાંને ભીખાજી સાથે પરણવાને સમજાવવાનું કામ ભીખાજીએ તેને સોંપ્યું હતું. તે યાદ આવતાંજ તેણે ફાર મરડી; "માણસ ચોખું છે, વળી પૈસાવાળું ચાહે તો વાલકેસરનો ડુંગરબી ખરીદી લે ને ચાહે તો ચીનના રાજાનેબી નોકરી રાખે. તમે પેલા જેહાંબક્ષના વેજાં મુકી દેવો ને એની સાથે પરણો કે પાંચ પૈસાનું હું બી મોહોડું જોઉં ને બેલીફથી નહાસતો ભાગતો નહીં ફરૂં. ભલા આદમી ભલાઇ કરી લેવા પછી યાદ——"

પણ આ વખતે ભીખાજી તેમની નજદીક આવી પુગ્યો જેથી પેસુ વધુ બોલતો અટકી ગયો. ભીખાજીની હાજરીથી નાજાં હંમેશાં બહુજ કંટાળતી હતી અને તેને આવતાં રસ્તામાં કાંઇ હરકત નડે અને પાછો ફરે એવું સદા ઇચ્છતી હતી પણ આજે મામલો જુદોજ હતો. પોતાની

બહેનનું આજે તો તેણીને કામ બજાવવાનું હતું. અને શાપુરજી મીસ્ત્રીની ઓળખ પાળખ અને સરનામું તેણીને જાણી લેવાનું હતું. નાજાંએ ભીખાજીની સલામનો જવાબ માથું નમાવીને આપ્યો અને ભીખાજી પોતાના 'પાડા જેવાં વાંકા ટીકાં અંગ સાથે ખુરસી પર અફડાઇને બેઠો જેથી ખુરસી માહેલી નાજુક કમાન પણ કચ કચી રહી.

શાપુરજી મીસ્ત્રી વીષે જેમ એક વાર ભીખાજીના નોકર જાફરે એકાએક આવીને સવાલ પુછયો હતો તેજ ઢપે નાજાંએ આ વખતે ભીખાજીને એકાએક સવાલ પુછયો:

"તમે શાપુરજી મીસ્ત્રીને ઓરખોછ કે ? તે કોઇ પરોપકારી ગ્રહસ્થ કહેવાયછ ને મોટાં કંત્રાકટો લેછ. તે વરી કહેજે કે પૈસાવારોબી ઘણો છે ને સખાવત મોટી કરેછ."

કરોડપતી ભીખાજીએ તરતજ તેણીને જવાબ દીધો: "હા, હું તેને ઓરખુંછ. તે ભલા આદમી એવો મુરખો છે કે પોતાનો કીમતી વખત અને કીમતી નાણું સખાવત પાછળ રોકેછ. પણ નાજાંબાઇ, તમે તેનું નામ ને કર ઠેકાણું કાંય પુછતાં હશો! કાંઇ કામ છે કે?"

"મને કામ છે. જરા મહેરબાની કરીને તેનું મને સરનામું આપજોજી."

"તમારી સખાવતની લાગણી વળી ઉશકેરાઈ આવીછ કે કેમ ? તમે લોક નકામાં ફાંફાં મારીને ગરીબોનું તારણ કરવાના પછાડા મારયાજ કરોછ. એ ગરીબ લોકો ગરીબ છે તેથી તવંગરના ભાવ પુછાયછ. બધાજ જો મારા વીચારના હોય તો ગરીબોને મારે ગરદન, ને પોતે પોતાનું ફોડયા કરે. જે ગરીબ માણસો છે તેનો ભાગ્યેજ બારમો ભાગ એવો હશે કે જેને મદદની ખરેખરી જરૂર હોય. લેવટાને દુધમાં મુકશો તો તેથી કાંઇ તે છુટવાનો છે ને મોજ સમજવાનો છે ? કોઇ

ગરીબ માણુસ મારી આગળ આવે ને બસ એટલુંજ કહે કે, 'હું ગરીબ છેઉં, કાંઇ આપો.' તો તરત તેને હું દશ રૂપ્યાની નોટ કહાડી આપું. પણ જો તે સીપલો થઇને કહે કે. 'સાહેબ ખુદાને ખાતર, ને ધરમ કરવા માટે, ને બાપદાદાને પુન લગાડવા સારૂં," એવું કાંઇ બકે તો મારૂં ભેજું ફરી જાય ને લાત મારીને ઘેરની બહાર કહાડું. પણ મારા આ વીચારોથી પેલો શાપુરજી મીસ્ત્રી જુદાજ વીચારો ધરાવેછ. તે તો કોઇ મરવા પડયો હોવની તો તેના પાસાંમાં કલાક એક બેસી રહે, તેને દવા પાય, તેની નાડ તપાસે, ને મરી જાય તારે જાણે તેના આઇબાપ મરી ગીયાં હોય તેમ ફોક મુકે. પછી વરી નકામો ધસડાઇ તણાઇને પાયદસે જઇને બી તાલ્યાં તોડે ને અંધયારડાઓના હોજરાં ભરે તે જુદાં. એવો એ ઉલ્લુ છે."

"ઓહો, તારે તો તે ખરેખર કોઇ સારોજ માણુસ હોવો જોઇએ." નાજાં બોલી.

"આ એબને તમે સારા ગુણ કહેતાં હોવો તો તે સારો માણુસ છે."

"તારે મને તેનું એડરેસ લખી આપો, તો મહેરબાની." નાજાંએ માંગી લીધું.

"લેવોની મારે કયાં ના છે." બીખાજીએ કહયું અને ગજવામાંથી તેણે એક નોટ બુક અને સોનાની પેનસીલ-કેસ કહાડી. "તે કોટમાં કોટે કોટ પોતાનાં ઘરમાં રહેછ. આ તેનું સરનામું મેં લખ્યુંછ. હવે મને શું જવાબ ?"

"તમુને જવાબ ? શાનો ?" નાજાંએ અજબ થઇને પુછ્યું.

"વળી આપરાં લગનનો. કયારે સાહજતારી કરશો ?"

"હું અનેકવાર કહી ચુકીછ કે એવી વાત મારી આગલ કરો ના."

"ને હુંબી અનેક વાર કેહી ચુકોછ કે તમારે હા પાડયા વીના છુટકોજ નથી."

"શું તમારા કહેવાથીજ?"

"હા, મારા કેહેવાથીજ."

"તમારા કહેવાથી જો બધુંજ થતું હોતે તો ભલાંઓ નાબુદ થતે."

"તેથા નુકશાન શું હતું? હું કહી ચુકોછ, ને કેહુંછ કે તમુને મને તાબે થવુંજ પડશે."

"ને હું કહી ચુકીછ ને કેહુંછ કે જીવ જશે તો ભલે પણ તે કદી બનશે નહીં."

"નહીં તે કેમ બનશે? પૈસાનું જોર એવું છે કે કાંઇબી બનાવે."

"હોશે. પૈસાનું જોર શું કરેછ તેનો મને તો અનુભવ નથી. પણ ખુદાનું જોર શું કરેછ તે હું જાણુંછ. પૈસા આગળ તેની શકતી કેવી છે તેનો મને અનુભવ છે."

"પૈસાવાળા તેજ ખુદાય. પઇસાવાળાને ખુદા પૈસા આપેછ એજ દેખાડેછ કે પઇસાવાળા તરફ ખુદાની ખાસ મહેરબાની છે. પછી શું ખુદા મને મદદ નહીં કરશે?"

"પઇસાવાળાઓ પાસે પઇસા રહેછ એજ એક શ્રાપ છે."

"તારો મરડાન હું તોડું તોજ ખરો, મારો બોલ રાખું તોજ હું ખરો!

"મારૂં વચન પાળું તોજ હું તો ખરી, તમને આમ દુર રાખું તોજ હું તો ખરી."

"મારી દોલતપર હું મુશતાક છેઉં."

"ને હું મારાં સત પર, યકીન પર મુશતાક છેઉ."

"છટ! સઘળું વાહીઆત! સત શું બચુંછ! યકીન શું બચુંછ!"

"જે માણુસ સતને ને યકીનને પીછાણુ તો નથી, તે ખુદાની હયાતીનેબી માનતો નથી. તમે પઇસાને ખુદા ગણોછ, હું સતને ને યકીનને ખુદાના ખરા ફરેસ્તા ગણુંછ. તેને આધારે હું ચાલસ તો પાર પડશ."

"વાહરે તારી લટરાજ. જાણે કવી બોલેછ. પણ યાદ રાખજે, થોડાજ વખતમાં તું જેર થશે ને તારે મોહોડેજ લગનનો દહાડો ઠરાવવાને કબુલ થશે."

## પ્રકરણ ૭૧ મું.

'મદદ કર! મદદ કર!'

ભીખાજીને આવતો જોઇને પેસુ પીછાત્યું નાજાં આગળથી ઉઠી ગયો હતો અને તે સીધો ત્યાંથી પોતાના બાપ આગળ ગયો. ભીખાજીને પોતાની મરજી વીરૂદ્ધ ઘરમાં ઘાલવાથી રત નજી કચવાતો હતો અને નાજાં આગળ ભીખાજીને જવા દેવાની તેને ફરજ પડતી હતી માટે તે પોતાને દોષીત ગણી મનમાં બહુજ પસતાતો હતો. તેનો સ્વભાવ કાંઇક બગડેલો હતો અને પોતાના જીવ સાથેજ તે ગુસ્સે થયલો હતો તેટલા પેસુ તેની આગળ આવી લાગ્યો.

તે બોલ્યો: "સાહેબ, મારે તમારી સાથે કાંઇક ખાનગી વાત કરવાની છે. તમારા વીચાર મુજબ તો કોઇબી રીતની ફરયાદ કરવાને મને કારણ નથી. બલકે હક નથી-તમે—સ. મારે કહેવું જોઇએ કે જેમ તમો હમણા કઢંગા બેપલાઓ ફરીને નાણા ખોહતા જાઓછ તેમ જો ખોહવાનું ચાલુ રાખશો તો પછી વેપલાની મોહકાણમાં હું બાપલા વગરનો થઇ બેસશ

ને સરદાર નામનાં પુછડાં સીવાય મારા હાથમાં તમારા પછી કસું આવવાનું નથી. મારા કાકાજી અસલાજી જો સુરતથી આવીને કાંઇ દલ્લો આપે તો ટકુ ચાલે બાકી તમે તો એવા ધંધા લેઇ બેઠાછ કે બધો મારો તો હમણાંથી જીવ સીકેઓર વઇ રહેછ."

"બેશરમ ! તુંને આવી વાત કરતાં લાજ નથી આવતી ?"

"એમાં વરી લાજ સાની ને સરમ સાની ? તમે ઘડી ઘડી સો સો રૂપ્યાની નોટ પેલા ટુકડખોર જેહાંબખસને વાસ્તે મોકલ્યા કરો ને મને દોરચુંબી આપો નહીં તો મારૂં કલેજું બરતું નહીં હોસે ને છાતીમાં આગ લાગતી નહીં હોસે જે ? તેને તમે શીખવ્યો ભણાવ્યો, બધો ખરચ તમેજ આપ્યો. એ બધુ મને જણાયુંછ જો."

"તેની મને શી દરકાર છે ? મને કોણ પુછનાર છે ?"

"તારે એવા રખડતાને મદદ કરી તમે મારૂં નખોદ વાળશો ?"

"એક ચોરનું નખોદ વળતું કેમ હોસે ? તે તોપોતાને હાથેજ નખોદ વાળી બેઠોછ." રતનજીએ જવાબ દીધો; "તેં મારા દાગીના ચોર્યા, એક ગરીબ નીરદોષ કન્યા પર તેં તેનો આરોપ મુકાવા દીધો; એ શું તારૂં ભવીસ તેં ઉંધુ નથી વાળ્યું ? એ ચોરીની વાત જો ભીખાજી નહીં જાણતો હતે, તેને ચુપ રાખવાની મારી મતલબ નહીં હોતે તો આજે ભીખાજી મારાં ઘરમાં આવી મારી મરજી વીરૂદ્ધ એક નીરદોષ છોકરીને હેરાન કરી નહીં શકતે; તે મને તારાજ ને ખુહાર કરી નહીં શકતે !"

"મેં ઘરેણા ચોર્યાં ? ખોટી વાત છે. કોઇએ તમુને ભમાવ્યાછ. તમે સમજ—"

" હું ઇચ્છુંછ કે એ વાત ખોટી હોય ! ખુદા કરતે ને
મે ખોટી હરતે ! પણ મેં મારી ખાતરી કીધીછ. કયા માર
ાડીને તેતું વેચી આપ્યોછ તે હું જાણુંછ, તે મારવાડીને ખુદ હું
ળી આયોછ. વધારે જાણવું હોય તો જઇને ભીખાજીનેજ
ુછ. "

" અરે ભીખાજી તો તરેહવાર કેહેસે. એની વાત તે
કવી માનવાની ? "

" ભીખાજી જુઠું કહેછ ? તારે એવા જુઠા માણસની
તું સંગત કાંય સાંધેછ ?"

" અરે એ જુઠું ને સાચું ! તમે માંડી વારો રે સાહેબ.
એની પાસે દોલત છે. તે દોલતનો કેમ ઉપયોગ કરવો તેબી
એ કરોડપતી જાણેછ. તમે સ—"

" એ દોલતનો ઉપયોગ કરતાં જાણેછ !" સરદારે ટકોર
માં કહયું; " એ તુંને લાંચ આપેછ ને તારી મારફતે પોતાનું
કામ કરી મારું ને ગરીબ બીચારી નાજાંનું આગળ રહીને
નખોદ વાળેછ. કમબખત દુકતા, તેની પાસેથી લાંચ લઇ તું
નીચો પડયોછ; તારા ખાનદાનને તેં એબ લગાડીછ; કુટુંબની
કીરતી ને ધુળ મેળવીછ. સરમ છે–હેફ–છે !"

" પણ નાજાં એ કરોડપતી સાથે પરણે તો સુખી થાય
એમ હું તો ધારુંછ."

" જેહાંબક્ષ તરફની તારી અદેખાઇનું એ પરીણામ છે.
હું બધુ સમજુછ. મને શીખવવા આવશે તોજ હું શીખશ
એમ નથી. નાજાં સાથે ભીખાજીને ગોઠવી આપવામાં તું મદદ
કરવા નીકળ્યોછ, ને કદાચ ભીખાજીએ તે કામ બજાવવાને
માટે તુંને કાંઇ મોટી નાણાની રકમબી આપવા કહી હોય તો
હું અજબ થવાનો નથી."

" સાહેબ–સાહેબ–હવે તમે મને અપમાનબી કરવા
લાગા કે ? "

" જો તારી માતાનો મને વીચાર નહીં આવતો હતે તો-તો-તો-" તે ચુપ રહી ગયો. તેનાં જીગરમાં ઉઠળપાઠળ થવા લાગી અને તે મનસે બરબડયો; " ખુદા ! ખુદા ! આ મારી કરણીનો બદલો છે ! તારો ઇનસાફ ખરોંજ છે. મેં ગેરઇનસાફ આપ્યોછ તેના બદલામાં તું મારી ઉપર બદલો લેછ તો હું તેને તાબે છેઉં. જેહાંબક્ષ. જેહાંબક્ષ--તારામાં અને આ કંગાળ દુકતામાં કેટલો ફરક ! ખુદા, મને માફ કર ! માફ કર ! બગડેલું હું સુધારી શકતો નથી, પણ ચા ખુદા તારાથીજ બની શકે તો તે બગડેલું સુધારી આપ ! હકદારને ઇનસાફ આપ ! મને શાંતી બક્ષ ! મને અહીં કરાર દે, ત્યાં અમાન દે ! ખુદા ! ખુદા ! મદદ કર ! મદદ કર ! મદદ કર ! "

ખરાં દીલથી ખુદાની માગેલી મદદ ક્યારે નથી મળતી કે આ વેળા ભલા રતનજીને નહીં મળશે ? મળશે- પણ મોડેથી મળશે.

---

## પ્રકરણ ૭૨ મું.

### ભેદ ભરેલી કાગજની કાપલી.

જીવ એક અને 'જંજાલ સો. જાફરને માથે કેઠી ઘણી જંજાલો આવી પડેલી. એક તો શેઠનો મીજાજ દહાડે દહાડે ચકાસી જતો હતો; શેઠની બેહેન વધારે વધારે મુરખ બનતી જતી હતી અને ત્રીજું તો એ કે તેનો ડીટેકટીવનો જુસ્સો વધુ અને વધુ જોર પકડયો જતો હતો. તહેમુરસના મરણ સાથે જોડાયલા ભેદથી તે વધારે ગુચવાયો હતો અને તે ભેદ ખુલી કહાડવાનું બીડું તેણે જહડપ્યું હતું. આ ચીની સ્ત્રી સુંચીસી કોણ છે ? તેણીને પેલા નાર્યા જાતના મદારી કેસુર્યા

સાથે શું સંબંધ ? અને નાગનું ઝેર તહેમુરસને લાગ્યું ? એ સવાલો તેના મનમા રમી રહેલા હતા અને તેનો ભેદ પામવાની તે કોશેશ કરતો હતો.

શું તે કામમાં જાફર ફાવશે ? આપણે તે તો આગળ જતાં જોઇશું.

જાફર પોતાની માશુકને કહેતો હતો: "આવી નોકરી કાંઇ મારાથી લાંબો વખત બજાવી શકાવાની નથી. મને તો એવું મન થાયછે કે બસ જઇને પોલીસમાં નોકરી રહું."

"ગધેડા કેમ બનેછ ?" સુસને કહ્યું; "આવાં એશકી કપડાં પહેરવાનાં, મોટો પગાર પાડવાનો, શેઠ્યો થઇને ફરવાનું મુકીને પોલીસમાં કાંઇ ધકેલા ખાયછે ? ડીટકટીવ, ફીટકટીવના ધખારા છોડી દે ને મન મુકીને નોકરી કર. પછી નહીં તો પછવાડેથી પસતાશે.

માશુકની શીખામણ આશકના ધ્યાનમાં ઉતરી નહીં. તેનાં ભેજાંમાં તો 'નાગનું ઝેર' અને 'ચીની સુંચીસી'જ ભમ્યા કરતાં હતાં. તેને એવુંજ લાગતું હતું કે આ મોટો ભેદ શોધી કહાડવાનું તેનાજ નસીબમાં લખેલું હતું. અને તે શોધી કહાડનાર તરીકે યઝદાને તેનેજ પસંદ કર્યો હતો.

પણ એટલુંજ હતું નહીં. મરનાર તહેમુરસના છેલ્લા બોલો તેનાં મનમાં રમી રહેલા હતા અને હજી તેના કાનમાં તે વાગી રહેલા હતા. જે કાગજ તહેમુરસે લખેલો તહેમુરસે જણાવ્યો હતો અને ગાઠીમના બંગલામાં છુપાવ્યો હતો તે અગતનો હોવો જોઇયે એમ તેને લાગ્યું અને તે કાગજ શોધી કહાડવા પર તે મચી રહયો. એક બાબતથી તેનું મન આ કામ ઉપર વધારે ચોંટયું હતું. મરનાર તહેમુરસના ગજવામાંથી એક કાગજ નીકળયો હતો જેની ઉપર કાંઇક હેરફેર

હરફો લખેલા હતા અને તે હરફનો અર્થ શો હતો તેની જાફરને સમજ પડતી હતી નહીં.

તે કાગજ ઉપર નીચે મુજબનું ભેદ ભર્યું લખાણ જાફરે વાંચ્યું:—

(૧૩ પા-(૧૦) પાં-(૧૬) ની-(૧૨) માં-(૧) પુ-૬) થી-(૧૫) યાં-(૯) તાં-(૨) ર્વ-(૧૮) એ-(૫) ફ-(૩) ત-(૧૭) ની-(૮) ણુ-(૧૧) ચે-(૭) ગ-(૧૪) તી-(૪) ર.

આ તે લખાણ હતું. જાફર તેનો અર્થ સમજવાની કોશેશ કરવા લાગ્યો પણ તે કંઇ ગાંડુ ઘેલું લખેલું અથવા બહુજ બાહોશીથી ગણત્રીદાની લખાણ કરેલું તેણે ધાર્યું.

સળંગ વાંચી જાય તો તેનો અર્થ કશો ઉઠેજ નહીં, ત્યારે તેણે છેલાથી વાંચવા માંડ્યું પણ તેનોબી મીનીંગ થયોજ નહી. આખરે તેને એકાએક ખ્યાલ આવ્યો. એક કોરૂં કાગજ તેણે લીધું અને તે ઉપર ઉપલાં લખાણ માહેલો (૧) આંકડા આગળનો બોલ તેણે પેહેલાં લખ્યો; જે હરફ 'પુ' હતો. તેની પાસે (૨) આંકડાવાલો હરફ લખતાં તે 'પુર્વ' થયું. હવે તે લખાણ ઉકલાવવાની કુંચી તેના હાથમાં આવી અને તે શોધી કહાડતાં તે હરખાઇ ગયો અને તેણે તે આંકડાં મુજબ નીચે પ્રમાણે લખી કહાડ્યું:—

(૧) પુ-(૨)-ર્વ-(૩) ત-(૪) ર-(૫) ફ-(૬) થી-(૭) ગ-(૮) ણુ-(૯) તાં-(૧૦) પાં-(૧૧) ચ-(૧૨) માં-(૧૩) પા-(૧૪) તી-(૧૫) યાં (૧૬) ની-(૧૭) ની-(૧૮) ચે.

**પુર્વ તરફથી ગણતાં પાંચમાં પાતીયાંની નીચે.**

"હા, હવે સમજ પડી." જાફર મનશે બરબડ્યો; "જે ઓરડામાં તહેમુરસને પેલાં મોટાંબાઇ સાહેબે કેદ કરી રાખ્યો

હતો તે ઓરડાની જમીનમાં પાંચમાં પાર્તાયાં હેઠળ તહેમુરસે તે કાગજ સંતાડેલો હોવો જોઇએ. બસ, પટો મળયો. આ કાગજ કોઇબી રીતે શોધી કહાડવો જોઇયે. હું એકદમ જઇને તલાશ કરસ અને• ખુદા મદદ કરશે તો આ ભેદનો પટો શોધી કહાડશ."

બીજે દીવસે તેણે પોતાના શેઠ પાસેથી અરધા દીવસની રજા લીધી અને માહીમ તરફ તે ઉપડી ગયો. સુસન સાથે થોડા કલાક ગુજારવાનું તેને બહાનું હતું પણ તેનું ચીત તો જુદીજ બાબત ઉપર લાગેલું હતું. મોટાં બાઇસાહેબ તહેમીના ઝરદાર આ વખતે મુંબઇના પોતાના બંગલામાં જઇ રહેલી હતી અને તે વખતે બાઇ સાહેબની દાસી સુસન પણ બાઇસાહેબની સાથેજ મુંબઇમાં હતી. માહીમ જઇ પુગવાની પછી જાફરે આ વાત જાણી અને તેથી તે દલગીર થઇ ગયો. જો સુસન ત્યાં હતે તો બંગલામાં દાખલ થવાનો તેને લાગ મલતે અને તેની ત્યાંની હાજરીનો ખુલાસો બીજા નોકરો આગળબી થઇ શકતે. વળી સુસન હતે તો બીજી તરફથી છુપી રીતે તહેમુરસવાળા ઓરડામાં તેણી જાફરને લઇ જઇ શકતે. તોબી બીજે દહાડે ફરીને માહીમ આવવાનો તેણે મનમાં પકો ઠરાવ કર્યો, અને માહીમના બંગલાના કંપાઉંડમાં તે આમ તેમ ફર્યો અને તે પછી પાછો પોતાના શેઠને ઘરે કોલાબે રવાના થયો.

બીજે દહાડે પોતાના ઠરાવ મુજબ તે પાછો માહીમ આવી લાગ્યો. તેને આ વેલા મનમાં લાગ્યા કરતું હતું કે, "મેં મારી આતુરતા ને જીજ્ઞાસા બરાબર છુપાવી રાખી નથી અને મારા ગુસ્સા પર હું બરાબર કાબુ રાખી શકયો નથી તેથી મારા શેઠને કાંઇ શક ઉપજેલો લાગે છે."

સાંજનું અંધારૂં શરૂ થતું હતું અને તે વેલા તે માહીમના બંગલાના પાછલા ભાગમાંથી માહે દાખલ થયો. તે સાવચેતીથી આગળ વધ્યો અને મનમાં વીચાર કરવા લાગ્યો કે ઘરમાં રહેલા નોકરો આગળ જવાનું ડાહાપણ ભર્યું હતું કે છુપેથીજ તલાશ કરવાનું ડાહપણ ભર્યું હતું? આખરે તેણે ધાર્યું કે છુપું રહેવામાંજ બચાવ હતો તે બાગમાં બધે ફર્યો. બંગલો બહારથી ફરીને તપાસ્યો, અને પેલા પડત કુવા આગળ ગયો. ત્યાંથી પણ બંગલા તરફ તેણે નજર કીધી અને તે દહાડે પણ કશું નવું મેલવ્યા વના તેને પાછું ફરવાની ફરજ પડી, તોબી પાછું ફરતી વેલા તેણે મનમાં તો ઠરાવજ કર્યો હતો કે આ બંગલાની તપાસ લેવાનું ચાલુંજ રાખવું. આ તરફ બનતાં સુધી વારંવાર આવ્યાજ કરવું.

---

## પ્રકરણ ૭૩ મું.

## શાપુરજી મીસ્ત્રી.

નાજાં પોતાની નોકરી ઉપર ગઇ. મઝગામમાં એક યુરેઝીયન ડોસાં નીશાળ ચલાવતા હતાં. અને તેમાં એક શીક્ષક તરીકે નાજાએ નોકરી મેળવી. નાજાંનું આ પગલું સરદાર રતનજીને ગમ્યું નહીં કારણ કે નાજાં નોકરી કરે અને પેટ ભરે તે તેમનાથી દેખી શકાયું નહીં. ધનબાઇજીની તો વાતજ ના બોલતા! તેવણનું તો ટીચકુંજ ચહડી ગયું. હલકો ધંધો, તેવા ધંધામાં પડેલી બાઇ, અને તે બાઇ સાથે બેસીને રાતના જમવાનું!!! યા ખુદા! એ દુખ બીચારી ધનબાઇજી કેમ ખમે! તેવણને રડવું આવી ગયુ. તેવણનો જીવ ફરી આવ્યો, સરકમની આફતથી થઇ આવ્યો, અને કહાયા

રધરીને તાર પણ ચહડી આવતે પણ ખુદા કસતુર્યા મુર્ગને સલામત રાખે, તે તેનાથી ધનબાઇજીને તાવ આવતો અટક્યો.

"તું ઘણી ખુબસુરત છોકરી છે." મડમ ઓલડન બોલ્યાં, "પણ એવી એકમાગી' ને ધ્રુજરી કેમ ? તારા જેવી છોકરીઓએ તો નાચવું કુદવું જોઇએ, રમત ગમત કરવી જોઇએ, હસવું જોઇએ હસાવવું જોઇએ, નહીં બોલે તેનેબી બોલાવવું જોઇએ.

"હાજી." નાજાંએ પોતાની શેઠાણીને જવાબ દીધો.

નીશાળમાં છોકરીઓ તો માત્ર સાત શીખવા આવતી હતી અને ભપકો તો ભારી હતો. ગલીમાં ઘર હતું અને બહારથી સાદુ માદુ જણાતું પણ માહેથી સનગાર તો લખપતીનો માલમ પડતો હતો. નીરદોષ નાજાંને આ બાબતની કશી સમજ પહેલાં તો પડીજ નહીં. બલકે તે બહારની સાદાઇ અને માહેલા ઠાઠમાઠમાં કશો ભરમ હતો એવો પણ ખ્યાલ વટીક તે બીનઅનુભવી છોકરીને આવ્યોજ નહીં. શીખવવાનું તો બધુ અલ્લાહ-અલ્લાહ-ખેરસલ્લાહ! જેવી વાત હતી પણ અકરીકટ ઘણી હતી.

પેહેલેજ દહાડે નાજાં ચોંકી અને પોતાનાં આ પગલાંને માટે પસતાવા લાગી. બપોરના બે વાગતાથી આ એકાંત નીશાળમાં કેટલાક માટીડાઓ આવવા લાગ્યા અને મડમ ઓલડન તેમને આવકાર દઇ માહેલાં દીવાનખાનામાં મોકલવા લાગી. તે માટીડાઓ પચરંગી હતા. કોઇ એશકી ભાડયો. તો કોઇ મેલો ઘેલો મુસલમાન, કોઇ ઇચમજી જેવો પારસી, તો કોઇ લુલો ભુલો યુરોપયન, એમ બધું પંચરંગી વાજું હતું. તેઓ મડમ સાથે લાગણીથી વરતતા હોય એવું જણાતું હતું નહીં. અને નાજાં તરફ પણ સભ્યતા તો દેખાડતાજ નહીં

પણ નફ્ફટાઈથી જોતા અને કેટલાકોએ તેની નીરલજ મશકરી પરીક કીધી. નાજાં ગભરાઈ અને પેનામાંથી ઉછળી ચુલા-હમાં પડવા જેવો મામલો તેણીએ દીઠો.

માહેલા દીવાનખાનામાં પેલા દશ બાર માણસો એકઠા થયા અને થોડાજ વખતમા પૈસાનો છણો ખણખણાત નાજાંના સાંભળવામાં આવ્યો. નાજાં ઉછળીને ઉભી થઈ અને તે દીવાનખાનાના બારણા આગળ જઈ માહે જોવા લાગી. માહે પેલાઓ શું કરતા હતા?

જુગાર, તેઓ જુગાર રમતા હતા; આ નીશાળ તો નીશાળનાં ઓઠાં તળે એક કંગાળ જુગારખનું હતું. નામે નીશાળ હતી પણ કામે તો એક દોઝખનો ગાર હતો.

નાજાં શું કરે? તેણી ગભરાઈ અને પોતાની છત્રી લઈને તેણી એકદમ ઘરે નહાસી ગઈ. હવે શું કરવું? નોકરી છોડી દેવી, બીજુ શું! પણ આ બાબતમાં કોઈની સલાહ લેવાબી નાજાંને ગમ્યું નહી, તેણીની છાતી ચાલી નહિ. અગર આ મકાનને જુગારખાનુ સમજવામાં તેણીની ભુલ હશે ત્યારે? કોઈને કેહવાથી તેણીનેબી સંડોવવામાં આવશે ત્યારે? કોઈની તકરારમાં પડવાનું તેણીને શું કારણ? પોતે પોતાના પાપે મરશી—કરશે તે ભરશે. આવા વીચારો મનમાં આવતાં નાજાંએ આ બાબત વષે કોઈનેબી કહેવાનો વીચાર માંડી વાળયો અને બીજે દહાડે મેડમ ઓલડન પાસે જઈ નોકરી છોડી જવાની તેણીને ખબર આપવી એવો નાજાંએ મનમાં પકો ઠરાવ કર્યો. બીજે દહાડે મેડમ ઓલડન પાસે જયા વના, અને તેણીને ખબર આપ્યા વના નોકરી છોડી દેવી એવો ખ્યાલ કમનસીબે નાજાંને આવ્યોજ નહિ. તેણીને કોઈબી અપ્રમાણીક કામ કરવાનો ખ્યાલ હતોજ નહિ અને તેવી રીતે નોકરી છોડવી તે અપ્રમાણીકપણું ધારી તેવો વીચાર તેણીએ કીધોજ નહિ.

નાજાં પોતાને ઘરે એટલે સરદાર રતનજીને ઘરે ગઇ અને ત્યાંથી પોતાની બહેનને મળવા ચાલી. દીનુને તે મળી અને શાપુરજી મીસ્ત્રીનું સરનામું પોતે મેળવ્યું હતું. તે વાપે નાજાંએ દીનુને જણાવ્યું અને પછી નાજાંએ તેણીને કહયું.

"દીનું આએ શાપુરજી મીસ્ત્રી હિંદુસ્તાનમાંથી બહાર ગીયોજ નથી. બલકે કલક-ત્તેથી કોઇ વાર ગીયોજ નથી, એમ લોક તો કહેછ. તારી ભુલ તો નથી થઇ?"

"ફરીથી હું તુંને કેમ સમજાવું કે તેનો અવાજ સાંભળવામાં મેં ભુલ નથી કીધી? મેં મારા વરનોજ અવાજ સાંભળ્યોતો, એમાં ભુલ નથી. તે શાપુરજી મીસ્ત્રીજ છે એમાં ભુલ નથી."

"ત્યારે હું શાપુરજીને ઘરે જઇને ખબર કહાડી આઉંછ." નાજાં બોલી અને ઉઠી.

તેણીએ, ભીખાજી હીંગદલાલે આપેલાં સરનામા મુજબ શાપુરજી મીસ્ત્રીનું ઘર શોધી કહાડયું અને તે ઘરમાં તેણી દાખલ થઇ. શાપુરજી ઘરમાંજ હતો અને તેણે તેણીને બોલાવી.

"આવો માય. બેસો દીકરા, શું કહેવુંછ?" શાપુરજીએ માયાથી પુછયું.

તે આશરે સાઠ વરસની ઉમરનો, સફેદ બાલવાળો બુઝર્ગ ગૃહસ્થ હતો અને દયા તથા સખાવતના ગુણો તે બુઝુર્ગ ચેહેરા ઉપર પ્રગટ દેખાતા હતા.

"જી, હું તમુને મારી બેહેન તરફથી મળવા આવીછ." નાજાંએ બીહતાં બીહતાં કહયું.

"તમારી બેહેન કોણ? તેનું નામ શું? કાંહ રેહેછ?"

"મારી બેહેનનું નામ દીનબાઇ છે. સુનાબાઇ રુસ્તમજી

દુબાશ. તેવણુ દશ વરસની વાત ઉપર કલકત્તે ગીયાંતાં ને તાંહ શાપુરજી મીસ્ત્રી સાથે પરણ્યાંતા." નાજાંએ ખુલાસો કર્યો. દીનુ કલકત્તે નહાસી ગઇ હતી ત્યારે તેણીએ પોતાનું નામ સુનાબાઇ રૂસ્તમજી દુબાશ રાખ્યું હતું.

"વારૂં પછી?" શાપુરજીએ પુછ્યું, કારણ કે નાજાં શું કહેવા માંગતી હતી તે શાપુરજી હજી સમજી શકયો હતો નહિ અને આ વાતથી તે ઉલટો ગુચવાડામાં પડયો હતો. "વારૂં પછી?"

"પછી તે લોક ચીન ગીયાં ને તાંહ શાપુરજી કેડે ગુમ થઇ ગીયા." નાજાંએ કહયું.

"અરરર! તારે તો તમારાં બેહેન રવડી ગીયાં હોશે. અર—અર—અર! પછી?"

"તે હું પુછવા આવીછ કે તે શાપુરજી મીસ્ત્રી તમે કે?" નાજાંએ અસલ સવાલ કર્યો.

"હું? તે શાપુરજી હું?" શાપુરજી મીસ્ત્રી હસી પડીને બોલ્યો," એ કેવો વીચાર? દીકરી, તું શું પૂછવા આવીછ તે હવે હું સમજ્યો. અરે ઘેલી છોકરી, હું તો અમદાવાદથી ને પુણાથી મારા બાપ જનમમાં દુર ગીયોજ નથી. વળી અમારા વખતમાં તો નાહલાં નાહલા પરણાવી દેતાતાં. મને પરણ્યાને પંચાવન વરસ થઇ ગીયાંછ. હું સાત વરસનો ઉનો ને મારી બઇરી ત્રણ વરસની ઉતી તારે મોરા સુંવારીમાં અમુને પરણાવી દીધેલાં. મારાં તો છોકરાંઓ છે ને તે છોકરાંઓને ઘરે તારા જેવડાં દીકરા દીકરીઓ છે. સમજી મારી માય?"

"હાજી, પણ શાપુરજી મીસતરી તમારૂં નામ છે. તેથી—"

"અરે પણ મારી માવલી, એવા શાપુરજી મીસતરી તો મુંબઇમાં પચાશ મળી આવશે, મીસતરીની ઓખર જેટલી

સાધારણ છે તેટલી તો હું ધારૂંછ કે બીજી નહિ હોશે. તારી બેહેને તે તેં ભુલ કીધીછે. તારી બહેન કયાં રહેછ. મને કહે, હું જાતે જઇને મળી આવશ, તે શું ઘણી સંકડામણમાં છે? તેને ઘણી આપદા પડેછ?" શાપુરજીએ દીલસોજીથી પુછયું.

"સંકડામણ ને આફતનું તો પુછતાજ ના, શેઠ." નાજાં બોલી અને તેણીની આંખમાં પાણી આવી ગયાં. "બીચારીની આંખ જતી રેહીછ, ને હેરાન થાયછ. બીચારી——"

"ના રડ, દીકરી, ના રડ!" શાપુરજીએ પોતાની આંખમાં આસુઓ અટકાવવાની કોશેશ કરતાં કહયું; "એ તો ચાલ્યું જાય; કોઇ વખત એવોજ જાય. કોઇ વખત વરી આગળાંને ભુલાવતો જાય. બીહી નાં; હું જઇને તારી બેહનને મળી આવશ. ના—"

"જી, હવે હું રજા લેઉંછ." નાજાં ઉઠીને બોલી "માફ કરશોજી. તમુને ઘણી તસ્દી પડી.

"બેસ, જરા ચાહે પાને જા." શાપુરજીએ તેણીને અટકાવી.

"નહીંજી, માફ કરો."

"પણ વારૂં તારી બેહેનનું સરનામું તો આપ. હું જઇને મળી આવશ."

નાજાંએ પોતાની બેહેનનું સરનામું આપ્યું અને શાપુરજીએ તે લખી લીધું અને તે પછી નાજાં ત્યાથી ઉઠી. તેણી એક રીતે નાસીપાસ થઇ હતી એક રીતે સંતોષ પામી હતી. શાપુરજી મીસ્ત્રી આ ઘણો હતો ખરો, પણ ખરો શાપુરજી મીસ્ત્રી તે હતો નહીં તેથી તેણી દીલગીર થઇ હતી, પણ શાપુરજી મીસ્ત્રી તેણીએ એવો જોયો કે જે તેણીને તેણીના ભક્ષા

પીતાની યાદ આપનારો હતો, ખરો દીલસોઝ દયાળુ ગ્રહસ્થ હતો, સાચો સખી નર હતો, અને દુઃખીની દાઝ દીલે ધરનારો અસલ જરથોસ્તી બચ્ચો હતો.

---

## પ્રકરણ ૭૪ મું.

### સાદીનું સાટું.

"નાચ-નાચનારી-નહીં રે મરેરે. નાચારીએ-હં નાચારીએ રાજાના ઉંદર-પ્રહીં-કુંભાર-કુવર, કુંવર-હં નાચારીએ રાજાના કુંવરની-ગોદરી-ગોદરી નહીંરે ઘોડી-હં-કુંવરની ઘોડી-છમના નહીંરે-છગન-અરે નહીંરે-છલાંગ—"

વાંચનાર ચેટી ગયો હશે કે આપણાં મીસ વીરબાઇજી હીરાદલાલ ઉર્ફે વીરબાઇ વાંદરી લકબે વીરબાઇ ભઠચારણ ઉપલું દાસ્તાને દીલરૂબા કસ્તુર્યા સુર્ગમાંથી લલકારીને વાંચતી હતી અને બાગમાં પાણી સીપતો માલી આ ભેંસાસુર્યો રાગડો સાંભળી પોતાની બાઇકોને પુછતો હતો કે, "અરે તેચી! એ કાય ઝાલા! કોણ મેલા કાય!"

'ચાલ, હવે એમ જીવ ના પટકયા કર." ભીખાજી જે વીરબાઇની સામે બેસીને નુસપેપર વાંચતો હતો તે આ રાગડાથી કંટાળીને બોલ્યો; "જો સાંભળ, તુંને હવે પરણાવી નાખવાની હું ખટપટમાં પડયોછ. તારે વરે સારો માટી મેં શોધી કહાડયોછ."

"ઓ મરં રે જી ભરૂ રે, કોણુને સોધી કહાડયોછ! પેસુજીને કે?"

"અરે મુઓ રે તે. તેને કાંહ દાર દોધીમાં નાખેછ? તે ઓને બી શું પસંદ કીધો! મજાનો સારો માણસ સોધવો જોઇએ. આપુને કામ લાગે તેવો મળવો જોઇએ."

"તારે સારાને કામ લાગે તેવો માટીડો જોઈતો હોય તો તેબી મારા ધ્યાનમાં છે."

"તે વરી બીજો કોણ તારા ધ્યાનમાં છે? કાંઈ દસ બાર ચુંટી રાખ્યાજી કે શું?"

"આએ આપરો બજરચી કાવસો. ઈંડાનો પોરો નો એવો કાંડા કાપીને તીણો બનાવેછ કે બસ હું તો એની પર થી ઓવરાઈજ જાઉંછ." વીરબાઈએ આટો બાફ્યો.

"તારો સકાર બરે તારો! મુંગી મર! મુગી મર! કોઈ સાંભળસે તો આબરૂના કાંકરા થઈ જશે." ભીખાજીએ બીજવાઈને કહયું; "મેં પેલા સોરાબ કુમજી હોમજીનાને શીશામાં ઉતાર્યોછ. મજાનો છોકરો છે ને વરી એશકીબી છે તે મોટા ખાનદાનનો છે."

"હા–હા–હા–ઘણો મજાનો છે. પણ મરે મારા કરતાં ઉમરમાં નાહ્લો લાગેછ."

"હવે નાહ્નો ને મોટો! તું બી અમથી લાડ કરતી." ભીખાજીએ જવાબ દીધો.

"એબી વાત ખરી. ઉધાર આપ ને ખરૂં જોખ કાંહથી મળે? આએ કુતર્યાં મુરખમાં બી એમજ લખેલું છે." વીરબાઈએ કસતુર્યા મુર્ગને બીજો એલકાબ આપીને કહયું. ઉપલી વાતચીત આ હેતવંતાં ભાઈ બહેન વચે જે સહવારે થઈ તે દીવસનીજ સાંજે ભીખાજીના સુંદર દીવાનખાનામાં સામસામાં બેસીને સોરાબ કુમજી હોમજી અને ભીખાજી છાટો પાણી લઈ સુકાયલાં નાંખ પાછાં તાજાં કરતા હતા અને તાહેલાં ચલાવતા હતા. બલકે લગ્નની ગોઠવણુ જાણે ગાય ભેંસ વેચવાનું સાટું હોય તેમ બંને નકી કરવા મંડેલા હતા.

"એ બધી વાત ખરી ભીખાજી શેઠ, પણ હું તો દશ લાખ રૂપ્યા લીધા વગર કબુલ કરવાનો નથી." સોરાબે કહયું.

" અમે ખાન બહાદુર કહેવાઇએછ, પણ તે કાંઇ આજ કાલ ના ખાન બહાદુર નથી, અમો તો અસલના ખાન બહાદુર છેઇએ. ને બાપદાદાથી એ ખેતાબ ઉતરી આવેલો છે. ને અમારી ઓલાદે તે ચાલતોજ રહેશે. અમારી જાગીરો છે. ને અમે જાગીરદાર ખાન બહાદુર છઇયે."

"તે બધું ખરૂં પણ તે જાગીર તો કરજમાં ને મારગેજમાં ડુબી ગેયલી છેની." ભીખાજી બોલ્યો.

"તેથી શું થયું? કરજ છે પણ નામ તો મોટું છે કની? અમારાં ખાનદાનથી ઉતરતી પંકતીના કુટુંબમા હું પરણું ને તેબી આવી ચહેરેનમુન સાથે, તારે તેનો કાંઇ બદલો જોઇયે કની?"

"પણ તે બદલો આપવાને સારૂજ હુ પાંચ લાખ આપવા માંગુછ તો."

"પાંચ લાખનું તો મારાં નામ પર લોબાન બરેછ લોબાન. અમારૂં સાત લાખનું તો કરજ છે. સાત લાખનું કરજ ફીટે ને ત્રણ લાખ હાથમાં રહે તેવી કાંઇ ગોઠવણ થાય તો આપરે સમજયે કે ચાલો કાણાં કરતાં કડકણું બહુ. દશ લાખથી એક દમડીબી ઓછી લેવાનો નથી."

"દશ લાખ તો રકમ ઘણી મોટી છે." બીખાજીએ ખેંચતાણ કીધી. "બહુ જબરી રકમ."

"તેમ તમારી બેહેનબી મોટી ને જબરી છેની. જેમ ગરમી ગરમીને મારે, ઠંડી ઠંડીને મારે, તેમ મોટી ને જબરી રકમ, મોટીને જબરી બધરીનો ઇલાવ કરે. ગમે તો કેડે પુછી જોવો, બીજા મોટાં ખાનદાનમાં ભાવ કઢાડી જોવો ને જો કોઇ અગ્યાર લાખ માંગે તો મને દશ લાખ આપજો પછી કાંઇ છે? બાકી આપણે તો દશલાખ વગર હા કહેવાના નથી."

" ચાલો, બા, તમે રાજી થાવો. તમારા બાવાજીને પુછી જોજો ને નક્કી કરી નાંખજો."

"અરે બાવાજી કાંઈ ના કહેવાના છે ? એવન તો ખુશીજ થશે. સોરાબે જવાબ દીધો "તમેબી તઈયારી કરી મેલજો. સારો દારો જોઈને રૂપ્યા પહેડાવસું. પણ–પણ–મને કહેતાં સરમ લાગેછ."

" નહીં, કહેવોની. આપરે હવે કાંઇ જુદા છઈયે ? " ભીખાજીએ હીમત આપી.

"થોડા રૂપ્યા ઉછીના આપો તો ઠીક. જે દારે અદરઈએ તે દારે કાંઇ ખાણીપીણીબી કરવી પડશે કની. હવે તો કોઈ ધીરતું'બી નથી ને ઘપોઘપ સમન થયા કરેછ." સોરાબે નફટા ઈથી ખુલાસો કર્યો, એક હજાર રૂપ્યા આપો, ને ગમે તો દશ લાખમાંથી કાપી લેજો."

" એકના બે હજાર પણ મારે તમારી આગળ ખુલાસો કરવો જોઇએ. તમે જાણો કે દસ લાખની પોટલી હું તમારા હાથમાં આપી દેઉં ને તમે બે મહીનામાં તેના દારયા ચના કરી દેવો એમ સમજતા ના. હું તમારા કરજવાલાઓને ચુકવી નાખશ ને પછી જે વધશે તેનું તમારા ને તમારી બાઇરીના નામ પર ત્રસ્ત કરશ. એક પૈ તમુને મળવાની નથી, ફકત વ્યાજ મળશે, જો એ નહી કબુલ હોય તો આએ સાંબો રસ્તો, ચાલતા થાવો, સાહેબજી,"

'તારે મને ખરચવાનું કાંઇજ નહીં આપશો ? બનેવી જેવા બનેવાને પાંચ પૈસે પુછશો નહીં ?"

"તમુને જોઇતું કરતું તમુને આપ્યા કરસ. તેની તમે બીકીક ના રાખતા, પણ પગ જોઇને પાહરનું ખેંચજો, ઘસીને ચાલતા ના. ને તુટી પડતા ના." ભીખાજીએ શીખામણ દીધી.

"ઠીક છે, મારે કબુલ છે." સોરાબ કુમજી હેમજી બધું કબુલ થયો.

"મારી બેહેન વીરબાઇ દીવાનખાનામાં બેઠેલી છે. જાઓ હવે તેની સાથે વાતચીત કરો."

સોરાબ ઉઠયો અને પોતાની માશુક, આગળ આવ્યો. માશુકબી કેવી! મજનુ જો તેણીને જોતે તો બાપડી લયલીના પેટ પર લાત પડતે, તાજુલ મુલકની નજરે પડતે તો બકાવલીનો કીસ્સોબી લખાતે નહીં, અને ગુલફામ તેણીને જોવા પામતે તો સબઝને તે ભુલી જતે અને ઇંદર સભાના સુંદર નાટકથી આમ અને આલમ બેનસીબ રહેતે. આવી માશુક આગળ જતાં સોરાબનાં પેટમાં કેમ કુતરાં દોડયાં હશે તેનો ખ્યાલ વાંચનારને સહેજ આવી શકસે.

માશુકે હસીને આશકને આવકાર દીધો અને તેણીના મોહડા માહેલાં કાળા કઠીયાં દાંત પુરઝમકમાં ઝમકી રહયા. આ મુલાકાત માટે વીરબાઇ તઇયારજ હતી માટે તેણીએ ટાપણ ટીપણથી ઠેરો કર્યો હતો અને પહેલીજ મુલાકાતમાં પોતાના ધારેલા ધણીને મહાત કરી નાખવાનું ટોપખાનું તેણીએ ગોઠવી રાખ્યું હતું.

"મરરે, સોલીભઇ કાંહથી આયા?" વીરબાઈએ પુછયું; "મારી પાસે બેસોની?"

"હા, બેસુંછ." સોલીભાઇએ જવાબ દીધો, પણ જે કોચ પર વીરબાઇનો રૂના ધોકારો જેવો ગાંસડો પડેલો હતો તે પર સોલીબાને માટે પુરતી જગા હતી નહીં તોબી કાચના કટેરા અને વીરબાઇનાં ગેડાં જેવાં અંગ વચે દબાઇ ચંપાઇ સીકડાઇને સોરાબને બેસવું પડયું.

હવે પ્યાર અને મોહબતની વાત ચાલી, તે વાતચીત શી હતી તે જણાવવાની અગત નથી. જેવું તે જોડું હતુ તેવી તે વાત હતી; જેવી એકકની ખરેખરી લાગણી હતી તેવી તે વરતણુંક હતી. અને જેવો તેમનાં જીગરનો જુસ્સો હતો તેવોજ ઉભરો હતો.

# પ્રકરણ ૭૫ મું.



## ભીખાજીનો બેવડો દાવ.

ભીખાજીની બહેન અને ભત્રીજો બંનેની એક બીજા સાથે વાતચીતમાં રોકાયલાં હતાં તેટલાં ભીખાજી વળી જુદાંજ ગોટાં ખાતો હતો. કાગળ લખવામાં રોકાયલો હતો. એકજ કાગળ તેણે પોતાની ધારેલી ધણીઆણી નાજાં ઉપર લખ્યો અને બીજો પોલીસ કમીશનર ઉપર લખ્યો, પોલીસ કમીશનર ઉપરનો કાગળ અત્રે પ્રગટ કરીશું નહીં, પણ તેનો ખુલાસો પાછળથી પોતાની મેળે થવાનું છોડી, ભીખાજીએ નાજાં પર લખેલા પત્રનીજ વીગત અત્રે જાહેરી આપીશું. નાજાં ઉપર તેણે નીચલો કાગળ લખ્યો;—

મારાં પ્યારાં મીસ નજાં કુંવરજી શરાફ—સરદાર રતનજી કેરસાસ્પજી બોગા શેઠ તરફથી મને ખબર મળી છે કે તમો એ કંઈ નોકરી મેળવી છે. પણ આ કાગળ તે નોકરી વીષે નહીં પણ મારી બેહેનની થનારી શાહજાદી વીષે લખું છું. મારી પ્યારી બેહેન વીરબાઈને આપણા શહેરના જાણીતાં, માનીતાં, ઉચા કુટુંબ અને ઉમરાવ ખાનદાન કુમજી-હોમજીના વારસ નબીરા મી૰ સોરાબજી સાથે પરણાવવાની છે. પરણાવવા ને દહાડે હું એક મોટી મેજબાની આપવાનો છઉં કે જેવી મેજબાની આજ લગન કોઈએણી મુંબઈમાં આપી નહીં હોય. સરકાર દરબારનાં ખાણા અને પ્રીન્સ ઓફ વેલ્સ આવ્યો હતો ત્યાંની મેજબાનીથી તેની આગળ પાણી ભરે તેવું તે ખાણું થશે ને તેની પાછળ હું લાખ રૂપીઆ ખરચી નાખવાને ચુકશ નહીં. આ રકમ બહુજ મોટી છે—ખરૂંની ? પણ હું તમોને ખાતરી આપું છું કે જે દહાડે આપણે બે જણા એક બીજા

સાથે અદરાશું તારે જે મેજબાની આપશ તેની પાછળ આના કરતાં બેવડી-ત્રેવડી રકમનો ધુમાડો કરી નાખશ. કસમ ખાઇને કહુંછ કે પાંચ લાખ રૂપ્યા ખરચાશે તોબી તેને હું થોડા ગણુસ. તે મેજબાની એવી થશે કે દીવસો સુધી તેનીજ વાત લોક કર્યા કરશે અને ઇંગ્લાંડનાં મોટા વર્તમાન પત્રોમાં તેના હેવાલ છપાશે અને પ્લસત્રેતેડ લનડન ન્યુઝ, ગ્રાફીક, વીગેરે વેલાની પત્રો તેના ચીત્રો પ્રગટ કરશે. ટેબલ પર જે પરોણાઓ હાજર થશે તેમને હું ઝવેરાતોની ભેટ સોગાત આપશ. એટલા માટે હવે હું તમને સવાલ પુછવા રજા લઉં છું કે આખાં મુંબઇમાં સર્વથી તવંગર બાનું બનવાનું મુકી દઇ આવી હલકી અને જીવતોડ મહેનત કરવાનું તમે કાંય પસંદ કરતાં હશો? પારકાની નોકરી બજાવવી, તેની તાબેદારી કરવી, તેની આગળ પૈસા માટે હાથ ઓરવો, તેનો ઠપકો સાંભળવો, હાડમારી ખમવી, અને પારકાની મરજી મુજબ ચાલવુ-કામ કરવું એ શું તમને રૂચશે? હુ નહીં ધારતો કે મારા કરતાં કોઇબી માણસ મુંબઇમાં વધુ તવંગર હોય. કેટલાક રાજાઓના રાજપોબી હું વેચાતાં લેવાની શકિત ધરાવું છું. મારાથી આમ દુર રહેવામાં તમો મોટી મુરખાઇ કરોછ એવું મારૂં આધીન અને પ્રમાણીક મત છે. પણ તમો આ પ્રમાણે હંમેશાં મારાથી દુર તો રહી શકવાનાંજ નથી, અને તે વાત તમો થોડાજ વખતમા કબુલબી કરશોજ, એ યાદ રાખજો. તેવો વખત આવશે ત્યારે તમો આજની તમારી ચાલ માટે પસતાશો.

તમારી રીતભાત ઉપરથી અને તમારી ચાલચલણ ઉપરથી ખુલ્લુ માલમ પડે છે કે કેવાં માણસને તમો થાપ ખવાડવા માંગો છો તે તમે બરાબર રીતે જાણુતાં નથી. થોડા મહીનાની વાત ઉપર મામલો એવો હતો ખરો કે તમો

મારી સાંમે નસકોરૂં ચહડાવીને ફરો તો તે ચાલી શકે. પણ હવે મામલો બદલાઇ ગયો છે અને તમોને જોર કરવાનો વખત આવી લાગ્યો છે. એવી બે-ચાર મોટા ખાનદાનની પરી જેવી ખુબસુરત છોકરીઓ કુદાકુદ કરી રહેલી છે કે પોતાની અરધી જીંદગીબી આપી દઇને મારી સાથે પરણવાને તઇયાર થાય. તેઓ તમારા જેવીજ સાન સહુકની અને ખાન-દાની છે પણ તમારા જેવી તે ખુબસુરત નથી અને તે લોક મારાથી દુર રહેવાનું કશુ કારણ જોતી નથી પણ ઉલટી મારી પાસેની પાસે ભમ્યા કરવાનું કારણ જોય છે. તેટલા માટે આ તક મલે છે તે લઇ લેવો અને મારી સાથે પરણી મારો આભાર માનો.

એક બીજી ખુશ ખબર હું તમને કહું છું. આવતાં નવાં વરસનાં માન અકરામના સરકારી ગેઝેટમાં મને સરનો ખેતાબ મળનાર છે અને વળી થોડાજ વખતમાં હું બારોનેટબી થઇ શકશ. માટે તમો થોડાજ મહીનામાં લેડી કહેવાશો. છેલ્લાં મારે દલગીરી સાથે કબુલ કરવું પડે છે કે તમો પાંસરાં ઠેકાણે આવી નહીં જશો, તો પછી આની તરફ હું છેઉં. મારા સગા બાપનોબી નહીં થાઉં તેવો હું છેઉં. તમારી સાથે પછી ખરાબ વર્તણુક ચલાવું તો દોષ દેશો ના.

લા૦ ધીરજ ધરી તમોને મેળવવાને આતુર રહેલો

ભીખાજી હીરાદલાલ.

આ કાગજ નાજાંને મળ્યું અને તેણે તે જેહાંબક્ષને વંચાવ્યું. તેઓ બન્ને દીનુને ઘેર તે વેળા જતાં હતાં. જેહાંબક્ષે તે કાગજ રસ્તામાં ચાલતાં ચાલતાં વાંચી લીધું અને પછી બોલ્યો :

સાથે અદરાશું તારે જે મેજબાની આપશ તેની પાછળ આના કરતાં બેવડી-ત્રેવડી રકમનો ધુમાડો કરી નાખશ. કસમ ખાઇ ને કહુંછ કે પાંચ લાખ રૂપ્યા ખરચાશે તોબી તેને હું થોડા ગણુસ. તે મેજબાની એવી થશે કે દીવસો સુધી તેનીજ વાત લોક કર્યા કરશે અને ઇંગ્લાંડનાં મોટા વર્તમાન પત્રોમાં તેના હેવાલ છપાશે અને પ્રલસત્રેતેડ લનડન ન્યુઝ, ગ્રાફીક, વીગેરે વેલાતી પત્રો તેના ચીત્રો પ્રગટ કરશે. ટેબલ પર જે પરોણાઓ હાજર થશે તેમને હું ઝવેરાતોની ભેટ સોગાત આપશ. એટલા માટે હવે હું તમને સવાલ પુછવા રજા લઉં છું કે આખાં મુંબઇમાં સર્વથી તવંગર બાનું બનવાનું મુકી દઇ આવી હલકી અને છીવતોડ મહેનત કરવાનું તમે કાંય પસંદ કરતાં હશો? પારકાની નોકરી બજાવવી, તેની તાબેદારી કરવી, તેની આગળ પૈસા માટે હાથ ઓરવો, તેનો ઠપકો સાંભળવો, હાડમારી ખમવી, અને પારકાની મરજી મુજબ ચાલવું-કામ કરવું એ શું તમને રૂચશે? હું નહીં ધારતો કે મારા કરતાં કોઇબી માણસ મુંબઇમાં વધુ તવંગર હોય. કેટલાક રાજાઓના રાજયોબી હું વેચાતાં લેવાની શક્તિ ધરાવું છું. મારાથી આમ દુર રહેવામાં તમો મોટી મુરખાઇ કરોછ એવું મારૂં આધીન અને પ્રમાણીક મત છે. પણ તમો આ પ્રમાણે હંમેશાં મારાથી દુર તો રહી શકવાનાંજ નથી, અને તે વાત તમો થોડાજ વખતમાં કબુલબી કરશોજ, એ યાદ રાખજો. તેવો વખત આવશે ત્યારે તમો આજની તમારી ચાલ માટે પસતાશો.

તમારી રીતભાત ઉપરથી અને તમારી ચાલચલણ ઉપરથી ખુલ્લુ માલમ પડે છે કે કેવાં માણસને તમો થાપ ખવાડવા માંગો છો તે તમે બરાબર રીતે જાણતાં નથી. થોડા મહીનાની વાત ઉપર મામલો એવો હતો ખરો કે તમો

મારી સામે નસકોરૂં ચહડાવીને ફરો તો તે ચાલી શકે. પણ હવે મામલો બદલાઇ ગયો છે અને તમોને જોર કરવાનો વખત આવી લાગ્યો છે. એવી બે-ચાર મોટા ખાનદાનની પરી જેવી ખુબસુરત છોકરીઓ કુદાકુદ કરી રહેલી છે કે પોતાની અરધી જીંદગીબી આપી દઇને મારી સાથે પરણવાને તઇયાર થાય. તેઓ તમારા જેવીજ સાન સહુકની અને ખાનદાની છે પણ તમારા જેવી તે ખુબસુરત નથી અને તે લોક મારાથી દુર રહેવાનું કશુ કારણ જોતી નથી પણ ઉલટી મારી પાસેની પાસે ભમ્યા કરવાનું કારણ જોય છે. તેટલા માટે આ તક મલે છે તે લઇ લેવો અને મારી સાથે પરણી મારો આભાર માનો.

એક બીજી ખુશ ખબર હું તમને કહું છું. આવતાં નવાં વરસનાં માન અકરામના સરકારી ગેઝેટમાં મને સરનો ખેતાબ મળનાર છે અને વળી થોડાજ વખતમાં હું બારોનેટબી થઇ શકશ. માટે તમો થોડાજ મહીનામાં લેડી કહેવાશો. છેલ્લાં મારે દલગીરી સાથે કબુલ કરવું પડે છે કે તમો પાંસરાં ઠેકાણે આવી નહીં જશો, તો પછી આની તરફ હું છેઉં. મારા સગા બાપનોબી નહીં થાઉં તેવો હું છેઉં. તમારી સાથે પછી ખરાબ વર્તણુક ચલાવું. તો દોષ દેશો ના.

લા૦ ધીરજ ધરી તમોને મેળવવાને આતુર રહેલો

ભીખાજી હીરાદલાલ.

આ કાગજ નાજાંને મળ્યું અને તેણે તે જેહાંબક્ષને વંચાવ્યું. તેઓ બન્ને દીનુને ઘેર તે વેળા જતાં હતાં. જેહાંબક્ષે તે કાગજ રસ્તામાં ચાલતાં ચાલતાં વાંચી લીધું અને પછી બોલ્યો :

" ખુદાને હાજર નાજર જાણીને મને જવાબ દેજે. જો હું તારા માર્ગમાંથી દુર થાઉં, તો તું બીખાજીની માગણી કબુલ રાખે ખરી કે ? તારાં અને તારી બેહેનના સુખને માટે—"

" જેહાંબક્ષ, બીખાજીની રીતભાત એવી છે કે તે દુન્યામાં એક માટીડો કુંવારો બાકી રહેલો હોય તોબી તેની સાથે પરણું નહીં." નાજાંએ ઠરાવ ભરેલા અવાજે જવાબ દીધો.

તેઓ હવે દીનુને ઘરે આવી પુગ્યાં અને દાદર પર ચહડી દીનુની ઓરડી આગળ આવી લાગ્યાં અને ઓરડીના બારણાને નાજાં હાથ લગાડે તે અગાઉ બારણું ઉઘડ્યું અને દીનુ પોતેજ ધસારાબંધ બહાર આવી અને બોલી.

"નાજાં તું આવી કે ? મેં તારાં પગલાં સાંભળ્યાં તારી સાથે તો જેહાંબક્ષ છે. એનાં પગલાં હું ઓળખુંછ. પણ શાપુરજી કાંહ છે ? તેને તું નહીં લાવી ?"

દીનુને નાજાં અને જેહાંબક્ષે ઠંડી પાડી અને સઘળી વાત નાજાંએ કહી સંભળાવી.

" તું જો દીનું, તે શાપુરજી તે તારો શાપુરજી નથી. તારી ભુલ થયલી હોવીજ જોઇએ. હવે તો તારે આ ધખારો તારા મનમાંથી કહાડીજ નાખવો જોઇયે." નાજાંએ દીનુને સલાહ આપી.

" તે મારોજ સાપુરજી છે—મારોજ શાપુરજી છે !" દીનુ ઉસ્કેરાઇને બોલી; " હું તેને પીછાની ચુકીછ, તેનો અવાજ ઓળખી ચુકીછ. મારા દમનો છેલ્લો ઉંફારો ચાલતો હોય તોબી હું કસમ ખાઇને કહું કે તે મારોજ શાપુરજી છે. ઓ ને પાપી, ઘાટકી ! હીચકારો—બાયલો ! બાયડી અને

છોકરો દુ:ખી થાય ને પોતે મોજ કરે! હું જાઉંછ, તેને હું જાતે જઇને મળુંછ.

દીનું ઉઠી અને દોડી. નાજાં અને જેહાંબક્ષ તેને પકડે તે અગાઉ તો ઓરડીની બહાર નીકળી ગઇ, દાદર પરથી ઉતરી ગઇ. એક જબરો ધબકારો થયો, નાજાં અને જેહાબક્ષ પુઠે દોડી ગયાં અને જોયું તો દીનુ ઉંધે મસ્તક પડી ગયલી હતી, બેહોશ થઇ ગયલી હતી.

---

# પ્રકરણ ૭૬ મું.



## નાજાંને નામોશી.

નાજાં પોતાની નવી નોકરીને છેલી સલામ કરવાના ઠરાવથી મડમ ઓલડનને ત્યાં જઇ લાગી. તેણી બપોર પછી ત્યાં ગઇ અને મેડમ ઓલડન ફક્ડી ચટકાને શાઇમાં પડી રહેલાં હતાં તેમની આગળ જઇને હાજર થઇ.

"કેમ રે, તું સકાળી નહીં આવી? હમણા છેક કેમ આવી?" મડમે દમ ભરાવીને પુછ્યું.

'તે જી, હું નોકરી છોડી જવા માંગુછ." નાજાંએ બીહીતાં બીહીતાં જવાબ દીધો.

"ત્યારે શું ધકેલા ખાવા નોકરી રેહીતી! પહેલેથીજ ત્યારે તો નહીં આવવું હતું."

''મને નોકરી રહયા પછી ખબર પડી કે એ નોકરી મારે લાયકની નથી."

"તો લેરે, જાણે શાહજાદાની બહેરી હોય તેમ લાડ કરતી દેખું. ત્યારે તુને કેવીક નોકરી જોઇએ છે? ચાલ. હવે ડાહી થઇ જા. પેલા બધા અંદર આયાછ, તે બે ત્રણ જણાએ તો

તારે વાસ્તે પુછ્યુંબી. જઇને તે લોક સાથે વાત કર, હસ-હસાવને દુન્યાદારી જો. લે જા તુંને જોઇતો હોય તો પગારબી વધારી આપું, તારી આવી ખુબસુરતીને લીધે તો મને તું ગમીછ."

આ વેળા માંહેલા દીવાનખાનામાંથી પૈસાનો ખણખણાત ચાલુ આવતો હતો. નાજાં સમજી ગઇ કે માંહેલાં દીવાનખાનામાં પાછું જુગારખાનું ચાલુ થયું હતું અને મેડમ ઓલડનની રોજી પાછી જાગી હતી. તેણીનો ઘરડે ઘડપણ દોઝખમાં જવાનો ધંધો શુરૂ થઇ ચુકયો હતો.

"નહીંજી. મને માફ કરો." નાજાંએ નરમાશથી કહયું, "મારાથી એ નોકરી થવાનીજ નથી."

"નથી થવાની તો બલા લેતી, આએબી કોઇ હઠીલી દુકતી છે! પટાવુંછ સતાવુંછ તોબી માનતી નથી. ત્યારે ભોંસની કે તુંને શું જોઇએછ તે? નવાં કપડાં અપાવું! કેહે તો સુનાની ગીલીટ ચહડાવીને થોડીક રૂપાંની જણસબી જોશું." મડમનો મીજાજ ચસકી ગયો અને નાજાંને છોડવા તેણીને ગમતું હતું નહીં માટે લાલચ દેખાડવા માંડી.

"નહીંજી, મને કશું જોઇતું નથી. બસ મને રજા આપો તો મહેરબાની."

"એ તારી મહેરબાનીને આગ લાગે ને તુંનેબી શું કહેવું! નખોદ ગેઇ નહીંજ આવતે તો એક નામ ઉતું. તું કાલે અહીં ઉતી તે મારા બે પાચ દોસ્તોએ જોઇ ને તે લોક બીજા પોતાના દોસ્તોને તુંને દેખારવા તેડી લાયાછ. એમ જો વધારે આવતા જાય તો વધારે કમાણી થાય કની? એમાં તુંનેબી લાભ ને મનેબી લાભ, ચાલ સમજી જા, ડાહી થા."

"હું કંઇ જલમાનુંસ નથી કે લોક મને જોવા આવે." નાજાંએ જવાબ દીધો, "એક આબરૂદાર સ્ત્રીને એ કામ

છાજેજ નહીં. એવું કામ કરતાં એક આબરૂદાર બાનુને શરમ ઉપજવી જોઇએ."

"ત્યારે જાણે. હું તે બેઆબરૂ માણસ ને તુંજ દુનીયામાં એક આબરૂદાર નીકળી આવી! આવતી જતી વગત પડે તે કાંઇ કમબખતી લાગીતી કે મેં તુંને ઘેરમાં ઘાલી!"

મડમ એોલડન પોતાનો ઉભરો આ પ્રમાણે બહાર કહાડતી હતી તેટલાં બારણાં પર બેઠેલો કામાટી જાતનો નોકર એકદમ ઓરડામાં દોડી આવ્યો અને ઘભરાયલા અવાજે બોલ્યો.

"મડમ સાહેબ, પોલીસના માણસ આંયાછ, ઘર પર ઘેરો નાંખ્યોછ."

એક સપાટામાં ગડબડ મચી રહી અને નહાસા નહાસ થઇ રહી. કોઇ ક્યાંથી નાઠું અને કોઇ ક્યાંથી કુદી ગયું. મડમ એોલડને અગમચેતીમાં પડીને પાછલા ભાગમાં એક છુપો દરવાજો રાખ્યો હતો જેમાંથી હલાલખોરની સેડીમાં જવાતુ હતું. આબરૂદાર, એશકી, સુગાતરા, અને ગરીબ માણસોના ગંધથી કમકમતા અને જવન્યાઓ ઘરડા થવા આવેલા મુરખાઓ તે બારણા વાટે નાઠા અને ગલીચી અને ગંધકીમાંથી દોડી ગયા, કોઇ પડી ગયા અને લપટાઇ ગયા, કોઇ છુખાઇ જવાથી ઈજા પામ્યા અને કોઇની પાઘડી તો કોઇની પાકીટ ગેબ થઇ ગઇ.

પોલીસના માણસોએ દરોરો નાંખી છ માણસોને પકડયા, તે છ માણસોમાં ત્રણ જુગારીઓ હતા, એક ચીટદેલાલ મુસલમાન, એક વટલેલ જેવો હિંદુ અને ત્રીજો ખરેખાન નેકતાઇ કાલર અને પમરતા રૂમાલ સાથનો પારસી. બાકીના ત્રણમાં દરવાજા પર બેસનારો કામાટી નોકર હતો, મેડમ એોલડન પોતે હતાં. અને ત્રીજી આપણી કમનશીબ નાજાં હતી.

———

# પ્રકરણ ૭૭ મું.



## તહેમીનાનો ઘભરાત.

"તેનું પછી થયું શું ?" વીરબાઈ વાંદરી પોતાના ધણ્સુ જેવા ભાઈને સવાલ કરતી. "તે હમણા ગેઈછ કાંહ ? તુરંગમાં પુરી તો નથી મુકી કે ? બીચારીને ચાંચર ખાઈ જશે."

"નહીં, હું તેનો જામીન થઈને તેને છોડવી 'લાગોછ." ભાઈ ભીખાજીએ જવાબ દીધો; સરદાર રતનજીની બઈરીએ તો એને પાછી ઘરમાં ઘાલવાની સાફ ના પાડી. કાંયકે એવા લખણવાળી છોકરીથી એની આબરૂ ધુળ થઈ જવાની એને ધાસ્તી છે. મોટાં બાઈસાહેબ તહેમીના પોતાને ઘરે નાજાંને તો લઈ ગેઈછ. એ રતનજીની બઈરી ધનબાઈ ઘણી ફું-ફું કરી રેહીછ. હજુ આપુને તો હલકાંજ ગણેછ ને કોંકુ દેતીજ નથી પણ એ લોક મારા સપાટામાં છે. મારગેજની મુદત પાકવા આવીછ ને તે પાકસે તારે ઘી જેવી નરમ થઈ જશે. અકરાવો ના, વખત આવેછ"

"નાજાંને છોડવી લાયા તે સાંરૂં કીધુ. એ બીચારીને રાતના પુરી મુકતે તો ચાંચરા કરડી ખાતે. મને પોતાનેબી એમજ ચાંચરાએ કરડી ખાધી હતી." વીરબાઈએ આટો બાફ્યો.

"તુંને કરડી ખાધીતી ? કોણે ? ચાંચરાએ ? કાંહ ?" ભીખાજી હરણફાળ થઈને પુછવા લાગ્યો.

"ઓ વાય, વરી એમ શું કરોછ જો, તુરંગમાંજ મને ચાંચરાએ કરડી ખાધેલી. બીજે કાંહ ?"

"પણ તું તુરંગમાં જઈ કેમ લાગી ? તુંને તાંહ લેઈ કોણ ગીયું !"

"કાસમ ખાતકી લેઇ ગેયેલો. તે મારા ભઠયારખાનામાં એક વખત ગોસ આંપવા આવેલો તેટલાં તેનો છરો ચોરાઇ ગીયો ને તે મુવાએ મારી ઉપર ચોરીનું બોહતાન મુકયું. એ મરે ને એનાં હૈયાં ઉતાં દોજખમાં જાય તે મુઆએ તો મને પોલીસમાં પકડાવી ને આખી રાત ચાંચડથી તોબાહ તોબાહ કીધી પછી સહવારે મને છોડી. કાંય કે છરો તો મુઓ કાસમ પોતેજ પોતાને ઘેર ભુલી આવેલો. કાસમ સાથે હું તો રૂસ્ઇ રેહી, પણ મુવાએ મને એક દજન ખરયા ને બે મુડી સોગાત આપી તારેજ પાછી બેલી." વીરબાઇએ પોતાની નામચીન તવારીખ સરેહ સાથે રસ લઇને કહી સંભળાવી.

"પણ તું એવી એવી તારી આગળી પાછળી વાત ના કરી મરની." ભીખાજીએ દાંત કચકચાવ્યા; "તારી એવી વાત દાટી મુક. શું તેણી જલકતી જીદંગી ગુજારીછ ! વાહ આફરીન છે !"

"ચાલો તારે એવી વાત હું નહી કરશ. પણ ભીખાજી પેલી ઘરડી મડમનેબી છોડવી કે ?"

"નહીં તેની સાથે મને શું કામ છે ? તે પોતાનું ફોડી લેશે, નહીં તો જેલમાં જશે. મને તો નાજાં સાથે કામ લેવાનું છે. હવે એ ઘણી નરમ થઇ ગેઇછ. મને આ કામમાં બહુ મહેનત પડીછ ખરી પણ તે આવી રીતે પાર ઉતર્યું તેથી મને બહુ ખુશાલી લાગેછ. ભીખાજીએ જવાબ દીધો."

"પણ એ બધા પથારા શું કરવા મારોછ ?" વીરબાઇએ પુછ્યું.

"નાજાંની સાથે પરણવા સારૂ. પરણુસ તારે એને બાપ જાહં ગીયો હોસે તાંહણી ખભા ખોધામાં પડશે. કુવરજી સગ઼ને સોલ વરસ સુધી ધીકાર્યો. જે માણસને એ એક ભુખે

મરતા ભીખા તરીકે સોલ વરસની વાત ઉપર ઓલખતોતો. જેને એને કામ સોંપી ભુખે મરતો બચાવ્યો તો જેને એને હેરાન કીધો તેજ ભીખો હવે એની છોકરી સાથે પરણ્યોછ એમ તે જાણુસે અને તેજ ભીખાએ એનું—એનું—"

ભીખાજી ચુપ થઇ ગયો. તે રાતના ભીખાજીને ઘરે મોટી મેજબાની હતી. ભીખાજીની બેહેન જવાન, ઉમરાવ કુટુંબના અને ખાન સાહેબ ખેતાબના વારેસ સોરાબ કુમજી-હોમજી સાથે અદરાઇ હતી અને તેની ખુશહાલીમાં તે મેજબાની આપ વામાં આવેલી હતી.

ધામ ધુમની કશી મના હતી નહીં. ખરચનો પાર હતો નહીં અને ગોઠવણોમાં ખામી હતી નહીં. દોલતની રેલછેલમાં જેટલું થયું હતું તેટલું કરવામાં આવ્યું હતું અને આખું મુંબઇ ગાજી રહેલું હતું. લગનનો દીવસ તો હજી દુર હતો અને આદરાવાના દીવસની આ ધામધુમ જોઇ પરોણાઓ વિચારમાં પડતા હતા કે આવી ધામધુમ જયારે અદરાવાની ખુશહાલીમાં થઇ હતી ત્યાંરે લગનની ધામધુમ તે કેવીક થશે ?

"પણ ભીખાજી ભાઇ, આએ મારા સોલીભાઇ સાથે મારો સંસાર બરાબર ચાલશે કે ?" વીરબાઇએ શંકાશીલ થઇને પુછ્યું, "તે મારા જેવોજ હોતે તો જુદી વાત ઉતી, પણ ગો આવો કરકતી જેવો છે તે વખત સર ચીરડાઇને હું એકુ લાત બાત ભુલમાં મારી દેવસ કે તમાચો ખેચી કહાડસ તો એની મદદ તો તાકો ઘરી કરી દેસે તારે ! લોકો તારે તો મારી ઘણીજ મશકેરી કરશે."

"સારાં કુટુંબમાં તું પરણવાની છે તેનો તો વીચાર કર. માટીડાને બઇરાં મારતાં હોસે કે ? તું ખાન સાહેબના

વારસની બાયડી બનશે, ને સોરાબ પોતે એક વાર ખાન સાહેબ થશે."

"તારે હું ખાન સાહેબણ થવશ કે ?"

"તું તારી અક્કલના નમુના ના આપી દેરે, ના આપી દે! થોડું ઘણું ડાહપણ રહેવા દે, એમ બધું જવા પરી ના નાખ." ભીખાજી ખજરીને બોલ્યો; "શેઠબી તારે માટે શું ધારતાં હોસે ?

ભીખાજીની પારટીમાં ઘણાંક ઉચ કુટુંબનાં બાનુઓ આવેલાં હતાં જેઓમાં કેટલીક જવાન છોકરીઓ પણ હતી અને તે જવાન છોકરીઓએ એવોજ ધંધો રાખ્યો હતો કે જયાંબી વીરબાઇનો મેળાપ થઇ જાય ત્યાં તેણીને ખુબ તરેહથી બેહકાવીને મુરખ બનાવવી.

આ છોકરીઓના હાથમાં વીરબાઇ સપડાઇ ગઇ અને તેણીની આસપાસ તે છોકરીઓ ફરી વળી. તહેમીનાનું કામ વીરબાઇની ઉપર દેખરેખ રાખવાનું હતું પણ તે અઘરું કામ બજાવતાં તહેમીના કંતાળી ગઇ હતી. અને કોઇ કોઇ વાર તેણીને પડતી મેલી પોતાને મનભાવતી મોજ કરી લેતી હતી. આ પ્રમાણે આ વખતે પેલી છોકરીઓનાં સારાં નસીબે તહેમીના વીરબાઇથી દુર ગયલી હતી.

"વીરબાઇજી, તમેબી ઘણાં ભાયગશાલી જો." એક છોકરીએ કહયું, "કયાં સોરાબજી તમુને મેલી ગીયાં. તમે સોલીબાને ઘણાં ગમતાં હોસો. અરે, તમે ગમોબી કોણને નહીં ?"

"એ તો મારા ભઇએ કાજ કીધું." મુરખી પણ ભોલી વીરબાઇએ હવાડો બાલ્યો, "બાકી ગમતીતી શું ! એ તો કાજ વસતારું કરવાની અક્કલ જોઇયે માય."

"તારે તમારા ભાઇએ કાજ કેમ કીધું." બીજીએ સવાલ કીધો.

"બાઇ કહેતાના કે પૈસા છે એટલે કોઇબી તુને કબુલ કરશે. પછી સોલીબાએ મને કબુલ કીધી." વીરબાઇએ સફાઈમાં જવાબ દીધો, 'એવણે બધું ગોઠવી દીધુંછ."

"પણ તમેથી ઘણી ખુબસુરત છેઓ. તમારા ચેહેરા પર રંગ લગાડેલો જરાબી હવે તો માલમ પડતોજ નથી."

"જોયું કની? મેં તો મારી આયાને એમજ કહયું કે મારાં મોંહડાંપરનો રંગ હવે દેખાતો નથી. પણ તે ચોટલા બરેલી બસ કેહે કેહે ને કેહે જે દેખાયછ."

""પણ જરા તમારી નાંખની ટીચકીપર વાંધો રહી ગયોછ. જરા રૂમાલે ઘસડી કહાડો. મરે આવું મજાનું મોંહડું ને નાખની ટીચકીજ એમ લગામની લાગેછ."

"ઓ માયરે, એમ છે કે? તારે તારનો વાર થયો બેહેલોની! વીરબાઇ બોલી અને રૂમાલે ઘવડી ખવડીને નાંખ લાલ સુરત જેવું કરી મેલ્યું.

"બસ, બસ, હવે નાંખ સારૂં લાગેછ." એક છોકરીએ કહયું; "એમ ઘવડી ખવડીને નાંખ ઉખેડી નાંખવા માંગોછ કે! મરેરે, અમથું લગનમાં વઘન જેવું થઇ જશે તો પીડા."

આ વખતે તહેમીના ત્યાં આવી પુગી. પેલી છોકરીઓ દાંએ બાંએ થઇ ગઇ. અને તહેમીનાએ તે રંગ જોઇ વીરબાઇને પુછ્યું

"વીરબાઇજી, આએ તમરૂં નાખ એમ લાલ ચચોટી જેવું કેમ એકાએક થઇ આવ્યું.

'જરા ઘવડી કહાડ્યું. નીચકી પર દાઘ હતો તે પેલી બીચારી છોકરીએ દેખાડયોતો."

છોકરીએ શું કર્યું તે તેહમીના સમજી ગઇ અને અરધી ચીરડાઇ અને અરધી હસી.

## પ્રકરણ ૭૮ મું.



### બદમાશની ધમકી.

બાનુ તહેમીના ઝરદારને મળેલો કાગજ તહેમીનાની ધરકી માતા ખરશેદબાઇ ચીનાઈએ હોંગકોંગથી લખ્યો હતો અને તે તહેમીનાને ભડકાવનારો પત્ર નીચે મુજબ હતો:—

મારી પ્યારી દીકરી તહેમીના તુંને હું આજે ઘણી ખુશ ખબર લખું છું. દોઢ બે મહીનામાં અમો અત્રેથી નીકળી મુંબઇ આવીશું અને તું પ્યારી દીકરીને લાંબે વખતે ભેટીશું તુંને મળવાનો વખત નજદીક છે એમ જાણી મને બેહદ ખુશહાલી ઉપજે છે. તું હોંગકોંગથી પરણીને સધાવી અને રસ્તામાં આવો ગમખાર બનાવ બન્યો પણ પરવરદેગારે અમારાં ઘડપણ તરફ જોયું ને તુને બચાવી ત્યારથી તુને મળવાને હું ઇંતેજાર ને આતુર રહેલી છું. કેટલીક અડચણોને લીધે અમાગથી તુંને મળવાને ઉતાવળે આવી શકાયું નથી પણ ખુદાની મહેરબાનીથી આખરે તક મળી છે. હું જાણું છું કે જેટલી હું તુને મળવાને આતુર છેઉ તેટલીજ બલકે કાંઇક વધારે તું મને મળવાને આતુર હશે. કારણ કે પ્યારી દીકરી, તારો મારી તરફનો ચાહ કેટલો છે તે મેં અત્યાર અગાઉનું જોઇ લીધું છે.

હું તારી ઉપર વધુ લખી શકતી નથી. તુને મળવાની ઉમેદમાં મારો જીવ ઉશકેરાઇ રહેલો છે, ને વરી હજી બધું પેકણી કરવાનું પડેલું છે. ઉમેદ છે કે તું ને તારા કાકા-સસરજી ખુશીમાં હશો.

લી૦ તારી હેતતી માતા, ખુરશેદબાઇ ચીનાઈ.

તે કાગજ વાંચીને તહેમીનાએ ખુશી થવું જોઇતું હતું અને માતાને મળવાના હરખમાં મઘન થવું હતું. પણ તેને બદલે તે ગભરાઇ અને બોલી; "આ ઘરડી વળી કયાં ઘસડાઇ આવે છે?"

શું તહેમીનામાં બીજી ખામીઓ અને એબો ભરેલી હતી તેમાં માતા તરફની બેવફાઇની મોટી ખામી પણ સમાયલી હતી કે ! માતા તરફ ચાહ નહીં રાખવા જેવી અકુદરતી લાગણી તેણીના સંગ સમાનના સખત જીગરમાં શું વાસ કરી રહેલી હતી ?

તેણી રાતો રાત તો કાંઇ કરી શકી નહીં પણ સહવારે સકાળેથી ઉઠી અને હોંગકોંગ ખાતે પોતાની માતા ઉપર નીચલો તારનો સંદેશો ઉતાવળે રવાના કર્યો:—

"હમણા આવશો ના; કાગજમાં સઘળો ખુલાસો કરીશ. હું ઇંગલંડ જનાર છું ને તેની સઘળી ગોઠવણ થઇ ચુકી છે. હું તમારી પર લખું ત્યારે આવજો."

આ સંદેશો મોકલવા પછી તહેમીનાનો જીવ કાંઇક નચીંત થયો; તોબી રખેને ખરશેદબાઇ આવે તેની ધાસ્તી તો કોઇ કોઇવાર તેણીને લાગ્યાજ કીધી. બે દહાડા પછી ગવરનર સાહેબના લેડી તરફથી બાનુઓનો મેળાવડો થનાર હતો અને તે મેળાવડામાં તહેમીનાને પરોણા તરીકેજ માત્ર બોલાવવામાં આવી હતી નહીં પણ એક મદદગાર તરીકે લેડી સાહેબે બોલાવી હતી અને લેડી સાહેબે એક ખાસ ખાનગી પત્ર લખીને અરજ કીધી હતી કે તહેમીનાએ મેળાવડાવા ઠરાવેલા વખતથી એક કલાક સકાળેથી આવવું કે જેથી તેણી લેડીને સઘળી સમજ આપી શકે અને જોઇતી મદદ પણ કરી શકે. આ માંગણીનું માન મોટું હતું અને તેથી તહેમીના મનમાં હરખાતી હતી તોપણ આ ખુશહાલીના ખુશબોદાર ગુલાબ વચ્ચે એક કંટાલાનો કાંટો ખુંચતો હતો. તે ખુંટતો કાંટો વીરબાઇની

જહોડ હતી. વીરબાઇને સાથે ઘસડવાની હતી અને તેની આપદા તહેમીનાને વેઠવાની હતી. તે મોટી પાર્ટીને માટે તહેમીનાએ નવાં કપડાં (બેશક ભીખાજી હીરાદલાલને ખરચે) સીવાડયાં હતાં અને તે કપડાં આવી પુગવાથી તેની તપાસ લેવામાં તહેમીના રોકાઇ ગઇ. તહેમીના રંડાયલી હતી. પણ સોવાસન કરતાં તેણીનો ઠાઠ વધુ હતો. કાલી સાડી હતી ખરી પણ તે છીક કસબની ભરેલી હતી. અને વાસકુટ પણ કાળુ હતું પણ એવી ફેશનતું હતું કે રંડાપાનું દુઃખ યાદ આવવાને બદલે તેમાંબી એક જાતની મોજ છે એવું દેખી શકાય.

તહેમીના આ પ્રમાણે રોકાયલી હતી તેટલાં ત્યાં તહેમીનાનો મુખ્ય મદદનીસ લાડુમલ આવી લાગ્યો. હમેશના જેવો ધોતોધાતો, સફેદ ફુલ જેવો, લાલ પગના સફેદ ખબુતરનો ખ્યાલ આપનારો આ બગલો ભગત, બગલમાં જહવેરાતનો દાબડો અને હઇડાંમાં પાપનો ગાંસડો લઇ તહેમીનાની હજુરમાં હાજર થઇ ગયો.

"કેમ લાડુમલ તુંને આવવું પડયું ?" આ તેહેમીનાએ સવાલ કર્યો. દેખીતું હતું અને લાડુમલને પણ જાહેર હતું કે તેની હાજરી તહેમીનાને પસંદ પડતી તો હતીજ નહીં.

"બાઇ, જરા તંગાશ પડીછ તે મદદ લેવા આયોછ. કાંઇ ઝટો તો મહેરબાની." લાડુમલે જવાબ દીધો. "તમે કાંઇ મોકલશો એવી ઉમેદ હતી પણ નહીં મોકલ્યું ત્યારે આબ્યો."

"હું મોકલવાનીજ નહીં હતી તેથીજ મેં મોકલ્યું નહીં." તહેમીનાએ ખુલ્લો જવાબ દીધો; "હવે હું તુંને કાંઇપણ વધુ આપી શકવાની નથી. હું તુંને પુરતું આપી ચુકીછ, અત્યાર અગાઉતું પુરતાં કરતાં વધારે હું તુંને આપી ચુકીછ. હવે તુંને વધારે મારે શા માટે આપવું જોઇએ. તે હું સમજી

શકતી નથી. હું તારા સપાટામાં છેઉં તે વાત ખરી પણ તેટ લોજ તું સપાટામાં છે, એ વાત ખોટી નથી. તારે માટેની ખબર બહાર પાડવાનું કામ મારે માટે કાંઇ અઘરૂં નથી, એક સપાટામાં તે થઇ શકે અને હું તુંને એનડેમેન ટાપુમાં સહેલ કરવા મોકલાવી શકું. હજારો રૂપ્યા દર વરસે તું ઓકાવી જાયછ પણ હવે તેનો અંત આવેલો તારે ધારી લેવો. બસ, મારો જવાબ તુંને મળી ગયો. એ યાદ રાખજે અને હવે પછી મારી આગળ આવતો ના. નહીં તો નકામો હાડમાર થશે અને નકામાં વસા ગુમાવસે. મારો આ છેલ્લો જવાબ છે. હવે સાહેબજી સીધારો."

તહેમીના આટલું બોલી રહી કે તેજ વખતે દીવાનખાનાનું બારણું ઉઘડ્યું અને તહેમીનાનો કાકાસસરો કેકોબાદ ઝરદાર દાખલ થયો. તેને જોતાંજ તહેમીના ઉભી થઇ અને કેકોબાદ આગળ જઇને બહુ મીઠાસથી બોલી.

"કાકાજી, જરા મારે આ ઝવેરી સાથે ખાનગી વાત કરવી છે માટે—"

" કાંઇ ફકર નહીં; હું બીજી વખત આવસ." કેકોબાદે જવાબ દીધો, તેણે લાડુમલ તરફ ઘડીભર ટીકીને જોયું અને તે પછી તે ત્યાંથી પાછો રવાના થયો.

કેકોબાદના જવા પછી ઓરડાનું બારણું પાછું બંધ થતાં લાડુમલ બોલ્યો :

"બાઇ સાહેબ, તમે ભુલી જાવોછ કે મારા કરતાં તમુને વધારે ખોહવાનું છે. આપણે તો બાવા નાહે ને તાપે તેવા છીએ એટલે છે શું કે જવાનું? નાગો નાહે શું ને નીચવે શું? પણ તમો આ સઘળાં સંસારી પુટલાંઓ વચ્ચે સરદારી ભોગવોછ અને સર્વથી ઉંચી બેઠક ઉપર ખડાં રેહોછ. એક તડાકામાં તે તમારી બેઠક ઉંચી વાળી નાંખવાની હું શક્તિ

ધરાઉંછ. મોટાં બાઈ સાહેબ તહેમીનાંજી ઝરદારજી, એ બધી જરા યાદ કરો–યાદ કરો!"

"એવી વાતથી અને એવી ધમકીથી તું મને ઘણીવાર છેતરી શકયોછ પણ હવે તે દહાડા ભુલી જજે. "બાવા કે દીન બહડ ગય—જબ કટોરા ભર ભરકે પીતેથે, એ રાઇના પાર તો રાને વહી ગયા." પહેલાં હું તારી એવી વાતથી ને ધમકીથી છેતરાતીતી બીહીતીતી, પણ હવે તો મને એ વીષેની બરાબર સમજ આવીછ. જેમ હું મારી સલામતી ચાહુંછ તેમજ તું તારી સલામતીને ચાહેછ. હવે મારી પાસેથી તુંને એક દમડી મળવાની નથી. મહેનત કર, મજુગી કર, કે ધંધોધાપો કર. ગમે તો ચોરી કર, મારા બાવાનું કાંઇ જવાતું નથી.

"જો એમજ તમો જવાબ દેસો તો આખરે પસતાશો, ફરી કહું છું કે યાદ રાખજો!"

"બહું સારૂં. હું યાદ રાખશ. હવે કાંઇ બીજું કહેવાનું છે?

"બીજું કાંઇ કહેવાનું નથી, હવે તો કરવાનું બાકી રહેલું છે. થોડાજ વખતમાં મારી બદમાશીના નમુનો તમે જોઇ લેશો; હું શું કરૂંછ તે વીચારી લેશો! સાહેબજી!"

લાડુમલ ત્યાંથી ચાલતો થયો અને તેની વાત ઉપર તેની ધમકી ઉપર, અને તેની બદમાશીના નમુનાના ધાક ઉપર તહેમીના હસ્તીજ બેસી રહી.

---

## પ્રકરણ ૭૯ મું.

### ધમકીનું પરીણામ.

ભીખાજી આ વેળા એક નવાં કામમાં રોકાયલો હતો. તેણે આખાં હીંદુસ્તાનનું અનાજ એક હાથ કરવા માંડયું

હતું અને તેમ કરતાં તેના ભાવ ચહડાવી મેલયા હતા. ગરીબો અનાજને માટે તવળતાં હતાં અને અરધાં ભુખે મરતાં હતાં. તેની દોલત બીશીંઆર વધી ગઇ હતી અને દોલતનો માત્ર એક બહુ નાહનો અને નજીવો ભાગ રોકીને તેણે અનાજ એક હાથ કરવા માંડયો હતો. લોકોના તવલાટ અને ભૂખમરાની વાત તેના કાન ઉપર આવી હતી ખરી પણ તેના જીગર સુધી તે પુગી હતી નહીં. તેની અસર તેનાં હઇડાં ઉપર તો થઇ હતીજ નહીં. તે તો દોલત વધારવા પરજ મંડેલો હતો કારણ કે પૈસાની મુરતીનોજ તે તો ચુસ્ત પુંજારી હતો.

વીરબાઇ તીરમતશાક થઇ કારણ કે તેણી ગવરનરનાં બાનુની પાર્ટીમાં જનાર હતી. તેણી એક તો કરોડપતી ભાઇની એકપુરી બહેન, ખાન સાહેબ કુમજી—હોમજીના વારેસ નબીરાની અદરાયલી ધણીઆણી અને વળી આખાં દેશી મંડળો બલકે યુરોપયન. મંડળોમાં પણ પુરતી રીતે જાણીતી થયલી આગેવાન બાનુ તહેમીનાની જીવ જાનની સહી એટલે પછી પુછવુંજ શું ? તહેમીનાએ તેણીને જેમ તેમ કરીને એશકી બનાવી હતી અને ગધેડાં ઉપર અંબારી લાધી હતી. મોરના પીછમાં આ કાગડો શોભી રહેલો હતો અને પરીનો સનગાર કરીને આ દાકણ છેલછબીલી બની ગયલી હતી.

તહેમીના અને વીરબાઇ, ભીખાજીએ ખાસ વેલાતથી મંગાવેલી મોટી લેંડો ગાડીમાં બેસવાને તઇયાર થયાં. જે ગાડી મોટા કાલા અબનુસ જેવા ઘોડા સાથે પોરટીકોમાં ઉભી હતી. ગાડીમાં બેસવા જતાં વીરબાઇનું એક પગનું શુ ટપ કરતું નીકળી ગયું અને બાગમાં સીપેલાં પાણીમાં જઈ પડયું વીરબાઇએ તે ઉંચકી લીધું અને ગજવામાંથી રૂમાલ કહાડી તે વડે લુછી નાખ્યું. સફેદ કીડનું શુ બગડયું, મોજાં

સાથનો ઉંધાડો પગ જમીનપર મુકી દીધો તેથી મોજું કાળું બીલાડા જેવું થઇ ગયું અને રૂમાલની સુરત તો એવી થઇ કે ચીગની તુછવાનો તુવાલ જોઇ લેવો !

આ સગન હતા, મેળાવડામાં જતી વેળાનું આ મુહુર્ત હતું.

"અરે, અરે, એ તમે શુ કીધું ?" તહેમીના કચવાઇને બોલી. "આએ તો બધી મોહોકાન વારી નાખી. હવે કેમ થશે કેમ !"

"બુટ પર દાગ્ર પડયો તો સું થયું ? ચાલોરે હવે તમેબી અમથાં !"

"નહીં, નહીં, એમ જવાય નહીં. ચાલો અંદર પાછાં, મોજાંને રૂમાલ બદલી નાખો. ગવરનરને તાંહ જવાનું છે કાંઇ મશકેરી નથી. સમજયાં ?"

તહેમીના વીરબાઇને પાછી બંગલામાં લઇ ગઇ અને મોજાં, બુટ, અને રૂમાલજ બદલાવાનાં હતાં તેમાં વળી એક બીજું ઉમેરાઇ ગયું. પેલા ખરડાયલા રૂમાલે વીરબાઇએ મોહોડું લુછી કહાડયું અને ચેહેરાનો દેખાવ બાલાબીછ જેવો કરી નાંખ્યો. તહેમીનાને તો મનમાં એવું થાય કે વીરબાઇને ગાલ પર નખર્યાં દઇ ગાલના બોટાંને બચકલાં કહાડી નાંખે; પણ જેમ તેમ ગુસ્સો દાબયો અને મનમાં સરસવતી ભણવામાંજ સંતોષ પકડયો.

વીરબાઇને પાછી ગરદન મારી અને હાવી ઠોકી બનાવી પાંચ શીખામણ દઇ તથા મનમાં પાંચ હજાર ગાળ દઇ પાછાં બને ઉતર્યાં અને ગાડીમાં ગગડયાં. ગાડી હવે ગવરનરના બંગલા તરફ દોડી. રસ્તામાં વીરબાઇએ તહેમીનાને સવાલ કર્યો:—

"માય તહેમીના, ગવંદરની મડમને કેમ બોલાવું ? મીસીસ ગવરનર કેહું કે ગવરનેસ કેહું ?"

નહીં, નહીં; એવું કાંઇ બકી ના દેતાં. માઇ લેડી કરીનેજ કહેજો, નહીં તો કાંઇ બોલતાંજ નાં, ચુપજ રહેજો. મુગાં રહેશો તોજ તમારી ને મારી આબરૂ જલવાશે."

"પણ મને પેસુજી કહેતોતો કે મડમને પહેલાં ગવરનેસ કહેજો ને જો તે સાંભળીને તેવણ હસે તો મીસીસ ગવરનર કહેજો. તેથી હું તો પુછુંછ."

"સારૂં થયું જે તમે મને પુછયું, નહિ તો તમારા ને મારા બંનેના દાંડા ગણાઇ જતે. મેં કહયુંછ તેમ બસ મુંગાં બેસી રહેજો એટલે સાત ઘડા ઓવરાઇ જશે."

ગવરનરનાં લેડી તરફની ચીઠી આવેલી હોવાથી તહેમીના સકાળી જઇ પુગી, જે વેળા ગાડી ઘોડાની ધમાલ માત્ર શુરૂ થતી હતી. ગવરનરના મોટા બંગલાના કુશાદે બાગની બહારના દરવાજા આગળ ગાડી આવી પુગી કે તરતજ એક માણસ ઘોડાઓની આગળ દોડી આવ્યો અને તેણે ઘોડાઓના મોહોડાં આગળની લગામ બે હાથે જોરમાં પકડી ઘોડાઓને દોડતા અટકાવી દીધા અને જોર કરી ઝટક મારી ઘોડાઓને પાછળે પગે હઠાવ્યા. તે માણસ કોઇજ નહીં પણ તહેમીનાને ધમકી આપી જનાર બદમાશ લાડુમલ પોતેજ હતો.

"પાછી ફેરવ, ગાડી પાછી ફેરવ! આ બેઉ બાઇરીઓ લેડી સાહેબના મેળાવડામાં હાજર થવાને લાયકની નથી. તુંને આ બાગમાં દાખલ થવાનો હક નથી; મેળાવડામાં તારૂ મોહડું દેખાડવાને તું સરજેલી નથી. ફેરવ, ગાડી પાછી ફેરવ!"

ગડબડ થઇ ગઇ; પોલીસના સીપાઇ અને કોનસટેબલ દોડી આવ્યા; ઘોડાઓ ભડકયા અને વીરબાઇએ ચીશ પાડી; પણ તહેમીના ઉજળી થઇ ગઇ.

કોનસટેબલે લાડુમલને પકડયો અને તેજ વખતે લાડુમલ બોલ્યો:

"બાઇ સાહેબ, આ સાહબ આગળ ખરો ખુલાસો કરૂં કે ? તમે ગાડી પાછી ફેરવીને ભર્યાપુર્યાં પાછાં ઘરે જાઓછ કે બધું કહી દઉં ? શું હુકમ છે ?"

"કોચમેન ગાડી પાછી ફેરવ !" તહેમીનાએ હુકમ આપ્યો.

"તમો બાઇ સાહેબ, આ માણસ સાંમે ફરયાદ નથી કરતાં ?" કોનસટેબલે પુછ્યું.

"નહીં, નહીં; એને છોડી દેવો." તહેમીનાએ જવાબ દીધો.

ગાડી પાછી ફરી, બાઇ સાહેબ પાછાં સધાવ્યાં, અને લાડુમલને છોડી દેવામાં આવ્યો.

"પણ એમ કાંય ? પાછાં કાંય ફરોછ !" વીરબાઇ આ બાબત સમજી નહીં અને પુછવા લાગી.

"તમે નહીં સમજો, બસ મુગાં રેહો !" તહેમીનાએ ટુંકો જવાબ દીધો.

"શું નહીં સમજો ! તમારૂં ને મારૂં કપાળ ! બધાં ઘરેણાં ગાઠાં પેહેરી ઓઢેલાં પહેરેલાં અહીં આયાં ને પાછાં જઇએ ! ઓ વાય ! એ શું ! ભીખાજી કોણ જાણે કેવાંક જાહાડે જાહાડ તોડી પાડશે ! મરેરે મરે, એમ કુતું તારે મારી પર કપડાં ચપડાનો અબજાર કાંય પાર્યો હોસે ? વાસ્કુટથી બધું પેટ અકરસી આયું, ને બુટથી બધાં આટણુ દુખઇ આયાં ને હવે પાછાં ફર્યે ? ભીખાજી કોણ જાણે શુંનુ શું કરશે ! ઓ વાય જરા ધસીને બોલો તો ખરાં ! એમ સુના સાવજ કેમ થઇ ગીયાં હોસે ! જાને મુગું ઘુવડ !"

વીરબાઇએ બકબકારો ચાલુજ રાખ્યો પણ તહેમીનાએ તેણીને બોલવાજ દીધી અને વચ્ચે કાંઇ કહયુંજ નહીં. તે બોલતાં બોલતાં થાકી, ચુપ રહી અને પછી બોલી અને પાછી ચુપ રહી. ગાડી તો આગળ વધતીજ ગઇ.

ભીખાજીના બંગલાપર જતાં રસ્તામાં તહેમીનાનો બંગલો આવ્યો અને ત્યાં ગાડી ઉભી રખાવી તહેમીના અને વીરબાઇ ઉતર્યાં અને બંગલામાં ગીયાં.

---

# પ્રકરણ ૮૦ મું.

## દોસ્તીમાં ખલલ.

તહેમીના અને વીરબાઇ પાર્ટીમાં નીકળ્યાં હતાં કે તેજ વખતે ભીખાજી પણ ઘરમાંથી બહાર પડયો હતો. તેણે બીજી ગાડી જોડાવી અને ઉતાવળે બાનુ તહેમીનાને બંગલે જઇ પુગો. નાજાને જામીન ઉપર છોડવામાં આવી હતી અને તે વખત થી નાજાં તહેમીનાને ઘરે રહેલી હતી અને તહેમીના પાર્ટીમાં ગયલી હોવાથી તે તકનો લાભ લઇને નાજાંને એખલીનેજ મળવાને ભીખાજી દોડી આવ્યો હતો.

" આવોજી, કેમ છેઓજી !" નાજાંએ પુછ્યું; "તહેમીના તો ઘરમાં નથી. બહાર ગીયાંછ."

" હું તે જાણુંછ તેથીજ હું તુંને એખલીજ મળવા આયોછ." ભીખાજી બોલ્યો.

" જી." નાજાંએ ટુકો જવાબ દીધો.

" તું એમ ઘભરાયલી કેમ છે ? જીવને ગમતું નથી કે શું ?" ભીખાજીએ સવાલ કરયો.

" નહીંજી, હું તો જરા ઠાકી ગેઇછ.

" ઠાકી ગેઇચ ? તારા જેવી ખુબસુરતી ધરાવનારી છોકરીએ થાકવુ જોઇએજ નહીં. તું મારી ધણીઆણી થશે તે પછી તો તુંને સેહેજબી ઠાકવનારી ચીજ હું કરવા દેવસ નહીં તે યાદ રાખજે નાજુ. પેલા જુગારખાનામાંથી તું પકડાઇ તેને

"બાઇ સાહેબ, આ સાહુબ આગળ ખરો ખુલાસો કરૂં કે? તમે ગાડી પાછી ફેરવીને ભર્યાપુર્યાં પાછાં ઘરે જાઓછ કે બધું કહી દઉં? શું હુકમ છે?"

"કોચમેન ગાડી પાછી ફેરવ!" તહેમીનાએ હુકમ આપ્યો.

"તમો બાઇ સાહેબ, આ માણુસ સામે ફરયાદ નથી કરતાં?" કોનસટેબલે પુછયું.

"નહીં, નહીં; એને છોડી દેવો." તહેમીનાએ જવાબ દીધો.

ગાડી પાછી ફરી, બાઇ સાહેબ પાછાં સધાવ્યાં, અને લાડુમલને છોડી દેવામાં આવ્યો.

"પણ એમ કાંય? પોછાં કાંય ફરોછ!" વીરબાઇ આ બાબત સમજી નહીં અને પુછવા લાગી.

"તમે નહીં સમજો, બસ મુગાં રેહો!" તહેમીનાએ ટુંકો જવાબ દીધો.

"શું નહીં સમજે! તમારૂં ને મારૂં કપાળ! બધાં ઘરેણાં ગાઠાં પેહેરી ઓઢેલાં પહેરેલાં અહીં આયાં ને પાછાં જઇએ! ઓ વાય! એ શું! ભીખાજી કોણ જાણે કેવાંક જાહાડે જાહાડ તોડી પાડશે! મરેરે મરે, એમ ઉતું તારે મારી પર કપડાં ચપડાનો આબજાર કાંય પાર્યો હોસે? વાસ્કુટથી બધું પેટ અકરસી આયું, ને બુટથી બધાં આટણ દુખઇ આયાં ને હવે પાછાં ફર્યે? ભીખાજી કોણ જાણે શું નુ શું કરશે! ઓ વાય જરા ધસીને બોલો તો ખરાં! એમ મુના સાવજ કેમ થઇ ગીયાં હોસે! જાને મુયું ઘુવડ!"

વીરબાઇએ બકબકારો ચાલુજ રાખ્યો પણ તહેમીનાએ તેણીને બોલવાજ દીધી અને વચ્ચે કાંઇ કહયુંજ નહીં તે બોલતાં બોલતાં થાકી, ચુપ રહી અને પછી બોલી અને પાછી ચુપ રહી. ગાડી તો આગળ વધતીજ ગઇ.

ભીખાજીના બંગલાપર જતાં રસ્તામાં તહેમીનાનો બંગલો આવ્યો અને ત્યાં ગાડી ઉભી રખાવી તહેમીના અને વીરબાઇ ઉતર્યાં અને બંગલામાં ગીયાં.

---

## પ્રકરણ ૮૦ મું.

### દોસ્તીમાં ખલલ.

તહેમીના અને વીરબાઇ પાર્ટીમાં નીકળ્યાં હતાં કે તેજ વખતે ભીખાજી પણ ઘરમાંથી બહાર પડયો હતો. તેણે બીજી ગાડી જોડાવી અને ઉતાવળે બાનુ તહેમીનાને બંગલે જઇ પુગો. નાજાંને જામીન ઉપર છોડવવામાં આવી હતી અને તે વખતથી નાજાં તહેમીનાને ઘરે રહેલી હતી અને તહેમીના પાર્ટીમાં ગયલી હોવાથી તે તકનો લાભ લઇને નાજાંને એખલીનેજ મળવાને ભીખાજી દોડી આવ્યો હતો.

" આવોજી, કેમ છેઓજી !" નાજાંએ પુછ્યું; "તહેમીના તો ઘરમાં નથી. બહાર ગીયાંછ."

" હું તે જાણુંછ તેથીજ હું તુંને એખલીજ મળવા આયોછ." ભીખાજી બોલ્યો.

" જી." નાજાંએ ટુકો જવાબ દીધો.

" તું એમ ઘભરાયલી કેમ છે ? જીવને ગમતું નથી કે શું ?" ભીખાજીએ સવાલ કર્યો.

" નહીંજી, હું તો જરા થાકી ગેઇછ.

" થાકી ગેઇચ ? તારા જેવી ખુબસુરતી ધરાવનારી છોકરીએ થાકવું જોઇએજ નહીં. તું મારી ધણીઆણી થશે તે પછી તો તુંને સેહેજબી થાકવનારી ચીજ હું કરવા દેવસ નહીં તે યાદ રાખજે નાજુ. પેલા જુગારખાનામાંથી તું પકડાઇ તેને

માટે તું કશી ફીકર કરતી ના—જો એનો મુકદમો નીકળશે તારે હું તુંને છોડવી લાવશ. એવી ફીકરથી તારો આવો મજાનો મુખડો બગાડવો જોઇતો નથી. આએ જુગારખાનામાં તું નોકરી સા સારૂ ગઇ ? મારાથી દુર થવાજ કની ? પછી તેનું તુંને પરીણામ શું મળયું ? તું હાડમાર થઇ ને આખરે મારીજ મદદ તુંને મળી. પેલો જેહાંબક્ષ શું કરી શકતે ? તે તુંને છોડવી શકતે કે ? વાત જોજે ખારાં પાણીએ મોહડું ધોઇને. હવે તું સીખી હોસે કે મને થાપ આપવામાં તારૂં કાંઇ વળયું નથી ને વળવાનું બી નથી. જયારેબી ભીખાજી હીરાદલાલ એક બાબત પર પોતાનું દીલ ચોંટાડે છે અને એક ચીજ મેળવવાને મન ઉપર લે છે ત્યારે તે મેળવ્યા વના રહે તોજ નથી. તેજ મુજબ તું જાણતી હોસેજ કે તુંને મેળવવાને મેં મારા મન ઉપર લીધુંછ ને પહેલ્લાં તુંને પરણવાનો જે મેં વીચાર કીધોતો તેના કરતાં હમણા તે ઘણો વધારે મજબુત થઇ ગીયોછ ને અગાઉના કરતાં તું મને એક હજાર ઘણી વધારે ગમેછ. આજે હું ખાશ કરીને તુંને પુછવા આયોછ કે હવે તારો શું વીચાર છે ને તારો મટકો ભાગ્યો કે નહીં ? મારી બેહેનના લગન ખાન સાહેબના સોરાબજી સાથે થવાના છે અને તારાં લગન તે પછી કરશું કે આપુને બેઉને મારી બેહેનની ખટપટ પડેજ નહી."

"સાહેબ હું તમુને પચીશ વખત કહી ચુકીછું અને ફરીને કહુંછ કે પરણવાનું વચન જેહાંબક્ષ મેહેતાને આપી ચુકીછ. તેની સાથે હું અદરાઇ ચુકીછ અને તે હવે કદી પણ બદલાવાનું નથી."

"એ પચીશ વખત શું ? ગમે તો પચાશ હજાર વખત કહેની તેથી મારી ઉપર અસર થવાની શું છે, અને તેથી મારો વીચાર બદલાવાનો કેમ છે ? જો હું તારે વરે કેટલી

કાળજી રાખુંછ ? મેં તારી બેહેનને બી શોધી કહાડવાને મોટો ખરચ કરીને જાહેર ખબરો આપીછ. તુંને હું તો સુખી કરવા માંગુછ પણ તું નગુની ને નાદાન છે તે કશું સમજી શકતીજ નથી ત્યારે શું કરૂં !"

" મી૦ ભીખાજી, મારી આગળ આવી વાત કરવામાં તમારૂં કશું વળવાનું નથી. તમો કદાચ સમજી શકતા નહીં હસો પણ જાણી શકશો કે એક ખરી સ્ત્રી જયારે કોઇને પોતાનો પ્યાર આપેછ. ત્યારે તે આખોજ આપેજ—જીંદગી ભરનો આપેછ. તમોએ જે કહ્યું છે તે વાત ખરી છે. તમોએ મારી ઉપર કેટલાક ઉપકારો કર્યાછ, પણ તેને ખાતર તમારી આગળ અને ખુદાની આગળ હું જુઠું તો કદીબી બોલવાની નથી. ખુદાની ગુનાહગાર તો થવાનીજ નથી. તમારી વાતચીતથી તથા તમારી વર્તણુંકથી તો મેં ઠરાવ કર્યોછ કે જેમ બને તેમ જલીદીથી જેહાંબક્ષ સાથે મારાં લગન કરી દેવાં. અમોએ ઠરાવ કર્યોછ કે આ જુગારખાનાવાળી બાબતનો આખેરી નીવડો આવે કે તરતજ અમોએ એક બીજા સાથે પરણી જવું." નાજાંએ ખરો ખુલાસો કરી દીધો.

" કસમ ખાઇને કહુંછ કે એમ હું થવા દેવાનો નથી, તમોને પરણવા દેવાનો નથી ! " ભીખાજી આ સાંભળી ખીજવાઇને પોતાનો જાડો ભારી પગ જમીન પર બહુ જોરમાં ઠોકીને બોલ્યો; " આસમાન ને જમીન એક કરશ, પૈસાની ખુવારી કરશ, મરશ ને મારશ પણ મારો ઠરાવ અમલમાં મુકશ. "

ભીખાજી આટલું બોલી રહયો તેટલાં તો તહેમીના અને વીરબાઇ, પાર્ટીમાં ગયલાં હાડમાર અને દરત થયલાં પાછાં ફર્યાં અને તેઓ બન્ને દીવાનખાનામાં દાખલ થયાં.

" એ તમે એટલા વારમાં પાછાં કાંય આયાં ?" ભીખાજીએ તેમને જોઇને અજબ થઇને સવાલ કર્યો; " એટલા

વારમાં તમે ગીયાં શું ને પાછાં આયાં શું ? એ થયું શું ? બોલોની તો ! "

બાનુ તહેમીના એક કોચ ઉપર બેસી ગઇ હતી તેઆખરે ખંખાર મારી ગળું સાફ્ કરીને બોલી :

" એક કોઇ ઘેલાં માણસે અમારી રસ્તામાં ફજેટી કીધી, ઘોડાને અટકાવ્યો ને ગાડી ઉંધી વાળી નાખવા માગી. અમે તેથી એટલાં ધભરાઇ ગીયાં કે અમે તરત ગાડી પાછી ફેર-વીને પાછાં આયાં."

"પાછાં આયાં ? ગુસ્સા અને નાસીપાસીથી મોહોડાં પર ચહડતાં ફીન સાથ ભીખાજીએ પુછયું; "પાછાં આયાં ?

"ઓવાય ! પાછાં નથી આયાં તો શું અમે પાર્ટીમાં સુએલાં છઇયે ને અહીં અમારા ભુત આયાછ કે ?" વીર-બાઇએ ફફડીને કહયું; "મેં તો બાઇ સાહેબને કહયું કે હવે ફજેતી થઇ તો થઇ, તોબી ચાલોની પાર્ટીમાં, તો એણે નહીં. બધાં કપડાં ચપડાં નકામાં પહેડીને ધક્કેલા ખાધા. એવી પાંટીને ટોપલી વગર જીવ રહનો તો કે ? મુઆ લોકોએ અમારો હુર્યો કીધો તે મને તો રડવું આવી ગયું. બાઇ સાહેબ તો ધભરાઇ ગીયાં પણ જો એવણ મને બોલવા કરવા દેતે કની તો ગાડીમાંથી ઉતરીને તે મુઆ દોઝખીની મુછ પીખી નાંખતે ને ભર રસ્તામાં લાત મારીને ઉડારી દેતે, એમજ એક વખત મારાં ભઇયારખાનામાં વીકલ કમાટી છાકટો થયલો ને મારફાડ કરવા લાગેલો; તે બધાં ધભરાઇ ગીયાં પણ મેં એખલીએ બાઇ માણસે તે મુઆને ઉંચકીને રસ્તામાં ફેંકી દીધેલો." વીરબાઇએ પોતાની વાખવાખી ગાઇ.

ભીખાજીનો ચેહરો વીકરાળ વરૂ જેવો થઇ ગયો હતે. તહેમીનાનો ચહેરો ઉજળો ફક હતો, વીરબાઇનો ચેહરો તેણીને

મજેસો તપલ્લુસ "વાંદરી" બરહક હતો, એવું દેખાડનારો હતો અને નાજનં તો વીરબાઇનું લેક્ચર સાંભળી મનમાં હસતી હતી અને ચેહરો તાજગી પકડી આવ્યો હતો.

ભીખાજીના મનમાં તો બધી ઉકળ પાકળ થઇ ગઇ અને જો બની શકે તો તહેમીના અને વીરબાઇનાં બેઉનાં ખુન કરે એવું તેના જીગરમાં ઝનુન ચઢ્યું હતું. તે તહેમીના જે દીવાનખાનાને છેક બીજે છેડે બેઠેલી હતી ત્યાં ગયો અને તેણીની આગળ વાંકો વળીને હળવેથી, નાજનં અને વીરબાઇ નહીં સાંભળે તેવી રીતે પુછવા લાગો:

"તહેમીના, આ શું બન્યું? આનો અર્થ શો? પાછુ ફરવાનું કારણ શું? તે પેલો માણસ કોણ ઉતો?"

"હું તેને ઓળખતી નથી." તહેમીનાએ ધીમા અવાજે જુઠી વાત કહી, તે મુવાએ અમારી ફજેટી કીધી ને અમો બેઉ ગભરાઇ ગયાં. ગભરાતમાં મેં ગાડી પાછી ફેરવાવી ને અમે પાછાં આયાં."

"તહેમીના તમારી આવી વાત પેલી મુરખ વાંદરી માનસે કે કોઇ નહાનું બચ્ચું માનશે. હું દુન્યાને ખાઇ ગયલો છું તે તમારી વાત માનવાનો નથી. તમે ગભરાવો, ને તેબી એક ઘેલા માણસથી! કદી નહીં બને. ઘેલો માણસ તો શું પણ ખુદ સેતાનબી તમારા રસ્તામાં આડો આવીને ઉભો રહે તો તેનાથીબી તમો ડરો નહીં, આટકો નહીં. એ તમે સમજાવવા કોણને આયાંછ? કાંઇ મને બચ્ચું સમજોછ કે?"

"ગમે તો માનો, ને ગમે તો ના માનો. હું તો જે ખરી વાત બની છે તે તમુને કહુંછ."

"ને હુંબી તમુને ખરીજ વાત કહુંછ કે આજના બનાવ પછી તમુને મારી પાસેથી એક દમડીબી મળવાની નથી." ધીમા પણ અતીઘણા કઠોર અવાજે ભીખાજીએ તહેમીનાના

કાનમાં કહયું, "આ બધી ખોટી તમારી ધામધુમ છે ને એમાં તમારી મકસદ કાંઇ જુદીજ છે તે હું બરાબર સમજું છું. તમે મને નાસીપાસ કીધોછ ને ગામમાં મારી હસી કરાવીછ. જેનો તમુને બદલો મળશેજ. એક દમડી જો તમુંને હું આપું તો હું——ભીખાજીએ એવા હડહડતા કસમ ખાધા, અને તે પણ એવી નજીસ ભાષામાં કે જે અત્રે લખવું પણ સજાવાર નથી, સાંભળવું પણ શરમ ભરેલું કહેવાય.

"મેં તમારે ખાતર શું શું કીધુંછ તે તમે ભુલી જાવોછ." તહેમીનાએ યાદ આપી.

"તેનો તમુને શું બદલો નથી મળયો? તમે કીધું તે કાંઇ મફત કીધું? પાડ કીધો?"

"તહેમુરસ મહેતાનેબી તમારાથી દુર કીધોછ."

"તમે તેને કેવી રીતે દુર કીધો તે હું સમજી શકયો નથી. તમારી તેમાં શું યુકિત હતી તે જાણવાનું મારૂં કામબી નથી. મેં તમોને તમારાં કરજમાથી મોકલાં કીધાંછ, ખોટી હુંડી બનાવવાની જંજાલ તમારે માથેથી મેં દુર કીધીછ. તેટલા માટે તમારી સેવાનો મેં બદલો વાળી આપ્યોછ. હવે આપણા વચ્ચે લેવડ દેવડ નથી. એક પૈબી તમોને મારી પાસેથી મળવાની નથી." ભીખાજીએ તે પછી પોતાની બહેનને કહયું "ચાલ રે ઉઠ આપરે ઘરે જઇએ."

વીરબાઇ ઉઠી અને તેની પુઠે જતાં બરબડી.

"મરેરે મરે, બએ વખત બુટ બદલ્યાં, બે મોજાંની જોડી બગાડી, બે રૂમાલ નકામાં મેલામાં નાખ્યા ને બે વખત મોહડાં પર ચુનો ચોપડવો પડયો ને થયું ત્યારે તો ધરમના ધકેલા. ભીખાજીનેબી નકામાં વહેજાં લાગાંછ. મુઇ ટોપલી ઉંચકતાં ઉંચકતાં દારા ગીયા ને હવે પાંટીમાં મોકલવા માંગેછ તે પછી એમજ તો!"

---

# પ્રકરણ ૮૧ મું.

## પુત્રનું પાપ.

જેહાંબક્ષ મેહેતાને રસ્તામાં અચાનક પેસુ પીછાત્યું મળી ગયો અને તેણે જેહાંબક્ષને, જાણે જેહાંબક્ષનો કેવોક ખયરખવાહ અને ભલું ચાહનારો દોસ્ત હોય તેવું ડોળ ઘાલીને કહયું :

" અરે બાપુ તું કાંય હાડમાર થાયછ ને બીજાને હેરાન કરેછ ? બીચારી નાજાંને તું નાહક સતાવેછ. તું સમજયો નહીં ! જો તું એમ વચે ગોટાં ખાયા નહીં કરે તો નાજાં કરોડપતી સાથે પરણી સુખી થાય. ખરો પ્યાર તે એ કે પોતે રસ્તામાંથી દુર થઇ પોતાની માસુકને સુખી થવાનો રસ્તો ખુલો કરી આપે. બાકી આ તો તારી રીત એબલપેટા જેવી છે. તુંને હું સીખામણ દેઉંછ—"

" ભાઇ નકામું માથું ના ખા. તારી સીખામણ નકામી વેરી ના દે. તારી સલાહ જયારે હું માંગવા આઉં ત્યારે આપજે. જેહાંબક્ષે કહયું: " નાજાં અને મારા વચ્ચેની બાબતમાં તું કાંય અતવાયછ ? તુંને બોલાવે નહીં ને વચ્ચે પુરાય તો પછી નકામો હરૂત થાય. સાહેબજી."

જેહાંબક્ષ ચાલતો થયો પણ પેસુએ કહેલા બોલ તેના મનમાં તો રમીજ રહયા અને પેસુના કહેવામાં કાંઇક સચાઇ હતી એવું તેને લાગ્યું. પેસુ અને જેહાંબક્ષ આવી વાત કરતા હતા ત્યારે પેસુના ઘરમાં વળી જુદોજ બનાવ બનતો હતો, જે તરફ આપણે ધ્યાન દોડાવીશું.

ધનબાઇજીએ એક ખાનગી ઓરડો બનાવ્યો હતો કારણ કે ભીખાજી જયાર ત્યાર તેણીની વચ્ચે આવ્યા કરતો હતો

તે તેણીને ગમતું હતું નહી અને તેથી એક જુદો નાહનો ઓરડો તેણીએ તઇયાર કરાવ્યો અને ત્યાં તેણી એકાંતમાં આખો દહાડો કસતુર્યા મુર્ગને ચાવ્યા કરતી હતી.

આ વેળા પણ ધનબાઇજીનો ધુજારો તે બાપડા ચવાઇ ચવાઇ ગયલા મુર્ગ ઉપરજ ચાલતો હતો અને તેજ મુર્ગના પીછાં પાખડાં—એટલે ચોપડીનાં પાના—વીખરાઇ ઉખડાઇ ગયલાં હોવાથી બીજી અરધી દજન તેમાંની નવી ચોપડીઓ ટેબલ ઉપર શોભી રહેલી હતી.

હીસાબબી કયાંથી રહે ? કોણ જાણે ૧૦૨ જી વખત કે ૨૦૧ પેહલી વખત તેવણ કસ્તુર્યા મુર્ગનું રસીલું અને દીલ ધપકાવનારૂં દાસ્તાન વાંચનાં હતાં તેટલાં તે ઓરડામાં સરદાર રતનજી કેરસાસપજી બોગા શેઠ, પોતાના હાથમાં એક નહાનો ચાંમડાનો કોથલો લઇને દાખલ થયો.

રતનજીનો ચેહેરો ઉતરી ગયલો હતો અને હોઠ ધુજતા હતા. તે બુઝોર્ગ દીલસોઝ ગ્રહસ્થ ઓરડામાં દાખલ થયો, માહેથી તેણે બારણું બંધ કીધું અને કોઠલો તેબલ પર મુકી ખુરસીપર બેઠો.

તે બોલ્યો; " ધનબાઇજી મારે તુંને એક અગતની વાત કહેવાની છે."

ધનબાઇજી આગળ રતનજી કાંઇ વાત કરતો અને ધનબાઈજી જો તે વખતે પોતાની માનીતી કેતાબ વાંચવામાં રોકાયલી હોતી તો પ્રકરણ પુરૂ કરવા અગાઉ વાત સાંભળવાની ના પાડતી, પણ રતનજીનો અવાજ આ વેળા એટલો તો ફેરવાઇ ગયલો હતો કે તેણી ચોંકી, તેણીએ ચોપડી બંધ કીધી અને રતનજી તરફ જોઇને તે બોલી, "શું છે રતનજી ? મદઇ એમ કાંય કરોછ ?"

"તારાં ને મારાં ફુટેલાં નસીબની હું તને વાત કહેવા આવ્યોછ." રતનજી બોલ્યો.

"ઓવારૂં રે ઓવારૂ! ભુંડાના માંગતાંને ભુસુંરે! એ શું બોલોછ બકોછ?"

"એ ખરૂંજ બોલુંછ, ખરૂંજ બકુંછ. વાત તું પહેલાં સાંભળી લે." રતનજીએ કહ્યું અને કોઠલો તેણે ઉંઘાડયો. તે કોઠલામાં નહાની નહાની દાબડીઓ હતી જે માહેલી સર્વથી મોટી દાબડી બહાર કહાડી તેનું ઢાંકણું ખુલ્લું કરી એક મોટા હીરા જડેલો નેકલેસ ધનબાઈજીને દેખાડયો.

"મેં તુંને ગેઈ કાલે કેહ્યું તું તેમ સરદાર મહેલ ઉપરના મારગેજની મુદત આજે પુરી થાયછ અને તેમજ બીજાં ઘણાંક મારે માથેનાં કરજોની મુદત આજે પાકેછ. ભીખાજી હીરાદલાલની વરતણુક પરથી મેં જોઈ લીધુંછ કે તેની ઉપર વીસ્વાસ મુકવામાં મુરખાઈ છે. મારી ખાતરી છે કે જો આ કરજ પીટાડસું નહીં તો સરદાર મહેલ આપણે ખોહી બેસીશું.

"એમ હોવાથી તારાં આ ઘરેણાં તારી રજા લઈને હું વેચવા ગીયોતો. મને હજીબી આશા હતી કે મારો ભાઈ સુરતવાળો અસલાજી કાંઈ મદદ કરશે પણ તેણે તો ઘસીને ના પાડીછ એટલે લાચાર. અસલાજી પાસે લાખો રૂપીઆ છે. પણ તે આપણને મદદ કરતો નથી. તારે—"

"પણ તેવણ એમ કાંય કરતા હોસે?" ધનબાઈજીએ પુછ્યું.

"તારાં ને મારાં નસીબ ઉંધાં છે તેથી એવણને એમ કરવાનું સુજેછ. એમાં બી તારા દીકરા પેસુનીજ કારસાજી છે. ખેર; તે વાત જવા દે, આ વાત તું સાંભળી લે. હું આ

બધાં કીંમતી ઘરેણા લઇને ઝવેરીની પાસે ગીયો. તેણે બધી દાબડીઓ એકક પછી ઉગાડી. તપારી અને છેલ્લાં કહયું કે આ સઘળા હીરા ખોટા છે. માત્ર કાચના ટુકડા છે. તે માણસ ને મુકી મારી જમીન દોસ્ત કરી નાખું' એવું મને થઇ આયું. પણ તે અનુભવી ઝવેરીએ મને સમજ આપી, ચીઠ્ઠી લખી બીજાને તેડાવી મંગાવી તેની સાથે તપાસ ચલાવી અને ખરા હીરા કેવી રીતે અંદરથી કહાડી લઇ કાચના ટુકડા કેમ મુકવામાં આવ્યા છે તે મને તેઓએ સમજાવ્યું. ધનબાઇ, ખરા હીરા આ નજદીક દોઢ લાખ રૂપીઆના દાગીનાઓમાંથા કેમ ગીયા ને ખોટા કેમ આયા તે વીસે તું કાંઇ જાણેછે કે ?"

"હું ? હું કાંહથી જાણું ? એ હીરા ખોટા છે એમ પહેલાં તો મને માનવાબી ગમતુ નથી."

"ધનબાઇ, એ ખોટા છે એ વીષે હવે જરાબી શક રહ-યોજ નથી. તે અનુભવી ઝવેરીબી કહેતોતો કે સાધારણ માણસ એને ખોટા તરીકે પારખી શકેજ નહીં."

"તારે એ કોણે બદલ્યા ? કોણે ખરા હીરા ચોર્યા ?"

"કોણે ? હાય રે ! અફ્સોસ છે ! મને કહેવું પડેછ કે તે ચોર તારો દીકરો છે !"

"પેસુ ! એ શું બોલોછ રતનજી ! સુધ્ધી કાંહ ગેઇ ?"

"મારી પ્યારી ધન, હું તુંને ખરૂંજ કેહુંછ. ખુદાને મારેબી જવાબ આપવાનો છે ને તેની પાસેથી મારેબી દયા માંગવાની છે. મારા દીકરાનેજ હું ખોટો આલજામ દેઉં તો ખુદાને મોહોડું કેમ દેખાડું ? પેસુને બદનામ કરવાનું મને કારણ શું ? અરે ધન-ધન, તું બીજું જાણે તો શું કરે ? કુંવરજી શરા-ફની વડી દીકરી દીનું નીરદોશ ઉતી. તે ઘરેણાબી પેસુએજ ચોર્યાંતાં."

રતનજીએ તે પછી તે ઘરેણાને લગતીબી સઘળી વાત ધનબાઇજીને કહી સંભળાવી. ધનબાઇજીએ સઘળું સાંભળી લીધું; તેણીની મગરૂરી અને તુંડાઇને ખરો ફટકો પડ્યો, હેંક રાઇ તેંહકરાઇ હવામાં ઉડી ગઇ અને પોતાના ભરથારનાં ખભા ઉપર માથું મુકી તેણી રડી પડી.

" મારા ભાઇ અસલાજીને મારાથી એજ આપણા દીકરા એ દુર કીધોછ. અસલાજીને ત્યાં એ પરોણો ગયો ને ત્યાંથી એ અસલાજીના પાંચ હજાર રૂપ્યા ચોરી લાયો. એટલુંજ કરી ને બેઠો નહીં પણ ઉલતુંજ ખોટું તોહમત ખુદ અસલાજીપરજ તેને મેળયું કે અસલાજીએ બદફેલીમાં તે પૈસા એક ગાનારી સ્ત્રીને આપી દીધા હતા. અસલાજી તેથી ગુસ્સે થયો અને આજે આપુને નીચારી બેઠો. ધીરજ ધરં, બીજો ઉપાય નથી. "

ધનબાઇ રડતીજ બેઠી અને પેલા ખોટા હીરાવાળા દાગીના પાછા કોથળામાં મુકતાં રતનજી સરદાર મનસે બોલ્યો. ખરં છે, મારાં પાપની આ સજા છે! શું મને ઉંધુ સુજ પડયું હોશે! મરતાંના આશીશ જેમ ફલે છે તેમ મરતાંના શ્રાપ પણ ફલે છે તેનો ધડો, ઓ જીવતાં જાગતાં માણસો, મારી ઉપરથી લેજો, પાપ કરો તો તેની સજા પામ્યા વીના રહેશોજ નહિ. ખુદાને ત્યાં ઇનસાફ છે અને તે ઇનસાફની ચુંગાળમાં સપડાયા વના છટકવાની આશા કોઇ કાળે, કોઇ ભાવે, કોઇ યુગે મળવાનીજ નથી.

---

# પ્રકરણ ૮૨ મું.

## જાફરની શોધ.

જાફરના મનમાં જે અનેક બાબતો રમી રહેલી હતી તેમાં 'પુર્વ તરફથી ગણુતાં પાંચમાં પાતીયાની નીચે એ બાબત મુખ્ય હતી. મરનાર તહેમુંરસ મ્હેતાના ગજવામાંથી જે ભેદ ભરેલી કાગજની કાપલી મળી હતી તેમાં આ લખાણુ હતું અને તે લખાણુનો ભેદ શોધી કહાડવાપર જાફર મંડેલો હતો. તે અવારનવાર ફુરસત મળતાંજ મહેમ દોડી જતો, પણ ત્યાં સુસન સાથે મુલાકાત થતી નહીં તેથી પાછો ફરતો. આખરે તેનો ફેરો ફળ્યો અને મુલાકાતનો લાગ તેને મળયો.

" કેટલે દારે કાંહથી ભુલો પડયો જાફર !" સુસને પુછયું; "કાંઇ મોંઘો મોંઘો ફરેછ !"

" અરે તુંને પચીશ વખત તો અહીં મળવા આવી ગીયો. તુંજ દેખાતી નથી."

" અહીં નહીં ઉતી પણ મુંબઇના બંગલામાં તો હું ઉતી કની ? તાંહ કાંય નહી આયો ?"

" તે મને તો તારૂં અહીં કામ ઉતું. અહીં તુંને મારે મળવુંબી ઉતું ને મારૂં કામ કરી લેવુંબી ઉતું"

" હં, હજી તુંને ડીટેકટીવનો ધખારો આવ્યાજ કરેછની ! એ ખ્યાલ તારો ગીયોજ નથી કે !"

" અરે મારી પ્યારી સુસન, આએ જે કામ મેં હાથમાં લીધુંછ તે જો એક વખત પાર પડી ગીયું તો તું ને હું નેહાલ થઇ ગયલાં સમજ, ઝરોઝહવેરથી માલામાલ થઇ

ગયલાં સમજ." જાફરે સુસનના ગાલ ઉપર હળવેથી આંગળી મારી લાડથી કહયું. " તું પછી નોકરીબી છોડી દેશે ને મારી સાથે ગાડીમાં બેસીને ફરસે. કોઇના મહોતાજ નહિ રેહીશું. કોઇના આધારની અગત નહી રહેશે."

" ખરેખર, મારા સમ ?"

" તારા સરના કસમ. હું ખરૂંજ કહુંછ; મેં દાવ તો એવો માંડયોછ કે બોલતીજ ના. "

" તે કામ પણ અઘડું ઘણું છે કે ? તારાથી બની શકશે કે, પ્યારા જાફર ?"

" ખુદા મદદગાર છે તો બેડો પાર છે. પણ તારી બાઇ અમના કાંહ છે ? ઘરમાંજ છે કે ?"

" હા, એને સરકમ ને થોંસો થયોછ તે પોતાના ઓરડા-માંજ છે. સુતેલી છે."

" પણ હમણા ઓરડામાંજ રહેશે કે ? ઓરડાની બહાર તો નહીં નીકળે ? "

" નહીં રે, હમણા સાની નીકળતીતી ? એ તો ઓઢી પોઢીને સુતેલી છે.

" કાંહ છે ? એનો ઓરડો કાંહ છે ? "

" વળી કાંહ ? બંગલામાં બંગલાની બહારબી ઓરડો આવતો હોસે કે ? "

" અરે હું તો એમ પુછુંછ કે કેતરમાં માલપર તારી બાઇ તહેમીનાનો ઓરડો આવેલો છે. ?"

" એમ તું પુછેછ ? હું તો કાંઇ જુદું સમજી. પહેલે માળે મારી બાઇનો ઓરડો આવેલો છે.

"તારે તું મને બીજે માલે લઇ જા, મને ત્યાં જરા કામ છે."

" પણ ત્યાં જે પેલો માણુસ કેદ પડેલો હતો તે નહાસી ગીયોછ; હવે તું તાંહ જઇને શું કરશે ? ,

"'મને તેના ખાલી ઓરડા સાથે કામ છે." જાફરે ભરમમાંજ જવાબ દીધો.

" ઠીક છે, ત્યારે આવ." સુસન બોલી અને તેણી પોતાના આશકને પાછલે દરવાજે તેડી ગઇ.

તહેમીનાને છેલ્લા બનાવથી જબરી ખેજાલત લાગી હતી અને તેણી પોતાના આ માહીમના બંગલામાં થોડા દહાડા આવી રહી હતી. તેણીની તબીયતમાં સેહેજ બગાડો થયો હતો અને તેથી તેણી કોઇને મળતી ભેટતી હતી નહીં. મુંબઇનાં સઘળાં વર્તમાનપત્રોમાં તહેમીના બાઇને થયલાં અપમાનને લગતી વીગત ઘણી ખરી અધુરી અને સરાગાત ભરેલી આવી હતી અને તેથી ઘણુંક લોક અજબ થતાં હતાં. સઘળાં વર્તમાનપત્રો એમજ જણાવતાં હતાં કે એક ઘેલાં માણસે તહેમીના બાઇને અપમાન કર્યું અને તેથી ખેજાલતને મારે બાઇ પાછી ફરી.

તહેમીના તરફ લોકોની બહુજ દીલસોજી ઉસકેરાઇ હતી. અને ગવરનરની બાનુએ તો ખાસ પત્ર લખીને તહેમીનાને દીલાસો દીધો હતો. આ બનાવનો ખરો ભેદ તો માત્ર બેજ જણાં જાણતાં હતાં; એક તો તહેમીના પોતે, અને બીજો તો પેલો લાડુમલ.

પણ એક બીજો માણુસ આ ભેદ શોધી કહાડવા પર મંડેલો હતો અને રાજી ખુશીથી માત્ર શોખને ખાતર ડીટેક્ટીવનો ધંધો લઇ બેઠેલો જાફર હતો. તહેમીના આવી રીતે એક ઘેલાં માણુસનાં ચેડાંથી ઘભરાઇ જાય એવી હતી નહીં. તે ઘેલાં માણુસને પકડી સજા કરવાની ના પાડે, એવી તે હતી

નહીં. આવી મોજ અને આવા મોટા મેળાવડામાં આગેવાન ભાગ લેવા જેવું માન મેળવતાં માત્ર એક નાહની નજીવી બાબતથી અટકે તેવી પણ તે હતી નહીં. ત્યારે તહેમીનાને એવું તે શું કારણું મળયું કે તેણી અરધે રસ્તેથીજ પાછી ફરી તે શોધી કહાડવાનું જાફરે મન ઉપર લીધું હતું. બીજું તે ઘેલો માણસ પોતે કોણ હતો અને ઘેલા માણસ સાથે બીજો કશો સંબંધ તહેમીના બાઇને હતો કે નહીં તે પણ ખોલી કહાડવાનું બીડું જાફરે જડફયું હતું. એક પછી બીજું કામ હાથ ધરવાનો તેનો ઠરાવ હતો માટે પેહેલાં મરહુમ તહેમુરસના ગજવામાંથી નીકળેલી કાપલીનો ભરમ શોધી કહાડવા પર તે હાલ તરત મંડેલો હતો.

સુસન તેને બીજે માલે લઇ ગઇ અને ત્યાં તેને એખલો મુકી તેણી પોતાના કામ ઉપર પાછી ફરી. જાફર પોતાની શોધ ઉપર વળગી ગયો. તેના હાથમાં પોણો કલાક તપાસ કરવાને માટે રહેલો હતો અને તેટલા વખતનો તેણે બનતો લાભ લઇ લીધો.

તે બહુજ સાવચેતીથી કામ લેતો ગયો અને કયાં તે છુપો ઓરડો આવેલો હોવો જોઇએ એવી તેણે પેલી બારી ઉપરથી કહાડેલી ગણતરીવાળી જગાએ તપાસ ચલાવવા માંડી. પોતાની ગણતરી મુજબની જગાએ જાફરે તપાસ ચલાવી તો ત્યાં તેને કશું બારણું માલમ પડયું નહી પણ એક થાંભલો માત્ર જણાયો. તેણે તે થાંભલો તપાસ્યો. બે વાર તપાસ્યો પણ બંને વાર કશી નીશાની મળી નહીં. ત્રીજી વાર તપાસ્યો અને તેના ચેહેરા પર ખુશહાલીનો રતાશ ચહડી આવ્યો.

થોડા વખતમાં સુસન જાફરને પાછો તેડી જવાને ત્યાં આવી લાગી અને જાફરને એક થામલાઓને અડીંગીને

ઉભેલો અને પોતાની નોંધ પોઠીમાં કાંઇ લખી લેતો તેણીએ દીઠો.

" કેમ જાફર ! તારૂં કામ થયું કે ? " તેણીએ આતુરતાથી પોતાના ભવીષના ભરથારને પુછયું.

" હા પ્યારી, થયું." જાફરે બહુજ ધીમા અવાજે પણ ઉસકેરાયલાં દીલે જવાબ દીધો; " કામ થોડુંક થઇ ગયું, પેહેલું પગળું આસાનીથી ભરાઇ ગયું. પેલા છુપા ઓરડામાં જવાતું બારણું અને તે બારણું ઉઘાડવાની છુપી ચાંપ મેં શોધી કહાડીછ. તે મરહુમ માણસનો ભેદ શોધી કહાડવાતું હવે સહેલું છે."

---

## પ્રકરણ ૮૩ મું.

### ભુલ તો નથીજ થઈ !

નાજાં પોતાના બેહેનના દીકરા જેહાંગીરને મળવા ઓસપીટલમાં ગઇ હતી. જેહાંગીર તદનજ સાજો થયો હતો અને પોતાને ઘરે જવાને તઇયાર થઇ રહેલો હતો નાજાં તેને લઇને ઓસપીટલમાંથી નીકળી અને જેહાંગીર રસ્તે ચાલતાં પોતાની માસીને નીરદોષપણે પુછવા લાગ્યોઃ

"માસીજી, માયજી કહેતાંતાં કે મારા બાવાજી હવે જલદી ઘરે આવશે, તે આયા કે ?"

"નહીં દીકરા, નથી આયા." માસીએ બહુ ટુકમાં જવાબ દીધો.

"તે હવે કયારે આવશે ! બીચારાં માયજી તેવણુને યાદ કરી કરીને રડયા કરેછને."

"હવે થોડા વખતમાં આવશે."

તેઓ દીનુને ઘરે જઇ પુગ્યાં, જયાં દીનુની ઓરડી બહાર આવી પુગતાં માહે, કોઇ અજાણ્યો માણુસ બોલતો હોય તેવો અવાજ નાજાંને સંભળાયો. નાજાંએ બારણું ઉઘાડયું.

દીનુ પોતાના બીછાણુામાં બેઠેલી હતી અને તેણીની પાસે શાપુરજી મીસ્રી, જે શાપુરજી મીસ્રીને નાજાં મળી આવી હતી તે ઉભેલો હતો.

"તમે ભુલ કીધીછ, એમ હવે તમે કબુલ કરશો બેહેન." શાપુરજી માયાથી કહેતો હતો.

"નાજાં, તું આવી કે?" નાજાંના પગલાં સાંભળીને દીનુ બોલી; "તારી સાથે જેહાંગીર છે કે? આવ જેહાંગીર મારી આગળ આવ." જેહાંગીર દોડીને પોતાની માતાને ભેટી પડયો.

"મારા શાપુરજી એવણ નથી." દીનુએ ખુલાસો કર્યો; "પણ મેં જે સાદ સાંભળયો તો તેબી એવણનો નથી. મેં તો તે દહાડે જુદોજ સાદ સાંભળયોતો. તમારો નહીં."

"તમો ઘણી ગરીબ હાલતમાં લાગોછ, ને વળી કમનસીબે આંખની રોશની જતી રેહીછ, મારાથી બનતી મદદ આપવાને હું તઇયાર છેઉં." શાપુરજી બોલ્યો; "હું દલગીર છેઉં કે તમારા વર તમુને મલ્યા નથી પણ ખુદાપર ભરૂસો રાખજો તે તમુને અચાનક તેની સાથે મેળવી આપશે."

"તમારે મોહોડે સાકર, બાવા, તમારે મોહોડે સાકર." દીનુ બોલી.

શાપુરજી ત્યાંથી રવાના થયો પણ તે અગાઉ પચાસ રૂપયાની નોટ જેહાંગીરના હાથમાં હરસે આપતો ગયો. શાપુરજીના જવા પછી ઘણેવારે શાપુરજીની તે સખાવતની વાત આ બે બેહેનો જાણી શકી. તેઓએ જોયું કે શાપુરજી ખરેખરો સખી હતો અને સખાવતને નામે ટોલ વગાડનારો, ખોટો

દેખાવ કરનારો, અને વખાણ મેળવવા માટેજ પૈસા આપનારો માણસ તે હતો નહીં.

"નાજાં, મેં ભુલ કીધી નથી એમ હજીબી હું ખાતરીથી કેહુંછ." શાપુરજીના જવા પછી કેટલોક વાર બીજી વાતચીત કરવા બાદ દીનુ બોલી; "નહીં, નહીં. મેં ભુલ નથીજ કીધી. શું હું ઘેલી થયલી છેઉં? જો હું ઘેલી થયલી હોવું તોજ શાપુરજીનો અવાજ સાંભળવામાં ને તે પારખવામાં મેં થાપ ખાધી હોય. તોબી આજે જે શાપુરજી આપુને મલી ગીયા ને આવી રીતે મારી કદર ખાઇ મને વખતસરની મદદ કરી ગીયા તેમનો અવાજ મેં તે વખતે સાંભળયોતો નહીં એમ પણ હું ખાતરીથી કેહુંછ. મેં જે અવાજ સાંભળયોતો તે મારા શાપુરજીનો હતો; મારા મરણની ઘડી હોય તો તે ઘડીએબી હું કસમ ખાઇને કહુ કે તે અવાજ મારા શાપુરજીનોજ હતો."

"કદાચ તે કોઇ બીજા માણસે અવાજ કહાડયો હશે, જે શાપુરજી મીસ્રીને નામે નહીં ઓળખાતો હતો પણ તે મારો શાપુરજીજ હતો એ તો શક વગરતું છે. ખરેખર હવે કાંઇક મને શક ઉપજેછ. તે મારો શાપુરજી કદાચ અહીં પોતાનાં ખરાં નામથી રહેતો નહીંબી હોય એ બનવા જોગ છે; કદાચ તેને પોતાનું નામ ફેરવ્યુંબી હોય."

"કદાચ એમબી હોશે." નાજાંએ દીલગીરી ભર્યા અવાજે ટાહુકો પુર્યો.

"ત્યારે હવે આ નવી વાત અહીં પુરી થઇ ગઇછ, મારી આશાં મરી ગઇછ. હું ને મારો જેહાંગીર પાછાં એખલ પડયાં, આશાવંત થઇ નીરાશ થયાં." દીનુ રડમસ થઇને બોલી.

"નહીં, નહીં, દીનુ એમ નાસીપાસ થઇ ના જા." નાજાંએ આંખમાં આંસુ સાથે પોતાની બેહેનને દીલાસો દીધો.

"હવે વધુ આશા શું રહી ?" દીનુએ પુચ્છયું; "હવે મને શાની ઉમેદ બાકી રહી ?"

"હજીબી આપંરે તારા ખરા શાપુરજીને શોધી કહાડી શકશું. એમ આપરે નાસીપાસ-થવું જોઇતું નથી. ધીરજ ધર બેહેન, કદાચ તે શાપુરજી પોતાની મેલેજ હાજર થશે."

બીજી કેટલીક વાતચીત કરવા પછી નાજાં પેલી પચાશ રૂપ્યાની નોટ લઇને બહાર ગઇ અને બે કલાકમાં જોઇતી કરતી જણુસો દીનુને માટે ખરીદી લાવી, તેમજ જેહાંગીરને હજી બરાબેર શકતી આવેલી નહીં હોવાથી તેને સારા ખોરાકની અગત હતી માટે તેવો ખોરાક પણ તેને માટે કરકસરથી લેતા આવી અને બાકી વધેલા ત્રીશ રોકડા રૂપ્યા નાજાંએ દીનુને આપ્યા. નાજાં હવે પોતાની બેહેનથી રજા લેવા ઉઠી.

"બેહેન દીનુ મારે તુંને એક વાત કહેવાની છે." નાજાં ઉઠીને બોલી.

"શું વાત છે; કાંઇ તારે પોતાને લગતી વાત છે કે નાજુ ?"

"હા, અમોએ ઠેરાવ કીધોછ કે એકુ અઠવાડયું પસાર થતાં અમોએ અગીઆરીમાં જઇને પરણી આવવું; અને તે વાશે જેહાંબક્ષે કાંઇ કહયું કે ?"

દીનુ અજાયબીમાં ગીરફતાર થઇ ગઇ. તે ચોંકી અને બોલી:

એટલી ઉતાવળ ? ઓ નાજાં, સંભાળીને પગલું ભરજે, તમારી સ્થીતી કેવી છે ?

"દીનુ, મને ફરીથી એકવાર કહે, તુંને ને તારા જેહાંગીરને આ દલદેસરીમાંથી બચાવવાને ખાતર ભીખાજી સાથે હું પરણું તો કેમ ? જો એવી મકસદથી હું જેહાંબક્ષ પાસેથી રજા લઇ આ પગલું ભરસ તો ખુદા ગુસ્સે થશે નહીં, પણ રાજી થશે."

"નહીં, નહીં, નહીં. એ વીચારજ કોઇ વાર કરતી ના. એમાં ખુદા રાજી થવાનોજ નથી." દીનુએ પોતાના બે હાથ ઉંચા કરીને કહયું, "જે ચાલે છે તે પર સંતોષ પકડ, અને હઇડાના હુકમ મુંજબ ચાલ. ખુદા તેમાં રાજી છે કારણ ખુદા પોતાનો પડછાયો જીગરમાં નાખેછ."

---

## પ્રકરણ ૮૪ મું.

### એ પાપીની મુલાકાત.

સુબઇના તહેમીના ઝરદારના બંગલામાં નાજાં હાલમાં રહેલી હતી અને નાજાં અને તહેમીના વાતે બેઠેલાં હતાં તેટલાં દીવાનખાનામાં તેહમીનાનો એક વારનો મદદનીશ, પણ છેલ્લાં દુશમન થઇ લાગેલો ફજેટી કરનારો લાડુમલ આવી લાગ્યો.

"તું ! અહીં તું આયો !" તહેમીના તેને જોઇ ગુસ્સામાં ભવાં ચહડાવીને બોલી.

"જરા તમારી સાથે કામ છે." લાડુમલે નાજાં તરફ નજર ફેંકીને કહયું.

"નાજાં, મને આ મુલતાની સાથે જરા ખાનગી કામ છે, દીકરી." તહેમીના બોલી.

નાજાં તરતજ ઉઠીને બહાર ગઇ અને આ અકારા પરોણાએ તહેમીનાને કહયું.

"તહેમીના બાઇ, મોટા ઘરના બાઇ સાહેબ. સોસાયટી ક્વીન, શું થાયુ ? પેલી નાનકડી લડાઇમાં કોણ જીત્યું ? કોણે ફતેહ મેળવી, કોણે હાર ખાધી ? ખાતરી થઇ કે, બાનુ સાહેબ ?

તહેમીનાના ચહેરાપર ગુસ્સાનું વાદળી એવું તો ચહડી આવ્યું કે તેણીની આંજી નાખનારી ખુબસુરતીવાલો ચેહરો ઘડીભર બંદસુરત બની ગયો, જોતાં ત્રાશ ઉપજે તેવો થઇ ગયો. તેણીએ જહન્નુનમાં લાડુમલ તરફ જોયું પણ કશું કહયું નહીં.

લાડુમલે ટકોરમાં પોતાનું બોલવું આગળ ચલાવ્યું. "બાઇ સાહેબ, જરા ગવરનરના લેડીની પારટીનો હેવાલ તો આપો. કેમ, બહુ મોજ પડી કે? ત્યાં કોણ કોણ સાથે નાજ નખરાં કીધાં? કોઇ ભુલો ચુકો તમારા હાથપર વળી ગયેડો બન્યો કે? ચમપીન પીતાં મને યાદ કીધોતો કે? પણ મોટાં ઘરનાં બાઇ સાહેબને આ ગરીબ ઘરના નોકરની એ અરજ છે કે સેવક જે કહે છે તે બજાવી શકે છે. આપરે કાંઇ મોહોડાંના ખોટા ફરાકા મારનાર માણસ નથી. મુંબઇના હાકમ સાહેબની મેં તે દહાડે પેહેલી સેવા બજાવી છે; જો ગવરનર સાહેબ અને તેમનાં બાનું તમારી સઘળી ખરી વાત જાણે તો મારા આભારી થાય. જો તમો પાંસરે પાંસરાં ઠેકાણે આવી નહી જશો તો તે લોક ખરી વાતથી થોડા વખતમાં જાણશે. મારા બાબમાં તો પહેલાં પૈસા અને પછી આખી દુન્યા. તમે તે જાણોછો એટલે લંબાણ ભાષણ કરવાની અગત નથી."

હવે તહેમીનાની જબાં ઉપડી. તેણીએ ભવાંનો ચીલ્લો ચહડાવીને કહયું.

"સોનાના ઇંડા મુકતી મરઘીને તેં પોતેજ મારી નાંખીછ તેં અમુને પારટીમાં જતાં અટકાવ્યાં, અને ભીખાજીની બહેન તેથી પારટીમાં જઇ શકી નહીં તેથી ભીખાજી એટલો ચીરડાઇ ગીયોછ કે એક પૈબી મને આપવાની ના પાડીછ. ત્યારે જ્યાંથી એક પૈબી મને મલે નહીં તો હું તુને હજારો રૂપ્યા કયાંથી

જોયા કરૂં ને જે માંગે તેનો ડામ કેમ દેઉં? તું જાણેછ કે મારો કાકાસસરો કાંઇ દોલત રેડી દેતો નથી. તે મને માત્ર એટલુંજ આપેછ કે તેથી જેમ તેમ મારૂં ટટું હું ચલાવી શકુંછ, પછી તારૂં હોજરૂં કાંહથી ભરૂં? ચુલાહમાંથી ભરૂં?

"ચુલાહમાંથી ભરો, કે ગમે તો બલતાંમાંથી ભરો, તેની સાથે મને કશું કામ નથી. મને તો એજ બાબત સાથે કામ છે કે મારૂં હોજરૂં ભરો, ને તેબી સીકકાની સેંકડો સંખ્યાથી. ગમે તો કેડે નાતરૂં કરી જાઓ, તમારાં જેવાં ચીલ ઝપત્યાં ને ખુબસુરત શીકારીની જાલમાં કોઇબી તવંગર સુરખ ઘરડું ઘુવડ સપાટામાં સપડાઇ જાય. તેમ નહીં તો આપણે જે પેલી જુની યુકતી જાણયેછ તે અજમાવી જોવો. વળી પાછું કહી મુકુછ, પછી નકામાં મને રાંક ને શરમાળ માણસને નાહક બદનામ ના કરતાં. પૈસા નહીં મળશે તો બધો ભટકો હું ફોડી દેવશ, પછી તમે જાણો."

તેણે મજેહથી ખુરસી પર બેસી, પગની આંટી મારી, સીસોડીમાં લાવણી ગાવા માંડી અને બહુ ઉંચા તેસ્તથી સનગારેલાં દીવાનખાનાની સરવઇ તે કરવા લાગ્યો.

તહેમીના તો કશું બોલીજ નહીં; લાડુમલની આવી નફ્ત વાતથી તેણીને અપમાન લાગ્યું નહીં. બંને એક બીજાને બરાબર ઓલખતાં હતાં, બંનેને એક બીજાના ભરમ ભેદની ખબર હતી.

"તમારા કાકાસસરાના તો કાલે લગન છે." લાડુમલ આખરે બોલ્યો; "તમે જશો કે?"

"હા." તહેમીનાએ જવાબ દીધો.

"ત્યાં ઘણા માણસો જમા થશે. ઘરેણા ગાંઠા, હીરા મોતી ઘડીયાલ છેડા, સઉ તમારી નજરે પડશે. તમુને કંઇ શીખવવું પડવાતું નથી. કાંઇ હાથ મારી લેજોની." લાડુમલ બોલ્યો;

"બાપુને તો તેડું નથી. મને કોણ ત્યાં તેડું કરતોતો ? વળી પેલા કરોડપતી પારસીના ઓટલા પરથી જે જણસો ને ટોપી મળી આવીછ તેને લીધે મને જાહેરમાં આવવા ગમતુંબી નથી. ટોપી માથે આવી જાય તો પીડા. તમુને યાદ છે કની ? તહેમુરસ ધનજીભાઇ મહેતા જે દહાડે ભીખાજીની સીહીડી પર મરી ગીયો તે દહાડાને વરે હું તો કહુંછ."

"તેની સાથે મને કશું લાગતું વલગતું નથી." તહેમીનાએ જવાબ દીધો. "હવે તું જા; તુંને અહીં ઘણો વખત થઇ ગીયો."

"જે રમુજ મેં ગવરનરની લેડીની પાર્ટીને દહાડે કીધીતી તેની પાછી યાદ આપુછ." લાડુમલ ઉભો થઇને બોલ્યો; "હવે પછી મારી તરફથી તમોને શું મળશે તે તમો ધારી શકશો. તમારી તીજોરી કેમ ઉંઘાડવી તેની કલ મારે હાથે ચહડી રહેલી છે એટલે હું કંઇ બીજે ઠેકાણે ધકેલા ખાવા જવાનો નથી. તમો મારે માટે એમ ધારતાં હશો કે નકામો દમ કરેછ પણ તેમ ધારવામાં તમે મોટાં બેવકુફ બનોછ. પેલી હમણા છોકરી અહીં બેઠેલી ઉતી તે કોણ ?"

"ભીખાજી હીરાદલાલને રાજી કરવા મેં તે છોકરીને મારી આગળ રાખેલી છે."

"ત્યારે ભીખાજીને નીચોવવાની આ એક બીજી તક તમારા હાથમાં આવેલી છે."

તે બારણા તરફ ચાલ્યો પણ થોડેક જઇને તે પાછો ફર્યો. તહેમીનાની લગોલગ તે આવ્યો અને તહેમીનાના ચેહરા ઉપર પોતાની આંખ ઠેરવીને બોલ્યો;

"આજના પેપરોમાં મેં વાંચ્યુંછ કે પેલી ચીનાઇ બબરી સુંચીસીનો પટો આખરે પોલીસે મેળવ્યોછ. હવે જેહાંબક્ષ મેહેતાના ગરીબ ભાઇનું ખુન કરનાર સપડાય ખરો."

તેઓએ એક બીજા તરફ જોયું અને બંને હસ્યાં. તેમના હસવાનો દેખાવ મોજ આપનારો નહીં પણ ત્રાસ ઉપજાવનારો હતો; તેમની તરફ જોતાં એક માણસને એવુંજ લાગે કે તે કોઇ બે દઇયત પાપી મોજ મેળવતાં હતાં.

---

# પ્રકરણ ૮૫ મું.



## સરદાર રતનજીની મોલાકાત.

જેહાંબક્ષ અને નાજાં હલવે હલવે પોલીસ કોર્ટ તરફથી તહેમીનાના બંગલા તરફ જતાં હતાં. પોલીસ કોર્ટમાં મેડમ ગોલડનવાળો મુકદમો ચુકી ગયો હતો અને મડમ સાહેબને મોટો દંડ આપવો પડયો હતો; પણ નાજાં નીરદોષ ઠરી હતી.

"ખુદાની મહેરબાનીથી સઘળું સમાધાનીથી પુરું થઇ ગીયું જેહાં." નાજાં બોલી.

"હા, મારી નાજાં, ખુદાનીજ કરમ બક્ષેશથી આવો અંત આવ્યો. મને તો તારે માટે સેહેજબી ચીંતા નહીં ઉતી. નીરદોષને ખુદા સજા કરાવે એ બનવા જોગ નથી."

"તે ખરૂં પણ મને એમ લાગ્યા કરેછ કે બીખાજીના લાગવગથી મને—"

"તેના લાગવગથી તુંને છોડી દીધી ? એમ બનેજ કેમ ?"

"મને એમ લાગેછ."

"હવે આપરાં જલદી લગન થઇ જશે ને બીખાજી સદાનો દુર થશે. કાલથી તું આવીને મારાં ગાય બાવા સાથે રહેજે. આએ તહેમીનાના ઘરમાં તું રહે એ મને ગમતું નથી. તહેમીના મોટાં ઘરની બાઇ સાહેબ છે ખરી, પણ પેલા હલકી

બોધાદના મોટા શેઠ ભીખાજી હીરાદલાલની તે દોસ્ત છે; અને વળી બંને મારા દુશમન છે."

"તારી મરજી, જે, જેહાં, તો હું આલબતાં તારાં માય બાવા સાથે જઇને રેહેવશ. મેં તાંહ જઇને રેહેવાનું તને શું વચન નથી આપ્યું ? મને તાંહ જઇ રેહેવાને જરાબી અડચણ નથી, ફક્ત મારી બેહેનને જેહાંગીરથી દુર પડતાં મને દલગીરી લાગેછ. બીચારી દીનુ બીમાર છે ને જેહાંગીરનેબી હજુ બરાબર ફેર પડ્યો નથી, તેવા વખતમાં તે લોકથી દુર જતાં ચીંતા ઉપજેછ. પણ મારા જેહાં, તું મોટાં ઘરના બાઇસાહેબ તહેમીનાને તારી દુશમન કાંય ગણતો હોશે વારૂ ? મેં તો હમેશાં એમજ ધાર્યુંછ કે તહેમીનાની જે માણુસો તરફ બહુજ પસંદગી છે તે માહેલો તું એક છે." નાજાંએ સવાલ કર્યો અને ખુલાસો માંગ્યો.

"એક વખત તેમ ઉતું નાજાં, પણ હવે તેમ નથી હવે તે મામલામાં ફેરફાર થઇ ગીયોછ. મારી ખાતરી થઇછ કે તહેમીના મને વધારે દાબી દેવા માંગેછ ને વધારે ગરીબ સ્થીતીમાં ગયલો જોવા ઇચ્છેછ. મને લાગેછ કે તહેમીનાને ભીખાજી મને હેરાન કરવા ઉશકેરેછ ને તેમ કરવાના બદલામાં ભીખાજી તહેમીનાને પૈસાબી આપેછ. બને તો આપુને છુટાં પાડવાની એની મકસદ છે. તેટલા માટે આપણાં લગન જલદી થવાનાં છે તે વીશે તું એ લોકને કશુબી કહેતી ના. તારૂં એકવીસમું વરસ પરમ દહાડે ઉગશે કની ? તે પછી તું તારી મરજી મુજબ કરવાને મુખત્યાર છે."

પેસુ પીલાત્યાંએ જે ખ્યાલ જેહાંગલના મનમાં ઉતપન કર્યો હતો, નાજાંને તવંગર માણુસ સાથે પરણતાં પોતે વચે આવીને તે અટકાવતો હતો અને સુખી થવા દેતો હતો નહીં એવો વીચાર પેસુએ જેહાંગલનાં મનમાં પેદા કીધો હતો, તે

યાદ આવતાં જેહાંબક્ષ નાજાંને તે વીષે પુછવા જતો હતો તેટલાં તો તહેમીના સાંમેથી આવી.

"સામેથી તહેમીના આવેછ." જેહાંબક્ષ બોલ્યો; "એને જોતાંજ મને ફરીથી યાદ આવેછ કે એને મેં ઘણાંક વરસોની વાત ઉપર કેડે જોઇતી."

તહેમીના આવી, જેહાંબક્ષને આવકાર દીધો; થોડી ઘણી વાતચીત ચલાવી અને જેહાંબક્ષ છુટો પડયો જયારે નાજાં અને તહેમીના બંગલામાં દાખલ થયાં.

બંગલામાં જતાં નાજાંને માલમ પડયું કે તેણીનો બુઝોર્ગ ખેરખવાહ અને મહેરબાન દોસ્ત સરદાર રતનજી કેરસાસ્પજી બોગા શેઠ ખાસ તેણીની મુલાકાત લેવાનેજ ત્યાં આવ્યો હતો અને તેણીને માટે તે ત્યાં ખોટી થયો હતો.

"સરદાર રતનજી, તમુને જોઇને મને બહુજ આનંદ થયો." નાજાં તે પોતાના મુરબી તોલના ગૃહસ્થને ભેટીને બોલી; "પણ તમુને શું છે? તમે એટલા ફીકા કાંય પડી ગીયાછ? તબીયત તો ઠીક છેની? ધનબાઇજી ને બીજાં ઘરમાં સઉ સારી પેઠે—"

"સઉ સારી પેઠે છે. દીકરી મારી, સઉ સારી પેઠે છે. મારીબી તબીયત સારી છે. તનની બીમારીથી મારો ચેહેરો ફીકો નથી પણ મનની ચીંતાથી હું ગભરાયલો છેઉં. મારા જેવો દુખી માણસ આખાં મુંબઇમાં કોઇ નહીં હોશે. હું તારી આગળ એક અરજ કરવા આયોછ, કારણ કે આ મારી ચીંતા તું સીવાય બીજું કોઇ ટાલી શકે નહીં.

"હું?"

"હા તું."

"બેસોની. જરા ધીરજથી કહોની. શું છે? શું મદદ કરૂં?"

"હું બેસી શકતો નથી." રતનજી ઉશકેરાયલાં મન સાથે

ઓરડામાં આમ તેમ ફેરા ખાતાં બોલ્યો; "મારૂં મન એટલું તો ઉશકેરાયલું છે, કે મારૂં ચીત બેસવા જેટલી ધીરજબી બક્ષતું નથી. મારી હકીકત કવડાશથી ભરપુર છે, અને સર્વથી માઠી વાત તો એ છે કે મને નીચુ પડવું પડે છે; મારાં મનમાં હું પોતે હલકો પડી ગયોછ."

તે ફેરા ખાતાં અટકયો અને નાજાંની સામે આવી ઉભો અને બોલ્યો:

"છેલ્લો થોડો વખત થયો પૈસાના બાબમાં અમો કેવાં સંકડામણુમાં આવી ગયાંછ તે તો તું બરાબર જાણેછ. પેલા ભીખાજી હીરાદલાલની ચમટીમાં આવી પડયોછ, તે ચાહે તો પળમાં ચોળી નાંખે. મારી સઘળી મીલકત તેને મારગીજ છે જેનું વ્યાજ કેદારનું પાકી ગીયુંછ. એક ઘડીમાં જરાબી ખબર આપવા વગર ટાંચ લાવી શકે, મારૂં સઘળું જપટ કરી શકે. વ્યાજની પૈએ પૈ મારે આજકાલ ભરી દેવી જોઇયે. મારા બંગલા મારા બાપદાદાથી મારા હસ્તકમાં ઉતરી આવેલા છે અને તેની જાળવણી કરવાને હું પવીત્ર ફરજથી બંધાયલો છેઉ. અમારાં ઘરેણા બહુ કીમતી છે અને તેની લાખોની આંકણી થાયછ. મેં તે ઘરેણા વેચીને મારા બંગલા ઉપરના મારગેજનું વ્યાજ અને ખુદ મારગેજની થોડી ઘણી રકમ ભરી દેવાનો ઠરાવ કીધો. તે ઘરેણા હું વેચવા લઇ ગીયો. ઝવેરીએ તે જોયાં અને જણાવ્યું કે તે ઘરેણા માહેલા સઘળા હીરા બદલીને કોઇએ ખોટા મુકેલા હતા, લાખોની જણસો માત્ર થોડા સો રૂપીઆની કીમતમાં કોઇએ બદલી નાંખી હતી."

"ઓ માયરે! પછી! તે કોણે બદલી નાંખ્યા? કોણે ચોર્યાં!"

"કોણે ? તે ચોરનારનું નામ દેવા અગાઉ મારી છાતી પર મને હાથ મુકવો પડેછ કે રખેને તે નામ દેતાં મારી છાતી જુસ્સા સમેટ ફાટી જાય, હઇડાંનો ધપકારો ગમના ફટકા હેઠળ બંધ થઇ જાય. નાજાં, તે ચોરનાર કોઇંજ નહીં પણ મારો પોતાનો દીકરો અને વારસ પેસુ છે !"

---

## પ્રકરણ ૮૬ મું.

### રતનજીની માંગણી.

પેસુએ આ ચોરી કીધી છે એવું રતનજીનું અનુમાન સાંભળી નાજાં તો હબતાઇજ ગઇ. તેણીએ પેહેલાં તો આ વાત માનીજ નહીં, તેનાં ભેજાંમાં તે ઉતરીજ નહીં.

નાજાં બોલી; "નહીં, નહીં. રતનજી, તમારી ભુલ હોશે. એ બની શકેજ નહીં."

"દીકરી નાજાં, એમજ બન્યુંછ. તે વીશે સેહેજબી શક હતે તો હું તે માનતેબી ને બીજા કોઇને તે વીશે કહેતેબી કે ? પણ એ વીશે હવે કશો શક રહેલોજ નથી. એને ચોરી કીધીછ તેની સાબેતી મને પેલા ભીખાજી હીરાદલાલે પોતેજ મેળવી આપીછ."

"તે કહે તે માનતા ના. તે તો જુઠો માણસ છે. તેને જુઠું અઠડાવી માર્યું હોશે."

"તે જુઠો છે, લુચો છે, ને કાવત્રાંબાજ છે એ વાત ખરી, પણ આ બાબતમાં તો મેં પોતે ખાતરી કરી લીધીછ. તે મારી ઉપર સીતમ ગુજારેછ, મારી મીલકત જપત કરવા માંગેછ, મારા દીકરાની ચોરી ખુલ્લી કરી મને બેઆબરૂ કરવ

માગેછ, ને મારૂં, મારાં કુટુંબનું અને મારા બાપદાદાના એક દાઘ વીનાના નામનું નખોદ વાળવા માંગેછ. એકજ સરતે તે આ બધું કરતાં અટકે, એકજ તેની માંગણી પુરી પડે તો તે મને છોડે. તે માંગણી શું છે તે તું સમજી કે નાજાં ?"

નાજાં સમજી. તેણીની સાથે ભીખાજીને સરદાર રતનજી પરણાવી આપે તો ભીખાજી રતનજીને છોડે એવી ભીખાજીની માંગણી હતી. નાજાં તે સમજી ગઇ.

"હા, નાજાં; એજ માંગણી તે કંગાલ કરેછ. આ મારી મુસકેલીમાંથી નીકળવાનો માત્ર મારે માટે એજ માર્ગ રહેલો છે. તે જે ધમકી આપેછ તે અમલમાં મુકવાની શકતી તે ધરાવેછ. મારૂં નખોદ વાળવા તે બેઠોછ, ને નાજાં તું તેમ થવા દેશે ? સરદાર બોગા શેઠનું નામ દાહેડાઓ થયા ડાઘ વનાનું રહેલું છે તે કીચલમાં જઇ પડશે. અમારાં કુટુંબમાં જો કોઇબી પહેલાં બદમાસ જનમ્યો હોય તો તે મારો દીકરો પેસુ છે. એ મારો દીકરો છે. અફસોસ, એને મારો વારસણી મને કહેવો પડેછ."

છેલ્લા બોલોથી જાણે રતનજી ગુંગળાઇ ગયો હોય તેમ ખંખારવા લાગ્યો અને પાછો ઓરડામાં આમ તેમ ફેરા ખાવા લાગ્યો, તે કેટલોક વાર એમજ ઓરડામાં ફર્યા કીધો અને પછી પાછો નાજાં સામે આવી ઉભો અને બોલ્યો:

"ખુદાની નજરમાં મેં ઘણાક અપરાધો કીધા હશે પણ માણસની નજરમાં તો મેં આબરૂદાર જીંદગી હમણા સુધીમાં ગુજારી છે. મારા બાપદાદાએ જે આબરૂ મેળવીછ તેની મેં પ્રમાણીકપણે જાળવણી કીધીછ. તે જાળવેલાં નામને હવે બટો લાગે તો તે મારાથી દેખી ખમાય નહીં મારાથી તે જોઇ શકાય નહીં. જો બીજી રીતે મને હેરાન કરવાની તે કંગાળે ધમકી આપી હતે તો જે થાય તે કરી લેવા હું

તેને કહેતે ને કશી દરકાર કરતેબી નહીં. જો તેની ચુપકીદી મારો જાન આપીને મળી શકને તો હું તે ખુશીથી આપતે ને તેને માટે મને કશું લાગતેબી નહીં. પણ મારાં કુટુંબની આબરૂ ઉપર ફટકો લગારવાની તે મને ધમકી આપેછ એટલે હું ત્યાં નાચાર થઇ પડયોછ. નાજાં, મારો તું બચાવ કરી શકશે ? મારૂં નામ, મારી આબરૂ, મારા કુટુંબની કિર્તી તું બચાવી આપશે ? સરદાર રતનજીએ કરગરીને પુછયું.

"એટલે તે કેમ ? ભીખાજી સાથે લગન કરીને ?" નાજાંએ પુછયું. તેણી જાણતી હતી કે તેજ તેની માંગણી હતી તોબી પોતાની ફરીને ખાતરી કરવા માંગતી હતી.

"તે સિવાય બીજો ઉપાય નથી નાજાં, બીજો રસ્તો નથી. એજ એક સરત તે ચંડાળ કરવા માગેછ. મારી દીકરી, આ માંગણી કબુલ રાખવાની મારી તને અરજ છે. જેહાંબક્ષને પુછી જો, મારી તરફથી અરજ કરી જો. તમે બંને વીચાર કરો અને પછી જવાબ દેવો. નાજાં, મેં મારા ખુદાને એક મોટો અપરાધ કીધોછ ને તેની મને આ સજા થાયછ. તે સજામાંથી બચવા હું બીજો મોટો ગુનાહ કરૂંછ, એમ મને મારૂં જીગર કહેછ. જે મારા દીલસોજ મહેરબાન દોસ્તને મેં વચન આપેલો તે હું તોડવા બેઠોછ; તારૂં રક્ષણ કરવાનો કોલ મેં બેહસ્તી કુવરજીને આપેલો ને આજે તે તોડવાનો અપરાધ મારાં સરપર હું ખેંચી લેઉંછ. એ બધું છતાં હું તારી આગળ અરજ કરૂંછ કે મને બચાવ, ઓ નાજાં, મને બચાવ !"

નાજાં શું જવાબ દે ? જે માણસથી દુર રહેવાને તેણીએ આટલી મુસીબતો ઉઠાવેલી, તેમજ હવે કબૂલ કરવાનો વખત આવ્યો. જે પ્યારા આશકને ખાતર તેણીએ દલદેસરી વેઠેલી તેનેજ છોડવાનો સમો આવ્યો. નાજાં તે કેમ

ખમે ! તેનાં જીગર પર પડેલો આ ગમનો પાહડ તે નાજુક નારી કેમ ઉઠાવી શકે !

"નાજાં, મારી દીકરી નાજાં, તું મને બાપ મીસાલ ચાહેછ, ને મારૂં દુખ સુખ તે તારૂંજ દુખ સુખ તું સમજેછ એમ જાણીનેજ આ અરજ કરતો હું તારી આગળ આવ્યોછ." નાજાંને ચુપ રહેલી જોઇ રતનજીએ પાછું કહેવા માંડયું; "જેહાંબક્ષની પણ મારી ઉપર સારી પ્રીત છે માટે તેબી મારો વીચાર કરશેજ. મારી નાજાં, મારી દીકરી નાજાં, આ વખતે મને તું બચાવ, પછી તો જેમ તારી મરજી. ખુદાની શું ગણત્રી હશે તે હું ને તું કેમ પીછાની શકયે ? કદાચ એમાં કાંઇ તે કરીમો રહીમની જુદીજ બાજી હશે. જો હોય તે, હું તો આજે તારો ઓસયાલો છેઉં. તારા પગ આગળ અરજ કરતો પડેલો એક અપરાધી, પાપી, ગુનાહગાર, બંદો છેઉં. તું મારો ફરેસ્તો છે, તું મારી તારનાર છે !"

એમ બોલી તે બુઝોર્ગ ગૃહસ્થ નાજાંના પગ આગળ ગુઠણ પર પડયો અને તે ઉંચ કુટુંબનો, ઉંચ હઇડાંનો, ખાલેસ, ખરો જરથોસ્તી બચો રડી પડયો.

નાજાંએ તેને હાથ આપીને ઉઠાડયો અને આખરે તેણી બોલી, તેણીનો અવાજ ફેરવાઇ ગયલો હતો, ઘાંટું સખત થઇ આવેલું હતું. તેણીએ કહયું:

"રતનજી, મારા મુરબી દોસ્ત, તમુને રડતાં જોવાથી મારી છાતી ફાટી જાયછ. તમારી પર આફત આવી પડી તો બસ હવે થઇ સુકું. આ જગથી મારૂં જીગર ઉઠી ગયુંછ, દુન્યાથી દીલ આરજુદેહ થયુંછ. પણ મારે જેહાંબક્ષને પુછવું જોઇયે, તેને સમજાવવો જોઇયે. હું તમુને વીચાર કરીને જવાબ કહેવસ."

"એક અઠવાડયું સુધી વીચાર કરજે, નાજાં; પછી જવાબ દેજે. આજે મારી મીનત અને કાલાવાલાથી તારો

વીચાર કરતો હોએ પણ કાલે વળી પાછો તારો વીચાર કરશે. હું પોતે આવશ નહીં; તેથી તું મારી હાજરીમાં શરમમાં પડી તારી મરજી વીરૂદ્ધનો જવાબ દેવાનો કદાચ તને વીચાર આવશે. તું લખી મોકલજે; માત્ર 'હા' અથવા 'ના' નો બોલ લખજે; હું ચેતી જવશ."

---

## પ્રકરણ ૮૭ મું.

### એક બનાવતી કાગજ.

પેસુ પણ પોતાના મુરબ્બી ભીખાજીને મદદ કરવામાં તન મનથી રોકાઇ ગયલો હતો. તેણે જેહાંબક્ષ ઉપર એક કાગજ, હરફ ફેરવવાની કોશેશ કરીને અને બઇરાંના જેવા દસ્કતે લખવાના ફાંફાં મારીને લખી કહાડયો અને જેહાંબક્ષ ઉપર મોકલી આપ્યો. તે મુરખાએ હરફ ફેરવવાની કોશેશ તો કીધી પણ તેમાં તે ફાવ્યો નહીં અને વળી પોસ્ટમાં તે મોકલતાં તેની ઉપર ટપાલ ઓફીસનો છાપ આવશે તેનો તેને ખ્યાલ કીધો નહીં. તે કાગજ જાણે દખણ હેદરાબાદથી નાજાંની બહેન દીનુએ લખ્યો હોય તેમ તેને જેહાંબક્ષ ઉપર લખ્યો અને એવું ઘેલું ગાડું ચીત્રી કહાડયું કે જેહાંબક્ષે તો તે જોતાંના વારમાંજ પીછાણ્યો. તે કાગજ પેસુએ નીચે મુજબ ખસરી કહાડયો હતો:

પ્યારાને લાયકીવાળા કદરદાન ભાઇજી સાહેબ જેહાંનબખશ, જત તમુને માલમ થાય જે કે હું હેદરાબાદમાં છેઉં ને મરવા પડેલી છેઉં. મારા બેઉ હાથ રેહી ગેયલા છે ને એક પ્યાલુંબી ઉંચકાતું નથી. તમુને મલવાને હું ઘણી ઇંતેજાર છેઉં--તમે સમજયા કની? તમે જલદી મને મળવા અહીં આવજો;

iાંહ ખાવો તો અહીં પાણી પીજો. મારે વરે દવા પીને સોહોરૂં સમારવાનાં જરદાળુ લેતા આવજો. મરી જાઉંરે બધી ૪૩૨ આવજો. નાજાંને કે કોઇને કહેતા ના. મારા પેટમાં દુખેછ તેથી વધારે લખાતું નથી ને વળી દીવોળી ગુલ થઇ ગીયોછ. મેચીસ લાવવાની અરથી નથી.

લી૦ દુવાગીર ને દુખી-દરદી-અફસોસ કરતી બેહેન

દીનબાઇ કુંવરજી શરાફ.

કાંઇ નહીં તો આ કાગજ માહેલાં 'તમે સમજયા કની ?' થીજ જેહાંબક્ષ ચેટી જતે. તે મુરખ પેસુને ભાન પણ રહયું નહીં કે જે માણસના બંને હાથ અડી ગયા હોય અને 'પ્યાલુંબી ઉંચકાતું નહીં હોય' તે કાગજ કેમ લખી શકે ? વળી દીવો ગુલ થઇ જવા પછી અંધારામાં બાકીની લીટી દીનુ કેમ લખી શકી હશે તેબી વીચારવાનું તે મુરખનું ભેજું હતું નહીં. છેલ્લાં મુંબઇનો કાગજ પર છાપ હતો અને તારીખ હેદરાબાદની હતી. આવો ગોટાલો કરી બેસી પેસુ એમજ સમજયો કે ગરીબ બીચારો જેહાંબક્ષ તેના હાથ ઉપર ઠાપ ખાઇ જશે.

દીનુ કયાં હતી, શું કરતી હતી અને કેવી સ્થીતીમાં હતી તે વીશે જેહાંબક્ષ પુરતું જાણતો હતો માટે પેસુની ગોઠવણુ સહનતરજ ભાંગી પડી. જેહાંબક્ષને આ મુરખાની મુરખાઇ પર બહુજ ચીડ ચડડી અને આ કાગજ લખવામાં તેની મુળ મતલબ નાજાંથી તેને જુદો પાડવાની હતી તે જેહાંબક્ષ ચેતી ગયો.

તે લાગલો પોતાને ઘરથી સરદાર રતનજીને ઘરે પેસુ ને મળવા ગયો પણ ત્યાં તેને ખબર મલી કે પેસુ તો ભીખાજીને ઘરે ગયલો હતો. તે દીવસે એક જશનનો મુબારક દીવસ હતો માટે ભીખાજીએ પોતાને ઘરે પોતાના ભગીબના

બનેવીને જમવા તેડેલો હતો અને અને તેની ખીદમત કરવાને માટે—અને નહીં કે સાથે જમવાને માટે—ભીખાજીએ પેસુને બોલાવ્યો હતો.

સઘળાં ખાનું ખાઇ રહેલાં હતાં અને દીવાનખાનામાં નાચ ગાયણની મોજમાં પડેલાં હતાં અને ચમપીનનો બહાર પુર જોરમાં ચાલી રહેલો હતો. પેસુને સોરાબજી કુમજી હોમજીએ દુરથી પોતાની આગળ તેડયો. પેસુ કાંઇક લીંગર થયલો હતો અને સોરાબ પણ જરા લહેરમાં હતો. પેસુને સોરાબે કહયું :

" પેસ્તનજી, જરા ભીખાજીની આગળ જાઓ, ને કહો કે હું જશન સાહેબની સલામતી ચાહુંછ."

ભીખાજી આ મોટાં કુશાદે દીવાનખાનાને પેલે છેડે બેઠો હતો ત્યાં પેસુ ગયો અને બોલ્યો : "સોરાબજી કહેછ કે જેક શન સાહેબની સલામતી લેવો."

"જેકશન સાહેબ વરી કોણ મુઓછ ? એબી તઇયાર છે ને તારાબી છેડા ફેરફાર છે. મરી રહે એક તરફ !" ભીખાજીએ ફફડીને કહયું.

ભીખાજીનો ભવીષનો બનેવી જશન સાહેબ ઉર્ફે જેકશન સાહેબની સલામતી લેવાડવામાં રોકાયલો હતો ત્યારે ભીખાજીની બેહેન વળી ફરંગી બોયના કાલાવાલા કરવામાં ગુંતાયલી હતી. તેણીએ ફરંગીને કહયું:

"જા તો, મરી જાઉં, જરા ચમપીનને બદલે, ગલાસમાં મોવરૂં નામી લાવ. મુઓ ચમપીન તો કોરાંનાં પાની જેવો લાગેછ. જરા સવાદબી નહીં મળે."

"બાઇ સાહબ, ઘેરમાં મોવરૂં નથી."

"તો ઓવાય ! મુઆ બહાર પીઠાંના શું ટોટા પડયા. જાની, પાવલીનું પાસેર લેઇ આવ. લે પાવલી." બાઇએ નોકરને ફરમાવ્યું.

આ વખતે એક નોકરે આવીને પેસુજીને કહયું.

"તમુને બહાર, કોઇ પારસી મળવા આયોછ."

"કોઇ બેલીફ તો નથી? વારંટ તો નથી લાયો?" પેસુએ ઘભરાઇને પુછ્યું.

"નહીં રે સાહબ, કોઇ સારો માણુસ લાગેછ."

પેસુ બાગમાં આવ્યો અને ત્યાં તેને મળવા આવેલો પારસી–જેહાંબક્ષ–મળયો. પેસુએ તેને જોતાંજ ભવાંનો ચીલ્લો ચહડાવ્યો.

"કેમ રે શું માંગેછ? ખાવાનું વધેલું માંગવા આયોછ કે? હેં!"

"તારા જેવા ટુકડખોરને માટે તે રહેલું છે. સીંહ દશ દહાડા ભુખે મરે પણ ઘાસ ખાય નહિ. કંગાળ, મોહોડું સંભાળીને બોલ!"

"પણ હવે ફીલસુફી છોડી દેની? તું કહેવા શું માંગેછ તેજ કહેની?"

"આએ કાગજ તેં મારી ઉપર લખ્યો કે?"

"કાગજ શું ને વાત સું? સારા માણુસને ગરે પડતાં શરમ નથી આવતી?

"સારાં માણુસને માટે હું હંમેશાં માન ધરાવુંછ, પણ તારે માટે નહીં. તું જુઠો નીચ કુતરો છે. આએ તવંગર માણુસના જુત્યાં ઝટકનાર, ખાનદાનને એબ લગાડનાર, કુટુંબનું નામ ડુબાડનાર, ટુકડેખોર, કંગાળ કોહલું છે. હું તુને પીછાની ગીયોછ; યાદ રાખજે?"

"તારા આ બોલ માટે હમણા ને હમણા માફ માગ નહિ તો—"

"નહીં તો શું કરશે? તારા જેવા પાસે માફ માંગું? તુંને ઠોકરે ઉડારૂં તો થોડું છે, તારી ડોકી પકડીને મરઘીની ક્રાની મરડી નાંખુ તો તેમાં પાપ નથી."

"એટલે, પણ એટલી બધી તું શાની મારી સાથે તકતક કરેછ? તારા બાપનું મેં શું ખાધું પીધું?", પેસુ હવે ભડકયો અને બે પગલાં પાછળ હઠીને બોલ્યો.

"ઉભો રહે." તેનો હાથ કાંડીમાંથી મજબુત પકડીને જેહાંબક્ષે તેને કહ્યું. "ઉભો રહે ને સાંભળી લે. દીનુ હમણા કયાં છે ને શું કરેછ તે હું બરાબર જાનુંછ. તે પોતાનું નિરદોષપણું સાબેત કરવાની તઇયારીમાં છે. અને ખરો ગુનાહગાર થોડા વખતમાં પકડાઇ આવશે, તે ગુનાહગાર પકડાશે તારે તમારાં સઘળાંનાં મોહડાં કાળાં થશે. હુશીયારીમાં રહેજે બચ્ચા, તમારો બધાનો દોરનો દહાડો કાંઇ હંમેશ રહેવાનો નથી.

એટલું બોલી જેહાંબક્ષ તો ત્યાંથી ચાલી ગયો પણ પેસુ તો પુતલુંજ થઇ ગયો. તે સમજયો કે જેહાંબક્ષ સઘળું જાણતો હશે અને જેહાંબક્ષના હાથમાં તેની મુડી સપડાઇ હશે.

---

## પ્રકરણ ૮૮ મું.

### સરદાર રતનજી મોતને ખીછાને.

જેહાંબક્ષ પોતાના દુઃખી માત-પીતાને મલવા ગયો હતો. જેહાંબક્ષની માતાની તબીયત સુધરી હતી પણ જીગર તો હજી દીકરાના ગમમાં બીમારજ હતું.

જેહાંબક્ષની માતા રતનબાઇએ કહ્યું: દીકરા જેહાંબખસ તહેમુરસના ખુનીનો પતો હજુ નહીં મળ્યો? તે ખુની મુઓ કારે પકડાશે? પેલી ચીની દોઝખમાં ગેયલીનો ઠાર કાંહ થશે? તે ચીનીનો પત્તો પોલીસ હજી સોધી નહીં કહાડતી?"

"તે ચીનીનો પોલીસે પટો મેળવ્યોછ, માયજી." જેહાંબક્ષે જવાબ દીધો. "પણ માયજી, તમે ને બાવાજીને મારા કરતાં તહેમુરસનું વધારે લાગતું હોય એમ મને લાગેછ."

પણ આ સવાલનો રતનબાઇ અથવા ધનજી કાંઇ જવાબ દે તે અગાઉ તો એક માણસ દોડતો ત્યાં આવી લાગ્યો. સરદાર રતનજીનો તે નોકર હતો. અને સરદાર તરફથી એક કાગજ તે રતનબાઇને નામનો લાવ્યો હતો. સરદાર રતનજીએ પોતાને હાથે તે કાગજ લખ્યો હતો નહીં પણ રતનજીના ઘરના કારભારીએ તે ઉતાવળે હરફે લખ્યો હતો. તે નીચે મુજબ હતો.

"બાઇ સાહેબ રતનબાઇને માલમ થાય જે સરદાર રતનજી બોગા શેઠ બહુજ બીમાર છે. દાદર ઉપરથી પડી જવાથી બહુજ જોખમાયાછ જીવવાની આશા નથી. તમુને તેવણ મળવા માંગેછ. ઉતાવળે આવજો.

"જીવવાની આશા નથી! રતનજીની જીવવાની આશા નથી!" જેહાંબક્ષ બોલ્યો, "કેવો દીલસોઝ ભલો ગ્રેહસ્થ, અને તેનો કેવો અંત. ખુદા-ખુદા!"

"જા, રતન, તું ઉતાવલી થા!" ધનજી બોલ્યો, "એ એકાએક શી આફ્ત! મારો હેડ, મારો મુરબી! એને કાંઇક હું થાહે તો બહું માઠું બનવાનું. અરરર, કેવો ભલો મનીખ! તું જા, ઉં હાંજના આવા. મારો જીવ માનવાનો નીહ. અરે મારો હેડ રે, મારો હેડ; તુને હલામત રાખે, ને ખદાય તારી માંદગી પખોરી લાખે, રે મારા બાપ, જીવતો રહેજે રે."

"મરે રે, આએ શું આફ્ત! ચાલ રે હું તો જાઉંછ. અર, અર, અર! કેવો માણુસ ને આએ શું? અરરરર." રતનબાઇ બોલી.

"માયજી હું બી તમારી સાથેજ આઉંછ, મારો બી જીવ માનતો નથી." જેહાંબક્ષ બોલ્યો; "હું બી તેવણને મલું. બીચારાને ખુદા સારૂં કરશે, અકરાવો ના."

બંને મા દીકરા નીકળ્યાં અને ત્રેનમાં બેઠાં. ત્રેનમાં બેસવા પછી જેહાંબક્ષે પોતાની માતાને પુછ્યું.

"માયજી તમુને શેઠ શું કરવા બોલાવતા હોસે વારૂ? કાંઇ કામ હોસે?"

"જોની દીકરા, એવન નાલા ઉતા તારથી હું એવનની પાસેની પાસેજ રહેતીતી. તેથી જાને આપની પર મહેરબાની ને તેથી બોલાવી હશે."

ત્રેન આગળ વધતી હતી તોપણ આ અધીરા પડેલાં મા દીકરાને આ મુસાફરી છેડા વનાનીજ હોય તેવી લાગી. આખરે કોલાબાના સ્ટેશનપર ગાડી ઉભી રહી અને તેઓ સરદાર રતનજીને બંગલે જઇ પુગ્યાં. બંગલાના ઓટલા પરજ પેસુ પીછ્ાત્યું ઉભેલો હતો.

"કોણને પુછોછ બા?" પેસુએ ટકોરમાં જેહાંબક્ષને સવાલ કરયો.

"તમારા બાવાને હું જોવા આગોછ." જેહાંબક્ષે ઠકોરમાં જવાબ દીધો.

"મારા બાવાએ તમુને તો બોલાવ્યા નહીં હોય?"

"સરદાર રતનજીએ મારાં માયજીને બોલાવ્યાંછ." જેહાંબક્ષે જણાવ્યું, "ને હું મારાં માયજીની સાથે અહીં આયોછ. તમે બરાબર જાણો છો તેમ તમારા બાવા મારા મહેરબાન મીત્ર થાયછ અને મારા મરહુમ સુરબી મી૦ કુંવરજી શરાફની તેવણે જગા રાખીછ. એવણ બીમાર છે એમ હું સાંભલું, તોબી આઉં નહીં, એ બનવા જોગ નથી."

"ખરેખર! તુંને મારા બાવાજીને જોવા આવવાનો શું હક છે તે હું સમજી શકતો નથી. તારા ઉપરાંત બીજા સેંકડો માણસના મારા બાવાજી તો દોસ્ત થાય છે પણ તે બધાજ આવીને નથી કહેતા કે અમે તેવણના બીછાણા આગળ જઇને અમે તેવણને મલી આવ્યે. હવે તું આયો તારે હું તુંને ધકેલો મારીને બહાર કહાડવા માંગતો નથી. તારી માયને કહે કે પાછલે દરવાજેથી ઘેરમાં આવે. ચાકરડાંઓ આગળે દરવાજેથી આવે તે કાંઇ સારૂં લાગતું હોશે?"

"નહીં, નહીં:" જેહાંબક્ષ બોલ્યો, પણ તેની માતાએ તેને અટકાવ્યો.

"નહીં દીકરા, વચ્ચે ના બોલ. પેસતનજી શેઠ બરાબર કહેછ. તારા ને મારા વચ્ચે ફરક છે. તું આગલે રસ્તે જઇ શકે પણ અમુને તો પછવાડેનેજ દરવાજે જવું જોઇયે. તું અંદર સીધાર, દીકરા જેહાં હું પછવાડેથી આઉંછ."

"તારે હુંબી તમારી સાથે પછવાડેથીજ આઉંછ." જેહાંબક્ષ બોલ્યો.

"તેં આજે ખરેખરી અક્કલ ખરચી જેહાંબક્ષ." પેસુએ ટકોરમાં ટાહુકો પુર્યો; "તારામાં ને એનામાં વળી ફરક શું છે? જેવી માય તેવો દીકરો. ચાકરનો દીકરો તે ચાકરજ. તમે સમજયા કની?"

"હું શું સમજયો તે તારા બાવા સીક નહીં હોતે તો દેખાડી આપતે." જેહાંબક્ષ દાંત કચકચાવીને બડબડયો; "આવો માયજી, પછવાડેથી જઇયે."

તેઓ પછવાડેથી બંગલામાં ગયાં. ત્યાં તેઓને માણુસો મળયાં અને ખબર કહાડતાં જણાયું કે રતનજી શેઠને ગાલીચાની આંતી લાગવાથી આખે દાદરેથી તેવણ ગબડી પડયા હતા અને તેમના કલેજાને ભારે ઇજા પુગી હતી જેથી

તેમનાં જીવવાની આશા રહી હતી નહીં. રતનબાઇ આ વાત સાંભળી બેઆખતયાર રડી અને જેહાંબક્ષની આંખો પણ આંસુથી ભરાઇ આવી.

સરદાર રતનજીએ હુકમ આપી મેલ્યો હતો કે રતનબાઇ જેવી આવે કે તરતજ તેણીને તેના ઓરડામાં મોકલવી. રતનબાઇના આવી પુગવાની ખબર સરદારને કરવામાં આવી અને તે સાથે જેહાંબક્ષ આવ્યો હતો તે પણ તેને જણાવવામાં આવ્યું. સરદારે ને બંને જણાઓને તરતજ પોતાના બીછાણા આગળ બોલાવ્યાં.

ત્યાં બીછાણામાં સરદાર રતનજી લાઇલાજ પડેલો હતો. તેનો દમામદાર ખુબસુરત ચેહેરો કરમાઇ ગયો હતો અને દુઃખની નીશાનીઓ ચહેરા પર પ્રગટ જણાતી હતી. સરદારે જેહાંબક્ષ તરફ જોયું અને કહયું:

"જેહાંબક્ષ, તું આવ્યો તેથી હું ઘણો ખુશી છેઉં. તું આવ્યો તેમાં ખુદાનો પોતાનો હાથ છે એમ હું જોઉંછ. ખુદા તારી મરજી, તારી મરજી!"

"મારાથી આવ્યા વગર રહેવાયું નહીં." જેહાંબક્ષે કહયું; "તમોએ મને બોલાવ્યો તો નહીં પણ મને તમોને મળવાનું બહુજ મન થયું. તમોએ મારી તરફ હજારો મહેરબાની કીધીછ પણ તેનો હજારમે ભાગે હું બદલો વાલી શકયો નથી."

સરદાર રતનજીએ બેચેનીમાં પોતાનું માથું આમ તેમ ફેરવ્યું.

"મારા છોકરા, હવે થયલી વાત ભુલી જા, ગયલા વખતના બનાવો વીસરી જા." રતનજી બોલ્યો; "મારી ખાતરી છે કે ઘણું તો આ બદનનાં ભારે દુઃખ વચે હું એક બે દહાડા જીવસ. હવે મારી જીવવાની અગતબી નથી, અને જીવવા ગમતુંબી નથી. જે કંગાળ દુઃખ ભરી જીંદગી હવે

પછી મારે માટે રહેલી હતી તે છીનીને ભોગવવાના કરતાં હજાર વખત મરવું ભલું. મોહોત મને આવી મલશે તો ઘણાક સવાલોનો ફડચો થઇ જશે અને તેમાં ખુદ તારી નાજાં તો એક કઢંગા સંકડામણમાંથી મોકલી થશે."

આ બોલોની સમજ જેહાંબક્ષને પડી નહીં. તેણી તે વીષેની સમજ માંગી તે બીમાર અને બેચેન બનેલા શેઠયાને છેડવાનું જેહાંબક્ષને ગમ્યું નહીં. જેહાંબક્ષને નાજાં સાથની સરદારની મુલાકાતની વાત જણાઇ હતી નહીં અને જેહાંબક્ષના ચેહેરા પર ગુંચવાડાની નીશાની જોઇ ખુદ સરદાર રતનજીએજ ખુલાસો કર્યો.

"બે ત્રણ દહાડાની વાત ઉપર હું નાજાં આગળ ગીયોતો ને મેં તેને મારી તરફની એક અરજ કીધીતી." એમ કહીને પોતાની સાથે નાજાંને થયલી સઘળી વાત રતનજીએ ટુંકમાં કહી સંભળાવી અને પછી રતનજી બોલ્યો.

"નાજાં પોતાની તરફનો જવાબ આ અઠવાડયાંની આખરીએ મને પુગાડવાની હતી. તુંને નાજાંએ એ બાબદ વીસે કશું કહયું હતું કે?"

"નહીંજી."

"તેણીને કહેવા ગમ્યું નહીં હસે. જયારે તું તેને ફરીને મસે ત્યારે કહેજે કે જેબી મેં તેને કહેલું છે તે સઘળું તેણીએ તુને જણાવવું. વળી કહેજે આ તો જરૂરજ કહેજે કે હવે મને મારી અરજ કરવી નથી, મારે ખાતર તેણીએ હવે કશો ભોગ આપવો નહીં. મોહોત મારી સાંમે આવી ઉભુંછ અને હું જોઉંછ કે નાજાં જો મારી અરજ સ્વીકારસે તો હું બેવડો ગુનાહગાર થવશ. તે જો પોતાનાં જીગરના હુકમ મુજબ ચાલશે તો ખુદા મને મારા ગુનાહની સજા કરતાં દયા કરશે.

"જેહાંગક્ષ, હવે થોડો વખત તું ઓરડાની બહાર જા. ડાકટરને અને નર્સનેબી કહે કે તેઓ બહાર જાય. તારી મા સાથે મને થોડો વખત એખલું રહેવું છે. બીજાઓનેબી કહેજે કે હું અથવા તારી મા બોલાવે નહીં ત્યાં સુધી કોઇએ ઓરડામાં આવવું નહિ. તું જતો ના રહેતો. બંગલામાંજ રહેજે. હું તુને પાછો મારી આગળ બોલાવવાનો છેઉં."

## પ્રકરણ ૮૯ મું.

### છુપું ફરમાન.

સરદાર રતનજીના ઓરડામાંથી સઘળાંઓ બહાર નીકળ્યાં અને સરદાર, રતનબાઇની સાથે ઓરડામાં એખલો પડયો. જેહાંગક્ષ ઓરડાની બહાર નીકળયો કે ઓરડામાં જવાને પેસુએ બારણાનાં કડાં ઉપર પોતાનો હાથ મુકયો.

" પેસતનજી, તમારા બાવાએ કેહલુંછ કે હું બોલાવું નહીં ત્યાં સુધી કોઇએ ઓરડામાં આવવું નહીં. " જેહાંગક્ષે પેસુને તેના બાપનો હુકમ જણાવ્યો.

" વાહરે, જાણે ઘરનો ધણી તું પોતેજ હોય તેમ હોકમ કરતો દેખું." પેસુએ કહયું; " હવે એ પતરાજ છોડી દે; એક બે દારા પછી તો ઘરમાં પગ મુકવાનાબી વાંધા પડશે. ઘરનો ધણી હું, ને બહાર નીકળ તું ! તેવી વાત કાંહથી લાયો ?

જેહાંગક્ષે પેસુને કોઇ દીધું નહીં અને ત્યાંથી ચાલી ગયો પેસુનું તો ઓરડામાં જવાનું ઘણું મન થયું. અને તેનો બાપ પોતાના આગળા નોકરની બાયડી સાથે શું વાતો કરતો હતો તે

જાણવાને તે ટલપી રહયો. ઓરડામાં બારણા વાટે તે જાય તો કામ બગડી જાય તેમ હતું. માટે તેણે બીજી યુકતી લડાવી. તે પાસેના ઓરડામાં દાખલ થયો અને તેની મોરીમાં થઈ હળવેથી બારીવાટે પોતાના બાપના ઓરડાની મોરીમાં ગયો અને ત્યાંથી એક મોટા ભારી પરદા પાછળ ભરાઇને ઉભો.

ઓરડામાં બીમાર રતનજીને તેણે હવે બોલતાં સાંભળયો. " રતુ, પહેલાં બારણું અંદરથી બંધ કરી, ઇસતાપરી દે."

રતનબાઇ બારણું બંધ કરી તેને સ્તોપર દઇ આવી અને પછી રતનજીએ તે ભલી ઘરડી બાઇને પોતાના બીછાણાની આગળ ખુરસી પર બેસવાની ઇશારત કીધી.

" હું તુંને મળવાને બહુંજ ઇતેંજાર હતો. તુંને મલવા અગાઉ રખેને હું મરી જાઉં એવી મને ધાસ્તી ઉતી. ખુદાનો આભાર થયો કે મારો ને તારો મેલાપ મારાં મરણ અગાઉથી થઇ ગયો. મારી માની તેં ગરજ સારીછ, એક બહેનથી તું વધારે દીલસોઝ રહીછ અને હવે છેલ્લાંબી તારીજ મને મદદ જોઇએછ. મારા તકયા હેઠળ કુંચી છે તે બહાર કહાડ. એ કુંચીઓ હું બીછાણે પડયો કે તરતજ માંગીને મારી પાસે મેં રાખીતી. કુચી માગીને બીમાર માણસ પોતાની પાસે રાખે એ તો ખુદરતી છે. પણ બીજું કાંઇ માંગે તો ચાવાચાવી થાય. મારી ધનબાઇજી તો બીલીમોરે પોતાની બેહેનને ઘેર ગેઇછ. ને તે બીજા બે ચાર કલાકમાં આવી લાગશે, વાસ્તે જે મારી નેમ છે તે પાર ઉતારવાનો મને ઘણો સારો લાગ મળયોછ."

ઘરડી રતનબાઇએ તકયા હેઠળ હાથ નાખી કુચીઓ બહાર કહાડી. બીછાણાની નજદીકમાં આવેલી એક કબાટ દેખાડીને સરદાર રતનજી બોલ્યો :

" આ કબાટ ઉંઘાડ ને એમાં એક ખાણું છે તેની ઉંઘાડ. તેમાં એક ચોર ખાણું છે એણી ખોલ્લું કર. આ તેની ત્રણ કુચી છે. એ ચોરખાનાગમાં એક નાહ્નો કેશ બોક્ષ છે તે મારી આગગ કહાડી લાવ."

રતનબાઇએ સરદારના ફરમાવવા મુજબ કર્યું. અને તે દાબડો જોઇ સરદારે એક જોરમાં હાય ખેચી. તે દાબડો ઉંઘાડવા સરદારે એશારત કીધી તે મુજબ રતનબાઇએ કર્યું. રતનજીના હાથ અને હોથ આ વેળા ધ્રુંજતા હતા અને કપાળ પર પરસેવો ફુટી નીકળયો હતો; તે દાબડામાં કેટલાંક કાગજયાં હતાં જે સરદારે પોતાના હાથમાં લીધાં અને પુછયું.

" આએજ તે કાગજયાં કે ? જો તું-ખાતરી કર રતું "

" હાજી, એજ તે કાગજયાં."

" આહ ! "

તે બીમાર માણસે જોરમાં દમ ખેંચ્યો. તેણે તે કાગજયાં પોતાની છાતીએ દાબ્યાં અને તે ઉપર ફરી અને ફરી ચુંમીઓ લીધી અને તે બહુંજ ધીમા અવાજે બર બરડયો :

" શીરીન, શીરીન, મારી પ્યારી શીરીન ! "

પછી સરદારે રતનબાઇને કહયું : " આ કાગજયાંને હું વરસો વહી ગયા પછી આજે પાછો જોઉંછ. મને એ કાગજયાં જોતાં ધાસ્તી ઉપજતીતી. પણ હવે મારી ધાસ્તી મરી ગેઇછ, હવે મને કસો ડર લાગતો નથી. હું ખુદા આગળ ખાલેસ દીલથી અરજ કરુંછ કે હજી અમારો ભરમ ઘાંકવાની હું તો કોશેશ કરીનેજ જવશ. પણ ઓ પરવરદેગાર, તુંને બરહક લાગે તે કરજે, જો તારી નજરમાં વાજબી લાગે તો હકદારને

તેનો હક બજાજે. રતુ, જો ધ્યાન ધરીને સાંભળ; મારા મુવા પછી બીજેજ દહાડે આએ કાગજ્યાં કહાડી તે બાળી નાંખજે. એકકે એક એની કાપલી સળગાવીને રાખ કરજે."

"ત્યારે હમણાંજે બાળી નાંખોની." રતનબાઇએ સુચના કીધી.

"નહીં, નહીં; મારી છાતી તેમ કરવાને ચાલતી નથી. મેં કહ્યુંછ તે પરમાને કરજે રતુ; જો ભુલતી નાં. એ કાગજ્યાં જો રેહયાં તો બધું ઉંધું ચતું થઇ જશે."

" વારૂં મરૂં, તમારા કહેવા માફક કરશ."

"એને માટે કોઇને કહેતીબી ના, કોઇને એ કાગજ્યાં દેખાડતીબી ના." રતનજી બોલ્યો. "કદાચ મારા ભઇ મુંબઇ આવશે, પણ તેવણુનેબી એનો સનસારોબી ખબર નહીં પડે જો. બસ, છુપું કામ કરજે ને મારા રૂહના આશીરવાદ મેળવજે. મારૂં કહેલું તું બરાબર સમજી કે રતું ?"

"જી, હા સમજી; બરાબર સમજી."

"ઠીક છે; ત્યારે આ કાગજ્યાંવાળો દાબડો પાછો મુકી દે. એની કુચીઓ તું તારી પાસેજ રાખ. કુચી સંભાળજે, કેઠે પડી નહીં જાય."

સરદાર એટલું બોલી થાકીને પલંગપર નીસાસ થઇ પડયો.

---

## પ્રકરણ ૯૦ મું.

### પેસુને અણગમતી ખબર.

રતનજીએ પોતાની વીશ્વાસુ દાસી સાથે વાત કરી લીધી અને તે પછી એ કલાક ગયા નહીં તેટલાં તો ઘરમાં ગડબડ

શરૂ થઇ ગઇ. ડાકટરો અને નર્સની ધમાલ ચાલી. ભીખાજી આવી પુગ્યો અને નાજાં પણ આવી પુગી. ધનબાઇજી બીલી મોરેથી સહવારના પહોરમાં આવી ચહડી અને તેણીએ રડતી આંખે રતનજીની ખબર અંતર પુછી પોતાનો ગમ ભુલાવવા પોતાનાં ઓરડામાં જઇ કસતુર્યા મુર્ગનું કીરતણ ચાલું કીધું.

રતનબાઇને તો રતનજીની આગળની આગળજ રહેવા દેવામાં આવી, કારણકે રતનજીના નહાનપણથી તે તેની માવજત કરવા રહેલી હતી અને રતનજીની સગવડ સંભાળવાનું તેણીને હાથે આવી રહેલું હતું.

નાજાંને રતનજીએ પોતાના બીછાણા આગળ બોલાવી અને નાજાંને કોટી કરી બહુજ પ્યારથી રતનજીએ કહ્યું: "દીકરી, હવે જે વખત જાયછ તેમાં હું તારા બાવાને જઇને મલસ. નાજાંની છાતી તો ફાટ-ફાટ થતી હતી. પોતાનું રડવું અને દચદાં તે બહુ મુશ્કેલીથી અટકાવવા માંગતી હતી પણ ખુદરતનો તે ઉભરો ઉભાતો કેમ અટકે ?

રતનજીએ આગળ ચલાવ્યુ: "મેં જે માંગણી થોડા દહાડા ઉપેર તારી આગળ કીધીતી તેને વરે એટલુંજ કહેવાનું છે કે તારાં જીગરની જે લાગણી હોય તે મુજબ વરતજે. ખુદાને હાજર નાજર જાણીને કહેઉંછ કે તું તેં જેહાંબલ્લુ સુખી થાવો એ જોવાને હું રાજી છેઉં. ભીખાજી સાથે તું પરણે તો તારી મરજી. કદાચ તુંને ભીખાજી સાથે પરણવાની લાલચ થાય એબી બનવાજોગ છે."

"નહીં, એવી લાલચ મને થતીજ નથી. કોઇ બીજી બૈરીઓને એવી લાલચ કદાચ થતી હોશે પણ મને તો નથીજ થની." નાજાંએ ઠરાવ ભરેલા અવાજથી કહ્યું. "એની સાથે પરણવાના કરતાં કુંવારી રહેવાનું, બલકે મરવાનું વધારે પસંદ કરૂં."

"બસ ત્યારે; તારી લાગણી મુજબ કરજે; હવે હું તારી પર દબાણ કરતો નથી."

જ્યારે ઉપલી વાત રતનજી બોગાશેઠ નાજાં સાથે ચલાવતો હતો ત્યારે રતનજીનો દીકરો અને વારસ પોતાના બાપના સોલીસીટર સાથે વાતે બેઠેલો હતો.

"મારા બાવાજીની બધી મીલકત હમણા તો નીશાલે બેસાડેલી છે, ને વ્યાજ ઉપર એટલું ચહડી ગીયુંછ કે તેમાંથી છુટવાનું ભારી પડી જવાનું." સરદારના બેતાળનો વારસ થનાર પેસુ બોલ્યો; "બીચારા બાવાજીને શેરોમાં ને બીજાં કાગજયાંઓમાં જબરા ફટકા લાગા, ને તેમાં પેલા મુજી કુંવરજી શરાફે પુરા ડુબાર્યા. બધી રોકડ ને બીજી દોલત તેની પહેડી ડુબવાથી ઘસડાઇ ગેઇ. આએ બંગલો, બીખાજી વાપડેછ તે બંગલો, ને વાંદરાનો 'સરદાર મહેલ' સઉ મારગેજ છે. પેલા બીખાજી હીરાદલાલે તે મારગેજ રાખ્યાછ ને કોઇબી ઘડીએ તે ટાંચ લાવે તો હું અજબ થાઉં નહીં. તમે સમજ્યા કની?"

"એ બહુ દલગીરીની વાત છે." સોલીસીટરે જવાબ દીધો; "સરદાર રતનજી એવા સખી દસ્તના માણસ છે કે પોતાનો વીચાર કરતાજ નથી. એવા સખી સ્વભાવના માણસને તો પરવરદેગારે કારૂનનો ખજાનો આપવો જોઇએ."

"અરે શેઠ મારા, એને તે તમે સખાવત કહેશો? ઘરનાં પોર્યાં ઘંટી ચાટે ને પડોશીને આટો ભાવે! તમે સમજ્યા મારા બાવાજી સાથે તમુને તો ઘણી દોસ્તી છે. એવણુને તમે એ બાબતમાં સમજાવ્યા કાંય નહીં?" પેસુએ સવાલ કર્યો.

"મેં કહેલું, બે ત્રણ વખત કહેલું; પણ માને કોણનું? લોબી મારે કહેવું જોઇએ કે એવણના જેવો સ્વભાવ આપણા

લખપતી અને ક્રોડપતીઓનો હોય તો પારસીઓમાં સહેજબી લાચારી નજર પડેજ નહીં."

"એ વાતબી તમે ખરીજ કેહી પણ બાવાજી તો બધા-નેજ રેડી દેતાતાની, તે મને ગમતું'તું નહીં. પેલો જેહાંબક્ષ મેહેતો છેની, તેને તો બસ આપવામાં આધું પાછું જોયજ નહીં. તમે સમજ—એ જેહાંબક્ષને વરે તમેબી જાણતા તો હોસોજ. કેવા એ છોકરા પછવારે બાવાજી ખુવાર થયલા!"

"હા, હા. હું તે બરાબર જાણુંછ. પણ તમારા બાવાજી તો હમેશાં એ જવાનને વાસ્તે બોલતાં કહેતાતા કે એ ખરો ગૃહસ્થ માણસ ને લાયક છોકરો છે ને એની જોડી મલવી મુશકેલ થઇ પડવાની. ગયાં અઠવાડીયામાં તમારા બાવાજીએ મને ઉતાવળે તેડી મંગાવ્યો તો તેનુંબી કારણ એજ હતું." સોલીસીટરે પેસુને યાદ આપી.

"હા, હા, મને યાદ છે. તે પછી બોલાવીને જેહાંબક્ષને વાસ્તેજ કહયું કે?"

"જેહાંબક્ષને તમારા બાવાજીએ જે કાંઇ પોતાનાં વીલ મારફતે આપ્યુંછ તે પુરતું નથી એમ તમારા બાવાને લાગું ને તેથી તેવણે તેને વધારે આપવા ફેરફાર કરાવ્યો."

"તારે તો બાવાજીએ આએ જેહાંબક્ષને નેહાલ કરી નાંખ્યો હોશે?"

"તમારા બાવાજી પાસે મોટી દોલત હોતે તો બેશક જેહાંબક્ષને તેઓ નેહાલ કરતે એમાં કશો શક નથી. પણ હવે તો ઘણું થોડું બાકી રહયુંછ તેથી સારી રકમ એના નામ ઉપર કીધીછ. હાલમાં તમારાં કુટુંબની નાણાં સંબંધી સ્થીતી આવી બગડેલી છે છતાં જેહાંબક્ષને આટલું આપ્યું ત્યારે મેં એવણનું ધ્યાન ખેંચ્યું પણ સરદારે મને માત્ર એટલુંજ કહ્યું કે એને જેટલું આપું તેટલું થોડું છે. પછી

હું કાંઇ બોલ્યો નહીં. સોલીસીટરે પેસુને એવી વાત કહી કે પેસુના પેટમાં ફુલાં દોડવા લાગ્યાં.

ખુદાનો તો પેસુને ડર હતોજ નહીં, કારણ કે ખુદાની ખરી ખુબી પીછાણવાથી તે હીચકારો કંગાળ બેનસીબ હતો; પણ તેને ઇનસાફ અને ફાંસીના લાકડાંનો ડર હતો; તેવો ડર જો તેને નહીં હતે તો સોલીસીટર આગળથી ઉઠીને તે સીધો જેહાંગીર આગળ જઇ તેના ગલાંમાંથી છુરી ચલાવી દેતે.

---

## પ્રકરણ ૯૧ સું.

### બે જુના મીત્રો.

એક ઇરાનીની દુકાનમાં આપણો ઇષ્ટ મિત્ર લાડુમલ બેઠો હતો અને બહુ ચતુરાઇથી વર્તમાનપત્ર વાંચતો હતો. તે વર્તમાનપત્ર વાંચતાં બોલ્યો:

"આવી બઇરીને શોધી કહાડવાને માટે રૂ. ૫૦૦નું ઇનામ! છટ, છટ! એ તો બહુ નજીવી રકમ છે. એટલી રકમ તો એ બઇરીની એક સપાટ શોધી કહાડવાને માટેબી ઓછી છે."

વર્તમાનપત્રમાં પોલીસ તરફથી જાહેર કરવામાં આવેલું જાહેરનામું હતું અને ખોટી સિહઓ કરનાર, ખોટા દસ્તાવેજો ઉભા કરનાર ચીનાઇ સ્ત્રી સુંચીસી, જેની ઉપર ભીખાજીના આંગણામાં તહેમુરસ મહેતાનું ખુન કરવાનો પણ આરોપ હતો તેને શોધી કહાડનાર માણસને રૂ. ૫૦૦ નું ઇનામ આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું.

જે ટેબલ ઉપર લાડુમલ બેઠો હતો તે પર એક બીજો માણસબી હતો. તેઓ બરાબર એક બીજાની સાંમે હતા. તે નાર્યા જાતનો મદારી ગ્નાતનો કેસુર્યો હતો.

ટેબલપર પોતાના બંને હાથની કોણી મુકી તે ઉપર પોતાનું માથું ટેકવી ડોકું લાંબું કરીને લાડુમલે કેસુર્યાને પુછ્યું.

"કેમ એ કેસુર્યા, શું ધાર્યું? તું આટલાં ઇનામને સારૂં સુંચીસીની ખબર પોલીસને આપે ખરો કે?"

કેસુર્યાને પોલીસે પકડયો હતો. અને તેની પાસેથી નાગનું ઝેર મળી આવવાના સબબે તેને પોલીસમાં રોકી રાખવામાં આવ્યો હતો, પણ કશી જુબાની તેની વીરૂધમાં જાય તેવી મળી હતી નહીં માટે તેને છોડી મેલવામાં આવ્યો હતો. પણ ઝેરની બાટલી પોલીસે જપટ કીધી હતી. તે જુગારી, લુચ્ચો, હલકી નીતીનો અને બદદયાનતી માણસ હતો અને ઘણા શહેરોમાં તથા દેશોમાં ફરી આવેલો હતો.

લાડુમલનો સવાલ સાંભળીને કેસુર્યો હસ્યો. તે એવો માણસ હતો કે તે જે બોલતો તે ખરેખર બોલતો હતો કે કાંઇ માજનું જોવાને બોલતો હતો તેની સામા ધણીને સમજ પડે નહીં. તેના મિત્રો પણ તેના દીલની વાત જાણી શકતા નહીં. તેણે હસીને લાડુમલને જવાબ દીધો.

"અગર આ ઇનામ મેળવવાનીબી મારી મતલબ હતે તોબી એ ખબર હું પોલીસને આપી શકું નહીં. કારણ કે તે ચીની હમણા કયાં ભરાઇ બેઠીછ તેનો પત્તો હું જાણતોજ નથી, તે દહાડે રાતે મતુંગાના જુગારખાનામાં મારી આગળ તે આવી હતી. જાણે જાદુના જોરે જમીનમાંથી તે ફુટી નીકળી હોય તેમ મારી આગળ આવીને હાજર થઇ અને પછી તેજ મીસાલે તેણી અલોપ થઇ ગઇ. થોડુંક ઝેર તેણીએ મારી પાસે માંગ્યું જે મેં આપ્યું અને તેની કિમતના પૈસા તેણીએ મને તરતજ ચુકાવી આપ્યા. મેં તેણીને પુછ્યું કે ત્રણેક વરસ તેણી દેખાઇ હતી નહીં તે તેણી તેટલો વખત કયાં

હતી અને શું કરતી હતી? પણ તેનો જવાબ તેણીએ આપ્યોજ નહીં. મેં તો તેણીને કહયું કે અમો બધા એમજ ધારતા હતા કે આટલો લાંબો વખત તારા જેવી સ્ત્રી કેથે ચુપ બેસી રહે એ બનવા જોગ નથી માટે તું મરીજ ગયલી હોવી જોઇએ. આટલો લાંબો વખત સુંચીસી કેથે ગુપચુપ બેસી રહે અથવા પોલીસના હાથમાં નહીં આવે એ બનવા જોગ તો હતુંજ નહીં. તે દહાડે તેણી મને મળી અને આજે હું કસમ ખાઇને કહેવશ કે તેણી કયાં છે અથવા શું કરે છે તેથી એક બે વરસનું બાળક જેટલું અજાણું છે તેટલોજ હું અજાણો છું."

તે બંને મીત્રો થોડોવાર એકબીજાની સાંમે ચુપ બેસી રહયા. તે પછી પેલો નાર્ગો કેસુર્ગો પોતાનું માથું ઉઠાવી આંખ ચુંચી કરીને લાડુમલ તરફ જોવા લાગ્યો અને બોલ્યો:

"દોસ્ત લાડુમલ મને તો એવો ખ્યાલ આવે છે કે તું જો ચાહે તો આ સુંચીશી કયાં છે અને હમણા શું કરે છે તેની ખબર પોલીસને પકે પકી આપી શકે."

લાડુના ચેહરા પર સેહેજબી ફેરફાર થયો નહીં, તે હસ્યો અને બોલ્યો.

"એવો ખ્યાલ બાંધવામાં દોસ્ત કેસુર્યા તેં મોટી ભુલ કીધીછ. તારી જીંદગીમાં તેં કોઇવાર મોટી ભુલો તો નથી કીધી પણ આ મોટી થઇ. પણ એકબારગી હું તે સુંચીસીની ખબર અંતર ધરાવતોબી હોતે તો પાંચસો રૂપરડીને ખાતર મારી આગળી દોસ્તદારનો ભરમ ફોડી નાંખતે નહીં. જો પાંચ હજાર રૂપ્યાની વાત હોતે તો જુદી વાત હતી. જો પાંચ હજાર આપવાની માંગણી થતે તો હું પોતે તે સુંચીસીને શોધવા નીકળને, પણ તે હથ લાગશેજ એવી ખાતરી તો મારી થતેજ નહીં. હવે તો પોલીસનેજ પોતાનું ફોડી લેવા દઇશું. આપુને શું? ગમે તે કરે."

પેલો મદારી ફરીને હસ્યો.

"તું ઘણોજ ડાહ્યો, અને અક્કલવાળો માણસ છે, મારા દોસ્ત." કેસુર્યાંએ કહ્યું; "પણ હવે મારે તુંને એક સવાલ પુછવાનો છે. આપણા સઘળા ગોઠીયાઓ તરફથી હું તુંને તે સવાલ પુછવા માંગુંછ. હમણા તું જે ઢગલે ઢગલે પૈસા લાવેછ તે તુંને કયાંથી મળેછ? અને તું આવી રીતે પૈસા મેળવવાનો કોઇ ધંધો ચલાવેછ છતાં પોલીસના હાથ પકડાતાં તું કેમ બચી જવા પામેછ?"

લાડુમલે આ સવાલનો શું જવાબ દીધો હશે?

---

## પ્રકરણ ૯૨ મું.

### કાકાજી અસલાજી.

બપોરના બે વાગે સરદાર રતનજીએ આ દુન્યા સાથનો પોતાનો હીશાબ ચુકતે કર્યો અને તે દાદગરની દરગાહમાં જવાને આ જંજાળભરી જગમાંથી આ દુખોના ઢગમાંથી કુચ કરી ગયો. તે માહેતમ ભર્યાં મરણ ઉપર કાંઇ એક બે માણસોએ જારી કીધી નહીં. જાણીતા તેમજ અભણ સઘળા જરથોસ્તીઓ તેનાં મરણની વાત સાંભળીને ગમખાર બન્યા અને પરકોમવાળાઓનાં દીલ દલગીર થયાં.

મરણની છેલ્લી ઘડીએ રતનજીએ નાજ઼ અને જેહાંબક્ષને પોતાની પાસે બોલાવ્યાં પણ જેહાંબક્ષ આવી પુગે તે અગાઉ તો રતનજી અવાચક થઇ ગયો. રતનજીએ જેહાંબક્ષનો હાથ પોતાના હાથમાં લીધો અને જેહાંબક્ષ તરફ એવી રીતે જોયું કે રતનજી કાંઇ બોલવા માંગતો હોય તેમ જેહાંબક્ષને લાગ્યું. જેહાંબક્ષનો હાથ પોતાના હાથમાં રાખીનેજ રતનજીએ પોતાનો

છેલ્લો દમ ખેંચ્યો અને જેહાંબક્ષ ઉપર ઠરાવેલીજ આંખો હંમેશને માટે બંધ થઇ. નાજાંનો તો જાણે આ બીજીવાર બાપ મરણ પામ્યો હતો. તેના ગમનો પાર ન હતો; તેણીની દલગીરીનો છેડો નહીં હતો.

રતનજીનો સતકાર કરવાની એક તરફ તઇયારી થઇ અને બીજી તરફ જયાં ઓટલા ઉપર જેહાંબક્ષ બેઠો હતો ત્યાં પેસુ આવ્યો અને તેણે જેહાંબક્ષને કહ્યું.

"આએ ઘેર હવે મારૂં છે, ને હું તુંને કહેવા આયોછ કે તારી હાજરી મને નાપસંદ છે–તું સમજ્યો કેની? અતર ઘડી અહાંથી નીકળ ને ફરીથી તારૂં મોહોડું ના દેખાડતો."

આએ ગડબડ સાંભળીને કેટલીક બૈરીઓ પણ બહાર નીકળી આવી જેમાં નાજાં પણ હતી. નાજાંએ પેસુ તરફ જોઇને કહ્યું. "અરે પેસતનજી—"

જેહાંબક્ષે તેણીને વધુ બોલતાં અટકાવી; તેણે નાજાંને કહ્યું:

"એવણ હવે સરદાર પેસતનજી છે; નાજાં. એવણને અહીં મને કહાડી મુકવાનો હક છે અને મારે તેને તાબે થવું જોઇએ. માયજી તમે સાથે આવોછ કે!"

"નહી દીકરા, તું સીધાર. હું તો ચારમ વીતાં આવસ."

ઠીક છે તારે હું જાઉંછ. નાજાં સાહેબજી; સરદાર પેસતનજી સાહેબજી."

જેહાંબક્ષ સીડીપરથી ઉતરી ગયો અને તરતજ બે ઘોડાની મોટી ફાંકડી ગાડીમાં બદસુરત ભીખાજી આવી પુગ્યો. પેસુએ દોડધામ કરી મેલી તેને ખુરસી આપી બેસાડ્યો અને તેની પાસે પોતે બેઠક લીધી.

"પેસુ. એક હું માગણી કરવા આયોછ. એક હજાર રૂપ્યા તુંને હું આપું એક મારૂં કામ કરે તો." ભીખાજીએ હળવેથી પેસુના કાનમાં જણાવ્યું.

"હા, કહેવોની, સું કામ છે! જરા કરકા કરકી ચાલેછ, તેમાં મદદ થસે."

"તારે તું મોબેદોને સીખવી મુકજે ને બીજાઓનેબી સીખવી મુકજે કે કાલે સહવારે પાદસ કહારે તારે હું આવું તારે બધાએ મને ઉઠીને સલામ કરવી. જો એક કામ કરજે. નેપચાસ સાઠ પારસીઓને પાંચ પાંચ રૂપ્યા આપીને છુટા છુટા બેસાડી દેજે કે તે લોક ઉભા થાય ને તેમને જોઇને બીજાબી ઉભા થાય."

"તારે તે પાંચ પાંચ રૂપ્યા મારા હજારમાંથી આપું કે!"

"નહીં; તે તો વરી જુદા." ભીખાજીએ કહયું.

"ઠીક છે તારે રૂપ્યા આપોની."

"અંદર હોલમાં આવ; તાંહ આપું. અહીં કોઇ જોસે તો ફજેતી થશે."

બંને અંદર ગયા અને ભીખાજીને જોઇને ઘણાંક બઇરાંઓએ સાડીની સોડ સરખી કીધી. ભીખાજી અને પેસુ માહિલા દીવાનખાનામાં જઇ લાગ્યા અને ત્યાં ભીખાજીએ નોટ ગણી આપી અને પછી તેઓ બને વાતે બેઠા. ભીખાજી બોલ્યો.

"તારા બાપે મરવાની આઠ દહાડા અગાઉ એક નવું વીલ કીધું તું."

"હા, મને તેની ખબર પડીછ. મારા બાવાનો સોલીસીટરબી મને કહેતો તો."

"ને તે વીલમાં તારા બાવાએ પેલા જેહાંબક્ષને પચીસ હજાર રૂપ્યા આપ્યાછ."

"પચીસ હજાર રૂપ્યા! ઓ મારા બાપરે! શું મુરખાઇ બાવાએ કીધી!"

"મુરખાઇ તો કીધી. એ પોર્યો ભુખે મરે તો ઠેકાણે આવે એવી મારી બધી ગણતરી એ ભલાં માણસે ઉંધી વાલી નાખી બેસ્તનો રસ્તો બંધ કીધો."

"પણ એ પચીસ હજાર રૂપ્યા એને મળે તારે હું સું કરૂં? ભુખે મરૂં કે?"

"તારા બાવાની ઘણી તો હવે પચાસ હજારની પુંજી રેહી હોસે તેમાંથી આ એ દુકતાને પચીસ જોંસસે એટલે તું તો પુરો રવડી મરવાનો, પેસુ."

"પણ મારા બાવાએ ગયાં અઠવાડીયામાં દાદરપરથી પડી જતા અગાઉ નવું વીલ કીધું તારે જુનું કાંઇ હોંસે? જુનું હોસે ખરૂં." પેસુ બોલ્યો.

"હોયખી." બીખાજીએ ટાહુકો પુર્યો.

બીખાજી તો ગયો પણ જે ચીંગારી તે પેસુના જીગરમાં મુકતો ગયો તે તો પજરતીજ ગઇ, તે ભડકું લઇ ઉઠી અને તે વીકરાળ વરૂં જેવો બની ગયો.

તે બરબડયો: "પેલી ઘરડી દાકણ રતુને જે કાગજ મારા બાપે બાલી નાંખવા આપ્યાંજ તેજ જુનું વીલ હોવું જોઇયે. બસ તે વીલ મેળવીને જોવું ને જો મારા લાભમાં હોવ તો તેનો ઉપયોગ કરી આ નવું વીલ ખોટું ઠરાવું તો મારૂં નામ પેસુ ખરૂં. એ તે કાંઇ વાત છે? હું રવડું ને એ પોર્યો ગાંસડી બાંધે!"

જુનું વીલ મળવાથી નવું ખોટું કેમ ઠરશે તેનો આ મુરખ જવાન્યાને કશો ખ્યાલ હતોજ નહીં. તેણે મનમાં ઠરાવ કરી મેળયો અને રાતો રાત તે ઠરાવ અમલમાં મેલવાનો પકો વીચાર મનમાં કરી મેલ્યો.

સાંજના સુરતની ટ્રેનમાં પેસુના અસલાજી કાકા આવી પુગ્યા. પેસુ તો બચ્યો તેના ઉપર ઓલાઇ પંડગઇ ગયો પણ તે દુન્યાના ખાધેલ ગ્રેહસ્થે તેને સેહેજબી કોહું દીધું નહીં. તે આસરે પચાસ પંચાવન વરસની ઉમરનો હતો અને કમનસીબે તેને ત્યાં છોકરાં બચ્યાં હતાં નહીં. તેની દોલત બીશયાર હતી

" નહીં કાકાજી, હવે તો હું તદન સુધરી ગીયોછ. મારા સમ-તમે સમજો આ-એ બધી મીલકત મારગેજ મુકીછ ને પૈ બાકીબી નથી રેહી. તમારીપર બધી આશા છે કાકાજી. બાવાજીબી બોલ્યા કરતાતા કે મારો ભઇ આવીને છોડવશે- "

"તારા બાવાજીને છોડવવાની વાત જુદી ઉતી. હવે તારી સાથે મને શું કામ ? ગમે તો જહાનમમાં કાંય નહીં જતો. ? "

" પણ આએ બધી મીલકત વેચાઇ જશે તારે ? "

" તારે વરી ખરીદનાર ખરીદી જશે. "

" તમે નહીં છોડવી આપો ? "

" છોડવીને તારા હાથમાં આપુ કે ? પછી તું પાછા દારયા ચણા કરે કે ?"

" નહીં, દારયા ચણા નહીં કરૂં. તમારા જીવના સમ-"

" ચુપ ! મારા સમ બમ જુઠા ખાધાછ તો થોભરૂં રંગી નાખશ. હું તો મારા બેહેસ્તી ભાઇની પાદશે આવેલો છેઉં. કાંઇ તુંને મદદ કરવા નથી આયો. આએ ખોલ્લું કહી દઉછ, કે એક પૈબી તુંને મારીતરફથી મળવાની નથી. સુજમાં રહેશે તો ભુખે મરશે. એમ પાદસ કાહરી કે તેમ હું ચાલતો થવસ. "

કાકાજીએ રોકડો પરખાવી દીધો અને ભત્રીજાજીએ આશા મેલી.

---

# પ્રકરણ ૯૩ મું.

## કાગળચોનો ચોર.

રાતના અસલાજી, પોતાને માટે તઇયાર રાખેલા ઓરડામાં સુવાને ગયો. તે ઓરડો બેહેરની સરદાર રતનજીના સુવાના ઓરડાની બરાબર જોડમાં હતો; એટલે જે ઓરડામાં રતનજીનું મરણ નીપજયું તેની પડોશમાં તે ઓરડો હતો.

રતનબાઇએ અસલાજીને માટે સઘળી સગવડ કરી આપી હતી અને અસલાજીને રતનબાઇએ તે ઓરડો દેખાડયો. સુવા જતી વેળા અસલાજીએ પુછયું.

" રતુ, તારો દીકરો જેહાંબક્ષબી નથી દેખાતો ? તે કાંહ ગીયો ? "

પેસુએ તેને કેવી રીતે કહાડી મેલયો હતો તે રતુએ અસલાજીને કહયું.

" મુરખ, ઘધેડો, હજામ. આવા ભલા છોકરા સાથે દુશમની ! અરે, આએ પેસુના કરતાં જેહાંબક્ષ જો મારા ભાઇનો દીકરો હોતે તો હું એને નેહાલ કરી નાંખતે, એને બધું છોડાવી અપાવતે; પણ ચંડાળ પેસુને તો એક પૈબી આપું નહીં. "

"રતુ વધુ સાંભળવા ઉભી નહીં અને ઓરડાની બહાર ગઇ."

અસલાજી એક ખુરસી પર બેઠો અને ભાઇને યાદ કરી આંખમાં આંસુ લાવીને બોલ્યો : " ઓ ભાઇ, મારા પ્યારા ભાઈ; મને માફ કરજે ! હું તારી સેવા બજાવવાને તઇયાર હતો. પાંચ છ લાખ રૂપ્યા તારી ઉપર કુરબાન કરવાને હું વતપર હતો, પણ જમથી દેખી શકાયું નહીં મને તારો મેલા

પછી થવા દીધો નહીં. ભાઇ, ભાઇ, મને માફ કરજે ! જો મારી કાંઇબી મદદ તુંને તાંહુબી પુગી સકતી હોય તો તે આપ વાને હું તઇયાર છેઉં; જો તારી કોઇ મકશદ પાર પાડવા તું માંગતો હોય તો આ જીવબી મોજુદ છે."

રાતના બાર વાગેલા હતા. રતનજીનું રવાન તો હજુ નીચે ખડકીમાં પડયું હતું અને રવાન આગળ ધનબાઇજી, નાજાં વગેરે સુતેલાં હતાં. અસલાજી પોતાના ઓરડામાં સુતેલો હતો અને ઉંઘ વના તરફડયાં મારતો હતો. તેટલાં અસલાજીના ઓરડાની પાસેના ઓરડામાં કાંઇ ખખરાટ થતો હોય તેમ અસલાજીને સંભળાયું. પેહેલાં તો અસલાજીની દરકાર કીધી નહીં પણ ખખરાટ વધતો ગયો તેથી અસલાજી ઉઠયો અને પોતાનું બારણું ઉઘાડી તેણે પાસેના ઓરડામાં જોયું. પાસેના ઓરડામાં બત્તી બળતી હતી અને પેસુ એક કબાટ આગળ કાંઇ ફાંફાં મારતો હતો.

અસલાજીએ પગમાંથી સપાટ કહાડી નાખી અને ઉગાડે પગે તે હળવે હળવે ચાલતો અંદર ગયો. આ વખતે એક બીજું માણસ પણ ઓરડામાં દાખલ થયું અને તે ઘરડી રતન બાઇ હતી.

પેસુએ કબાટ ઉઘાડી, ચોર બારણું ઉઘાડયું, કેશબોક્ષ ઉઘાડયો અને માહેથી લાલ ફીટે બાંધેલું એક કાગજનું બંદલ કહાડયું અને તે બંદલ પેસુ જેવો છોડવા ગયો કે તરતજ રતનબાઇ તેની તરફ દોડી ગઇ, તે બંદલ તેના હાથમાંથી ઝુંટવી લીધું અને મોટેથી બુમ પાડી : "ચોર ! ચોર ! તારા બાપની ચોરી કરેછ ! "

આખા બંગલામાં ગડબડ મચી રહી. સઉ આસપાસ એકઠાં થઇ ગયાં અને પેસુ અને રતનબાઇની વચે અસલાજી આડો ઉભો.

"એ શું ફજેટો !" અસલાજીએ પુછ્યું; "પેસુ આએ તેં શું કીધું ?"

" આએ કાગજ્યાં મારા બાવાએ આજે ઘરડી હાકણુ ને બાલી નાંખવા કેહ્યાંતાં પણ હું એ કાગજ્યાં શું છે તે પહેલાં જાણવા માગુછ. એ આગળું વીલ છે એમ માનવાને મને કારણ છે, મારા બાવા મારૂં નખોદ વાલી ગીયાછ."

" લાવ, એ કાગજ્યાં મને આપ રતુ. " કાકાએ એવા તો ઠઠરાવી નાંખનારા બુલંદ અવાજે કહયું કે રતુએ તે કાગજ્યાં આનાકાનીથી અસલાજીને આપ્યાં.

" પણુ અસલાજી શેઠ, બેહસ્તીનો ખાસ હોકમ છે કે એ કાગજ્યાં બારી નાંખવા. " રતુ કરગરીને બોલી; " એ ખાનગી છે, ને બીજાએ વાંચવા નહીં જોઈએ.

" ફકર નહીં. મારા ભાઇની ખાનગી વાત હું જાનસ તો ચીંતા નથી. મારા ભાઇની ખાનગી વાત તે મારી ખાનગી વાત ! એની આબરૂ, તે મારી આબરૂ !"

કાકા અસલાજીએ તે કાગજ્યાં ઉખેડીને વાંચયાં અને તે વાંચતોતો તેટલાં પેસુએ કહયું : " કાકાજી મને ઇનશાફ આપો, મને ગેર ઇનસાફ થયોછ. મારૂં બીજું લુટી જાય તે હું કેમ ખમું. તમે મુરબ્બીજી વચે પડો ને મને બચાવો ? "

કાકાએ સઘળાં કાગજ્યાં જોયાં અને પછી તે બરબડયો :

"ઓ ભાઇ, ઓ ભાઇ; તેં મારી અરજ સાંભળી ! તેં મારા ખરાં દીલની આપવા માંગેલી મદદ સ્વીકારી. ઓ મારા પ્યારા ભાઇ, હું મદદ કરશ, હું મદદ કરશ !"

પછી તેણે પેસુને કહયું : "પેસુ હું તુંને ખાતરી આપુંછ કે હકદારને હક મળશેજ. ને જેને ગેરઇન્સાફ થયોછ, તેને ઇન્સાફબી મળશેજ. કોઇનું બીજે લુટી જતો હોશે તો તેબી લુંટાતું અટકશે."

"તારે કહેવાની એ શું છે તે?" ધનબાઇજીએ પુછ્યું.

"સહવારના; હું સહવારના બધું કહેવશ. હમણા એ ગડબડ કરવામાં માલ નથી. પાદશ કહાડવા પછી બધું નક્કી કરશું." અસલાજીએ કહયું: "આ કાગજયાં હમણા તો હુ મારી પાસેજ રાખુંછ. તમે બધાં હવે જઇને સુઇ જાઓ. પેસુ તું બી જા, સુઇજા બાવા."

આ પ્રમાણે રાતો રાત સઘળાંઓ પાછાં વગે સગે થઇ ગયાં.

---

## પ્રકરણ ૯૪ મું.

### કાગજયાંમાં શું હતું?

બીજે દહાડે પારસી રાહરસમ અને ક્રિયા મુજબ રતનજીની પાયદસ્ત કહાડવામાં આવી, જે વેળા જેહાંબક્ષ પણ હાજર થયો હતો, તે પાયદસ્તે આવ્યો હતો. પેસુનું એવું ઘણું મન થયું કે જેહાંબક્ષને હરૂત અને બેહોરમત કરીને ભર મીજલસમાંથી ઉઠાડી મુકે પણ કાકાએ તેને અગાઉથીજ દામ દોહોરો તાણી મુકયો હતો કે,

"જોરે પેસુ, મીજલસમાં કાંઇ ફજેટો કરતો ના, નહીં તો તારૂં ને મારૂં, બેઉનું નાખ કપાઇ જશે. પેલો જેહાંબક્ષબી આવે તો અખાડા કરીને બેસી રહેજે."

"વારૂં કાકાજી, જેમ તમારો હોકમ કાકાજી; હવે હું સરદાર થયો તે મારે હવે તો માન મરતબો જાળવવા જોઇયે તમે સમજયા કની?

"હા, હું સમજયો; સરદાર મુરદારની વાત તો રહી પણ લોકમાં ઠીક નહીં લાગશે તેથી હું તુંને કેહુંછ. વળી જેહાં-

બક્ષ આનો પહેલવાન જેવો છે ને ભર મીજલસમાં તારી બત્રીશીનો ભુગ્દો કરશે તો જનમની એબ લાગશે."

પેસુએ કુવાપરથી ને ચકલાપરથી પારસીઓને બોલાવી મંગાવ્યા હતા અને તેમને દગલી પાઘડી પહેરાવી સાનસલુકના કરી, પાંચ પાંચ રૂપીઆ આપીને બેસાડી દીધા હતા. તથા મોબેદ બાદશાહનેબી સમજાવી મેલ્યું હતું. જેવો ભીખાજી આવ્યો કે મોબેદોએ દોડાદોડી કીધી અને પેલા સાનસલુકવાળા દાંડામારતરો ઉભા થઇ સલામ કરવા લાગ્યા જેથી બીજા ઘણાઓને પણ ઉભું થઇ આ નવા મોટા શેઠને નમવું પડયું.

પાયદસ્તથી માટીડાઓ પાછા ફર્યા અને બપોરના ખાણું લેવા પછી દીવાનખાનામાં સઘળાં એકઠાં મળયાં તેમાં પેસુ, ધનબાઇજી, નાજા, રતનબાઇ, રતનબાઇનો ધણી ધનજી, બેહેસ્તી રતનજીનો સોલીસીટર, ભીખાજી, અને કાકા અસલાજી હતા. ત્યાં કાકા અસલાજીએ હવે પેલા રાતવાળા કાગજયાંનો ખુલાસો કરવા માંડયો, પણ જણાવવું જોઇએ કે તે ખુલાસો સાંભળવાને સઘળા એકઠા મળયાં હતાં તે અગાઉ અસલાજીએ સોલીસીટર સાથે તે વિષે ખાનગીમાં મસલહત કરી લીધી હતી.

"રાતના તેં કહયું તું તે મુજબ, પેસુ તુને ઇનસાફજ મલશે અને ખરા હકદારને હક મલશે." સઘળાઓના બેસવા પછી અસલાજી બોલ્યો; "ખુદાને ઘરે ઇનસાફ છેજ, જેને વીષે હમણા સુધીમાં તારી ખાતરી નહીં થઇ હસે તો હવે થવાનીજ."

" કાકાજી સાહેબ તમે શું કહોછ તે હું સમજતો નથી; તમે સમજયા કની ?

"હું એમ સમજુંછ, તે તુંને એમ સમજાવવા માંગુંછ કે આ કાગજયાં બહુજ અગતના દસ્તાવેજ છે." કાકાએ તે

કાગજયાં પર ટકોરો મારીને જવાબ દીધો, "હું એમ સમજું છ કે તું સમજેછ તેમ તારા બાપનો તું વડો દીકરો નથી. અને તું વડો દીકરો નથી તેટલાં માટે તું સરદારના ખેતાબનો અને કુટુંબી મીલકતો અને જાગીરોનો વારસ પણ નથી. આ કાગજયાંઓમાં બે સરટીફીકેટો છે. એક સરટીફીકેટ તારા બેહેસ્તી બાવાનાં આગલાં લગનની છે. સીરીનબાઇ મેરવાનજી કાપડીયા નામની છોકરી સાથે તારા બાવા પોતાની વીસ વરસની ઉમરે પરણેલા તેની એ સતાવાર નોંધ છે. બીજી સરટીફીકેટ આ જોડાંને ઘેરે જનમેલા બેટાના જનમને લગતી છે. તેનો જનમ વાંદરાથી થોડેક દુર આવેલાં ગામમાં આજે અઠાવીસ વરસની વાત ઉપર થયો હતો. તે બેટો હયાત છે અને તે બેટો હમણા જેહાંબક્ષ ધનજીશાહ મહેતાને નામે ઓળખાય છે."

કાકાના આ ખુલાસાથી સઘળાંઓ અજબ થઇ ગયાં અને ધનબાઇજીનો જીવજ ફરી આવ્યો. પણ પેસુના ઘભરાતનું પુછવુંજ શું? તે છલાંગ મારીને ઉઠયો અને અસલાજી તરફ ધસી જઇ બરાડ પાડી બોલ્યો.

"તદન ખોટી વાત છે; જુઠીવાત છે. મારો હક ડુબાડ-વાની આ બધી લુચ્ચાઇ છે. મારી સામે કાવતરૂં થયું છ. જુઠું, તદનજ જુઠું. બોલે બોલ જુઠું."

"મને જણાવવું પડે છે સાહેબ, કે આ સઘળી વાત બોલેબોલ ખરી છે." સોલીસીટર હવે વચે બોલ્યો;

"મને આજે સહવારના પાંચ વાગે અસલાજી શેઠ તર ફથી ચીઠી મળી અને મેં જાતે તપાસ કીધીછ. એ વાત ખરી છે એમાં શક નથી."

"ને હું બી કેહુંછ કે એ ખરીજ વાત છે." હવે રત નબાઇએ, બહેસ્તી રતનજીની ઘરડી વિશ્વાસુ દાસી વચે આવી; "અઠાવીસ વરસ સુધી હું ચુપ રહીને મોહડાં ને

તાલું મારીને ફરીને ફરી પણ ખોદાયપરથી મરૂં તે ખોદાયે બધું ખુલ્લું કીધું તારે મને બી બોલવું પરેછ. બેહેસ્તી રતનજીએ પોતાના બાવાની હરૂસે લગન કીધેલાં, ને હું ને ધનજીભાઈ સાખસી રહેલાં ને થારી ધનજીભાઇએ ને બેહેસ્તી કુંવરજીએ ધરેલી. રતનજીના બેહસ્તી બાવા કેરસાસજીની હયાતીમાંજ બીચારી શીરીનબઇ બુચાનો જનમ આપીને ગુજરી ગેઇ ને કેરસાસજીને તો તેની ખબરબી પડીજ નહીં. કેરસાસજીએ તે પછી રતનજીને ધનબાઇજીની સાથે પરણાવ્યા ને તે પછી પેસતનજીનો જનમ થયો. રતનજીની સીરીનબાઇને પેટે જેહાંગખસ જનમયોતો ને તેને અમે અમારા દીકરાની કાની ઉધારેલો."

રતનબાઇએ સઘળો ખુલાસો કરી દીધો અને ધનજીએ તેને ટેકો આપ્યો. આ વખતે અસલાજીની ચીઠી મળવાથી વાદરાના ઘરડા મોબેદ પોતાની સાથે બીજા બે મોબેદોને લઇને તથા કેટલીક નોંધ પોઠીઓ સાથે આવી પુગયા અને તે લોકોએ ચોપડીઓ પરથી તે લગનની અને જનમની તારીખવાર દેખાડી આપ્યાં, તેમજ ઘરડા મોબેદે લગન કરનાર તરીકે પોતાને અને પોતાની સાથના એક મોબેદને ઓળખાવ્યો. ત્રીજો મોબેદ તે વેળા હાજર હતો.

હવે પેસુને કહેવાનું બાકી શું રહે ? તે તો ફફડતો ચટકતો ઓરડાની બહાર ગયો પણ ભીખાજીએ તેને અટકાવી તેના કાનમાં કહયું :

" બચા પેસુ તું હુસયારી તો ઘણી કરવા ગયો પણ નસીબે યારી આપી નહીં; તું જેહાંબક્ષને તદનજ ડુબાડવા બેઠો પણ તારે હાથેજ તારૂં ગળું કાપી આયો !"

પેસુ જેહાંબક્ષનેજ ગાળ દેતો હતો પણ હવે તો ભીખાજીનેબી ગાળો ભાંડતો ઓરડાની બહાર ગયો. અસલાજીએ તેડા

વેલા બારીસ્તરો પણ થોડા વખતમાં આવી પુગ્યા અને મોએ-દોની જુબાની, તેમની સહી સાથે લખી લીધી; નોંધો ટપકાવી લીધી; દસ્તાવેજો પોતાને હસ્તક લીધા અને જેહાંબક્ષનો હક સાબેત કરવાનું સઘળું નક્કી થયું.

નાજાંનો હરખનો તો પાર રહયો નહીં, અને જેહાંબક્ષના ખુલેલાં નસીબથી તેણીનાં જીગરમાં ખુશહાલી ઉભાઇ ગઇ. અસલાજીએ નાજાંને પોતાની પાસે બોલાવી અને તેણીના સુંદર કરચયાલા બાલોથી ભરેલાં ઘટમદાર માથાપર હાથ મુકીને પીતા સમાન પ્રીતથી કહયું.

" દીકરી, જેહાંબક્ષને મેં તેડાવ્યોછ, તે હમણા આવતો હોશે. તારા જેહાંબક્ષની આ બધી મીલકતની ઉપરનું મારગેજ આજેજ ઉઠી જશે. મેં પૈએ પૈ આજેજ ભરી દેવાની ગોઠ-વણ કીધીછ. હવે તમુને કોઇ હેરાન કરવાનું નથી."

---

## પ્રકરણ ૯૫ મું.

### દુશમન થયલા દોસ્ત થયા.

બીખાજીના બંગલામાં, તેના ડ્રેસીંગ રૂમમાં, આપણો ડીટેકટીવ જાફર બીખાજીનાં કપડાં ગોઠવવામાં રોકાયલો હતો તેટલાં ત્યાં બીખાજી પોતેજ કાંઇ કામસર આવી ચહડયો.

બીખાજીની સાથે વાત કરવાની આ ટક મળી જવાથી જાફર ખુશી થયો અને બોલ્યો.

" સાહેબ મને એક અઠવાડયાંની રજા જોઇએછ, આપો તો મહેરબાની. "

" એક અઠવાડયાંની રજા ! શું કરવા ! કહાં નાત્રે જવાનો છે !" શેઠે સવાલ કર્યો.

" મારી તનદોરસ્તી બરાબર ચાલતી નથી તેથી જરા હવા ખાવા જવાનો વીચાર છે."

" ઠીક છે, જા, તારે બદલે કોઇ બીજા માણસને મુકતો જજે." શેઠે ફરમાવ્યું.

જાફર ઓરડાની બહાર ગયો અને ભીખાજી કપડાં બદલવા લાગ્યો તે કપડાં બદલતાં પોતાનાં કાળાં પાપી મન સાથે વાત કરવા લાગ્યો :

" નસીબે મને આવી થાપ કોઇવાર ખવાડી નથી. બધું નક્કી કરી મેલ્યુંતુંરે, પણ એ પેસુતું સત્યાનાસ વરે તે એને સુતેલો સાંપ જગાડયો. હવે તે કાગજયાં સાથે એ શું કરવા માથું ફોડવા ગીયો હોશે ? જેહાંબખસ ભુખે મરતે, અવત્યાં મુકતે, ને પેલી નાજાંબી હાડમાર થઇ રવડી જતે તો બેઉ આપો આપ ઠેકાણે આવી જતે. પણ આએ દુવાર દુકતાએ હાથે કરીને પોતાની ગરદન કપાવીને મારૂં કામ વધારે મુશકેલ કરી નાંખ્યું. હટ, તારી જાતનું નખોદ વળે તારી ! પેલો અસલાજીબી આવીને વખતે ફુટી નીકળ્યો ને વળી જેહાંબક્ષને મદદ કરવા તઇયાર થયો. એ બધા મનેજ હેરાન કરવા કાંહથી નીકળી આવતા હોશે ?

આ વખતે જાફર ઓરડામાં પાછો આવ્યો અને ખબર આપી કે, " મોટાં ઘરના બાઈ સાહેબ તહેમીના તમો સાહેબને મળવા આયાંછ. કહેછ કે બહુજ અગતનું કામ છે."

" બેસાડ હોલમાં. હું આવુંછ." ભીખાજીએ કહ્યું અને જાફર ગયો. ભીખાજી બરગડયો : " એ અગતનું

કામ પૈસા માંગવાનું, બીજું શું હોય? આવ હવે હું તુંને આપુંછ, વાલકેસરના પથરા. હું તુંને પૈસી આપું નહીં. દમડીને વરે ટવળાનું."

શું ભીખાજી પોતાનો ઠરાવ અમલમાં મેલી શકશે!

ભીખાજી બહાર જવાનાં કપડાં પહેડી દીવાનખાનામાં આવ્યો જયાં તહેમીના અને વીરબાઈ વાતે બેઠાં હતાં. અને ગોળ કેરીના અથાણાં કેમ ભરવાં તેની દુરઅંદેશી ભરી સમજ વીરબાઈ તહેમીનાને આપતી હતી. ભીખાજીએ વીરબાઈને ત્યાંથી ખેરવી અને તે ભોળી મુરખી સ્ત્રીના જવા પછી ભીખાજીએ તહેમીનાને પુછ્યું.

'કેમ, મોટે ઘરનાં બાઇસાહેબ તમુને આવવું પડયું? ભરમ તો ભારી છે પણ ખીસા તો ખાલી છે, તેથી કાંઇ મદદ લેવા આયાં હોસો? આલુતું પાતરૂં લેતાં આયાંછ કે? હવે તો હું તમુને ગાંસડી બાંધીને આપવાનો છેઉં. વાત જોયાજ કરજો."

"હું તો તમુને એક અગતની વાત કહેવા આવીછ. પેલો તહેમુરસ મરી ગીયોછ પણ પોતાનો હેવાલ લખી ગીયોછ." તહેમીનાએ જવાબ દીધો અને તે સાંભળતાંજ ભીખાજી ફીકો પડી ગયો; "હા, એમજ છે. જે માણસને તેની ઉપર મેં ચોકી બેસાડેલો તેની પાસેથી કવીતા લખવાને મસે તેને કાગજ પેન મેળવ્યાંતા ને તે વડે તેણે પોતાનો હેવાલ લખ્યોછ. તે ચોકીદાર માણસે તેને તે લખતાં ઘણીવાર જોયલો તે કાગજયાં તેણે મારા મહેમના બંગલામાંજ કેઠે સંતાડયાં હોસે એમ મને લાગે છે. મેં તેની બધે સોધ કીધી પણ કેઠે તેનો પતો લાગોજ નહીં. જયારે તે મરી ગીયો તારે તેના ગજવામાંથી તો તે કાગજ મળયાંતાંજ નહીં તેની તો

તમારી ને મારી બેઉની ખાતરી છે. પોતાને લગતી કાંઇ છુપી વાત તેણે કાગજ પર લખી હોસે કે તે જળવાઇ રહે ને તેને કાંઇ અકસ્માત થાય કે મરી જાય તો કોઇના હાથમાં આવે એવો તેને મતલબ રાખી હોસે. હું તમુને ખાસ એ વાત કહેવા આવીછ કારણ કે મને લાગું કે તમુને એ વાત અગતની લાગશે."

"હું કબુલ કરૂંછ કે એ વાત મને બહુજ અગતની છે. આ કાગજ્યાં જો ખરેખર લખાયાંજ હોય તો ને શોધી કહાડવાંજ જોઇએ." ભીખાજીએ કહ્યું. તેના મોહોડાં પરથીજ જણાતું હતું કે આ ખબરથી તેના હોસકોસ ઉડી ગયા હતા.

"તારે હવે કરવું કેમ?" તહેમીનાએ પુછ્યું.

"તમે સઘળે ઠેકાણે તે કાગજયાંને સારૂ બરાબર સોધ ખોલ કીધીછ કે!"

"હા; તેને જે ઓરડામાં રાખ્યોતો તે ઓરડામાં બધે હું શોધી વળી.

"તારે મારે આવીને તે કાગજયાંને સારૂ શોધ ચલાવવી જોઇશે."

"ને તમે શોધ કરશો તોણી નહીં મળશે તો શું કરશો?" તહેમીનાએ પુછ્યું.

"તમારી ખાતરી છે તહેમીના, કે તેને કાગજો લખ્યાં હતાં?"

"પુરેપુરી ખાતરી છે. તેને કાગજપર પોતાનો હેવાલ લખ્યો હોય એ બનવા જોગ છે. તે કાગજ તેણે તેજ ઓરડામાં છુપાવેલાં હોવાં જોઇયે કારણ કે તે ઓરડામાંથી કદે બહાર કે બીજા ઓરડામાં તે ગીયોતોજ નહીં. તે મારે ઘરથી

નીકળાયો તેવોજ પેરબારો અહીં આયોને તમારા આંગણામાં મરી ગીયો. રસ્તામાં કોઇને મળયોબી નહીં."

"ત્યારે તો બે ઉપાય આપણા હાથમાં બાકી રહયાછ, અને તે બંને ઉપાયો હું અમલમાં મુકવા માંગુંછ. પેહેલો અગતનો ઉપાય તો એ છે કે તે કાગજ્યાંની શોધ કરીને તે મારા હાથમાં લેવાં; અને જો તેમ નહીં બને તો તે કાગજ્યાં બીજા કોઇના હાથમાં નહીં જાય એમ સંભાળ રાખવી. તે ઓરડો છુપો છે, ને તમારા કોઇ નોકરનેબી તે વીષે ખબર નથી?"

"નહીં; કોઇંબી તેની હયાતી વીશે જાણતું નથી."

"તારે આપણે તાંહ શોધ ચલાવશું ને જો તાંહથી કાગજો નહીં મલશે તો હમેશને માટે આપરે તે ઓરડો બંધ કરી દઇશું. તે ઓરડાને ચાવી દઇ તે ચાવી આપણે કેડે કુવામાં ફેંકી દઇશું. એ કામને માટે તમો જે કીંમત માંગશો તે આપવાને હું તઇયાર છેઉં."

એક પૈબી નહીં આપવાનો ભીખાજીનો વીચાર હવામાં ઉડી ગયો; કસમ ભુલાઇ ગયા.

"અરે-અરે, હું ઇચ્છું છ કે આ પઇસા આપવાની તમારી માંગણી થોડા દીવસ અગાઉની તમોએ મને કીધી હોતે." તહેમીના દલગીર થઇને બોલી.

આ બોલવામાં ભીખાજીને ભરમ લાગ્યો પણ તે ભરમ શું હતો તે ભીખાજી સમજી શકયો નહીં અને તેનું મન બીજી બાબતસર એટલું ઉશકેરાયલું હતું કે તે ભરમ ઉકળાવવાનો તેને જાહજો વીચાર પણ કર્યો નહીં.

---

# પ્રકરણ ૯૬ મું.

## દરવાજો બંધ.

જાફરે એક અઠવાડયાંની રજા પોતાના શેઠ પાસેથી મેળવી અને તે માહીમમાં એક ઓરડી ભાડે લઇને રહયો. તહેમીનાનો માહીમ ખાતેનો બંગલો તેની ઓરડીથી થોડેક દુર હતો. આ ઓરડીમાં આવી વસવાની તેની મુળ મતલબ એજ હતી કે તે બંગલામાં તહેમુરસને કેદ કરવામાં આવ્યો હતો. તે ઓરડામાં શોધ ચલાવવી. પણ તેના માર્ગમાં મુશકેલીઓ પડેલી તેણે દીઠી. તહેમીના અને તેણીની દાસી સુસન આ વખતે મુંબઇના બંગલામાં રહેલાં હતાં માટે બંગલામાં દાખલ થવાનો તેને લાગ મળે એ મુશકેલ હતું. વળી મુંબઇમાં મેળાવડાઓની મોસમ ચાલતી હતી માટે તહેમીના તે મોજમઝાહ છોડી આ એકાંતવાસમાં હાલ તરત આવી વસે એવો સંભવ જાફરને જણાયો નહીં. પણ તેટલાં તો તેની વકી ઉપરાંત તહેમીના ખરેખર ત્યાં આવી અને એક રાત અને એક દહાડો ત્યાં ગુજારી ગઇ. આ તકનો લાભ લીધો.

સુસનની મારફતે તે બંગલામાં તેજ દીવસે દાખલ થવા પામ્યો અને બંગલાને બીજે માળે તે પોતાની શોધ ચલાવવામાં રોકાઇબી ગયો. તે પોતાનું કામ શુરૂ કરે તે અગાઉ દાદર ઉપર કોઇના પગલાં તેણે સાંભળયાં. તે એક તરફ તરતજ ભરાઇ ગયો અને ત્યાંથી જોવા લાગ્યો. તહેમીના દાદર ઉપર ચહડીને ઉપર આવી અને તે થાંભલા માહેલું પેલું ફાલકું ઉઘાડી અંદર દાખલ થઇ અને તે પછી પેલી નકર લાકડાંની દીવાલ માહેલું બારણું તહેમીનાએ એક કુંચીથી ઉઘાડયું અને તે બારણા વાટે તે માહેલા ઓરડામાં ગઇ

અને માહેથી તહેમીનાએ બારણું પાછું બંધ કીધું. જાફર હુશયારીમાંજ હતો. તે તરતજ અંદર દાખલ થયો અને પેલી દીવાલ માહેલાં બારણાની કળમાં જે કુંચી ખોસેલી હતી તે બહાર કહાડી પોતાની સાથે તે મીન લાવ્યો હતો તે ઉપર તેનો છાપ દાબી લીધો. ચાવીની આ પ્રમાણે હુબહુ નકલ મીણ ઉપર ઉતારી લઇ તેણે ચાવી પાછી કલમાં ખોસી દીધી અને ત્યાંથી તે ઉતાવળે નીકલી પોતાની ઓરડી તરફ ચાલતો થયો.

તેજ દીવસે સાંજે મુંબઇના એક મોટા બાહોશ કારીગરને મીન ઉપરના નકશા મુજબની ચાવી બનાવવાનો ઓર્ડર મળયો.

ઉપલો બનાવ બન્યો તેને બીજે દીવસે તેજ ઓરડામાં તહેમીના અને ભીખાજી દાખલ થયાં અને તે ઓરડો માહેથી જોવા પછી ભીખાજીએ તહેમીનાને કહયું:

"બહુ અજબ પ્રકારની જગા ને બંગલો છે. જાણે કીસ્સા કહાનીમાં વાંચતાં હોઇયેની તેવો આ ઓરડો બનાવ્યોછ. હાલના સુધરેલા જમાનામાં એવો બંગલો ને તેમાં આવો છુપો ઓરડો જોઇને મને ઘણી અજાયબી લાગેછ."

"એ ઓરડો જોઇને મનેબી પેહેલાં એવીજ અજાયબી લાગીતી." તહેમીના બોલી.

"ઓરડો ઘણોજ મજાનો ને સગવડ ભરેલો છે. તહેમુરસે અહી કંઇ આપડા વેઠી હોશે નહીં. આ ઓરડો કોઇ તરાહેત માણસ શોધી કહાડી શકે નહીં. એને અહીં કાગજ પેન આપવા જેવી તમે કેમ મુરખાઇ કીધી હોશે વારૂં!"

"એને કાંઇ મેં આપ્યું નહીં; એણે માંગી લીધાં. સાહીનો ખડયો, કાગજ, કલમ સઉ કવીતા લખવા લીધાં. જે માણસને મેં તહેમુરસપર દેખરેખ રાખવાનું કામ સોંપ્યું હતું. તેને મેં

કાગજ કલમ આપવા ના નહીં કહેલું તેથી તેણે તે આપ્યાં. પણ ભીખાજી એને એવું તે શું લખેલું તમે ધારોછ કે જેથી તમુને આવો ઘભરાત ઉપજેછ ?"

"તે જાણવાનું તમારૂં કામ નથી બાઇ સાહેબ. એવો સવાલ તમારે પુછવોજ નહીં. અમારા બે વચ્ચે કાંઇ પૈસા સંબંધી વત ઉતી. તમુને આ કામ હું મોટી રકમની લાલચથી સોંપવા માંગુછ. હવે પેહેલાં આપરે તપાસ સરૂ કરીશું."

તેઓએ શોધ શુરૂ કીધી પણ કશો પટો લાગ્યો નહીં. એક ખુરસીની ગાડી હેઠળ તપાસ કરતાં એક નહાની રમકડાં જેવી કટારી ભીખાજીને હાથ લાગી અને ભીખાજીએ તે કટારી કહાડીને બહુજ બારીકીથી તપાસવા માંડી. તે બોલ્યો:

"વાહ, કેવી મજાની રમકડાં જેવી છે! એનું પાતું ને ધાર તો બુડી છે, પણ અણી બહુ ચીંધી છે. બનાવટબી ઘણી ઉંચી અને કારીગરીથી ભરપુર છે."

આ વેળા તહેમીનાના મનમાં કાંઇક જુદા ખ્યાલ પસાર થતા હતા. તે મન સાથે બોલતી હતી: "ભલું થતે કે હું આ કટારીની ટોંચ સાફ કરી નાંખતે. પણ તેથી તો એવું હું કામ બજાવતે કે જેથી એની પેલી મુરખ વાંદરી બેહેનને એની બધી દોલત મળતે."

આખરે તપાસ પુરી થઇ પણ કશું કાગજ હાથમાં આવ્યુંજ નહીં.

હજીબી તમારી ખાતરી છે તહેમીના કે અહીં કાગજ છુંપાવેલાં છે?"

"હોવાંજ જોઇયે. જે માણસને મેં અહીં દેખરેખ માટે રાખ્યોતો તેને તહેમુરસને લખતાં જોયો હતો અને તેને જે લખ્યુંતું તે પેલા માણસને દેખાડતોતો નહીં, બલકે તેનાથી તે છુપાવવા માંગતોતો. એક વાર તે માણસે તહેમુરસને પુછયું

તુ શું લખેછ? તારે તેને કહયું કે, એક તવંગર લુચ્ચા માણસનું ખોટારૂં જાહેર કરવાની એ વાત છે અને એ વાત બહાર આવતાં પાપી માણસનાં પાપ ઉંઘાડા પડશે."

"તહેમુરસ અહીંથી કેઠે ગીયોતો નહીં, કોઇને મળયોતો નહીં એમબી તમારી ખાતરી છે કે, તહેમીના?" બહુ આતુરતાથી ભીખાજીએ સવાલ કર્યો.

"તે વીશેબી મારી પુરેપુરી ખાતરી છે."

"ત્યારે હવે આ ઓરડો હમેશને માટે બંધ કરી દેવો જોઇશે તમોને તેમ કરવા સારૂ મોટી રકમ આપવાને હું તઇયાર છેઉં. ઓરડો તમે સદાનો બંધ કરી શકશો?"

"હા, એમાં શું મોટી વાત? હું ઓરડાને ચાવી દેવશ ને કુંચી ફેંકી દેવશ. આ ઓરડાની બહારનું ફાલકું ઉંઘાડવાની ચાંપ વીશે પણ કોઇ જાણતું નથી. તેટલા માટે આ કુંચી ફેંકી દઇયે તો ઓરડો સદાનો બંધ થાય. કુંચીબી કાંઇ સાધારણ નથી; ઉંચી કીમતી કળ છે ને તેની કુંચી મળવી મુશકેલ પડે." તહેમીનાએ ખુલાસો કર્યો.

"જે માણસને તમે તહેમુરસપર દેખરેખ રાખવા બેસાડયોનો તે કેવો છે! તે વીસવાસુ છે કે? તે ભડકો ફોડી તો નહીં દે—એટલે કોઇને કહી તો નહીં દે?"

"તે વીશે નચીંત રહેજો. મારી ચમડીમાં તે તો રહેલો છે." તહેમીનાએ કહયું: "પણ ઓરડો બંધ કરયે તો આએ સુના જેવું ફરનીચરબી બંધ થશે."

"ફરનીચર શું બીસાત ધરાવેછ? એને વરેબી હું તમુને પઇસા આપશ. જે બધું છે તે એમનું એમજ રહેવા દેવો ને ઓરડો બંધ કરી દેવો. હું તો માત્ર આ કટારી તરફ પસંદગી ધરાવુંછ. એ ઘણી નાદર નમુના જેવી છે."

"ઓબી અહીંજ રહેવા દેવો. ઓરડો તારે આપણે હમેશને માટે બંધ કરીશું."

"ઠીક છે. ત્યારે આ કામના બદલામાં હું તમુને એક લાખ રૂપ્યા આપુંછ. તમુને તે રોકડા આપી નથી દેવાનો પણ તેનું માત્ર તમુને બ્યાજ મળયા કરશે અને તમે જો સહેજબી મારી સામે કાંઇ લુચાઇ કરતાં જણાઓ તો તે બ્યાજ હું આપતું બંધ કરી દેવશ." ભીખાજીએ કહયું; "મેં તો તમુને એક પઇબી નહીં આપવાના કસમ ખાધાતા પણ શું કરૂં! આ નવી વાત નીકળી તે આપણા વચે પાછો સંબંધ જોડાયોછ. હજીબી બીજા પઇસા આપવાને હું તઇયાર, છેઉં—જો એક મારૂં તમે કામ કરો તો."

"તે વરી તમારૂં નવું કામ શું છે! જરા કેહો તો ખરા હું તો જાણું."

"પેલા જેહાંબક્ષ મેહેતા-નહીં હવે તો બનેલો સરદાર જેહાંબક્ષ રતનજી બોગા શેઠ સાથે તમો કોઇ હીલ્લાં મકર કરીને દાના પાડી જાઓ અને તેમ કરી તેને માર્ગમાંથી દુર કરો તો મારી તીજોરી તમારી સામે ઉંઘાડી છે."

"એવી આશા તો રાખતાજ ના." તહેમીનાએ ગમખાર બનીને કહયું; "તમારા પઇસા મેળવવા માટે નહીં પણ મારાં જીગરની માંગણી પુરી પાડવાને માટે હું એ કોશેશ કરૂં પણ હું કદી ફાવવાની નથી, જેહાંબક્ષ કોઇ દહાડેબી કબુલ કરવાનો નથી."

---

## પ્રકરણ ૯૭ મું.

### એક નવી ફેરજરી.

છુપા ઓરડાનું બારણું ભીખાજીએ પોતાને હાથે બંધ કીધું, પોતાનાં જાડાં, ઠુમકાં અને બે ડોલ આંગળાંઓથી

ી પકડીને કળમાં તે તેણે ફેરવી અને કુંચી બહાર કહાડી
તપાસી જોયું કે બારણું બંધ થયું છે કે નહી. આખરે
ી ખાતરી થઇ અને તે તથા તહેમીના ફાલકામાંથી બહાર
કળ્યાં અને ફાલકું પણ તેઓએ બંધ કીધું.

તેઓને થોડીજ ખબર હતી કે ભીખાજીનો રજા ઉપર
લો નોકર જાફર આ સઘળો તમાશો જોતો થોડેજ દુર
રાઇને ઉભેલો હતો. જાફર બરબડયો;

"જે કાગજો હું મેળવવાને આતુર છેઉં તેજ કાગજો
ાએ ડેગરો સોધવા આવેલો લાગેછે. એને કાગજો મળ્યાં
ાય એવું એના ચેહેરા ઉપરથી તો નથી જણાતું. એક વાત
ો ખુલી છે. જો આ કાગજો અહીં સોધવા આવવા જેવાં
ીખાજીને માટે અગતનાં છે તો તે સોધી કહાડવાને માટે મારે
ારૂ પણ અગતનાંજ હોવાં જોઇયે. સુસન કહેછે કે હું તો
ાકતના પછાડા મારૂછ, પણ આએ મામલો જોતાં તો મને
લાગેછ કે હું ડાહપણ ભર્યુંજ કામ કરૂંછ."

ભીખાજી હવે તહેમીના સાથે દાદર ઉપરથી નીચે ઉતર્યો.

થોડે વારે જાફર પણ પોતાની સંતાવાની જગાએથી
બહાર નીકળ્યો અને નીચે આવ્યો. સુસન સાથે તેણે કેટલોક
વખત ગુજાર્યો અને સુસને તેને ભોણું કરી આપ્યું જે તેને
પેટ ભરીને ખાઇ લીધું. હવે અંધારૂં થવા આવેલું હતું માટે
તે સુસનની રજા લઇ બંગલાના પાછલા ભાગમાંથી બાગમાં
નીકળ્યો અને બાગના આગલા દરવાજા તરફ ચાલ્યો. વાંચના-
રને રોશન છે તેમ બંગલાના આગળા દરવાજા તરફ જતાં
માર્ગમાં એક જુનો અને પડત કુવો આવતો હતો.

કુવા તરફ આવતાં જાફર અટકીને ઉભો રહી ગયો તેણે
દીઠું કે બંગલાની આગલી સીડીપરથી ઉતરીને કોઇ માણસ
તે કુવા તરફ જતું હતું. જાફર એક મોટા ઝાડની પાછળ

ભરાઇ ગયો અને અંધારામાં આંખ તાણીને જોવા લાગ્યો. તે અંધારામાં આવતું માણસ કોઇજ નહીં પણ આ બંગલાની શેઠાણી અને મોટાં ઘરની બાઇ સાહેબ / તહેમીના ઝરદાર પોતેજ હતી.

તેણીએ એક શાલ ઓઢેલી હતી અને ચેહેરો છુપાવવાની કોશીષ કીધી હતી. તેણી ધીમે ધીમે આગળ આવી અને કુવાના વડા આગળ જઇને થોડોવાર ઉભી રહી અને બહુ સાવચેતીથી આસપાસ જોવા લાગી. તેણીના જમણા હાથની મુઠીમાં કાંઇ ચીજ મજબુત પકડેલી હતી.

કુવાની અંદર તહેમીનાએ પહેલાં ડોકું કરીને જોયું તેનાં પાણી બહુ નીચાં હતાં અને તેમજ પાણી બહુંજ ઉંડું હતું અંધારામાં પાણી પણ ઉંડાઇમાં દેખાતાં હતાં નહીં. તહેમી-નાએ પોતાના જમણા હાથની મુઠી ઉઘાડી અને તે માંહેલી ચીજ કુવામાં નાખવા માંગતી હોય તેવી હીલચાલ કીધી. તે ચીજ શું હતી ?

જે ચાવી ફેંકી દેવાનું ભીખાજીને તેણીએ વચન આપ્યું હતું તે ચાવી હતી. જાફરે ડોળા તાણી જોયું અને તહેમી-નાને તે ચાવી કુવામાં નાખતી તેણે દીઠી. તે ચાવી બહુજ ઉંડાણમાં પાણી સાથે અટડી હોય તેવો અવાજ પણ જાફરને કાને આવ્યો.

તહેમીનાએ આ કુવામાં પેલા ઓરડાની ચાવીજ નાખી હતી એવું તરતજ ચંચલ જાફરને લાગ્યું. જાફર આ મામલો જોઇને બરબડ્યો.

"ઠીક થયું કે ચાવીનો નમુનો વખતસર મેં ઉતારી રાખ્યોછ."

તહેમીના પોતાનું કામ કરીને પાછી બંગલામાં ફરી અને તેણી પાછી મુંબઇ જનાર હતી માટે તેણીએ પોતાનું ખાણું

કહાડવાને ફરમાવ્યું. તહેમીના બહુ નાજુક હતી અને પોતાને નખરાંબાજ દેખાડતી હતી, તથા જાહેર મેજબાનીઓમાં તો પોતાને બહું થોડી ભુખ હોય છે એમ કહી માત્ર ચનચેરીને ઉઠી જતી હતી. પણ ખાનગીમાં અને પોતાના ઘરમાં ત્રણ માટીડા ખાય તેટલું હજમ કરી શકતી હતી. તેમજ દારૂ પણ તેણી સારી રીતે જેરવી શકતી હતી.

તહેમીના જમીને ઉઠી કે તરતજ તેણીની દાસી સુસન આવી. તેણીએ કહયું.

"બાઇ સાહેબ, ત્રણ ગ્રહસ્થો આયાછ ને બહાર બેઠાછ. તે લોક કહેછ કે તેઓ પોલીસનાં છુપાં માણસ છે ને તમુને બે વાત કહેવા માંગેછ."

તહેમીના આ સાંભળી પહેલાં તો ફીકી પડી ગઇ પણ બીજીજ પળે તેણી મલકાઇ હસી. તેણીએ જઇને તે ત્રણ ગ્રહસ્થોની મુલાકાત લીધી. તેઓમાં બે યુરોપયન હતા અને એક મહોમેદન હતો.

"બાનુ સાહેબ, તમોને તસદી આપવા માટે અમે ઘણા દલગીર છીએ." તેઓ માહેલા એક યુરોપયને કહયું; પણ અમોને અમારી ફરજ બજાવવાની છે. અત્રેની મોટી બેંકમાં દશ દીવસની વાત ઉપર એક ફોરજરી કરવામાં આવી છે તેના સંબંધમાં અમો અત્રે તપાસ કરવા આવ્યા છીએ. મોતીના મોટા લખપતી વેપારી મુગળ હબીબખાનાં નામની ખોટી સહી કરવાના બનાવના સંબંધમાં અમોને તમારેથી તલાશ કરવાની છે."

મુગલ હબીબખાનને નામના બે ચેક કોઇ ખોટી સહી કરીને દશ દીવસની વાત ઉપર વટાવી ગયું હતું અને પાંચ હજાર રૂપીઆ તે ગોટાલામાં ઉપડી ગયા હતા.

"તે ખોટી સહી કરનારું માણસ આ તરફ કેરે છે એમ અમોને પટો મળયો છે." તે ડીટેકટીવે વાત આગળ ચલાવી; "તે કામ કોઇ યુરોપયન સ્ત્રીએ કરેલું જણાય છે. તે સ્ત્રીને લગતી કાંઇ વધુ ખબર અમોને તમો આપી શકશો ?"

"તે વીષેની ખબર હું તો આપી નથી શકતી પણ ગમે તો તમો અત્રે તપાસ કરી જોવો. પણ મારે કહેવું જોઇયે કે તેવી કોઇ સ્ત્રી અહીં તો નથીજ. યુરોપયન સ્ત્રી કદાચ સ્તેશન પરથી ઉતરીને આ તરફ આવીબી હોય પણ તે મારા બંગલામાં પગ મુકવાની તો હીમત નહીં કરે." બાનું તહેમીનાએ જવાબ દીધો.

આ વખતે તહેમીનાની ગાડી તઇયાર હતી જેમાં પોતાની દાસી સુસન સાથે તેણી બેઠી અને માણસોને હુકમ કર્યો કે આ ડીટેકટીવોને તેમની શોધમાં બનતી મદદ આપવી. ગાડીમાં બેસતા પછી તહેમીના મનસે પાછી હસી અને બરબડી:

"મુઆ મુરખાઓ ડીટેકટીવપણું કરવા આયાછ! કામ કરતાં કાંહથી સીખ્યા હોસે? ડીટેકટીવ થયા તેને બદલે હજામજ કાંય નહી થયા ?"

ડીટેકટીવો આખું ઘર અને બાગ ઢુંડી વળયા પણ પેલી યુરોપયન સ્ત્રીનો પરો લાગ્યોજ નહીં અને તેઓ જેવા આવ્યા હતા તેવાજ પાછા વળ્યા.

---

## પ્રકરણ ૯૮ મું.

### મા-દીકરાને જવાબ.

જેહાંબક્ષ પોતે કોણ હતો અને તે કોણનો દીકરો હતો તે સઘળી વાત જેહાંબક્ષે જાણી. જેહાંબક્ષ પોતાની માતા એટલે જેને તે આજ લગણ માતા તરીકે ઓળખતો હતો

તે રતનબાઇને ઘરે હતો અને નાજાં પણ હવે ત્યાંજ રહેતી હતી. રતનબાઇએ જેહાંબક્ષને સઘળી વાત માંડીને કહી હતી અને પોતાના પીતાના મરણ ઉપર જેહાંબક્ષ ખરેખર ગમ કરતો હતો. પોતાના પીતાના શોકની મુદત પુરી થવા પછી નાજાં સાથે લગન કરવાનો હવે તેનો ઠરાવ હતો.

પણ પેસુની નાસીપાસી અને ખીજવાતનું કેમ વરણન કરી શકીશું? તે તો હજુબી જેહાંબક્ષને કચડી નાંખવા માંગતો હતો અને આ બધી વાત બનાવટી છે અને તેની સાંમે કાવતરૂં રચવામાં આવ્યું છે એમ સાબેત કરવાની તે યુકતી શોધતો હતો.

તે પોતાના કરોડપતી મુરબ્બીની આગળ બેઠેલો હતો અને તે મુરબ્બી તેને કેહેતો હતો:—

"ઓ હો! એવો તારો વીચાર છે! હું તુંને નાણાં ધીરૂં ને તું જેહાંબક્ષ મહેતા—નહીં હું ભુલ્યો—સરદાર જેહાંબક્ષ બોગા શેઠની સાથે તે નાણાથી કજ્યો લડે? હા, નાણાં તો ધીરૂં પણ પછી લેવા કોણ પાસે જાઉં? તું ધન ધન ઘોરી નાણું પાછું આપવાનો કે! એક તો કમાઉ પુતળી ઘણો, ને હુનરમંદ એવો કે હાથનું મુકેલું પગે ઉપાડી જાય ને તુંને નહીં ધીરસ તો ધીરસબી કોનને? પેસતનજી સેઠ, હવે એમજ ગબડી રેહો, કાંઇ તમારો શુકરવાર થવાનો નથી ને મફતમાં જે રહયું સહયું હોસે તે ઘસડાઇ જશે ને કુતરાંની કાની અવત્યાં મુકીને માર્યા જશો, સમજ્યા, મારા શેઠયાજી?"

શેઠયાજીની ઉંઘ અને ભુખ દીવસો થયાં ઉડી ગઇ હતી. આ રોકડો જવાબ સાંભળીને પેસુ તો પુરો ઢગલો પુંજો થઇ ગયો. તે બોલ્યો:

"પણ ભીખાજી, હું તો જાણું કે તમો આએ જેહાંબક્ષને કચડી નાંખવાને તમે ઘણુંજ ખુશી છેઓ ને તેમ કરવાની જેણી તક તમુને મળે તે લેવાને તઇ્યાર છેઓ. જો તેને કચડી નાંખવાનો તમારો વીચારજ હોય તો આગે લાગ ઠીક છે. તમે સમજ્યા--જો તમારી મરજી હોય તો એને તડાકામાં ભચડી મેળીએ."

"હા, એક તડાકામાં કચડી નાંખવાનું હોતે તો હું ના પાડતે નહીં. પણ બાપુ એ તો કોરટ દરબારનાં કામ છે. એ કાંઇ હાથમાં ને મોહોડાંમાં થાય નહીં. કોરટમાં કામ ચાલતાં ચાલતાં બે ત્રણ વરસ વહી જાય ને એ બેઉ દુકતાંઓ તો મહીના દોઢ મહીનામાં પરણી જવાના છે પછી હું પૈસા ખરચીને શું કરૂં ! તુંને તેમાં માત્ર ફાયદો થવાનો હોય તો થાય પણ તેથી મારૂં શું દળદર ફીટંચું ? વાસ્તે જા, આજ કાલ નાજાંને મારી સાથે જો તું પરણાવી આપે તો તુંને જેહાંબખસ સાથે લડવાને વાસ્તે જેટલા જોઇએ તેટલા પૈસા આપું."

ભીખાજી તો એટલું બોલી ગાડીમાં બેસી બહાર ચાલી ગયો અને પેસુ તો વીહીલે મોહોડે ઉભોજ રહયો. પણ તેની ગમગીનીમાં ભાગ લેનારૂં એકબી માણસ હતું ખરૂં અને પેસુની ગમગીની કેમ ઓછી કરવી તેનો ઉપાયબી તે માણસ જાણતું હતું. તે માણસ આપણી માનીતી વીરબાઇ હતી અને ઉપાય દારૂની બાટલી હતી.

પેસુને પટાવી સટાવી વીરબાઇ ઘરમાં લઇ ગઇ; એક બે ગોપટાં તેને પાયાં, પોતે પીધાં; બેઉ રંગીલાં બન્યાં અને ધીંગલાં ગુડયાંનો નાટક શરૂ થયો.

અહીં આ નાટક ચાલતો હતો તેટલાં પેલી તરફ ખુદ પેસુના ઘરમાં એક બીજો બનાવ બનતો હતો. અસલાજી ડાકા

હજી પથારો નાંખીને પડેલાજ હતા અને જેહાંગલુને મળતા બેટતા રહેલા હતા. ધનબાઇજીએ નવરૂં જોઇ જરા પોતાના દેરને પુછીને ચણો ચાંપી જોવા માંગ્યો.

"અસલાજી બાવા, હવે તો તમેજ મારા મુરબી ને માય બાપ છેઓ."

"કાંઇ ફીકર ના કરો બેહેન; ખુદા જેવો મહેરબાન છે. સઉ સારૂં થશે."

"આએ મુઆ નડતાં પડતાં મરે, તે મને ને મારા દીકરાને ખુવાર કીધાં."

"વરી કોણ નડયાં પડયાં, ને વરી કોણે તમુને ખુવાર કીધાં!" આ દુન્યાના બાથેલ ડોસાએ અજાણો થઇને પુછયું; "શું છે શું! ખુલાસાથી બોલોની, બેહેન."

"આએ પેલો જેહાંગબસ, વરી નીકળી આયોછ, એ તો કહેજે હુંજ સરદાર ને હુંજ વારસ વકીલ. એની સાંમે હવે કોરટ દરબાર ચહડવું પડશે.

"કાંય, કાંય? કોરટ દરબાર ચહડવાનું શું કામ પડયું, ધનબાઇ!"

"તારે એ બોટો દાવો કરેછ કેમ સાબેત થશે? એ કોરટજ ચુકવશે કની? એ લડત ચલાવવાને પૈસા જોઇશે પણ મરી જાઉં તમારી પરથી બધી તે તમે માથે વાંસે છેઓ તે પૈસા આપસો એમ મારી તો ખાતરી છે.

"અરે એવી ખાતરી બાતરી રાખતાં ના જો; નકામાં સુજમાં રહેશો. પેસુનું એ કામ છે, ને પેસુ એ કામને સારૂ પેલા ભીખાજી પાસેથી પૈસા લાવશે."

"નહીંરે બાવા, ભીખાજીએ તો ના કેહયું."

"હું ઘણો દલગીર છેઉં ધનબાઇજી, પણ મારે તમારી આગળ ખુલાસાવાર કહેવું જોઇએ, તમારે પોતાને માટે મને બહુજ માન છે. તમારી ખામીઓ હસે પણ તે કમ જેવી નથી ને તમુને કોઇબી રીતે મદદ કરવાને હું તઇયાર છેઉ પણ પેસાગીર પેસુને એક દમડીબી હું આપસ એવી તો તમે આસા રાખતાંજ ના. જેહાંબક્ષ જેવા એક ખરેખરા ગ્રહસ્થ સામે લડવાને પેસુ જેવા પાપી અને પેસાગીરને પૈસા આપવા એ પાપ છે, એમાં ખુદા રાજી નથી. બીજું મેં મારી પુરેપુરી ખાતરી કીધીછ કે જેહાંબક્ષનો હક ખરોજ છે અને તે ખરોજ બેહેસ્તી રતનજીનો વડો દીકરો ને વારસ છે. મામલો એમ ફેરવાઇ ગયો અને પેસુ જેવા ખાનદાનને એબ લગાડનાર છોકરાને બદલે આવો નમુનાદાર જવાન વારસ ઠર્યો છે તેથી હું ખુદાનો આભારી થયોછ. જો પેસુ વારસ હોતે ને સરદારના ખેતાબ અને મીલકતનો ધણી થતે તો હું તો કયારનો ગામ ચાલી ગીયો હોતે પણ જેહાંબક્ષને મદદ કરવાનો મારો વીચાર છે; એનું કરજ ચુકવી નાખસ, એને મારો વારસ કરસ, નેહાલ કરસ."

---

## પ્રકરણ ૯૯ મું.

### માની પ્રીત—દીકરીનો ઘભરાટ.

"બેંકમાં ખોટી સહી સાથના ચેક બનાવવાનો બનાવ બહુ સફાઇથી બનેલો લાગેછે." લાડુમળ, તહેમીનાના મુંબઇના બંગલામાં, તહેમીનાની સામે ઉભેલો હતો, અને બોલતો હતો. હમેશના જેવો સફેદ પોશાકનો ધોતો ધોતઃ ફરેસ્તા જેવોજ હતો; પગમાં લાલ જોડા અને બગલમાં દાગીનાની પેટી હતી.

તે પેટીમાં દાગીના હતા ખરા, પણ માત્ર તે દેખાવનાજ હતા, લાડુમલને ઝવેરીનો માત્ર દેખાવ આપનારજ હતા. લાડુમલે મોટાં ઘરનાં બાઇ સાહેબ પાસેથી થોડીક નોટો હમણાંજ મેળવી હતી અને તે નોટો ગણીને તેણે પોતાના ગજવામાં તરતનીજ મેલી હતી અને જે ગજવામાં તે નોટો મેલી હતી તે ગજવાને બહારથી તે ખુશીમા આવીને પ્યારથી પસવારતો હતો. તે બોલ્યો:

" બાહોશ અનુભવીઓ અને ચંચળ શાસ્ત્રીઓએ તપાસ કરીને જણાવ્યું છે કે મુગલ હબીબખાનની સહી ચેક ઉપર એવી તે હુબહુ કીધીછે કે ખુદ હબીબખાં પોતે બી છેતરાય. ખરેખર, ખોટી સહી કરનારો જુનો ઠરેલ હાથ પોતાની યુક્તી અને હુનર હજી ટકાવી રહેલો છે. કોઇબી માણસ એશફી મેશફી થઇને ફરી શકે પણ દરેક માણસ આવો હુનર તો દેખાડી શકવાનોજ નથી. ડીટેક્ટીવોબી કેવા મુરખ ગધેડા છે! દોરાયા દોરાયા, છેક તમારા માહીમના બંગલા સુધી તો આયા ને તલાવ સુધી આવીને તરસ્યા પાછા ફર્યા."

તહેમીનાએ લાડુમલ તરફ જોયું અને તેણી સેહેજ હસી; મનમાં મગરૂર થઇ.

" પણ બાઇ સાહેબ, ઓમને એમ હવે તમે કેડે દાના પાડી કાંય નહીં જતાં? કોઇ પૈસાદાર ને સમજાવતાં તમુને વરી કેટલો વાર? હું હસવામાં કે મજાક કરવા નથી કેહેતો પણ ખરેખરજ કહેઉંછ. કોઇ અથા તથા થઇ રહેલા ઘરડા સાથે દાના પારી દેવો, અને આપરે પછી તેને ઠેકાને પારી દેઇસું ઘરડું માનસ તે વરી કીવી કીવીને કેટલો વખત કીવે! ને ઘરડું માનસ પરણ્યા પછી એકુ બે મહીનામાં સધાવી આવે તો વળી સક કોનને જવાનો છે! પછી તમારા આ જુના અને વીસવાસુ સેવકને પૈસા આપવા સારૂ તમુને કુતમ ઘાતમ

ને ઢોંગ ધતુરા તો નહીં કરવા પડે !" લાડુમલે સલાહ આપી અને તે સલાહ આપવામાં તે પોતાની અધેલી ભુલ્યો નહીં. તહેમીનાએ કશો જવાબ દીધો નહીં ત્યારે તે બોલ્યો:

"એ બધી મોહકાન પેલા જેહાંબખસ મેહેતાની છે. તેની પછવાડે તમે ઘેલાં બન્યાંછ ને બીજા કોઇની તમે દરકાર કરતાં નથી. એ જો દુર થાય તો તમારા હકમાંબી ઠીક થાય ને બીજાબી કેટલાક મગન થાય. જો હું હમના જઇને પેલા દબ-રૂસખાં ભીખાજીને કેહું કે જેહાંબખસ મેહેતાને મેં દુર કીધોછ તો તે બાપુડ્યો પાંચ–પચીશ હજાર આપવા વગર રહે નહીં, એવું હું તો ધારૂંછ; તમારો સો વીચાર !"

"તું સરદાર જેહાંબક્ષ બોગાસેઠને વાસ્તે બોલેછ કે ?" તહેમીનાએ આખરે જબાં ખોલી સવાલ કર્યો; "હું તુને ખુલ્લું કહી દેઉંછ અને મારી જીંદગીમાં આ વાર હું ખરૂંજ ને સાચુંજ કહેઉંછ એમ માની લેજે. જો જેહાંબખસને તારે પોતાને માટે યા ભીખાજીને માટે સેહેજબી છેડયોછ યા ઇજા કીધીછ તો હું નખોદ વાલીસ, પછી ભલે મારૂં નખોદ વાળો, ભલે મને ફાંસીને લાકડે ચહડાવો ! એના માથાનો એક બાલ બી તારે હાથે તુટો તો તારી જીંદગી તુટી, પછી ભલે તેની સાથે મારી બી જીંદગી તુટી જાય."

પ્યારનો જુસ્સો હતો—મહોબતનું આ જોર હતું જીગરને જે ખરો વહાલો તેની તરફની આ ખરી લાગણી હતી. ગમે તેવું પાપી માણસ પણ પોતાનાં પ્યારાંને કેમ ચાહે છે, તેની ઉપર કેમ કુરબાન રહે છે તેની સાબેતી આ પાપી અને કુકર્મી સ્ત્રીએ ફક્ત પાંચ–સાત બોલોમાંજ આપી દીધી.

આ વખતે એક નોકર એક કાગજ લઇ આવ્યો. તે કાગજ ચીન ખાતેથી આવેલો હતો. તહેમીના બાનુએ તે લીધો અને નોકર પાછો ગયો.

હોંગકોંગનો તે પર સ્ટાંપ હતો, તે જોતાંજ તહેમીનાએ કાગજ ઉતાવળે ઉખેડયો અને તેણીએ તે મનમાં નીચે મુજબ વાંચી જોયો. તે ગુજરાતી ભાષામા લખાયલો હતો.

હોંગકોંગ, તા૦ ——————

મારી પ્યારી દીકરી તહેમીના—તારી તરફનો તારનો સંદેસો મને મળયો છે તોબી હું તો મુંબઇ આવવાનીજ છેઉં. તારામાં મારો જીવ ઘણોજ ભરાઇ રેહયોછ, ને તુંને મળવા વગર મારાથી રેહેવાતું નથી. ત્રણ વરસ થયાં મેં તુંને જોઇ બી નથી તેથી હવે તો તુંને મળવાને હું આતુર થઇછ. તું ઇંગલંડ જવાની છે તો ફીકર નહીં. તું જલદી આવજે હું થોભસ. મેં સઉ તઇયારી કરી મેલીછ. તું ઇંગલંડ જાય તો મારે વરે બે હજાર રૂપ્યા મોકલતી જજે કે મને અહીં ખરચ ખુતનની આપદા પડે નહીં. તુંને જોવાને હું જેટલી આતુર છેઉં તેટલી તું આતુર નથી તેથી મને તો ઘણીજ દલગીરી લાગેછને અજાયબીબી લાગેછ.

આ કાગજ મોકલવા પછી ચાર પાંચ દહાડામાં અમે નીકળસું. જેથી કાગજ પુગવા પછી ઘણું તો એક અઠવાડયામાં હું આવી પુગશ.

લા૦ તારી હેતવંતી માય,

**ખરસેદબાઈ.**

તહેમીનાએ તે કાગજ મથાલેથી નીચે સુધી ધ્યાન દઇને વાંચ્યો અને તે પછી તેણીએ તે કાગજ લાડુમલના હાથમાં આપ્યો. લાડુમલે તે વાંચ્યો, અને પછી સીપટી વગાડી.

“કેમ, લાડુમલ, હવે સું કરસું ?” તહેમીનાએ લાડુમલ તરફ જોઇને સવાલ કર્યો.

“કંઇ સમજ નથી પડતી કે સું કયેં ? એ ડોકરી સાની ધસડઈ તનઇને અહીં આવી મરતી હોસે ? સ્તીમર

દુખી જાય ને એ દરયાને ટજે જઇને બેશે તો પીડા ઓછી. જો હાથમાં પુરતો વખત હોતે તો એની સાથે હું બી સ્તીમર પર ચડ્ડી બેસતે ને કોઇ આગળ પાછળ / હોને નહીં ત્યારે દરયામાં સુનેરી માસલી તરતી દેખાડવાને મસે દાંત્યાં ઉછલાવી નાખતે, જો એ તમારી અહીં આવી પુગી તો આપરા બાર વાગી ગીયા ને બાપલા વગરના થઇ બેઠા. તમારે બદલે કોઇ બીજું હોને તો કેદ ભરાઇ બેસતે પણ પણ મોટાં ઘરના બાઇ સાહેબ–સોસાયટી કવીન–તહેમીના ઝરદારથી કાંઇ એમ નાસો ગોસો રમાયો ?" લાડુમલે જવાબ દીધો.

"હું કેદ બહાર હવા ખાવાને મસે નીકળી જાઉંછ, તાંહ નામ બદલીને થોડો વખત રહેઉં. એની પાસે ઝાઝા પૈસા હોય એમ લાગતું નથી, ને હોતે તો મારી પાસેથી બે હજાર એ માંગતેબી નહીં. પૈસા વગર મારી પુઠે એ રવડી સકવાની નથી." તહેમીના બોલી; "લાડુમલ મારે તુને એક સવાલ પુછવો છે. તારી પુરેપુરી ખાતરી છે કે તહેમુરસ મેહેતાએ પોતાના કેદ ખાનામાં કાગજ્યાં લખ્યાંતાં ?"

"પુરેપુરી ખાતરી, મારી નજરે નજર જોયલું."

"બહુ અજબ જેવું કે તે કાગજ્યાં હાથ લાગાં નથી."

---

## પ્રકરણ ૯૮ મું.



### સપાટનો સંદેશો.

"મારો વીચાર તુને ઇંગ્લાંડ મોકલવાનો છે," બીખાજીએ પોતાની બેહેનને કહ્યું.

"અરે હવે મરવા દેવોની. વરી ઇંગ્લંડ જઇને શું કાંદા કાપશ ?" વીરબાઇએ પુછ્યું; "અહીં બેસટી થઇને ફરતાં

મારો દમ આવેછ તારે તાંહ તો હું મરવાજ પરવાની. પેલો બીચારો પેસુ રડી રડીને હાડકાં દોરડાં જેવો થઇ જાયછ, તેને પછી પતાવશે કોણ? હુંજ બીચારાને પટાવી પટાવીને દારૂ પાઉછ તારે જીવમાં જીવ આવેછ."

"પેસુને કાંહ દારૂ દોધીમાં નાંખેછ? રડયો તો શું નખોદ વરી ગીયું ને મરી ગયો તો કહાં હડતાલ પરવાની છે? તારો સોરાબજી કુમજી હોમજીબો વેલાત જવાનો છે, ને મોટાં ઘેરના બાઇ સાહેબબી વેલાત જાયછ. બધાં ફેશનેબલ કુટુંબો હમણા વેલાતજ જવા લાગાંછ એટલે તુંનેબી જવું જોઇયે."

"તે સોરાબજીબી જીબરાયા અમારી સાથે આવશે કે?"

"નહીં તો તે પંદર વીસ દહાડા રહીને આવશે. તહેમીના આએજ મેલમાં જવા માંગેછ, તેથી તુંને સાથે જવું પડશે. તઇયારી બધી તું કરી મેલજે."

"તારે કાવસાનેબી કેહેઉં કે ભાત્યું પોત્યુંબી બાંધી દે, ને વસઇની ખાડીમાં નાખવા નરીયેલ ને સાકરનું પડીકુંબી વારી મુકે."

"તે તું ત્રેનમાં બેસીને વેલાત જવાની છે કે?"

"નહીંરે, આગબોટમાં બેસીને; પણ રસ્તામાં વસઇની ખાડી આવશે કેની?"

"તું તારે એવા પછાડા મારીને તારી મુરખાઇ દેખાડતી ના. મેં તારે વરે કપડાં ચપડાંનો ઓર્ડર આપેલો છે. બધું બાહરોબાહાર તઇયાર થશે."

તહેમીનાના બંગલામાં આ વખતે તઇયારીઓ ચાલતી હતી. મોટાં ઘરનાં બાઇસાહેબ ઇંગલંડ જવાની દોડા દોડીમાં હતાં અને આ બધી ગોઠવણ એકદમ કરવા માંડેલી હોવાથી કેટલાંક લાગતાં વળગતાંઓને તેથી અજાયબી પણ ઉપજી હતી.

સુસન પણ પોતાની બાઇનો સરસામાન પેક કરવામાં રોકાયલી હતી તેટલાં નોકરી ઉપરથી થોડો વખત રજા પર ગયલો તેણીનો આશક જાફર આવી લાગ્યો.

"એ શું દોડધામમાં પડીછ? કાંઇ સમજ પડે? કેહે ગામબામ જાયછ કે?" જાફરે પુછ્યું.

"હારે, વેલાત જાઉંછ."

"વેલાત? તું? કાંય?"

"મારી બાઇ જાયછ, તેની સાથે જાઉંછ. પણ હવે હું કેહેવી જાઉં તેની સાથે તુંને શું કામ છે! તુંને મારી દરકાર શું છે? તું તો તારા ડીટેકટીવના કામમાં એવો પછાડા માર્યા કરેછ કે મારી તો ખબર અંતરબી પુછતો નથી.

"અરે પ્યારી, એમ શું બોલેછ! તારે ખાતર તો પછાડા મારૂંછ."

"મારે ખાતર? નહીં નહીં, ખરૂંજ કહેછ?"

"હારે, ખરૂંજ કેહુંછ. મારા સમ!

"અરે જા રે, લુચ્ચા; કોણને સીખવવા આયોછ? કોઇ તારી ચોરી કરી ગીયો હોશે કે તેને તું પકડવા માંગેછ? એ બધી ઉલટાપ કોઇ બીજાને આપ; હું તો તારે માથેની છેઉં."

"જો વ્હાલી, તું સમજતી નથી. આજે મેં એક મોટું કામ માથે ઉઠાવ્યુંછ. તે જો પાર પડયું તો હું નેહાલ થઇ ગીયો અને હું નેહાલ થઇ ગીયો તો તું પ્યારી દાસી નહીં પણ શેઠાણી બનસે ને અમન ચમન કરશે." જાફરે સમજ આપી.

"તે કામ શું છે?"

"આંજે માહીમના બંગલાના પેલા છુપા ઓરડામાં હું છેલ્લી શોધ ચલાવવા માંગુછ. તાંહથી જે ચીજ મારે સોધવી છે તે મલી ગઇ તો બેડો પાર થઇ ગીયો."

"પણ તાંહ તું જશે કેમ? તુને કોઇ તાંહ દાખલ કરશે કેમ?

"તેજ યુકતી, કરવા હું તારી આગળ આયોછ."

"હં! તારે તું તારી ગરજે આયોછ, મને મળવા નથી આયો."

"પ્યારી તું તો વાત વાતમાં છેડાઇ પડેછ. ગરજને કયાં ગરદન મારેછ! તુંને મળવાનું ને વરી કામ કરી લેવાનું બે મતલબે આયોછ."

"મને તો બા ઉતાવળ છે, બધું પેક કરવાનું હજુ તો પડી રહયું છે ને વહેમીનાબાઇ ઘુમેઘુમ પાડશે. બોલની તું શુ યુકતી કરવા માંગેછ?"

"જાણે તું કાંઇ તારી જણુસ માહીમના બંગલામાં ભુલી આવીછ, તે લેવા મને તાંહ મોકલ. માલી ઉપર ચીઠી આપ, તે મને એક વખત ઘરમાં લેસે તો પછી હું મારૂં કામ કહાડી જવશ."

સુસને પહેલાં તો આણુકો ટણકો કીધો પણ જાફરે તેણીને પટાવી લીધી અને જાફર તરફ તેણીનો ખરો અને સાચો પ્યાર હતો માટે, તથા જાફર ઉપર પોતાનાં જાનો દીલ કુરબાન કરી તેની તરફ તેણી ખરેખરીજ વફાદાર હતી માટે તેણી પીગળી અને બંગલામાં રહેલા મુસલમાન કારભારી ઉપર સુસને ચીઠી આપી. સુસન બંગલામાં પોતાના ઓરડામાં પોતાની જુની ફાટેલી સપાટ ભુલી આવી હતી તે જાફરને આપવી એવું તેણીએ તે ચીઠીમાં લખ્યું,

જાફર આ ચીઠી લઇ પોતાની માશુકને મળી ભેટી એકદમ માહીમ જવાને નીકળયો અને ત્યાં સાંજ પડતાં પુગી ગયો. પેલી ચીઠી તેણે કારભારીને આપી અને કારભારી તેને સુસનવાળા ઓરડામાં તેડી ગયો જ્યાં પડેલી સપાટ જાફરે

જુનાં ન્યુસપેપરમાં વીંટાળી લીધી અને સલામ કરીને પાછો ફર્યો. પણ તેણે કારભારીની નજર ચોરાવીને એક કામ કરી લીધું. ભોંયતળીયાંના સઘળા ઓરડાઓના બારી બારણાં અંદરથી બરાબર મજબુત બંધ કરેલાં હતાં, જે માહેલી એક બારીની તેણે અડગરી ઉંઘાડી નાંખી અને બારી અલગી કરી મેલી.

કારભારી તો બાપડો એમજ સમજ્યો કે જાફર સપાટો લેવા આવ્યો હતો પણ સપાટો મારનાર હતો એમ તેને ખ્યાલ આવ્યોજ નહીં. જાફર બંગલાની બહાર નીકળ્યો પણ બાગની બહાર નીકળ્યો નહીં. એક તરફ તે છુપાઇ બેઠો અને રાત આગળ વધવા પછી તે પાછો બંગલા તરફ ગયો. રાત અંધારી હતી માટે તેને વંતોસીને આગળ વધવું પડ્યું. જે બારી તેણે ઉઘાડી હતી ત્યાં તે જઇ લાગ્યો અને બારી ઉંઘાડી, છલાંગ મારી તે અંદર દાખલ થયો અને માહેથી બારી પાછી બંધ કરીને આગળ વધ્યો અને દાદર ઉપર બહુજ ધીમે પગલે ચહડીને બીજે માલે પેલા છુપા ઓરડા આગળ સલામત જઇ પુગ્યો.

---

## પ્રકરણ ૧૦૧ મું.

### શોધનું શુભ પરીણામ.

જાફર બીજે માળે જઇ પુગ્યો, તેણે અંધારામાં તંતોસી પેલું ફાલકું ઉંધાડ્યું. ફાલકામાં દાખલ થવા પછી તે માહેથી બંધ કીધું અને પોતાની પાસેનું એક નહાનું ફાનસ કહાડી મેચીશ વડે તે સલગાવ્યું. નવી બનાવેલી કુંચી તેણે પછી અજમાવી જોઇ. તે કુંચી બરાબર આવી અને ફરતાં જો કે જરા જોર માંગ્યું તો બી તે ફરી અને બારણું જાફરની ભારે ખુશહાલી વચે ઉંઘડ્યું અને જાફર માંહે દાખલ થયો.

અંદરનું સુંદર, ઉચું કીંમતી ફેરનીચર જોઇને જાફર મનસે બરબડયો:

" આવો ઉમદા સામન, ને તે બાઇ સાહેબ સદાનો બંધ કરી મેલે ? અરે 'એવો સામન મારાં ઘરમાં હોય તો હું દર-રોજ મારાં અને સુસનનાં સગાં વહાલાંને તેડી ફરનીચર દેખાડી લહેરી માર્યા કરૂં. આવો સામન હમેશને માટે બંધ કરી મેલવો એ એક જાતનું પાપ ગણાય. તહેમુરસ મેહેતાએ અહીં ચમન અમન કીધું હોસે અને પલંગ પર લેટી ખુશ નીંદ ખેંચી હોસે. આવો સરસામન સદાને માટે બંધ કરી દેવાનું તહેમીના બાનુએ કબુલ કીધું તે કાંઇ નહાની રકમ માટે કબુલીયું નહીં હોસે એ બે વચે હમણા ઠીક દોસ્તી બાઝીછ. મારો સેઠને તહેમીના હમણા હમણા બહુ મસલહત ચલાવેછ. મેં તો પહેલે દહાડેથી પારખેલું કે તહેમીનાને મારો સેઠ એક લપી આપેછ. હવે સઉની ખાતરી થતી હોસે એ બાઈ પૈસા મેળવે, પણ એ આવી સેવા કરીનેજ."

હવે તેણે પોતાની શોધ શુરૂ કીધી. 'પુર્વ તરફથી ગણતાં પાંચમાં પાતીયાંની નીચે.' પણ પુર્વ દશા કઇ, અને પશ્ચીમ કયાં આવી તે તો આ બાહોશ ડીટેકટીવ ની બલાનેબી ખબર હતી નહીં. યાતોકલ એક તરફથી ગણી જોયું પણ જે દીશાથી તેણે ગણવા માંડયું ત્યા આવેલી ભીંત તરફ પાતીયાંના બધા છેડા આવેલા હતા એટલે પાંચમું પાત્યું ત્યાંથી ગણી શકાયજ નહીં. માટે તે દશા તેણે છોડી દીધી.

બીજી ભીંત પકડી અને ત્યાં જમીન ઉપર પાંઠરેલો જાડો ગાલીચો ઉચકયો કે તરતજ એક ધુળનું વાદળું ચહડયું અને ધુળ નાંખમાં જવાથી જાફરને થોડો વખત તો છીંકવું પડયું. છીંકતાં પરવાર્યો, તેટલાં ધુળનું વાદળ પણ સમી ગયું અને તેણે પાતીયાં ગણ્યાં. પાંચમા પાતયાં આગળ આવતાં તેણે

જોયું કે પાતીયું કાંઇક ઢીલું હતું અને તેને બેસાડેલાં ફુ ચલકતાં હતાં.

જાફરે પોતાના ગજવામાંથી એક છુંરી કહાડી અને ઇસકોરૂં ફેરવ્યા. જામ થઇ ગયલા અને કીટાયલા ઇસકોરૂને ફરતાં વાર લાગે પણ આ ઇસકોરૂતો તરતજ ફરયા અને થોડીજ મહેનતે નીકળી આવ્યાં. તે પાતીયું ધીલું થયું અને તેણે તે ઉપાડયું.

તેની ખુશહાલીનો શો પાર ! માંહે કાગજોનું એક નહાનું બંડલ મુકેલું હતું અને તે બંડલ બહુ સંભાળથી દોરડી વડે બાંધેલું હતું. તેણે તે બંડલ હલવેથી છોડયું અને તેને માલમ પડયું કે નહાના મોટા કાગજના ટુકડાઓ ઉપર કાંઇ લખેલું હતું અને તે કાગજોને નંબર આપેલા હતા તથા ટાંચણીથી એક બીજા સાથે જોડેલાં હતાં. તે કાગજ માંહેલાં પેહેલાંજ કાગજની શરૂઆતમાં નીચલું મથાલું હતું.

## ખરી બીનાનો ખરો હેવાલ.

આ તે કાગજ્યાં હતાં કે જે મેલવવાને કરોડોપતી ભીખાજી ઇંતેજાર અને આતુર હતો; આ તે દસ્તાવેજો હતા કે જે કોઇ બીજાના હાથમાં જાય તો પોતાનું નખોદ વળે એવું ભીખાજી ધારતો હતો; આ તે લખાણ હતું કે જે સદા સુધીનું બંધ પડી રહે એવું ભીખાજી જીગરથી ઇચ્છતો હતો. આ તહેમુરસના હાથે લખાયલાં કાગજોનો નાશ કરવા અથવા હમેશને માટે દાટી દેવાને ભીખાજીએ એક લાખ રૂપ્યા જેવી મોટી રકમ તેહમીનાના નામ ઉપર કરી આપી હતી. આની મોટી રકમ ભીખાજીએ એક તડાકે કહાડી આપી ત્યારે સાધારણ સમજથી સમજવાનું છે કે જે દસ્તાવેજો બહુ અગતના હશેજ, ભીખાજીને તે બહુજ અસર કરનાર હશેજ, બલકે ભીખાજીની હાલની સ્થીતીમાં ગંભીર પ્રકારનો જબરો ફેરફાર કરી નાખ-

વાની શક્તિ ધરાવતા હશેજ. કોઇ પાપનો તે પુરાવો હશે; કોઇ ગુનાહની તે ગવાહી હશે; કોઇ બદકર્મ તે બહાર લાવ-નાર હશે, કોઇ—કદાચ—ખુનને તે ખુલ્લું કરનાર પણ હશે; અને કોઇ જબરદસ્તીના જુલમની તે જાલમ સાબેતી હશે.

ભીખાજીને સ્વપને પણ ખ્યાલ નહીં તેવાં માણસના હાથમાં દસ્તાવેજો આવ્યા, જે એક બે બદામનો નોકર હતો, જે હલકી પંકતીનો ચાકર હતો, જે બેઅકલી સાધારણ સમ-જનો સેવક હતો તેજ આજે તે દસ્તાવેજનો ધણી થઇ બેઠો. ભીખાજી–ભીખાજી સંભાળજે!

---

## પ્રકરણ ૧૦૨ મું.

### શતરૂઓનો સંપ.

પોતાના શેઠની સાંમેની સાબેતીઓના દસ્તાવેજ હાથ કર-વામાં જયારે જાફર રોકાયલો હતો ત્યારે તેનો શેઠ મેહેલ જેવા બંગલામાં, એક ઘેરાયલા ઝહનુની વાઘ મીશાલ આમ તેમ ફરતો હતો. તે દીવાનખાનામાં હતો અને એક માણસ તરતનોજ તેની સાથે વાત કરીને બહાર ગયો હતો અને ભીખાજી તે વાતથી ખીજવાઇ ગયો હતો, ઝનુની થયો હતો, નાસીપાસ થયો હતો અને ઓરડામાં આમ તેમ ફેરા ખાતો હતો.

આ વખતે પેસુ ત્યાં આવી લાગ્યો પેસુને જોઇને તેણે પુછ્યું.

"કેમ રે, એઇ, પીછાત્યાં; અહીં કેમ ધકેલા ખાયા કરેછ? હવે કરકો થયો તે કાંઇ ઉચકી બુચકી જવા માગેછ કે કેમ? ચોર બજાર તારે વરે વાટ જોતું હોશે."

"અરે હવે કાંય મુએલાને મારોછ!" પેસુ ચીમરાયલાં પાણીના અહાણા જેવું મોહોડું કરીને બોલ્યો; "નકામા કાંય દુખીને દરદી બનાવોછ? પેલો ચંડાળ જેહાંબક્ષ બધાંનો ધણી થઇ બેઠોછ ને અમુને નાલ્લું ઘેર આપ્યુંછ. 'તે કહેજે તાંહજ રહો. એ દર મહીને અમુને સો રૂપ્યા આપશે. હવે સો રૂપ્યાને હું શું આગ લગારૂં! એને હજુણી હું તો કચડી નાંખવા માંગુંછ ને આએ બધું મારૂંજ છે ને એ કાવત્રાંબાજ ધુતારો છે એમ સાબેત કરવા માગુંછ. પણ તે કરૂં કયાં ઢેકરમાંથી? પૈસા હોય તો કોરટ દરબાર ચહડું કની? તમે પૈસા આપો તો કાંઇ થાય, બાકી કાંઇ થવાનું નથી જો."

"પણ કમબખત, તું મુંગો મુંગો મરી કાંય નહીં રેહયો હોશે? તેં કાગજયાં શું કરવા શોધીં કહાડયાં? તેં હાથે કરીને પગમાં કોહાડી મારી તો પછી કોઇ શું કરે? જે હવે તો તુંને મળેછ તે પર સુકરાના કર ને નહીં તો આંધળાં લુલાંમાં જા. પારસીઓનું ફંડ છે તે તારૂં પુરૂં કરશે. ધંધો ધાપો જોઇતો હોય તો નસીસાલ નહીં તો ખાંધ્યો થા, જોઇતી હોય તો હું તુંને ભલામણની ચીઠીબી આપું. બાકી બીજું કશું કામકાજ કરવા જેવી તારામાં અક્કલ કે ડાહપણ તો નથીજ." ભીખાજીએ સુચના કીધી; "તું જો કબાટ-ફાડવાનો હુન્નર અજમાવવા નહીં માંગતે ને તારા બાપના કાગજ શોધી નહીં કહાડતે તો પેલી ઘરડી ડોકરી તે બાળી નાંખતે તો પીડા પટતે."

"પણ હું કેમ જાણું કે તે એવાં કાગજયાં છે! હું કાંઇ કોઇના પેટમાં પેંસી નીકળયો! હું તો જાણું જે બાવાનું કોઇ આગલું વીલ વસીયત હોશે તે લાવની ચોરી લઇને તારીખ બદલીને નવું બનાવી દેઉં ને પેલા જેહાંબખસને પચીસ હજાર મળતા હોય તે અટકાવીને તેને પુરો રવડાવી મારૂં.

પણ એ તો બકરૂં કહાડતાં ઉંટ પેસી ગીયું, ને નફામાં મારા બાર વાગી ગીયા,"

"પણ હવે તારૂં કાંઇ વળવાનું છે એમ તું ધારેછ પેસુ?"

"કાંય નહીં? એ જેહાંબક્ષને શું તારે ધણી ધોરી થવા દેઉં? તમે તો જાણે એમ ધારતા લાગોછ કે જેહાંબક્ષ તો ખરો હકદારજ છે, ને હું ખોટો છેઉ."

"જોની બાપુ, ખરી વાત તે ખરીજ વાત; પછી તેને તું મરડી નાખ કે ગમે તો ભચડી નાખ પણ તેમાં ફેર પડવાનો તો નથીજ. એક ખરી વાત હોય, તે વાત આપુને નાપસંદણી હોય તેણી તે ખોટી ઠરાવી શકાય નહીં. જેહાંબક્ષ ખરો હકદાર છે ને તું ખોટો છે એ ખરી વાત છે, ને તે ખરી વાત જેમ તુંને નાપસંદ છે તેટલીજ મને પણ અણગમતી છે. પણ આપુને બેને તે અણગમતી છે તેથી તે કાંઇ ખોટી ઠરવાની નથી. લેની હમણાજ મેં એક ખરી વાત જાણી. તું આયો તેની અગાઉ એક મારો છુપો જાસુસ મને ખબર આપી ગીયો કે તારા બાવાનો કસે. માસીસો જશે ને ચોથે દહાડે જેહાંગક્ષ અને નાજાં અગીઆરીમાં જઇને પરણી આવવાનાં છે. તેઓએ એ બાબતની સઘળી ગોઠવણો કરી મેળીછ; ને બધું નકીણી થઇ ચુકયુંછ. હવે એ ખરી વાત સાંભળતાં મારૂં કલેજું કેવી રીતે બલી ગીયું હોશે?"

"ખરેખર? એ બે જણા ચાર દહાડામાં પરણીણી જશે?" પેસુએ અજબ થઇને પુછયું.

"હા એ ખરી વાત છે. એ સાંભળીને મને બહુજ નાસીપાસી લાગીછ. જો હું મારા મન ઉપર કાબુ નહીં રાખતે તો તે ખબર આપનાર માણસનો ટોટો હું પીસી નાંખતે."

"તારે તમે બેસી શું કરવા રેહયા? એ જેહાંબખસની બધી મીલકત જપટ કરી લેવોની? એની ઉપર તમારૂં

મારગેજ તો છે કની?" પોતાના સાવકા ભાઇને જેર કરવાની યુકિત ચંચળ મનના અને ડુંગર જેવા ડાહપણવાળા પેસુએ સુચવી.

"તેમ બની શકતું હોતે તો હું બેસીબી રહેતે કે? અત્યાર અગાઉનું હું એમ કરી દેતે તો ઠીકજ થતે. પણ તારા પેલા બુબમ્મ કાકાએ મારા હાથજ કાપી નાંખ્યા. તેણે સઘળું કરજ વ્યાજ શીકે ભરી દીધુંછ ને હવે મને આ મોટા બંગલાનું ભાડું આપવું પડશે. તારા બાપને કોઇબી રીતે સપાટામાં લેવાને મેં આ બંગલાનું જોઇએ તે કરતાં દોઢું ભાડું આપવાનું ઠરાવ્યુંછ ને તેબી લાંબી મુદતને સારૂ. તે હવે બધું મારે માથે પડયું એને બધું કરજ ચુકવી નાખ્યું ને તે મેં લીધું. હું ઇચ્છુંછ કે તે લેવા અગાઉ હું મરી ગીયો હોતે.

"કાકાએ એનું બધું કરજ ફીટાડયું ને મને એક દોકડુંબી આપવા ના પાડેછ! તે દારે બુટવાળા મોચીએ બારણા પર આવીને મારી હજાર ફજેટી કીધી, ને તેના માંગતા ચઉદ રૂપીયાને વરે મારી ઉપર તકાજો કરીને લોક એકઠું કીધું પણ એ બુઢાએ તેટલા રૂપીયા આપ્યા નહીં પણ બેસી દરયા કીધો. પછી જેહાંબક્ષેજ આપ્યા. એ કાકા તો કોઇ મારો બીજા ભવનો વેરીજ નીકળી આવેલો લાગેછ જો." પેસુ બોલ્યો; "મેં કાકાને રૂપીઆ આપવા કહયા, તારે એ ડોકરો મને કહેછ કે તમે જેલમાં જાઓ; તાંહ જસો તારેજ સુધરસો ને સારે રસ્તે ઉતરશો."

"એ સારો માણસ હોસે તેથીજ તુંને અકારો કરીને જેહાંબક્ષને પ્યારો ગણેછ. કાકા પાસે જેટલી દોલત છે તે બધી જેહાંબક્ષનેજ એ આપી જવાનો છે, એવી તારે ખાતરી રાખવી. હવે તો તારે વરે એજ કામ રહયું કે જેહાંબખસની જુટી જટકયા કરની. એ હવે તારૂં કામ છે. મને તેની સાથે

લાગતું વળગતું નથી. મારૂં કામ તો એજ છે કે કોઇપણી સુરતે આ કંગાળ જેહાંગીરને નાજાં સાથે પરણતો અટકાવવો અને લગનમાં વધ્રુન પાડવું. પણ સવાલ એ છે કે તે કરૂં કેમ?"

પેસુએ પોતાની આંખ ભીખાજી તરફ ફેરવીને કહ્યું; "નાજાંને કેડે ચોરી જાઓ.

"એજ હવે તો ઉપાય બાકી રહયોછ. પણ તેમ જો હું કરૂં તો મારી ગામમાં નીંદા થાય. હું પોતે તો એ કામ બજાવી શકું નહીં. તું જો એ કામ કરે ને તેમાં મારૂં નામ વગોવાય નહીં એવી સફાઇ રાખે તો જા, તુંને હું સારી જેવી રકમ આપશ."

"બહુ સારૂં, હું તે કરી જોવશ. જોઇએ ઉંટરો કેઇતર એસેછ."

---

# પ્રકરણ ૧૦૩ મું.

## કુંચીનો ગોંટાળો.

નાજાંની બેહેન દીનું તો બીમારજ હતી અને જેહાંગીર તો હવે તદન સાજો થયો હતો અને સ્કુલમાં જવા લાગ્યો હતો. નાજાંએ તેમને માટે હવે સઘળી સગવડ કરી આપી હતી કારણ કે જેહાંબક્ષના પૈસાથી તેણી આ સગવડ કરવાને શકતીવાન થઇ હતી. નાજાંએ પોતાની બેહેન અને ભાણેજને જહાંગીરડી હવા ખાવા મોકલવાની ગોઠવણ કીધી હતી અને તે ગોઠવણ જેહાંબક્ષને પણ પસંદ પડી હતી.

નાજાં હાલમાં જેહાંબક્ષના પીતાની ઘરડી દાસી રતનબાઇને ઘરેજ રહેલી હતી અને પોતાનાં લગન માટેની નવી સાડી સીવવામાં રોકાયલી હતી તેટલાં એક ભાડુની ગાડી બારણાપર આવી ઉભી અને તેમાંથી એક ઘરડી ધાટણ ચીઠી લઇને ઉતરી. તે ચીઠી જેહાંબક્ષે લખેલી હતી અને

તેમાં જેહાંબક્ષે નાજાંને લખ્યું હતું કે નાજાંએ આ ગાડીમાં બેસીને તરતજ પેલી ધાટણુ સાથે માહીમ આવવું.

નાજાંને બીજીવાર કહેવું પડે તેમ હતું નહીં. જેહાંબક્ષના હરફ તેણીએ ઓળખ્યા અને તરતજ તેણી પોતાનું કામ મુકીને ઓરડાનું બારણું બંધ કરીને પેલી ધાટણ સાથે ગાડીમાં બેસી માહીમ તરફ ચાલી. માહીમમાં એક એકાંત જગાએ આવેલા બંગલા આગળ તે ગાડી જઇને ઉભી. જે બંગલો વાંચનારથી અજાણ્યો નથી. તે બંગલો પેલો છુપો ઓરડો ધરાવનારો બાનુ તહેમીના ઝરદારનો હતો.

જેહાંબક્ષ ક્યાં છે ?" ગાડીમાંથી ઉતરતાં નાજાંએ પુછ્યું.

"ચાલોની અંદર, ઓરડામાં છે." તે ધાટણે જવાબ દીધો.

તેઓ એક ઓરડામાં જઈ લાગ્યાં પણ ત્યાં જેહાંબક્ષ તો હતોજ નહીં. નાજાં ઘભરાઈ અને પુછવા લાગી; "પણ જેહાં-બક્ષ ક્યાં છે ? અહીંતો નથી."

આવ્યા કરસે, તમે બેસો." એમ કહી તે ધાટણુ ઓરડાની બહાર ગઈ, તેણીએ બહારથી બારણું બંધ કીધું અને બહાર કળમાં કુંચી ફરતી હોય તેવો અવાજ નાંજાંએ સાંભળ્યો. તેણીએ તરતજ જોઇ લીધું કે તેણીનાં નીરદોષપણાનો લાભ લઇ તેણીની સાથે દગો કરવામાં આવ્યો હતો. તેણી કેદ પડી હતી.

તે બંગલામાં નાજાં કેદ પડી હતી તે વખતે ભીખાજી પણ તેજ બંગલામાં હતો. તે નાજાંના આની પુગવાની એક દહાડો અગાઉ પણ આવી ગયો હતો અને ત્યાં આવતાં તેને વીચાર્યું કે, "બહુ દલગીરીની વાત છે કે પેલો છુંપો ઓરડો મેં હંમેશને માટે બંધ કરાવી દીધો અને વળી તેની કુંચી કુવામાં નખાવી દીધી. જો તે ઓરડો વાપરવાનું અત્યારે બની

શંકને તો નાજાંને ત્યાં રાખવાનું બહુ સગવડ ભરેલું થશે. લાવની જરા તે ઓરડો પાછો તપાસી તો આવું."

ભીખાજી તે ઓરડો તપાસવા લાગો. ત્યાં જઇ પેલા થામલાનું ફાલકું તેણે ઉઘાડયું અને પેલી ભીંતમાંનું બારણું જોયું તો તેની અજાયબીનો પાર રહયો નહીં. તે બારણાની કળમાં કુંચી હતી અને તે કુંચી તે બારણાનીજ હતી એવી ભીખાજીની ખાતરી થઇ. તહેમીના તો ભીખાજીની બેહેન વીરબાઇ સાથે ઇંગલંડ જવાને ઉપડી ગઇ હતી અને એડન જઈ પુગી હતી. એડનમાં તેણી ચાર પાંચ દીવસ રહીને બીજી સ્ટીમરમાં આગળ વધનાર હતી. તહેમીના ગઇ હતી પણ કુચી તો કળમાંજ હતી.

ભીખાજીએ વીચાર્યું' "આ પાપી બઇરી મને ઠગી ગેઇછ. જે ત્રણ ચાર જણા આ ઓરડાની હયાતી વીશે જાણેછ તેમને આ ઓરડામાં દાખલ થવાનું ફાવે એવી રીતે તે આ કુંચી બેવકુફપણે મુકી ગેઇ છે. એજ ઓરડામાં પેલા તહેમુરસના લખેલા કાંગજયાં છે અને તેજ ઓરડો આવી રીતે ઉંઘાડો! મારી આગળ એ નીચ બઇરી જુઠું બોલી ગેઇ, મને ઉડાવી ગેઇ! કસમ પર કસમ ખાઇને એણે મને કેહયું કે આએ કુંચી એણે કુવામાં નાંખી દીધીતી પણ કુંચી તો અહીંજ છે."

તે તરતજ નીચે આવ્યો અને નીચલો તારનો સંદેશો તહેમીના ઉપર એડન ખાતે એકદમ રવાના કરી દીધો.

"છુપા ઓરડાની કુંચા ફેંકી દીધી નથી. બારણાની કળમાંજ તે છે. એનું કારણ શું? જવાબ તાકીદે મોકલજો મારે કોલાબાને બંગલે જવાબ મોકલજો."

થોડાક કલાકમાં નીચલો જવાબ તહેમીના તરફથી ફરી વળ્યોઃ

"જે કુંચી મળી છે તે બનાવટી નવી કુંચી હોવી જોઇએ. અસલ કુંચી મેં તમુને જણાવ્યું છે તેમ ફેંકીજ દીધીછ. આ નવી કુંચી કયાંથી આવી તેની તલાશ કરજો."

ભીખાજીએ બીજે દહાડે સહવારે તલાશ કીધી. બંગલાના મુસલમાન કારભારી અને બાગના માલીને તેણે પુછી જોયું, પણ કશો પટો લાગ્યો નહીં.

કારભારીને ભીખાજીએ પુછ્યું "અહીં કોઇ આયું તું કે?"

"નહીં, કોઇ નહીં આયું તું; પણ હા, એક મુસલમાન આયો તો ખરો. સુસનની સપાટ લેવા આયો તો. તે મુસલમાનનું નામ જાફર ઉતું. તે સપાટ લઇને ચાલતો થીયો."

"તે ઉપર નીચે કેઠે ગીયો તો કે?" ભીખાજીએ ફરીને સવાલ કર્યો.

"કેઠે નહીં. મારી સાથેનો સાથેજ ઉતો. હું તેને મારી સાથેજ સુસનના ઓરડામાં લઇ ગીયો, તેણે સપાટ કાગજમાં બાંધી લીધી ને પછી પાછો ફર્યો. તે ગીયો ત્યારે મેં મારા હાથે આગલું બારણું બંધ કરીને અડગરો દીધેલો."

જાફરે આ કામ કીધું હોય એવું ભીખાજીને લાગ્યું નહીં; પણ જાફર તો આ વખતે પોતાની ઓરડીમાં બેસીને તે કાગજયાં ફરી અને ફરી વાંચી જોતો હતો. તે કાગજયાં બહુજ અગતનાં હતાં એવી તેની ખાતરી દરેક વખત વાંચતાં વધારે અને વધારે મકકમ થતી હતી. તે ઉપલાં કાગજયાં પચીશમી વખત વાંચયા પછી તે ઘડી વાલી પાછાં ઉંચાં કરતાં જાફર પોતાનાં મનસે બડબડયો;

"નહીં, નહીં, એ કાગજ વેચવાને લાયકનાંજ નથી. એ કાગજયાં મેં ધાર્યું હતું તે મુજબ બહુજ અગતનાં છે. એ કાગજયાં જો એને લેઇ જઇને આપુ તો બેશક એ મને નવા-

જીને નેહાલ કરી નાખે ને સુસન સાથે અમન ચમનમાં દહાડા કહાડવાનું બને. પણ મારા જીગરનાં ફરમાનથી હું ઉલટો જવા માંગતો નથી. ગમે તે થાવો પણ એ કાગજ હું પોતે જઇને આપવાનો તો નથીજ. એ કાગજપામાં ખરૂંજ લખ્યું છે તેમાં શક નથી, તે લખનાર માણસે બેંકમાં ચોરી કીધીબી હોય તોબી તેને ખરૂંજ લખ્યું છે એવી મારી ખાતરી થાય છે."

---

## પ્રકરણ ૧૦૪ મું.

### દોકરીનું દાસ્તાન.

હોંગકોંગની મેલ સ્ટીમર મુંબઇના બંદરમાં આવી પુગી અને તે સ્ટીમરમાં મોટાં ઘરના બાઇસાહેબ તહેમીના ઝરદારની માતા ખરશેદબાઇ ચીનાઇ પણ મુંબઇ આવી લાગી. તેણી કીનારે ઉતરી તો કોઇ તેણીને લેવા આવ્યું હતું નહીં પણ તહેમીનાના બંગલાનું સરનામું તેણી જાણતી હતી માટે ભાડુતી ગાડીમાં તેણી તહેમીનાને બંગલે ગઇ.

તહેમીનાને બંગલે જતાં ખરશેદબાઇને માલમ પડયું કે તહેમીના તો ઇંગલંડ રવાના થઇ હતી પણ સઘળા નોકર ચાકરોને ફરમાવી ગઇ હતી કે તહેમીનાની માતા ખરશેદબાઇની ખીદમત કરવામાં કાંઇબી ખામી રાખવી નહીં.

"તહેમીના મારે વાસ્તે કાંઇ કાગજ પતર મુકી ગીયાં હોશેની?" ખરશેદબાઇએ વડા નોકરને પોતાની આગળ બોલાવીને સવાલ કર્યો.

"નહીં બાઇસાહેબ, કશો કાગજ પતર મુકી ગીયાં નથી."

"પાછાં કાહરે આવશે તે કાંઇ કેહચું મુકયું હોશેની?"

"નહીંજી, કાંઇજ અમુને કેહચું નથી."

ખરશેદબાઇને માટે એક ઓરડો તઇયાર કરેલો હતો જેમાં તે ગોઠવઇ ગઇ પણ તહેમીનાની વીચીત્ર રીતભાતથી તેણી બહુજ અજબ થઇ.

"તહેમીના બાનુની કોઇ તસ્વીરબી આખા બંગલામાં નથી!" આખા બંગલામાં ફરતાં તહેમીનાની એકબી તસ્વીર કેંહેબી નહીં જોવાથી ખરશેદબાઇએ અજબ થઇને પુછ્યું.

તહેમીના બાનુની તસ્વીર તો કેટલીક હતી બાઇ સાહેબ, પણ તે બધી ઉતારી પાડીછ. દીવાનખાનામાં મોટી છબી હતી તેબી ઉંચી કરી નાખીછ."

"પણ એમ કરવાનું કારણ શું?"

"તે કાંઇ બાઇસાહેબે જણાવ્યું નહીં; કદાચ ધુળથી બગડી જાય કરીને તેવણે "ઉંચી કરી દીધી હોશે." નોકરે ખુલાસો કર્યો.

તહેમીનાની આ રીત વળી ખરશેદબાઇને વધુ વીચીત્ર લાગી અને તહેમીનાના આ કામની મતલબ ખરશેદબાઇ સમજી શકી નહીં. તહેમીનાની ગાડી ખરશેદબાઇના વપરાશ માટે રાખેલી હતી; જેમાં બપોરના ખાણા પછી ખરશેદબાઇ બેસીને તહેમીનાના કાકાસસરા કેકોબાદ ઝરદાગ્ને મળવા ગઇ.

કેકોબાદ તે વેળા ઘરમાંજ હતા, અને તેણે ખરશેદબાઇને બહુજ લાયકીથી આવકાર દીધો. ખરશેદબાઇની રીતભાત ખરેખરી એક ગ્રહસ્થ-બાનુ જેવી અને બહુજ લાયકીવાળી જોઇને કેકોબાદ મનમાં તો અતી ઘણો અજબ થયો.

શુરૂઆતની ખેરઆફીયત અને બીજી વાતો કરવા પછી, ખરશેદબાઇએ કાંઇક દલગીરીભર્યા અવાજે તહેમીનાના કાકાસસરા આગળ ફરયાદ કીધી.

"તહેમીનાનો પ્યાર મારી પરથી ઉતરી ગીયોછ કે શું? એવી કહેવત છે કે ઉતર્યાં ખાડી-ને વીસર્યાં માંડી; તેમ

દરયો ઓળંગી આવીને માયને ભુલી ગેઇ. એ જાણતીતી કે હું આવવાની છેઉં. મેં બએ કાગજ લખ્યાં તેબી એ કરારને છવે વેલાત ચાલતી થઇ. તન-તન વરસ થયાં એને મેં જોયલી નહીં ને છવ બધો એનામાં ભરાઇ રહેલો ને એને એમ નફ્ફરા છવે કીધું કેમ હોશે? એવો છવ એનો નહી ઉતો જો, બાવા. એ તો મદઇ માય ઉપર છવ છવ આપતીતી; પણ કોણ જાણે મુંબઇ આયા પછી બધો, મરે, ફેરફાર થઇ ગીયો"

"તમારી દીકરીએ તમારી સાથે જે ચાલ ચલાવીછ તે ઉપરથી હું તમારી લાગની સમછ શકુંછ, બેહેન. અમારાં આ કુટુંબના વડા તરીકે તમારી આગળ ખુલ્લું દીલ રાખીને ખુલાસો કરૂંછ તે માફ કરજો. એ હમણા તમારી પર પ્રીત નથી રાખતી એમ જાણી મને અજાયબી લાગતી નથી. પણ અગાઉ એ પ્રીત રાખતીતી એમ જાણી મને ઘણીજ અજાયબી લાગેછ. મારા ભત્રીજાએ તમારી દીકરી સાથે લગન કેવા સંજોગ વગે કીધાં તેબી હું તો હજુ બરાબર જાણતો નથી."

"મારી દીકરીએ તમુને એ બધી વાત તો કેહી હોશે."

"નહીં, તહેમીનાબાઇ પોતાના માબાપને લગતી વાત કોઇ દારેબી કરતાંતાં નહીં. હું કોઇ વખત પુછતો તો ટુકમાં પતાવતાં, અને વાત ઉડાવતાં."

"એને એમ કાંય કીધું હોસે? એ તો ઘણીજ ભોલીને સાદી છોકરી છે, આએ તમારા મુંબઇનાં સુધારાપર આગ લાગે તે તે સુધારાએ એ બીચારીને બગાડી નાખી હોસે, ને માયનેબી ભુલી જવાનું સીખવ્યુ હોસે."

"સુધારાએ કે કોઇબી બીજી ચીજે એને બગાડી તો નાખીછ, તેમાં તો કશો શક નથી. હું તો દરરોજ દુપા

માંગુછ કે એવણ કોઇ બીજું ઘેર કરી જાય તો મારાં કુટુંબને વધારે ગાઢું લાગે નહીં ને મને દરરોજ પજવવાનું થાય નહીં."

"! ઓ માય રે! એવું તે તહેમીનાએ શું કીધું? મરી જાઉં બાવા કેહેનોતી?"

"એને શું કીધુંછ, ને એ શું કરેછ, તે પારખવાનું કામ કાંઇ સહેલું નથી. ઘણી બેસમજથી ને નાદાનીથી એ કામ લેછ. જે સઉથી મોટી ગુચવણ ઉતપન કરનારી વાત ગયાં વરસમાં બનીછ તે એવણની આવકને લગતી છે. એવણની આવક એકદમ જબરી વધી ગેઇછ. એટલા પૈસા એવણ કાંહથી લાયાં તે સમજ પડતી નથી."

આ વાત સાંભળતાંજ તહેમીનાની માતા ખરશેદબાઇનો ચેહરો ફીકો પડી ગયો.

તહેમીનાએ તહેમુરસ મેહેતાને પોતાના માહીમ ખાતેના બંગલામાં સંતાડી રાખ્યો હતો તેને લગતી સઘળી વીગત, (જેટલી કેકોબાદ જાણતો હતો તેટલીજ) કેકોબાદે ખરશેદબાઇને કહી સંભળાવી અને તહેમીનાએ તેનો કશો સંતોષકારક ખુલાસો કેકોબાદ આગળ કર્યો પણ નહી હતો તે પણ જણાવ્યું અને વળી એક દહાડે કેકોબાદ તહેમીનાને મળવા ગયો હતો ત્યારે એક લુચ્ચા જેવા મુલતાની સાથે તેણી ખાનગી વાત કરતી હતી. જે ખાનગી વાતમાં કેકોબાદને વચે નહી આવવા દેતાં કેકોબાદને તહેમીનાએ પાછો ફેરવ્યો હતો તે વાત પણ કેકોબાદે ખરશેદબાઇ આગળ કીધી. છેલ્લાં ખરશેદબાઇનું દીલ આ સઘળી વાત સાંભળીને અતીઘણું દુખાયલું જોઇ, તથા તે ભલી બાનુની નરમાશભરી આંખોમાં આંસુ બાજેલાં દેખી કેકોબાદ બોલ્યો:

"બેહેન માફ કરજો, મને તમારી આગળ સઘળી વાત ખુલ્લી કરવી પડેછ, ને તેથી તમારૂં દીલ દુખાયછ. પણ જે ખરી વાત છે તેજ મેં તો તમુને કહી સંભળાવીછ."

"બાવા, માફ ના માંગો. તહેમીનાની સઉ વાત હું જાણવાજ માંગતીતી. એ મારી ઉપર કોઈજ વાર કાગજ લખતીતી ને તેબી પોતાને હાથે નહીં લખતી પણ પારકા પાસે લખાવી મોકલતી. પોતાને લગતી વાતની ખબર પુછ્યાં વગરની લખતી તેથી તેની બધી વાત જાણવાને હું તો આતુર ઉતી. તમે કેહોછ તે હું માનુંછ, કાંય કે તમારી બળાબી જુઠું બોલે નહીં. પણ એ મારી સાથે ઉતી તારે એવી નહીં ઉતી. તારે તો ભલી, ભોલી, રાંક, નરમાશવાલી, ને સાચી ઉતી. જીવ જાય તો જુઠું નહીં બોલે. એનાં માટી બેહેસ્તી દીનયારજીએ એના એવા ભલા ખવાસનેજ લીધે એની સાથે લગન કીધેલાં. બાકી હમે તો બાવા ગરીબ માણુસ પણ આબરૂદાર તો ખરા. પરણ્યા પછી પંદરજ દહાડામાં બેહેસ્તીને વારસો મળયો તે બીચારા મુંબઈ જવા તહેમીનાને લઈને નીકળી પડયા, પણ મુઆ જમથી દેખી શકાયું નહીં ને હોનારત બની. બધાં ડુબી ગીયાં ને તહેમીના બચી તારે હરખથી મારી છાતી ફાટી ગેઈ. પણ જારે એનાં લખણ આવાં થયાં તારે તો એ દુબીજ મુઈ હોતે તો ઠીક થતે કે ખાનદાનને એમ એબ લગાડતે નહીં."

"ખરેખર હું દીલગીર છેઉં કે તમારી દીકરી તમારા જેવી ભલી નથી." કેકોબાદે ગંભીરપણે જણાવ્યું; "વળી મુંબઈ આવ્યા પછી તમારા જેવાં ભલાં માતાની દેખરેખ એની ઉપર રહી નહીં તેથીજ એ વીખેરી ગેઇ. ગવરનર સાહેબનાં બાનુએ મોટો મેળાવડો કીધોતો ને તેમાં એ જતીતી તેટલાં કોઇ લુચ્ચા માણુસે એની ગાડી પકડીને એની ફજેતી કીધી. મેં ખબર કહાડી તારે જણાયું કે તે માણુસે તહેમીનાની કાંઇ ખાનગી વાત કહેવાની ધમકી આપી ત્યારે એ ગાડી ફેરવીને પાછી ઘેરે ગઇ. એ વાત છુપી કાંઇ રહે? એક

મોહડેથી બીજે મહોડે વાત ફેલાઇ ને હવે લોક એનું નામ ધારેછ. સારાં મંડળોમાં એને વરે હવે સારૂં બોલાતુંબી નથી. કોઇ વંઠેલ જેવા મુલતાની સાથે તો દોસ્તી પારીછ; મેં તેને જોયો તારે મને તો લાગું કે જાણે તુરંગમાંથી તરતનોજ આયો હોસે."

"મને એને મળીને બે વાત કહેવીજ જોઇએ. હું અહીં આવવાની ઉતી એમ જાણવા છતાં એ ચાલી ગેઇ તે તો મને નથી ગમતું."

તહેમીનાની વધુ વાત કહેવાને પેહેલાં તો કેકોબાદ અચકાયો પણ હવે જયારે તહેમીનાને લગતી વાત કહેવાજ માંડી ત્યારે બાકીની પણ કહી દેવાનું તેણે દરૂસ્ત વીચાર્યું તે બોલ્યો:

"એટલુંજ હોતે, તો એટલાનેજ નામે રડીને બેસી રહેતે. એ આમના ઇંગલંડ ગેઇછ પણ હું જયાં લગણ જાણુંછ ત્યાં લગીણ એની પાસે એડન જઇને આવવા જેટલાબી પૈસા નથી, તારે ઇંગલંડ જવા જેટલા પૈસા એ લાવી કયાંથી? ભીખાજી હીરાદલાલની બેહેન વીરબાઇની સાથે એ તો ઇંગલંડ ગેઇછ."

"એ વીરબાઇ કોણ છે? ભીખાજી તે પેલો કરોડપતી પારસી, તેજ કે?

"હા તેજ. એ હલકાં માણસને તમારી દીકરીએજ પહેલાં આગળ પાડયો તે મને તો એવોબી સક છે કે તેમ કરવાને સારૂ તેને તમારી દીકરીને પૈસાબી આપ્યા હોસેજ. એ વીરબાઇ ઇંગલંડથી થોડાં અઠવાડયાંમાં પાછી ફરસે ને પારસીઓમાં પહેલા વર્ગનાં ઉંચાં ગણાતાં કુટુંબ કુમજી હોમજીના વારસ બેટા સોરાબજી સાથે એનાં લગન થવાનાં છે." કેકોબાદે વધુ ખબર આપવા માંડી.

"હા, મેં કાંઇ એવું સાંભળ્યું ખરૂં, પણ તે વાત ખરી હોય એમ મેં માનીતી નહીં."

---

# પ્રકરણ ૧૦૫ મું.



## આગલોજ બનાવ ફરી બન્યો.

એડનથી સ્તીમર ઇંગલંડ ખાતે ઉપડવાને તઇયાર થઇ હતી અને બાનુ તહેમીના અને વીરબાઇ બંદર પર ઉભાં હતાં. તહેમીના કાંઇ ફીકી જણાતી હતી અને વીરબાઇ તો થાકીને લુસ થઇ ગયલી હતી. વીરબાઇને એડન જતાંજ કંતાળો આવ્યો હતો અને દરયો બહુ લાગતો હોવાથી પાછી મુસાફરી આગળ ચલાવવાની વાતથીજ તેણીના પેટમાં ફાળ પડી હતી. વળી તહેમીનાના અંકુશને સબબે તેણીથી કાંઇ ખાઇ શકાતા હતા નહીં અને પેટ ભરતું મોવરું પણ પીવાનું મળતું નહીં માટે તેણી પોતાની જીંદગી કંગાળ થઇ પડેલી ધારતી હતી.

તેણી બરબડ-બરબડ કર્યા કરતી હતી અને બકબકારાથી તહેમીનાનું મગજ ચેરવીને ચકડોળ બનાવી મેલતી હતી. તેણી બંદર પર ઉભી ઉભી પણ નીચલો બકબકારો ચલાવતી હતી :

" મરે મુઉં એ શું ? વેલાતને આગ લાગે તે ધકેલાને પછાડાજ તો બધા. તંગ કપડાં પહેડતાં તો હવે દમબી બંધાઇ ગીયો ને જીવ ફરી ફરી આવેછ. એના કરતાં અમારું નવસારી, સુરત ભલું કે મજેહ તરેહથી ખજુરાંમાં જઇને ઘાસ પર પલાંઠો મારીને તાડી પીવાની ને ઉબરીયું ને સીક સોટા ખાવાના, આમાં તો અરધું ભૂખે મરવાનું ને ચનચરીને ઉઠે તોજ મોટે ઘરનાં શેઠાણી ગણાય એ માય, આવાં શેઠાણી થવાનું વગુત પરે, ને એવા મોટે ઘરના બાઇ પર બલતું વરે, તે મને તો નહીં પરવરે જો. ખદાય પાંખ આપે તો અમના

મુંબઇ જાઉં, ખદાય એવું નહીં કરે કે મને મુંબઇ પાછી લઇ જાય, કે જઇને પેસુજી સાથે જરા બેસી ને મોવરં પી, કાંઇ ખાઇ, જીવને——"

પણ વીરબાઇ વધુ બોલવા-બકવા પામી નહીં. તેણીની અરજ ખુદાએ સાંભળી અને તેણીને મદદ મળી તથા તેણીની ઉમેદ પણ પાર પડી. બેશક તેણી મુરખ હતી, બેવકુફ હતી, સાદી હતી, પણ સાથે લાગી નીરદોષ હતી, અને તેણીને વધુ હેરાન કરવાનું કદાચ ખુદરતને ગમયું નહીં હશે માટે, અથવા પાપીઓનાં પાપ વધુ થતાં અટકાવવાનો વખત આવી પુગેલો ધાર્યો હશે માટે તેમની આગળ વધનારી મુસાફરીમાં મોટી ખલલ પડી.

વીરબાઇ બકબક કરતી હતી તેટલાં તેમની આગળ બે પારકાં માણસો આવી ઉભાં તેઓમાં એક અંગ્રેજ અને બીજો પારસી હતો. પેલા પારસીએ તહેમીના ઝરદારને બહુ નમીને સલામ કીધી અને હળવે અવાજે ધીરજથી કહયું :

" બાઇ તહેમીના દીન્યારજી ઝરદાર, અમો દલગીર છીએ કે તમોને તસદી આપવાની અમોને ફરજ પડે છે. મુંબઇની મોટી બેંકમાં મોતીના મોટા વેપારી મુગલ હબીબખાનને નામની ખોટી સહી કરીને ચેક વટાવી જવાના આરોપસર તમુને પકડી પાછાં મુંબઇ જવાનો અમોને હુકમ મળયો છે. અમો દલગીર છીયે પણ અમોને અમારી ફરજ બજાવવાની છે. મહેરબાની કરીને અમારી સાથે આવશોજી ? "

તહેમીનાએ વીરબાઇ તરફ પોતાની નજર ફેરવી. નીરદોષ અને કાંઇ પણ કપટ અથવા લુચ્ચાઇ કરવાનો સેહેજબી અવ ગુણ નહીં ધરાવનારી વીરબાઇના ચેહેરા તરફ તેણીએ જોયું. વીરબાઇના દેખતાં, પોતે તહેમીના નથી એમ પટરી જવાનું

તહેમીનાથી બને તેમ હતું નહીં. વળી તેણી તહેમીના ઝરદા રજ હતી એમ થોડા દિવસમાં આખુ એડન જાણી રહેલું હતું અને સઉ તેને પીછાણી વળયાં હતાં જેથી પોતાના નામ વિષે ઇનકાર કરવાનું પણ તહેમીનાથી બન્યું નહીં.

"કાંઇ ભુલ થયલી લાગેછ." તહેમીના માત્ર એટલુંજ બોલી.

"તે ભુલને માટે અમે જોખમદાર નથી." પેલા પોલીસના માણસે જવાબ દીધો; "મુંબઇથી જે તારનો સંદેશો મળયોછ, તેને આધારે અમો તમને પકડયોછ, જેથી મુંબઇ વાળાઓ તેને માટે જોખમદાર છે. તમો અમારી સાથે આવશો ?"

"ઠીક છે, ચાલો, પણ હવે તમે શું કરશો, વીરબાઇજી !" તેણીએ હવે વીરબાઇને પુછયું; "તમે હવે મુંબઇ આવોછ કે એકલાંજ આગળ વધોછ. ?"

"ઓવાય ! એખલી આગળ જઇને શું ધકેલા ખાઉં ? પારકાં દેશમાં કોઇ મુઓ લુટી ચુટી જાય તો ? તમે તો એમજ કેડે આવવા નીકળો તારે અરધે રસ્તેજ પાછાં ફરો. ગવંડરને ઘેર જતાં બી એમજ તમે ફજેટી કીધી ને કરાવી. બરે તમારાં સલુક ! હવે કોણ જાને ભીખાજી શુંનું શું કરી નાંખશે ? તે દારે તો બુમબરાડજ પાડયા પણ હવે તો ખાસરે ખાસરે તમુને ને મને બેઉને મારશે." વીરબાઇએ આસપાસનાઓની રમુજ વચ્ચે કહયું; પણ થોડીજ પળમાં તેણી બોલી; "પણ ચાલો ઠીક થયું; મુંબઇ જશું તો જરા કરાર વરસે. ને ઢીલાં કપડાં પહેરી જરા હીંચોલા પર બેસસ તો લેહેરે "

આ પ્રમાણે આં બે બાનુઓ અરધે રસ્તે જઇનેજ પાછી ફરી અને તહેમીનાના બાગમાં આગળા ગવરનરના લેડીવાળા મેલાવડા વાળો બનાવ ફરીને બનવા પામ્યો.

---

## પ્રકરણ ૧૦૬ મું.

### વીરબાઇજીની આવી પુગેલી સવારી.

રજાની મુદત પુરી થઇ અને જાફર પાછો પોતાની નોકરી પર આવ્યો. તેને હવે નોકરી પર આવવાને ગમતું હતું નહીં પણ આ નોકરી બજાવવાને, નોકરીને ખાતર નહીં પણ પોતાના નવા હુન્નર ડીટેકટીવના હુન્નરને ખાતર તે નોકરી પર આવ્યો હતો અને પોતાના શેઠની નોકરી બજાવવાના કરતાં તેની ઉપર જાસુસ રહેવાનું તે કામ કરતો હતો. ભીખાજી હીરાદલાલની ઘણી વાત તે જાણી ચુકયો હતો અને જે વાતો તે જાણી ચુકયો હતો તે ઉપરથી વધુ જાણવાને તેને ગન થયું હતું; વધુ જાણવાની તેને અગત જણાઇ હતી.

એક દીવસે સહવારે પેસુ ભીખાજીને મળવાને આવી લાગ્યો. ભીખાજીના સુવાના ઓરડામાં આ બે જણા વાતે વળગ્યા અને તે વાત સાંભળવાને જાફર ડ્રેસીંગ રૂમમાં છુપાઇ બેઠો. જાફરની હાજરી વીષે ભીખાજીને કે પેસુને સેહેજબી શક હતોજ નહીં.

"આપરો નાજુક કેદી ઠીક ચાલેછ." પેસુએ કહયું; "પણ તેનો આશક રખતરીમાં પરયોછ. તેતો ઉધુ ચતું કરી મેલેછ ને બળાપો કરીને દાંડા જેવો થઇ ગીયોછ. પોતાની, આશુકની સોધખોળ કરવામાં તે કાંઇબી બાકી રાખતોજ નથી.

પોતે તપાસ ચલાવેછ એટલુંજ નહીં પણ પોલીસનેબી ખબર આપીછ, ને પોલીસ છુપી તલાશ કરેછ. એ શોધખોલ ચાલેછ ખરી જો, તમે સમજયા—"

"તેથી કાંઇ એતું વગવાતું નથી." ભીખાજીએ જવાબ દીધો; "એ લોકને સોધખોલ કરવા દે, ને માથું ફોડવા દે: એ એ લોકને હાથ લાગવાનીજ નથી. અગર એને એ લોક સોધીબી કહાડસે તોબી એ કોને કીધું ને એને કોને છુપાવી એમ એ લોક જાણશે નહીં, ને જાનસેબી તો તે સાબેત તો કરવાનાજ નથી. આજે તો એ લોક પરણીને પરવારી જવાનાં ઉતાં પણ હવે એ દુકતી સમજસે કે એને માટે એ સરજેલી નથી પણ કોઇ બીજાને માટેજ સરજેલી છે. ઠાકરાશે તારે ઠેકાણે આવશે, તું તારે બેસીને તમાસો જોયા કર."

"પણ એને અહીંજ રાખી મેલીને કર્યે શું? એને એજ જગાએ લાંબો વખત કાંઇ રાખી શકાશે? એને રાખવાને વાસ્તે, ને એવાં કારાં પોંરાં કરવાને વાસ્તે એ ઘેર તો ઘણું સગવડ ભરેલું છે એમાં તો શક નથી. તમે સમજ, અરે નહીં રે ભુલમાં બોલાઇ ગીયું, ધણો ના મારતા જો. તમારો ધણો પરેછ, તારે બે દારા બોચી દુખ્યા કરેછ ને માંથામાં ઘુમરી ચહડેછ. હું એમ કહેતો તો કે, છે તે કરીને, એને અહીં રાખ્યે ને નોકર ચાકરો કડંગા સવાલો કરવા લાગે તો જવાબ શું દઇએ? કદાચ ચાકરોને શકબી ઉપજે ને કાંટાતું કટેસર કરી મુકે તારે."

"તે જે થાય તે થવા દે. એ દુકતીને તો એમજ કહેવાનું કે જાંહસુધી એ મારી સાથે પરણવાને કબુલ નહીં થશે તાંહ સુધી એને અહીંજ કેદ પડી રહેવું પડશે." ભીખાજીએ ઠરાવ ભરેલા અવાજે કહયું; "એને મોહડેથી એમ કહેવાનાં આવે તો કાંઇ નુકશાન નથી. લખીને હાથ કાપી આપવા

નહીં. મોહડેથી બોલેલું પટરી જવાય, પણ લખેલું ભુસરી શકાતું નથી. એને આપરે જોર કર્યે તોજ ખરૂ; જો એને આએ વખત જોર નહીં કરૂં તો મારી મુછ. બોરાળી નાંખુ'."

થોડો વાર બંને જણા ચુપ બેઠા અને પછી પેસુ હળવેથી બીહીતાં બીહીતાં બોલ્યો:

"ભીખાજી શેઠ, તમે આજે કાંઇ સુસ્ત લાગોછ; તબીયત તો સારી છેની?

આ અજબ જેવો સવાલ હતો. ભીખાજી કોઇબી દહાડે નાદરૂસ્ત તબીયતનો જણાયો હતો નહીં અને ગેંડાના જેવી તનદરૂસ્તી ભોગવતો હતો. આ સવાલ સાંભળતાં સંતાઇ બેસીને વાત સાંભળતા જાફરને બહુ અજબ લાગ્યું.

ભીખાજીએ કહયું: "આજે મારી રાત ઘણી ખરાબ પસાર થઈછ, એ મારા બાબમાં નવો બનાવ બન્યોછ. કાંય કે આજ લગનની મારી જીંદગીમાં કોઇબી વખતે ને કોઇબી જગાએ હું ઉંઘી શકતોતો પણ ગેઇ રાતેજ મને બરાબર ઉંઘ આવી નથી."

"નાજાં શરાફની વાત યાદ આવ્યા કીધી કે?"

"શું યાદ આવ્યું તે જાણવાનું તારૂ કામ નથી." ભીખાજીએ ડોળા કકડાવીને કહયું.

થોડો વખત ચુપકીદી વચ્ચે પસાર થયો અને પછી પેસુ પાછો બોલ્યો:

"ભીખાજી બાં, હવે જાને લગનમાં તો હાલ તરત વાંધો પડયોછ, ને મને તમે આસોદાદ આપવાના ઉતા તે મલી નથી. જોવની પેલો દુકતો મને જાર તાર આપ્યા કરતો તો પણ હમણા તેનું ધ્યાન ઠેકાણે નથી તે માંગવા જાઉં ને મારી બેસે તેની ધાસ્તી લાગેછ. કાકા તો પેલા ભવના દુશમનજ છે. રૂપીઆ માંગવા જાઉંછ તો ખાસડું લઇને ઉઠેછ ને કાલા

વાલા જો કરૂંછ તો તપકીર સુંઘીને નાખ તુછતાં કહેછ કે તું કાલાવાલા ના કર, મને રડવું આવેછ કરીને હસી પડેછ. જો એના મરવાથી એ પૈસા મળવાની મને આશા હોતે તો મુઠી ધરીને મરડી મેલતે, પણ એ મરી જાય તો ઉલટું પેલા દુકતાનું પેટ ને પેટી ભરાય. પણ તમે હવે કાંઇ દાદ ફરયાદ લેવો તો મહેરબાની થાય. હવે તો તમેજ મારાં માય બાપ છેઓ ને તમે મુરબીજી સમજયા કની?"

"તમે સમજયા કની?" બોલવાની સાથેજ પેસુએ પોતાના માથાપર બેઉ હાથ મુકીને 'અરે નહીંજી નહીંજી,' કીધું." તો જોકે તેને ધપો મારવાનો ભીખાજીને ખ્યાલ વટીક હતો નહીં.

ભીખાજીએ આ દેખાવ જોઇ હસીને કહયું। "કાંચ તારો જીવ પટકી મરેછ। કોઇ તુંને કરદતું ભખતું નથી. ચાલ આવ આપરે નીચે જઇયે. આ પૈસાની વાત આવી, તે મારા લખવાના ઓરડામાં નચીંતે કરશું.

આ ખાનગી વાત સાંભળવાથી જાફર બહુજ મગન થયો, અને તે પોતાની છુપાવાની જગાએથી બહાર નીકળયો પણ તેટલાં તો ઘરમાં ગડબડ થઇ રહી. આપણાં વીરબાઇજી બાનું ઇંગલંડ સધાવેલાં પાછાં ફર્યાં હતાં. કાશી જવું હતું પણ થાણાથીજ થાકયાં હતા. આ નહીં ધારેલો બનાવ બનવાથી ભીખાજી તો ખીજવાઇને લાલ થઇ ગયો અને બોય માથે લોહી ચહડીને મરી જશે તેવો તેનો દેખાવ થયો.

વીરબાઇની સાથે વીરબાઇની આગળી દાસી, પણ હાલમાં તહેમીના દીન્યારજી ઝરદારની નોકરીમાં રહેલી સુસન પણ આવી હતી અને જાફરે તેને જોતાં પુછયું.

"સુસન એ શું થયું? તમે લોક પાછાં કાંય આયાં?"

"તારૂં ને મારૂં કપાળ કુટવા! ઘેરથી નીકળયાં તારેજ બીલાડી આડી ફરી ગેઇતી પણ બાઇએ માન્યું નહીં ને ગાડી

હંકાવી. જરા થોભતે તો ચોગડયું વીટી જતે. મુઆ બીલાડાં તે કાંઇ ઘેરમાં ને મોહોલામાં પાળવાના છે?"

બીજા નોકરોએ પણ સુસનને સવાલો કર્યા પણ સુસનનું મન એટલું તો ભ્રમીત થઇ ગયું હતું કે તે તો બીલાડીનું અને બીલાડીનુંજ બકયા કરતી હતી અને બીલાડી પાળનારાઓનેજ પેટ ભરતી ગાળો દેતી હતી.

એ તો નક્કીજ હતું કે વીરબાઇજી પાછાં ભર્યાં પુર્યાં, જેવાં સધાવ્યાં હતાં તેવાંજ પાછાં ફર્યાં હતાં. નોકરો ચાકરો તે જાણીને પોતાના નસીબને નામે રડવા બેઠા, કારણ કે વીરબાઇજીની રીતભાંત તથા સાન સલુકથી નોકરોને તાહડક તો વલી હતીજ નહીં, પણ 'પેટમાં આવડી કરવત લઇને તેઓ ફરતા હતા.' ભીખાજી તો એવો ખીજવાયો કે બે ચાર જણાનું ખુન કરવાનુંજ બાકી રાખ્યું.

પણ તેમ વીરબાઇજીના પાછા ફરવાથી ખુશી થનારાં પણ માણસો હતાં. જેમાં પહેલે નંબરે તો આપણાં વીરબાઇજી બાનુ પોતેજ હતાં અને બીજો તો પેસુ પીછાત્યું હતો. વીરબાઇએ જતી વેળા પેસુને એક બાંડીનો બોક્ષ ભેટ આપ્યો હતો પણ તે બાર બાટલી બારેજ દહાડામાં ગેપ થઇ ગઇ હતી માટે તેનું સુકાતું નાંખ વખ-વખ થયા કરતું હતું જેથી વીરબાઇજી આવ્યાં કે પેસુજીના પેટમાં તાહડક વળી કે ચાલો, પાછું પીપ્યું શું થશે.

---

## પ્રકરણ ૧૦૭ મું.

### સુસનને સોંપેલું કામ.

સુસનની આસપાસ ભીખાજી હીરાદલાલના સઘળા નોકર ચાકરો ફરી વળ્યા હતા અને જરૂર તેનું માથું પસવારીને

તેને પટાવતો હતો અને સવાલો પુછતો હતો, પણ સુસને તો પેહેલાં પોતાનાં મન સાથેજ વાત કરવાનું જારી રાખ્યું. આખરે તેણીની ઉપર તેણીના આશકના સમજાવવાની અસર થવા પામી અને તેણી બોલી.

" અરે બાપુ કાંય મારો જીવ વધારે ઉકરાવોય ! મારી બાઇને એડનથી પોલીસ પકડીને અહીં લાવીછ. કહે છે કે મારી બાઇએ મુંબઇની કોઇ બેંકમાંથી ખોટો ચેક વટાવી લીધો. મારી બાઇ જેવું માણસ એવું કામ કરે વારૂ ? અમે એડનથી વેલાત જવાની તઇયારીમાં ઉતાં, તેટલાં આગે વધન ઉડયું ને બીલાડી આડી ફરી જવાની અસર મુઇ રેહી રેહીને છેક એડનમાં થઇ. ધુર નાંખી અહીંજ મુંબઇમાં થતે તો એટલી ફજેતી તો નહીં થતે. તહેમીના બાઇ તો જરાબી ઘભરાયાં નહીં. ને લાગલાં મુંબઇ આયાં; હવે એવણ ઉપર ખોટું તોહમત છે એમ સાબેત થશે ત્યારે મુઆ પોલીસવાળાઓના આસીઆ ઉતરશે. જેને તેને, સારાં માણસને પકડેછ, કાંઇ સરમબી આવતી હોસે કે નહીં આવતી હોસે ?

" અમે અહીં મુંબઇ આયાં ને બીચારી બાઇને ઘેરબી જવા દીધી નથી. કહેજે એ તો એવો ગુનોહ છે કે તુરંગમાં મુકી રાખવી જોઇએ ને જામીનબી લેવાય નહીં. એ તો હવે જુલમની વાત થઇ. એમ તો મનેબી કાલે પકડી જસે કે તેં કોઇનું ખુન કીધું."

હળવે હળવે સુસને સઘળી ખબર પોતાની રીત મુજબ આપી અને વચમાં વચમાં પોતાની તરફની સરેહ પણ ચલાવી. નોકર ચાકરો તે પછી પોત પોતાના કામે રોકાઇ ગયા અને જાફર પોતાની માસુક સાથે એખનો પડયો.

" પ્યારી સુસન, મારે તુને એક અગતનું ને છુપું કામ સોંપવાનું છે."

"પણ તુને એ સું ઘેલું લાગુંછે? હજુ તું તારા ડીટેકટીવના પછાડા છોડતો નથી કે કેમ? મુઈ હું દેસ પરદેસ ફરી આવી પણ તારાં લખણુ નહીં ગીયાં." સુસન બોલી.

"તું મારી વાત સાંભળસે તારે તું જાણુસે કે ખરેખર એ અગતનુંજ કામ છે, તે પછી તું એ કામ માથે લેવાને કુદી પડસે સમજી પ્યારી!"

"એટલુ બધું? નહીં, નહીં, ખરૂં કહેછ?"

"જો સાંભળ; તમારા જવા પછી બીચારી નાજાં કેઠે ગુમ થઇ ગઇછે."

"ઓ માયરે! કાંહ ગુમ થઇ ગેઇ? કોઇ ચોરી ગીયું કે, બીચારીને?"

"હા, મને એવોજ શક છે. કાંહ ગેઇછે તે કોઇ જાણતું નથી ને બીચારો જેહાંગીર તો ઘેલો દીવાનો થઇ ગીયોછ. તે બીચારો સું કરે?"

"પણ એ લોકનાં તો લગન ઉતાંની?"

"હા, આજેજ લગન કરવાનાં ઉતાં; એ ગુમ થઇ ગઇ તો પછી લગન કેમ થાય વારૂ? બીચારીનાં નસીબમાં દુખજ જોવાનું છે, પછી કોઇનો સું ચારો!"

"ખરેખર, બીચારી દુખજ જોયછ. બીચારી સુખ જોવાની હોતે તો બાળપણથીજ મા-બાપ સું કરવા મરી જતે?" સુસન નાજાંનાં દુખથી દાઝીને બોલી.

"મને તો એમ લાગેછ, બલકે મને પકો શક જાયછ કે એ છોકરીને મહેમના બંગલામાં પેલા પેસુ પીછાત્યાંએ સાંતીછ." જાફરે પોતાનો શક જણાવ્યો.

"હત્ત! તું મરે મુઓ દોજખી! એ આટલો હાડમાર થયો, ભુખે મરવાનો વખત આયો તોબી સુધરતો નથી. એનો તે કાંહ હાર થસે?"

"સુસન, મારી વહાલી સુસન, તું આ કામમાં મદદ નહીં કરે?"

"પણ તે કેમ મદદ કરૂં ? તું બોસની ઉતાવળે, એમ ગણગણુયા સાનો કરતો હોસે ? મોટો ડીટેકટીવ થયોછ તે હવે મેં જાણ્યું."

"તું તાંહ જઇને પહેલાં ખબર કહાડ કે નાજા ત્યાંજ ખરેખર છે કે નહીં જો ત્યાં હોય તો તું તેને કોઇબી સુરને નહસાડ." જાફરે ખુલાસો કર્યો.

"પણ હું નહસાડું કેમ ? મારીથી એ કામ નહીં બની શકે તો ?"

"તારાથી એ કામ જો નહીં બને તો આવીને મને કહેજે, હું જઇને સરદાર જેહાંબક્ષને જણાવસ, ને તેને બધી ખબર આપસ. નાજાને કદાચ એ લોકોએ પેલા છુંપા ઓરડામાં બંધ કીધી હોય એબી મને તો બનવા જોગ લાગેછ. તે ઓરડામાં બી તું તપાસ કરજે." જાફરે પોતાની માશુકને વધુ સમજ આપી.

"પણ તે ઓરડો કેવી રીતે ઉંઘાડવો તેની મને સમજ નથી."

જાફરે તે ઉપરથી તે ઓરડાનાં ફાલકાંની બરાબર સમજ આપી.

"જાણે કે પરીને જીનની વાત વાંચતાં હોઇયે તેવું આએ તો સુવું બન્યુંછ." સુસન સઘળું સાંભળીને બોલી; "પણ બધી એ વાત ખરી છે કે નકામો તું તારા મનના ભણકારાથી ભમીને મનેબી ભમાવેછ."

"અરે નહીં રે મારી ભમરી-ભમરડી, એ ભણકારા નથી. એ ખરીજ બનેલી વાત કહેઉંછ આએ દુન્યા ઘણી બુરી છે. થોડા વખતમાં હું જે વાત જાહેરમાં મેલનાર છું તે વાત તું જારે જાણસે તારે દાંતમાં આંગળા કરડશે ને આખી દુન્યાપર લ્યાનત નાંખશે." જાફરે ખબર આપી.

"તારે તું પેલા છુપા ઓરડામાં જે ચીજ સોધવા માંગનો તો તે તું આખરે સોધી કહાડી શક્યો કે?"

"હા, તેમાં હું ફ્નેહમંદ ઉતર્યો. બસ હવે હું ભીખાજીથી ધરાઇ ગીયોછ. એની નોકરી હું આજેજ છોડવા માંગુછ હવે જો હું કોઇનીબી નોકરી કરસ તો ગૃહસ્થ આસામીનીજ કરસ."

સુસનની જીગ્નાસા હવે ખરેખર ઉંશકેરાઇ. આખર કરેને તે એક ઓરતજ હતી અને એક નવી વાત સાંભળતાં, કોઇનો ભરમ મેળવવાનું મનપર લેતાં, અથવા કોઇની સેવા બજાવવાનો ઉમંગ ધરતાં એક સ્ત્રી ઉતાવળમાં પડીને દોડાદોડી નહીં કરે તો પછી સ્ત્રી જાતનો ગુણ તે ગણાયજ નહીં.

તરતજ સુસન તો ઓઢણી લઇ, મહેમ તરફ ચાલતી થઇ અને જાફર પોતાના શેઠના મામુલી કામ ઉપર પાછો રોકાઇ ગયો.

વીરબાઇના પાછું ફરવાથી ભીખાજી તો વીકાળ વરૂ જેવો થઇ ગયો અને એવી ખરાબ ગાળો તહેમીનાને ભાંડવા લાગ્યો કે કોઇબી માણસ તે સાંભળતાં કમકમ્યા વના રહે નહીં. તેણે જોયું કે છેલા થોડા વખતના દરમ્યાનમાં તહેમીનાએ તેણે જેટલો લાભ કરી આપ્યો હતો તેના કરતાં તેને ગેરલાભ વધારે કર્યો હતો. તહેમીના ઉપર તે ઘણોજ છેડાયો તેમ વળી વીરબાઇ ઉપર પણ તેણે પોતાનો ગુસ્સો ખાલી કીધો અને તે ગુસ્સો ખાલી કરતાં જયારે તે ઠંડો પડયો ત્યારે તેણે પોતાની બહેનને ઇંગલંડ મોકલવાની વાત ઉપર છેવટનું પાણી નાંખ્યું.

એની તરફ છેવટનું પાણી નમાયું અને પેલી તરફ છાંટા-પાણી નમાતા હતા. વીરબાઇને બહુજ નાસીપાસી લાગી હતી અને રદમસ થઇને પાછી ફરી હતી. માટે તેણીનો ગમ ભુલાવવા પેસુ તેનાં ગળાસમાં મોંવરૂં રેડયો જતો હતો; જ્યારે થોડાજ દહાડામાં પેસુ બીચારો લેવાઇને ખરેખર પીસતાં જેવો

થઇ ગયો હતો માટે તેના મોહોડાંપર લોહી લાવવાને વીરબાઇ તેને બાંડી ધીચાઠતી હતી. થોડાજ વખતમાં વીરબાઇ ગમ ભુલી ગઇ અને પેસુના મોહોડાંપર લોહીથી નહીં તો, લીલા રંગનાં કરામતી પાણીથી રંગ ચહડી આવ્યો. બને જણા ગીતને રંગ ગાવા લાગ્યાં અને થોડા દહાડાની શાંતી પછી બંગલો પાછો ધોધ્યારાંથી ગાજી રહયો. ભીબાજી એક તરફ ફફડાટ ચટકાટમાં હાથપગ પછાડે અને બીજી તરફ લહેરમાં આ લોક હાથપગ નચાવે.

બને લીંગર થઇ ગયાં અને વીરબાઇ જેમ તેમ પડતી ખડતી પોતાના ઓરડામાં ગઇ અને પેસુ તો ટેબલની તળેજ ઉંઘાઇ ગયો અને ત્યાંજ તેણે સાંજ પાડી.

---

## પ્રકરણ ૧૦૮ મું.



### એ કોણ ?

તહેમીનાના મુંબઇનાં બંગલામાં ખરશેદબાઇ રહેલી હતી ત્યાં મારતી ગાડીએ તહેમીનાનો કાકાસસરો કેકોબાદ ઝરદાર આવી પુગ્યો. તહેમીનાનું સઘળું કામ ફેશનેબલ હતું તેમ બંગલામાં બધી નવા સુધારાની ગોઠવણો કરેલી હતી અને તે મુજબ દરવાજા ઉપર વીજળીક ઘંટનું બટન પણ જડેલું હતું.

તે બટન દાબી ઘંટ વગાડી પોતાની હાજરીની ખબર આપવાને કેકોબાદ થોભ્યો નહીં પણ એકદમ બંગલામાં દોડયો અને દીવાનખાનામાં જઇ પુગ્યો. તેનો ચેહેરો બહુજ ચીંતાતુર હતો અને કચવાટ કંટાળાનો છાપ મુખ ઉપર જણાતો હતો. ખરશેદબાઇ ત્યાં બેસીને સીવતી હતી અને કેકોબાદને જોઇ લેણી ઉભી થઇ.

"માય બેસી રેહો." કેકોબાદે કહયું; "હું તમારે સારૂ ઘણીજ માઠી ખબર લાયોછ. તમારી દીકરી એડન ગેઇતી ને તાંહથી ઇંગ્લંડ ઉપડી જવાની ઉતી પણ એડનથીજ તમારી દીકરીને મુંબઇ એકદમ પાછું ફરવું પડયુંછ ને તે મુંબાઇ આવીછ."

"મુંબઇ આવીછ? કારે આવી? ને બાવા તેને તેરી લાવોની?"

"આપરાં ઘરમાં નથી તેતો પોલીસના સ્વાધીનમાં છે."

"એ શું બોલોછ કેકોબાદજી? પોલીસવાળા શું કરવા—"

"બેંકમાં થોડા વખતની વાત પર એક મોટા મોગલ વેપારીને નામે ખોટો ચેક વટાવ્યોતો, તેનાં વાંકસર તમારી દીકરીને પોલીસે પકડીછ."

"મારી દીકરીએ ચોરી કીધી!" ખરશેદબાઇ તો આ વાત સાંભળીને હબતાઇજ ગઇ, તેણીએ આ વાત ખરી તરીકે માનીજ નહીં.

"તમારે ખાતર મને ઘણું લાગેછ બેહેન, અને તે ખરીજ વાત છે એમ કહેતાંબી મારૂં દીલ દુખાયછ. પણ ખરી વાત છુપાવવામાં કાંઇ સાર નથી. એને તુરંગમાં રાખીછ ને હાલ તરત કાંઇબી બને તેમબી નથી."

"તારે મને તેની આગળ કોઇ જવાબી દેસે કે નહીં? હું તેનો જામીન થવા ગીયો પણ જામીન લેવાની સાફ ના પાડવામાં આવી. કાલે એને પોલીસ કોરટમાં ઉભી કરશે ત્યારે આપને તાંહ જઇશું."

બીજો ઉપાય રહયો નહીં અને ખરશેદબાઇને બીજા દહાડા સુધી ધીરજ ધરી થોભવાની ફરજ પડી. તેણીની ચિંતા કેવી હશે તેતો તે પોતેજ જાણે, તેણીનો પરવરદેગાર જાણે!

બીજે દહાડે ફેકોબાદ પોતાની ગાડીમાં ખરશેદબાઇને બેસાડીને પોલીસ કોર્ટમાં લઇ ગયો, જ્યાં આગાઉથી ગીરદી થઇ હતી. વળી મુજબ ઘણાક મોટે ખાંચરેના લોકો પણ જમા થયા હતા અને તમાસગીરોથી કોરટ, તેની આસપાસની ગેલેરી અને બહારની ચાલ ચીકાર ભરાઇ ગઇ હતી.

એક તરફ લાહુમળ પણ ઉભો હતો અને તે હંમેશાંના જેવાજ દેખાવનો અને પહેરવાશનો હતો. તે ચુપ ચુપ એક તરફ ઉભો રહી તમાશો જોયા કરતો હતો. ભીખાજી હીરાદલાલ પણ આવ્યો હતો. ઘણાક જણાઓ તેની ખુશામદ કરતા હતા પણ ફેકોબાદે તો તેને કાંહુંજ દીધું નહીં.

બે ત્રણ મુકદમાઓ પહેલાં ચુકવવામાં આવ્યા. બે ત્રણ છોકટાઓને, મોહોલામાં તોફાન મચાવનારાઓને અને એવા બદમાશોને ઘટતી સજા કરવામાં આવી અને તે પછી તહેમીના-મોટે ઘરનાં બાઇ સાહેબ તહેમીના દીનયારજી ઝરદાર સોસાયટી કવીન અને મુંબઇનાં સઘળાં મંડળોની આગેવાન બાનુ આરોપીના પાંજરામાં આવી ઉભી. જે પાંજરાંમાં થોડાજ વખતની વાત ઉપર કંગાળ બદમાશો ચીંડેહાલ હાલતમાં આવી ઉભા તેમાંજ તે પોતાના એશકી પોશાક સાથે આવી ઉભી.

એક ભલી માતાના અખંડ પ્યાર સાથે આતુરતાથી રાહ જોતી ખરશેદબાઇ ચીનાઇ એક તરફ બેઠી હતી અને તેણીએ નીગાહને તહેમીનાનો ચહેરો જોયો, અને તે જોતાં તેણી ભડકી, તેણીએ પોતાનો હાથ ફેકોબાદનાં ખભાં પર મેળયો અને જોરમાં દમ ખેંચીને કહ્યું.

" નહીં. નહીં, આએ કાંઇ મારી દીકરી નથી. તમારા ભાઇ દીન્યારજી કાંઇ આએ બઇરી સાથે નહીં પરનેલા એ તો કોઇ જુદીજ છે.

તહેમીનાને જોતાં ખરશેદબાઇને અજાયબી લાગી હતી તેટલીજ અજાયબી અવે આ બોલો સાંભળીને કેરોબાદ ઝરદારને લાગી.

" એ શું બોલોછ બેહેન ? " કેકોબાદે પુછયું.

"હું ખરૂંજ કહુંછ. આએ તો કોઇ જુદી બાઇરી છે."

"તારે એ તમારી દીકરી નહીં?"

"નહીં, બાવા, એ મારી દીકરી નથી. એ તો કોઇ જુદીજ છે."

"તમે તમારી દીકરીને જમાઇને આગબોટ પર બેસતાં તમારી નજરે જોયલાં કે?"

હું તે લોકને મુકવા ગેઇતી. ઇસતીમર ઉપડેલી તાંહ સુધી ઉભીતી."

માજીસ્ત્રેટ આ વેળા બોલ્યો: "બાનુ તહેમીના ઝરદાર—"

"નહીં બાવા, એ તહેમીના જરદાર નથી." "ખરશેદબાઇ વચે બોલી ઉઠી.

કોર્ટમાં ગડબડ થઇ રહી અને સીપાઇઓ ચીપ, ચીપના અવાજો કરવા લાગ્યા. આ વખતે માજીસ્ત્રેટે ખરશેદબાઇને આગળ બોલાવી પુછયું.

"બાઇ તમે શું કહેવા માંગોછે?"

"મરી જાઉં બધી, હું એમ કેહુંછ કે આએ બાઇરી તહેમીના નથી.

"તમે શા ઉપરથી કહોછ?"

"કારણ કે તહેમીના તો મારી પોતાની દીકરી થાય. હું આવી, ચીનથી મારી દીકરીનેજ અહીં મળવા પણ મેં જાણ્યું કે તે વેલાત ગેઇતી; પછી એડનથી મારી દીકરીને પકડી

આવવાની વાત સાંભળી, ને અહીં આવીને જોઉંછ તો જે બહેરી તહેમીના ગણાયછ તે મારી દીકરી નથી."

માજીસ્ત્રેટે આ ઉપરથી કેકોબાદને પુછ્યું.

"તમો શું કહો છો સાહેબ?-આ બાનું તમારા ભત્રીજાની બાયડી છેની?"

"હમણા સુધી તો હું એમજ ધારતો હતો કે એ મારા મરહુમ ભત્રીજાની વીધવા થાયછ. એ બાઇ ત્રણ વરસની વાત ઉપર મુંબઇ આવી અને જે સ્તીમર ડુબી ગઇતી તેમાં મારો ભત્રીજો ડુબીને મરણ પામ્યો હતો. એ બાઇ કાગજયાં અને બીજા પુરાવા એવા લાવી હતી કે એજ તહેમીના છે એમ અમોએ માન્યું હતું, પણ બાઇ ખરશેદબાઈ ચીનાઇના કહેવાથી મનેઓ હવે કાંઇ શક ઉપજે છે. હું ધારૂં છું કે એમાં કાંઇ કાવતરૂં થયું હશે.

આ વેળા વડો કોનસતેબલ બહાર આવ્યો અને બોલ્યો.

"ગોર વર્શીપ, આ આરોપીના સંબંધમાં હજી વધુ તપાસ કરવાની છે માટે હાલ તરત મુકદમો મુલતવી રાખવાની હું અરજ કરૂં છૂં."

માજીસ્ત્રેટે આ અરજ સ્વીકારી અને બાનું તહેમીનાને બલકે તહેમીના નામે ઓળખાતી સ્રીને—પાછી તુરંગમાં મોકલી. ઘણા જણાઓ તેણીનાં જામીન થવા આવ્યા હતા પણ તે સ્વીકારવામાં આવ્યા નહીં.

ખરશેદબાઇ કેકોબાદ સાથે ઘરે ગઇ અને હવે તેણીના મનમાં બીજો વસવસો ઉભો થયો. આખા મુંબઇમાં એજ વાત ચાલી રહી અને તરેહવાર ગપાટાઓ પણ ઉડયા. તેમાં સરાધાટ કરવાનું વળી કોઇએ બાકી રાખ્યુંજ નહીં. જે જેને ગમે તે બોલે અને ગમે તે અતકલ બાંધે વળી કેટલાકે તો

નવો ગપ ઉડારી ને ખરીજ વાત હતી એમ ભરૂસાથી અને કસમ ખાઇને પણ કહે. મોટાં મંડળોમાં તો આ બનાવ એક ભારે ચર્ચા જેવો થઇ પડયો અને બીજી સઘળી વાતો તે બનાવને લગતી વાત આગળ દટાઇ ગઇ, દબાઇ ગઇ. જે તહેમીના ઝરદાર તરીકે ત્રણ વરસ સુધી મુંબઇમાં ઓળખા ચલી આી, જેણીએ આખા મુંબઇના સઘળાં મોટાં મંડળોને પોતાની પાછળ દીવાના બનાવી નાંખ્યાં હતાં તે ખરેખર તહેમીના દીનયારજી ઝરદાર નહીં હતી તો તેણી હતી કોણ ?

---

## પ્રકરણ ૧૦૯ મું.

### મદારીને ઇનામ.

કેકોબાદ જરદાર પોતાના ભત્રીજાની સાસુ ખરશેદબાઇ ચીનાઇ, અને પોતાની ધણીઆણી સાથે બેસીને પોતાના બંગલાના ડ્રોઇંગ રૂમમાં વાતચીત કરતો હતો તેટલાં એક નોકરે આવીને ખબર આપી કે કોઇ હિન્દુ શેઠ તેને મળવા આવ્યો હતો.

"હિન્દુ તે વરી કોન છે? શું માંગેછ?" કેકોબાદે પુછ્યું.

"સાહેબ તે કહે છે કે બહુજ અગતની વાત તેને તમુને કહેવાની છે."

"ઠીક છે. બોલાવ તેને" કેકોબાદે હુકમ આપ્યો.

થોડાજ વખતમાં એક હિંદુ દીવાનખાનામાં દાખલ થયો. વાંચનાર તેને ઓળખે છે. નાર્યા જાતનો મદારી કેસુર્યો તે હતો કે જેની પાસેથી સુંચીશી નામે ઓળખાતી ચીની જાતની

સ્રીએ નાગનું ઝેર વેચાતું લીધું હતું, અને તેવાંજ ઝેરથી તહેમુરસનું મરણ નીપજ્યું હતું.

" સાહેબ, મારે કેકોબાદ ઝરદાર શેઠ સાથે વાત કરવાની છે," તે મદારીએ આવીને કેકોબાદને નમીને સલામ કરીને કહ્યું.

" હા, કેકોબાદ હુંજ છેઉં. તમારે મને શું કેહેવુંછ ?"

" તમારા ભત્રીજાની વીધવાના સંબંધમાં કહેવુંછ."

આ શબ્દો સાંભળી ત્રણે જણા ચોંક્યાં.

" હાજી, હું ખરીજ વાત કેહુંછ. જે સ્રી હાલમાં કેદ પકડાયલી છે અને તેની ઉપર અનેક જાતના આરોપ મુકાયલા છે, તેને લગતી જાણવા જોગ ખબરો હું ધરાવું છું. જો તે ખબર આપું તો ઘણી વાત શેહેલથી ખુલ્લી કરવાનું બની શકશે. પણ તે વાત જણાવવા અગાઉ મારે જાણવું જોઇશે કે મને તે સેવા બજાવવાના બદલામાં શું ઇનામ મળશે ?

" તેમ તું મને જે ખબર આપવા માંગેછ તે ખરીજ છે એમ મને ખાતરી શું મળશે ? " કેકોબાદે વળતો સવાલ કર્યો.

" તે ખાતરી હું તમને કરી આપશ. તમો સાહેબ ઉપર આખાં શહેરને વીશ્વાસ છે. તેમજ હું પણ વીશ્વાસ રાખુંછ જેથી હું પહેલાં સઘળી વાત કહેવસ અને તે જો ખાતરી ભરેલી અને સાચી લાગે તો મને પાંચસો રૂપીયાનું ઇનામ આપજો, નહીં તો ના આપતા."

" બહું સારૂં. મારે કબુલ છે." કેકોબાદ બોલ્યો.

" હવે મારી વાત સાંભળો. જે સ્રી હમણા તુરંગમાં પડી છે તે તમારા ભત્રીજાની વીધવા નથી. તે કોઇજ નહીં પણ ખોટી સહીઓ કરનારી, પારકાના હરફે હુબહુ લખી શકનારી, અને ખુની ચીની સ્રી શુંચીસી છે."

"યા ખુદા !" યા ખુદા !" ફેરોબાદ બોલ્યો.

ખારસેદબાઇથી તો બોલી શકાયુંજ નહીં.

"એમજ છે, સાહેબ, એમજ છે. એ સ્ત્રીની સોધમાં વરસો થયાં પોલીસ અતવાઇ ગઇ છે અને હવે આખરે પોલીસના હાથમાં તેણી આવી છે તોબી પોલીસને તે ઓળખાઇ નથી. એજ સ્ત્રીને મેં તહેમુરસ મેહેતાનું ખુન કરવાનું સાધન પુરૂં પાડયું હતું, પણ ઇશ્વર શાક્ષી છે, મેં તે વેળા જાણેલું નહીં કે આવા અઘોર અપરાધને સારૂ એ ઝેર તેણીએ મારી પાસેથી વેચાતું લીધું હતું.

"અને મેં એખલાએ ઓળખી નથી, પણ મારા બીજા ત્રણ મીત્રોએ ઓળખી છે, જેમાં બે ચીના છે અને એક મુસલમાન છે. એ સ્ત્રી હોંગકોંગમાં બેંકની હુંડી વટાવી મુંબઇ નહાસી આવી હતી. પોતે ચીની તરીકે અને ચીનીના પોશાકમાં હોંગકોંગ ખાતે ફરતી હતી પણ પારસી બાપથી અવતરેલી હોવાથી તેણીનો ચેહેરો અને ભાષા પારસી જેવીજ હતી. હોંગકોંગથી તેણી નાઠી તે વેળા તેણીએ પારસી પોશાક સજ્યો અને તે એક પારસણ તરીકેજ સ્તીમરપર ચહડી. તેણીની સાથે લાડુમલ નામનો એક મુલતાની પણ હતો. એજ સ્ટીમરમાં તમારા ભત્રીજા અને તેમના ધણીઆણી પણ હતાં.

"સુંચીસી સહી સલામત નહાસી જાય છે કે કેમ તે જોવાને અમો પણ બંદરે ગયા હતા અને અમે તેણીને તથા તમારા ભત્રીજાની ધણીઆણીને તુતક ઉપર ઉભાં રહીને વાત કરતાં દીઠાં હતા. તે પછી હમને ખબર મળી કે તે સ્ટીમર ભર દરયે ડુબી ગઇ અને તેમાંથી તમારા ભત્રીજાની બાયડી સીવાય કોઇ પણ બચી શકયું હતું નહીં. ખરેખર તો તહેં

બીના પણ દુખી મુએ હતી અને સુંચીસી જેને દુખી મુએલી અમો ધારતા હતા તે બચી હતી અને તેણીએ તહેમીનાનું નામ ધારણ કર્યું હતું. મારી પાસે પુરાવા છે, તે સાબેત કરી આપશ.

" ખરસેદબાઈ બેહેન, તમો દીકરીને મળવા આયાં, એક દીકરીના પાપ ઉપર તમોએ બળાપો કર્યો. અને હવે એક દીક રીના મહોતપર રડવાનો તમારો વખત આયો." કેકોબાદ બોલ્યો; " પણ તહેમીના મરી ગઈછ અને તેણી ખરેખર નીરદોષજ રહીને મરણ પામી છે તે જાણતાં મને તમારી તરફ વધુ દીલસોઝી લાગેછ, અને ખરી તહેમીનાને મેં ગેર ઇનસાફ કીધો તેને વરે હું પસતાઉંછ."

ખરશેદબાઇ બેગાખતાર રડતી હતી અને આ ગમનાક વાત સાંભળી તેણીનું હઇડું ફાટી જતું હતું; તોપણ આ ખબરમાં એક એવો પણ સબ્બારો હતો કે જે સંતોષ પકડવા જોગ હતો.

કેકોબાદને તે પછી થોડાજ વખતમાં કેકોબાદનો સોલીસીટર મળવા આવ્યો અને કેકોબાદનો મીત્ર, તે બાપનો નાયક જેહાંગીરનો કાકો અસલાજી બેગા શેઠ પણ આવ્યો તે ત્રણે જણાએ મસલહત કીધી અને તેઓ સુંચીસીને ( તહેમીનાનું નામ ધારણ કરનારીને) તેણીના કેદખાનામાં મળવા ચાલ્યા. અલબતાં કેકોબાદે કેસુર્યાને પાંચસો રૂપીઆનું ઇનામ આપ્યું અને બીજે દહાડે પાછું મળવા આવવાને તેને કેકોબાદે જણાવ્યું.

---

# પ્રકરણ ૧૧૦ મું.



## આશક-માશુકનાં કામ.

"ઓહો, સુસન તું બી આવી કે?" માડીમના તહેમીના ઝરદારના બંગલાનો મુસલમાન કારભારી સુસનને જોઇને બોલ્યો; "એ બધી શું ગડબડ થઇ? આપરાં બાઇએ ચોરી કીધી એ શું માનવા જોગ છે?"

"નહીં રે, મનેબી નથી લાગતું. લાવની, જરા ચાહે બાહે પાસે કે નહીં? બધી હું તો થાકી ગેઇછ." સુસને એક ખુરસી પર બેસીને જવાબ દીધો.

"લે તારે વરે હું ચાહેતું પાણી મુકુંછ. તું જરા થાક ખા."

તે મુસલમાન બાવરચીખાનાગમાં ગયો કે તુરતજ સુસન ઉપલા મજલાપર દોડી અને સઘળે ફરી વળી. એક ઓરડાનું બારણું બંધ હતું અને માહેથી દચકા ખાવાનો અવાજ સંભળાતો હતો. સુસને તે બારણું ઉઘાડવા માંડયું પણ તરતજ તેણીને માલમ પડયું કે તે બંધ હતું અને ચાવી દીધી હતી.

હવે કેમ કરવું તેના વિચારમાં સુસન પડી પણ તેટલાં તો બાગમાં એક ગાડી દાખલ થઇ અને તેમાંથી પોલીસના ત્રણ માણસો ઉતર્યા.

ગાડીનો ખડખડાટ સાંભળીને મુસલમાન કારભારી બાવરચી ખાનામાંથી દોડી આવ્યો અને સુસન પણ નીચે ગઇ, જયારે બંગલાના પાછળા દરવાજેથી બે માણસો ઉભી પુછડીએ નાઠાં.

"અમો આ ઘરની જડતી લેવા આવ્યા છીયે" તે પોલીસના માણસો માંહેલા એકે કહ્યું; "અમારી પાસે જડતીનું આ વારંટ છે."

"તમે પેલી છોકરીને શોધવા આવ્યા છો કે?" કારભારીએ સવાલ કર્યો.

"છોકરી? છોકરી શાની? અમો તો પુરાવા શોધવા આવ્યા છીયે."

"તમે બહુ વખતસર આવી લાગ્યા" સુસન બોલી; "તમને ખબર તો હશે કે બાઇ નાજાંબાઇ કુંવરજી શરાફ કેટલા દહાડા થયા ગુમ થઇ ગેઇછ."

"હા, હમુને તેની ખબર છે. પોલીસને તેવી ખબર મળીછ."

"તારે તે બાઇને આ બંગલામાં કેદ કરી રાખીછ એવો મને શક છે. આવો હું તમુંને તે ઓરડો દેખાડું." સુસન બોલી અને સધળાઓને તેણી ઉપલા મજલાપર તેડી ગઇ.

"આ ઓરડાની ચાવી કયાં છે?" પોલીસની ટુકડીના વડાએ કારીભારીને પુછ્યું.

"તે તો પેસુજી શેઠ પાસે છે."

"તારે તે પેસુજી શેઠ કયાં છે?

"પોતાના ઓરડામાં."

"જા, તેડી લાવ."

પેસુજી શેઠ હોય તો મળે કે? તેવણ તો પોલીસના માણસોને બંગલામાં દાખલ થતાંજ એઇને પાછળે દરવાજેથી વટાણા વાવી ગયા હતા અને તેની સાથે પેલી ધાટણ પણ પોબારા આપી ગઇ હતી. પેસુજી કે કુંચી મળી નહીં ત્યારે પોલીસે બારણું ભાંજીને ઉઘાડયું અને નાજાંને છુટી કીધી.

બે કલાક નહીં ગયા તે અગાઉ તો નાજાં અને જેહાંબક્ષ એક બીજાને ભેટી પડયાં.

જયારે જાફરની માશુક આ કામમાં રોકાયલી હતી અને અધીરા જીવડાઓને રાહત આપતી હતી ત્યારે સુસનનો આશક એક નચીંત જીવડાને ભડકાવી મારતો હતો. તે પોતાનાં શેઠ આગળ ઉભેલો હતો.

"પણ તુંને અહીં શું દુખ છે કે નોકરી છોડી જવા માંગેછ?"

"લગન કરીને ભઠીઆરખાનું ઉઘાડવાનો મારો વીચાર છે."

"તારે જા, પટ. મારા બાપનું શું જવાનું છે! લગન કરશે તો પસ્તાસે. કુંવારો છે તાંહ સુધી સુખી છે. સમજ્યો!"

"તેથી તમો સાહેબ કુંવારા રેહવાછ કે!"

"નહીં; હું તો પરણવાનો છેઉં. થોડા વખતમાં મારાંબી લગન થવાનાં છે. પણ પૈસાવાળા પરણે તે જુદી વાત છે."

"પણ સાહેબ મને હવે રજા આપો તો મહેરબાની."

"ઠીક છે, બે ત્રણ દહાડા રહીને મને યાદ આપજે."

"જેહાંબક્ષ બોગા શેઠનાબી લગન છે, તે ત્યાંબી—"

"કોને કહ્યું કે લગન છે? તેની બહરી તો કેઠે ગુમ થઇ ગેછ."

"હા, ગુમ થઇ ગેઇતી પણ હવે તો પાછી મળી આવીની."

"મળી આવી? કોણે કહ્યું?

"હું કેહુંછ."

"પણ તું સા ઉપરથી કેહેછ?"

"નજરે જોવાથી."

"તેં સું નજરે જોયું!"

"નાજાં બાઇ, પોલીસના ત્રણ માણસો સાથે અને એક આયા સાથે હમનાજ ગાડીમાં બેસીને જેહાંગબક્ષના બંગલા તરફ જતાં હતાં. જેહાંબક્ષનો બંગલોબી નજદીકમાંજ આગોછની જાફરે ખબર આપી.

"એ કેમ બન્યું?"

"તે સાહેબ હવે હું શું જાનું? કેહો તો જઇને પુછી આઉં."

"નહીં તારૂં કામ નથી. જા, હયાંજ કામકાજ હોય તો કર."

જાફર બહાર નીકળ્યો અને મનમાં બહુ મળકાયો. જાફર તરતજ કપડાં પહેરી પોતાની છાતી આગળના ગજવામાં એક કાગજનું બંડલ મેલી બહાર નીકળયો અને પાછું ફરીને જોયું તો તેનો શેઠ ભીખાજી પણ તેની પુઠેજ આવતો હતો. શેઠ તેની પુઠે આવતો હતો તેટલાં એકાએક ભીખાજી પીઠ ફેરવીને નાઠો ને એક ભાડુતી ગાડીમાં ચહડી બેઠો. અને તરતજ તે ગાડીનો ઘોડો ચારે પગે દોડયો.

ભીખાજીની આ વિચીત્ર વર્તણુંક ઉપર અજબ થતો જાફર ઉભો હતો તેટલાં જાફરની પીઠ ઉપર એક તેના પુરાણા મીત્રે હાથ મેલયો.

"ઓહ હો! દોસ્ત કાસમ. કાંહથી આયો? અરરર, વરસો પછી કાંહથી ભુલો પડયો?" જાફરે પોતાના જુના મીત્રને ઓળખીને કહ્યું.

"હું તો ચીન ગયો હતો ને તાંહથી બે દહાડા થાયાજ આવ્યો. તાંહ મારો એક ઓળખીતો પારસી હતો ને તે હમણાજ સામેથી આવતોતો. પણ તેટલાં જાને હરખાં કુતરાંએ કરડયો હોય તેમ એકદમ નહાસી ગયો ને ગાડીમાં બેસી જોરમાં હંકારી ગયો."

"તે પારસીનું નામ સું?"

"તેનું નામ સાપુરજી મીસ્ત્રી."

જાફર પોતાના મીત્ર સાથે કેટલોક વખત વાતમાં રોકાયો અને બંને મિત્રોએ લાંબો વખત સુધી ગસલહત કીધી ને પછી તેઓ છુટા પડયા.

---

# પ્રકરણ ૧૧૧ મું.

## 'ખરી બીનાનો ખરો હેવાલ.'

જેહાંબક્ષ, નાજાં, અને જાફર બેઠેલાં હતાં અને જેહાંબક્ષના હાથમાં મરહુમ તહેમુરસે લખેલાં અને જાફરે શોધી કહાડેલાં કાગજ્યાં પકડેલાં હતાં. તે જેહાંબક્ષ બોલ્યો.

"હવે હું વાચું છું. તમો ધ્યાન દઇને સાંભળો."

તે કાગજ્યાં જેહાંબક્ષે નીચે મુજબ વાંચ્યાં:—

"આ મારા બાબમાં બનેલી બીના હું કાગજ ઉપર લખી કહાડું છું. કારણ કે મને અહીં મારા દુશ્મને કેદ કર્યો છે. અને કદાચ કેદ કરવાથીજ તે નહીં ધરાઇને મારૂં ખુન બી તે કરે એ મને બનવા જોગ લાગે છે. માટે આ લખીને આ ઓરડામાં કાગજયાં હું સંતાડશ, જે કાગજયાં જો કોઇના હાયમાં આવે તો તેને તેનો ઘટતો ઉપયોગ કરવો એવી મારી અરજ છે.

"વરસોની વાત ઉપર હું ધંધા અર્થે ચીન ગયો હતો અને ત્યાં મને ભીખાજી નામના એક પારસી સાથે ઓળખાણ પડી હતી. તે ભીખાજી અસલ તો મુંબઇનો રહેવાસી હતો પણ ત્યાં તેને ઠીક ચાલ નહીં ચલાવવાથી મુંબઇ છોડવું પડયું અને કલકતા ખાતે તે જઇ રહયો અને તેણે શાપુરજી મીસતરી નામ રાખ્યું. સાપુરજી મીસ્ત્રી ત્યાં થોડો વખત રહયો અને પરણ્યો અને ત્યાંથી હોંગકોંગ આવ્યો. હું હોંગકોંગ તે વેળા હતો પણ શાપુરજી સાથે ઓળખાણ પડવા પછી થોડાજ વખતમાં મને હોંગકોંગથી થોડેક દુર જંગલમાં જવું પડયું. મારો એક ચીનો ઉસ્તાદ હતો, કે જેનું નામ ટાંકાઉ હતું. ટાંકાઉ ઘરડો હતો અને મારી ઉપર તેની બહુજ પ્રીત હતી. તે અતી

ઘણો તવંગર ગણાતો હતો. પણ બાહુજ કંજુસ હતો તે બહુજ જઈફ થઇ ગયો અને તેણે મને પોતાની સઘળી દોલત આપી. તે દોલત કયાં તેને છુપાવી રાખી હતી તે દેખાડવા તે મને પોતાની સાથે જંગલમાં તુરજા નામની ટેકરી તરફ ગયા અને ત્યાં દાટી મુકેલો પોતાનો ખજાનો ટાંકાઉએ મને દેખાડયો અને તે પછી અમો પાછા ફર્યા.

રસ્તામાં અમોને ચીના લુટારાઓએ ઘેર્યા અને તેમના હાથમાંથી છટકી જવાની કોશેશ કરતાં મારો વાલી અને મુરબી ટાંકાઉ તેમના હાથ ઉપર કેદ પકડાયો અને તેઓ મને દુરદરાજ લઇ ગયા, જયાં ગુલામ તરીકે મને વેચી નાંખવામાં આવ્યો ગુલામગીરીમાં મેં કેટલોક વખત ગુજાર્યો અને તે પછી લાગ આવતાં હું નહાસી ગયો. કાંઇ કાંઇ મુસીબતો ખમીને હું આખરે કેનટોન ખાતે જઇ પુગ્યો જયાં મને ભીખાજી મળ્યો. મેં અફસોસ કે નાદાની કરીને મારા ઉસ્તાદની સઘળી દોલત વીષેની તેને ખબર કીધી અને તેની સાથે તે ખજાનો કહાડી લાવવાની મેં ગોઠવણ રચી. મેં તેને અરધો ભાગ આપવાની કબુલાત આપી અને અમો તે ખજાનાની શોધમાં નીકળ્યા.

"તુરજા ટેકરી આગળ અમો આવી લાગ્યા અને તે ખજાનાવાળી જગાએ જઇ પુગતાં તેજ દીવસે સાંજ પડી હતી. તે ખજાનો મેં ભીખાજીને દેખાડયો જે જોતાંજ ભીખાજીની દયાનત બગડેલી હોવી જોઇયે. સહવારના તે ખજાનો કહાડી લઇ પાછા ફરવાની અમોએ ગોઠવણ કીધી પણ રાતનાજ ભીખાજીએ પોતાનું કામ કરી લીધું.

"રાત પડી હતી અને હું એક તરફ બેસીને ઉરદુ ગઝલ ગાતો હતો કે,

સબાત બહેર જહાંમે **અપના** ફકત મીસાલે હબાબ
દે

પણ તેટલાં ભીખાજી મારી પીઠ પછવાડે હળવેથી આવી લાગ્યો અને તેણે પીઠ પછવાડેથીજ પીસતોલ ફોડી મને ગોળી મારી. હું પડયો અને તે પછી શું બન્યું તે હું કશું જાણી શકયો નહીં, મને કશું ભાન રહયું નહીં.

" લગભગ ત્રણ મહીને હુશયાર થયો. જંગલના ચીનાઓએ મારી જતન લીધી હતી અને છાલાપાલાથી મને તેઓએ સાજો કર્યો હતો. મને તદન તતાર થતાં ઘણો વખત લાગ્યો અને જયારે તતાર થયો ત્યારે પેહલું કામ મેં એ કીધુ કે પેલા ખજાનાવાળી જગાએ હું જઇ પુગ્યો અને ત્યાં મેં મારી નાસીપાસી વચે પણ વકી મુજબ દીઠું કે તે ખજાનો ત્યાંથી ભીખાજી ઉપાડી ગયલો હતો. કનતાન અને હોગકોંગમાં હું ફરી વળયો પણ ભીખાજીનો પટો લાગ્યો નહીં, તોબી ભીખાજી મુંબઇ ગયો હતો એવી મને ખબર મળી. હું ભીખાજીને માટે ખોળ કરતો હતો એવી વાત ભીખાજીના આડત્યાઓએ ભીખાજીને પુગાડીજ હશે કારણ કે ભીખાજીના રેપુઓ મારી પુઠે લાગ્યા અને મને હેરાન કરવા માંડયો.

"આ સઘળી વાત બેહેશતી કુંવરજી શરાફને લખી મોકલીં અને મુંબઇ આવવાના તેવણ પાસે મેં પૈસા મંગાવ્યાં પણ તેનો જવાબ તો મને મળ્યોજ નહીં. આખરે મેં ચોરી કીધી મને ચોરી કરવાની ફરજ પડી અને બેંકમાથી ચોરી કરીને હું મુંબઇ આવ્યો. મને ભીખાજી સાથે મેલાપ થયો અને ભીખાજીએ તહેમીનાના ઘરમાં લાડુમળ નામના મુલતાનીને હાથ મને કેદ કરાવ્યો. આ મારી સઘળી હકીકત છે. જે દોલત ભીખાજી હાલમાં વાપડે છે તે મારી પોતાની છે, મને વારસામાં મળેલી છે. આ કાગળયાં જેને મળે તેને મારી અરજ છે કે જો મારૂં ખુન થાય તો તેનું તું વેર લેજે, ભીખાજીના પાપની તેને સજા પુગાડજે."

આ કાગજમાં જેહાંબક્ષ વાંચી રહયો કે તેજ વખતે એક ઘાટીનો છોકરો દોડતો આવ્યો. તે એક ચીઠ્ઠી લાવ્યો હતો. જે ચીઠ્ઠી નાજાંની બહેન દીનુના નાહના દીકરા જેહાંગીરે પોતાના ગ્નાન અને સમજ મુજબ લખેલી હતી :—

માસીજી નાજાંબાઇ—માયજી ઘણા શીક છે, ને તમુને તેરેછ. તમો જલદી આવશોજી—ઘણા શીક છે. ડાકટરજી આવી ગીયો—હું તો ઘબરાઇ જાઉંછ.

લા૦ પ્યારો દીકરો જેહાંગીર.

---

# પ્રકરણ ૧૧૨ મું.

## શેઠને માટે છટકું.

તુરંગમાં સુંચીસી (તહેમીના ઝરદારનું નામ ધારણ કરનાર) બેઠેલી હતી અને તેની સામે કેકોબાદ, અસલાજી, કેકોબાદનો સોલીસીટર અને તુરંગનો વડો જેલર બેઠા હતા.

"દુન્યા સાથે હવે મને કશું કામ નથી અને મારા પાપની સજા ખમવાને હું હવે તઇયાર છેઉં. તમે મારી સઘળી વાત લખી લેવો. હું પારસી પીતા અને ચીની માતાને પેટે જન્મી અને મારી માતા મને સાથે લઇ મારા પીતાને બેવફા થઇ ન્હાસી ગઇ, પણ તે બેવફાઇનો બદલો તેને મળ્યો અને રખડી રજળીને મરી ગઇ. હું કેમ ઉછરીને મોટી થઇ તેનો મને ખ્યાલ નથી. જયારે હું બાર વરસની હતી ત્યારે મને માલમ પડયું કે કોઇની સહી અથવા હરફ આબેહુબ નકલ કરવામાં મને કાંઇ ખુદરતી શકતીની બખશેશ હતી. આ શકતીનો મેં ગેરઉપયોગ કીધો અને લોકોને ઠગવા માંડયા. તે આગલી તવા[illegible] ની તો શરમ ભરેલી અને લજા ઉપજાવનારી

છે કે તે લખવાનું પણ વાજબી નથી અને વળી મારી હાલની તવારીખ સાથે તેને કશું લાગતું વળગતુંબી નથી.

"હોંગકોંગની બેંકમાંથી મેં ખોટી હુંડી વટાવીને પાંચ હજાર ડૉલર ઉપાડ્યા હતા અને તે મદારી કેસુર્યા અને લાડુમલ સાથે વહેંચી લીધા હતા પણ તે પછી મારી ઉપર પોલીસને શક ગયો તેથી હું મુંબઇ નહાસી આવી. કેસુર્યાએ કહેલી વાત ખરીજ છે. હું મુંબઇ નહાસી આવી ત્યારે મને ખરી તહેમીના સાથે રસ્તામાં ઓળખાણ પડી અને સ્ટીમર ડુબી ગઇ ત્યારે હું એકલી બચી અને મેં તહેમીના તરીકે મને પોતાને જાહેર કીધી. જેહાંબક્ષને ચીનમાંજ મેં ઓળખ્યો હતો. એક વખત મને તુરંગમાં પકડી જવામાં આવતી હતી તેટલાં જેહાંબક્ષે મને નીરદોષ ધારી છોડવી હતી અને ત્યારથી તેની સુરત મારાં જીગરમાં કોટરાઇ રહી હતી.

હું મુંબઇ આવી અને તહેમીના તરીકે રહી, પણ એક બદ ચોગ્રડીયે મને ભીખાજી હીરાદલાલ સાથે દોસ્તી પડી અને તે દોસ્તીમાં મને મારાં આગલાં કરતુકો પાછાં ચલાવવાં પડયાં. ભીખાજીએ કુંવરજી શરાફનું ખુન કર્યું હતું. અને તે મેં નજરે જોયું હતું. પણ મારી મતલબ સાંધવાને મેં તે છુપુ રાખ્યું હતું. તહેમુરસને કેદ કરનાર હુંજ હતી અને લાડુમલની મદદથી મેંજ તેનું ખુન ભીખાજીની ઓશરી ઉપર કર્યું હતું. એક રમકડાં જેવી નાહની કટારીને છેડે નાગનું ઝેર લગાડી તેનો લિસો તહેમુરસના હાથ ઉપર પાડી મેં તેનું મરણ નીપજાવ્યું હતું.

"મુગલનો ચેક પણ મેંજ અંગ્રેજ મડમના પોશાકમાં વટાવ્યો હતો અને મેંજ જેહાંબક્ષ ઉપર એક તોહમત લાવવાને સર લોરનસ મોરીસ ઉપર હુમલો કરાવ્યો હતો આ મારી ખરી વાત છે."

સુંચીસીએ પોતાનો આ એકરાર કર્યો જે લખી લેવામાં આવ્યો અને તેની ઉપર સુંચીસીએ પોતાની સહી મેલી અને સાક્ષીઓ તરીકે 'જેહાંગક્ષે, અસલાજીએ, સોલીસીટરે અને જેલરે સાખ કીધી.

સુંચીસીએ આ પ્રમાણે અહીં ભડકો ફોડયો અને પેલી તરફ ભીખાજીને માટે જાફરે છટકું માંડયું. જાફર પોતાના શેઠ આગળ ડાહયો ડોહરો થઇને ઉભો હતો અને બોલતો હતો.

"સાહેબ, આપણા ઓટલા પર એક દહાડે તહેમુરસ મહેતાનું ખુન વીચિત્ર રીતે થયલું તે તમુને યાદ છેની!"

"હા, યાદ છે; તેનું શું કરાવેછ?"

"તે કહેજે કે તે તહેમુરસે કાંઇ કાગજયા લખ્યાંછ."

"તેની તુંને કયાંથી ખબર પડી?" ભીખાજી હવે ભડકયો.

"એક જણ પાસે તે કાગજ છે. તહેમીના બાઇના બંગલામાં વધુ તપાસ કરવાને પોલીસ ગયલી ત્યારે મારો એક દોસ્તબી સાથે ઉતો, ને તે દોસ્ત એક છુપા ઓરડામાં જઇ લાગો. અહીંથી તેને કાંઇ કાગજયાં મલી ગયલાં." જાફરે ભીખાજીને પુરો ગભરાવી માર્યો.

"તે તારો દોસ્ત કોંહ છે? કયાં રહેછ? તેનું સરનામું શું?" ભીખાજીએ પુછયું.

"તમો તેને જઇને મળવા માંગોછ?"

"હા મારો વીચાર છે. તું મારી સાથે આવશે?"

"સાહેબ હું તો તમારો નોકર છેઉં; ફરમાવો તો આઉં"

"હા આવ, આવ; હમણાંજ આપણે ત્યાં જઇએ."

"ચાલો સાહેબ હું તઇયાર છેઉં. ગાડી જોડાઉં?"

"હા, ગાડી જોડાવ. એ બધું શું થઇ ગીયું? પાસો અવલો કેમ પડવા લાગો? પેલો કાસમ કેદેથી છુટી નીકળ્યો,

તેહેમીનાનો ફજેતો થયો, નાજાં છુટી થઇ, અને હવે રહયાં સહયાં આ કાગજયાં કોઇના હાથમાં ગીયાં શું હવે મારો સેતારો બરગસતે થવા બેઠોછ કે કેમ ? હવે મારી—”

ભીખાજી મનસે બરબડતો હતો તે જોઇને જાફરે પૂછ્યું; “સાહેબ કાંઇ મને કહયું ? ગાડી જોડાઉં કની ?”

“જાની મરની; ગાડી જોડાવની. અહીં મારો જીવ ઉકળ-પાકલ થાયછ ને તું ઉભો રેહીને તેહેલ સાની કરી મરતો હોસે ?”

ગાડી જોડાવી અને આ શેઠ વાનોતર સાથે નીકળ્યા, વાનોતરે માંડેલાં છટકામાં પોતાની ગરદન આપવાને શેઠ ચાલ્યો.

---

## પ્રકરણ ૧૧૩ મું.

### “આખરે તું મળ્યો !”

દીનુ બીછાણામાં પડેલી હતી અને નાજાં, જેહાંબક્ષ અને જેહાંગીર પાસે ઉભેલાં હતાં. દીનુ અને જેહાંગીર તે દીવસે સહવારે રસ્તા ઉપરથી પસાર થતાં હતાં. તેટલાં કોઇની ગાડીની અડફટમાં દીનું આવી ગઇ હતી જેથી તેણીને સખત ઇજા થઇ હતી અને તે ઇજા પ્રાણઘાતક નીવડે એવી ડાકટરને ધાસ્તી ઉપજી હતી.

“તે ગાડીમાં કોણ ઉતું, દીકરા જેહાંગીર ?” નાજાંએ જેહાંગીરને પુછ્યું.

“કોણ જાણે માસીજી, કોઇ જાડી ને કારી બઇરી તો ઉતી.”

“પણ જાતની કોણ ઉતી ?” જેહાંબક્ષે પુછ્યું; તે ઓર-બીતી કે ?”

"હાજી, તે પારસીજ હતી. તેને ગાડી ઉભી રખાવીને માયજીને ગાડીમાં બેસરાવ્યાં ને ઘેર મુકી ગેઇ." જેહાંગીરે ખુલાસો કર્યો.

"જેહાંબક્ષ, પ્યારા જેહાંબક્ષ, મને ખરેખરૂં કહી દે જે." નાજાંએ જેહાંબક્ષના કાનમાં પુછ્યું, "ડાકટર શું કેહી ગીયા? કાંઇ ધાસ્તી જેવું છે ખરૂં કે?

"છે. ધાસ્તી ઘણી છે. ખુદા સારૂં કરે!" જેહાંબક્ષ ઉભાતી છાતી સાથે બોલ્યોઃ "બિચારી દુઃખી થઇ, દુઃખી રેહી અને હવે આવો દુઃખભર્યો અંત!"

નાજાં પોતાની વ્હાલી એક પુરી બેહનથી છુટી પડવાના વખત ઉપર આવી પુગી હતી અને તેનો ખ્યાલ કરતાં તેનું હઇડું ચીરાઇ જતું હતું. તે દીનુની પાસે બેસી રહી અને બેહોશીમાં દમ લેતી દીનુના ચેહેરા તરફ જોઇ પોતાની આંખો લુછવા લાગી.

આખરે દીનુ પોતાની બેહોશીમાંથી જાગી. તેણીએ પોતાનું માથું ફેરવ્યું અને નાજાં તરફ પોતાનો ચેહેરો કીધો અને ધીમે અવાજે પુછ્યું.

'નાજાં', તું છે કે?"

"હા બેહેન દીનું, હું તારી પાસેંજ છેઉં, ને જેહાંબક્ષબી છે." નાજાંએ અવાજ ઠેરવીને જવાબ દીધો; "તુંને કેમ લાગેછ?"

"મને કલેજામાં દુખારો ઘણો થાયછ," દીનુ બોલી.

'સાજું થશે બેહેન, જરા ધીરજ ધર." જેહાંબક્ષ બોલ્યો.

"એ હવે સાજું થયું." દીનુએ કહયું.

એટલામાં એક ગાડી આવી લાગી અને તે ગાડીમાંથી એક સ્ત્રી ઉતરીને ઉપર ચહડી આવી તેણી દીનુવાળા ઓર-

ડામાં દાખલ થઇ અને તે જોતાંજ નાજાં અને જેહાંબક્ષ એક અવાજે બોલ્યો; "કોણ? વીરબાઇજી હીરાદલાલ! તમે આહીં?"

"એક બીચારી કોઇ આંધળી બઇરીને હું તો અહીં જોવા આવીછ." વીરબાઇએ ખુલાસો કર્યો, "મારી ગાડી નીચે તે કચડાઇ ગેઇતી. ઘેર જઇને મુવા કોચમેનને મેં તો એવી લપરાક મારી કે મુઆનાં દાંત કાંઇ ઢીલા થઇ રેહયા હોસે તે બે પરી ગયા ને મુઓ દોજખમાં ગીઓ કોચમેન તો સીપાઇને તેરવા દોડ્યો, પણ ભઇએ તેને પકડીને પટાવ્યો, ને તે વહાલા મુઆના જન્યાને લીધે ભાઇએ મને કેટલી ગાંગરીને તે મુઆને ૧૫ રૂપીઆ આપીને દપટ પાર્યો. નાજાંમાય તમે આહીં કાંય આયાં! તમે એ બઇરીને ઓરખોછ કે?"

"જી, હા; એ તો મારી બેહેન થાય."

"તમારી બેહેન? જેને વરે ચીનના નુસપેપરમાં જાહેર ખબર આવેલી તે?" વીરબાઇને અજબ થવાનો હવે વખત આવ્યો.

"હા."

"આઓ બુચો કોનનો? તમારી બેહેનનોજ કે?"

"હાજી." જેહાંબક્ષે હવે કહયું. જેહાંબક્ષ અને નાજાં ભીખાજીને જીગરથી ધીકારતાં હતાં પણ વીરબાઇને તેઓ ધીકારતાં હતાં નહીં. વીરબાઈ નીરદોષ હતી એમ તેઓ જાણતાં હતાં અને તેવું ધમાડપણું તે ગુનાહ હતો નહીં એવું તેઓ માનતાં હતાં. "બીચારાં દીનબાઇની તબીયત ઘણીજ ખરાબ છે." જેહાંબક્ષે વધુ ખબર આપી; "ડાકટરે ધાસ્તી આપીછ; જીવવાની આશા નથી."

"ઓ માય રે! હવે કેમ થશે! બાવા, મારો તો એમાં જરાબી વાંક નથી."

"નહીંજ તો, એમાં તમે શું કરો?"

આ વખતે ઘર આગળ એક બીજી ગાડી આવી લાગી. તે ગાડીમાંથી ભીખાજી, પેસુ પીછાવુ‌ં અને જાફર ઉતર્યા. પેસુ રસ્તામાંજ મલી ગયો હતો અને તેને ભીખાજીએ પોતાની સાથે ગાડીમાં બેસાડી દીધો હતો. એવી મતલબે કે કશો દગો થાય તો એકનાં કરતાં બે વધારે સારી રીતે કામ લાગી શકે. ગાડીમાંથી તેઓ ઉતર્યા અને ઘરની બહાર ઓટલાની નીચે એક બીજો માણસ છુપાઇને ઉભો હતો તેની સાથે ભીખાજી નહીં જોય તેમ જાફરે ઇસારત કરી લીધી.

જાફર તેને ઉપલા મજલાપર લઇ ગયો અને ભીખાજી પહેલાં દાખલ થયો ત્યારે જાફર દરવાજો ધેરીને તેની પાછળ ઉભો રહયો. ભીખાજી ઓરડામાં દાખલ થયો અને દાખલ થતાંજ ચોંકીને એક પગલું પાછળ હટયો. ત્યાં તેની બેહેન હતી, જેહાંબક્ષ હતો, નાજા હતી; અને સઘળાં સાથે બેસી વાત કરતાં હતાં.

"એટલે? આનો મીનીંગ સું?" તે કરોડપતી પારસી બોલ્યો; "તમે બધાં અહીં શું કરોછ? અહીં સું કરવા આયાંછ? હું તો અહીં કોઈ પારકા માણસને કેટલાંક કાગ-જયાં—અરે નહીં રે, કાંઇ કામકાજનેસર મળવા આયોતો–પણ–"

"શાપુરજી, શાપુરજી, તું આયો કે?" ભીખાજીનો અવાજ સાંભળીને દીનુ ભટકી ઉઠીને બોલી; "હું તારી દીનુ-તારી સુનાબાઇ રૂસતમજી દુબાશ છેઉ; અહીં હું છેઉ, જેહાંગીર, તારો બાપ આયો; જા તેની આગળ; શાપુરજી, શાપુરજી, તું કાંહ ઉતો, મેં તુંને કેટલો સોધ્યો? આખરે તું મલ્યો!"

# પ્રકરણ ૧૧૪ મું.



## બે પાપીઓને બદલો.

દીનુનો અવાજ સાંભલી ભીખાજી હીરાદલાલ ચોંકયો. તેણે કહયું: "એ આએ ગાંડી બઇરી સું બકેછ? સાપુરજી કોન ને વાત સું? દીનુ કોન ને સુનાબાઇ કોણ? એ બધી સું ગોળા લરાઇ?"

દીનુ તો આ વેલા બેહોશ થઇ ગયલી હતી અને ભીખાજી ત્યાંથી પાછો ફરવા લાગ્યો પણ દરવાજો ઘેરીને જાફર ઉભેલો હતો તે બોલ્યોઃ

"સાહેબ, એ બાઇ ગાંડી નથી. એ ખરૂંજ કહેછ. શાપુરજી મીસ્ત્રી એનો ખાવંદ થાયછ ને એના દીકરાનો બાપ થાયછ. તે શાપુરજી મીસ્ત્રી તમે પોતેજ છેઓ. એક બીજો માનસ મારી સાથે છે, જે તમુને ને દીનુબાઇને ઓરખેછ."

ભીખાજી, જાણે જબરો ફટકો છાતીમાં લાગો હોય તેમ, એક ભાગેલી ખુરસી પર બેસી ગયો અને તેજ વખતે કાસમ ઓરડામાં આયો.

"કાસમ આએ પારસી કોણ?" જાફરે તેને પુછ્યું.

"એ સાપુરજી મીસતરી." કાસમે જવાબ દીધો; "એ અસલ તો મુંબઇમાં ભીખાજીને નામે ઓળખાતો તો પણ કલકતા ખાતે આવીને સાપુરજી મીસતરીનું નામ રાખી સુથારનો ધંધો કરતો તો, તાંહ એ સુનાબાઇ રૂસ્તમજી દુબાસ નામની બઇરી સાથે પરણેલો; તે પછી એ હોંગકોંગ ગીયો ને હુંબી સાથેજ ગીયો. પછી ત્યાંથી એ ગુમ થઇ ગીયો, ને મેં એને ગેઇ કાલેજ પહેલો જોયો."

"જા, પેલાં બીછાનાં આગળ જા; જો તાંહ કોન સુંતું છ." જાફરે કાસમને ફરમાવ્યું.

"ઓ, બાપરે! ચેહેરો કેટલો ફેરવાઇ ગીયોછ!" કાસમ દીનુનો ચેહેરો જોઇને બોલ્યો; "એજ સુનાબાઇ રૂસતમજી દુબાશ, એજ સાપુરજી હાલના ભીખાજીની ધનીઆની."

"તારે ભીખાજી, તમે મારી બહેનના વર થઇને મારી બેહન પર ને મારી પર આવો જુલમ પારોછ?" નાજાંએ ભીખાજીને તાણો માર્યો.

"તારી બેહન! તારી ખોહવાઇ ગયલી બેહેન દીનુ, તેબી એ સુનાબાઇ" ભીખાજી હવે ખરેખર અજબ થઇને પુછવા લાગ્યો.

"હા, મારી બેહેન. બીચારી દુખી થઇને ખોટે નામે રહી હવે એનો આવો અંત આયો!" નાજાંએ દચકાં ખાઇને કહ્યું.

"ભીખાજી, આગે બધું રધાઇ ગીયુંછ." પેસુએ ભીખાજીના કાનમાં કહયું; "હવે તો નહાસવું જોઇએ. તમે સમજયા કની?"

"એ બઇરીને પેહેલું નુકશાન કરનાર તો તું છે." ભીખાજીએ પેસુને સઉ સાંભળે તેમ મોટેથી કહયું.;

"તારા બાપના દાગીના તેં ચોર્યા ને એની ઉપર ખોટું તોહમત આયું. તે જો નહીં આવતે તો એ આટલી હેરાન થતે નહીં."

ભીખાજી આ પ્રમાણે બોલીને ઓરડાની જવા બહાર લાગ્યો, પણ તેટલાં બારણુંજ ઉઘાડયું અને ઓરડામાં કેકોબાદ રદાર, અસલાજી બોગા શેઠ, અને પોલીસના એક સીપાઇએ ભીખાજીનાં ખભાં પર હાથ મેલીને કહયું.

"મરહુમ કુંવરજી શરાફનાં ખુન માટે હું તમોને સરકારને નામે કેદ ... !"

"ચુપ રહો. ચુપ રહો!" જેહાંબક્ષ વચે આવીને બોલ્યો; "ભીખાજીના ધણીઆણી ગુજરી ગયાંછ! અફસોસ તેણીના શ્રાપ આ ભીખાજી ઉપર ફળ્યા છે."

ભીખાજીનો એક હાથ તેના ગજવામાં હતો જે તેને બહાર કહાડયો અને તે હાથ વડે તેણે પોતાની મુછ સમારવાને મસે કાંઇ જીણી ગોલી પોતાના મોહોડાંમાં મુકી અને એક પળમાં તે જમીન ઉપર મુરડું થઇ પડયો. તેણે આપઘાત કર્યો હતો. કોઇબી વખતે પોતાનું પાપ ખુલ્લું થાય તો પોલીસને તાબે થવાના કરતાં મોહોતને તાબે થવાનું તેણે ધારી મેલ્યું હતું અને એક કાટેલ ઝેરની ગોળી તે હમેશાં પોતાની સાથે રાખતો હતો, જેનો આ વેળા તેણે ઉપયોગ કર્યો.

કેવું અજબ જેવું! જે ધણીઆણીએ ભીખાજી—શાપુરજી મીસ્ત્રી ઉપર પોતાનો જાન કુરબાન કરેલો, જેના દુખ સુખમાં સંકટો સેહવવા દઇ આખરે તેણીનેજ તરછોડી કહાડી વીખુટી પાડી, વરસો સુધી દુખોમાં સંકટો સેહવવા દઇ આખરે તેણીનીજ ગોદમાં ભીખાજીએ પોતાનો છેલ્લો દમ ખેંચ્યો; પોતાની જીંદગી દરમ્યાનમાં હજારો પાપ કરી આખરે સર્વથી આજીમ ગુનાહ હયાતીની દોરી તોડવા જેવો કરી તેણે તેજ ભલી બાનુની પડોશમાં પોતાની લાશ નાંખી.

આ વખતે એક બીજો પોલીસ સીપાઇ આવી લાગયો અને તેણે ખબર આપી કે તહેમીના ઝરદારને નામે ઓળખાયલી પણ સુંચીસી નામની ચીની તરીકે સાબેત થયલી અપરાધી સ્ત્રી તુરંગમાં આપઘાત કરીને મરણ પામી હતી.

બે પાપીઓનો આ પ્રમાણે છેડો આવ્યો; મોજ મજાહ, પાપો ગુનાહ, અને નીરદોષોને સતાવવાનાં કામો આ બે પળની જગમાં કરીને, માથે પાપની ભારી ગઠડી ધરીને, પોતાનો

છેવટનો હીસાબ તે દાદગાર આગળ ચુકતો કરવાને ચાલતાં થયાં.

બદીનો એવો અનજામ ન હોય તો પછી નેકીનો સુખ વતો વખત આવેજ કેમ ? પાપની એવી સખત સજા ન હોય તો પછી સવાબનો બદલો મળેજ કેમ ?

---

## પ્રકરણ ૧૧૫ મું.

### સઘળાંપર એક ઉડતી નજર.

હવે બાકી કહેવાનું શું રહયું ?

કુંવરજી શરાફનાં મરણનો ભેદ જાહેર થઇ ગયો અને તે કમનસીબ બનાવ બનવાને લાંબો વખત વહી ગયલો હોવાથી તે ભેદ જણાવા પછી તે વાત થોડાજ વખતમાં પાછી ભુલાઇ ગઇ. પણ નાજાં અને જેહાંબક્ષ તે કેમ ભુલે ? તેઓએ તો જીંદગીના છેડા સુધી તે વાત યાદ રાખી. અવારનવાર ગમ કર્યા કીધો, તેમજ કમનસીબ દીનુને પણ તેઓએ જીગરમાં જાળવીજ રાખી.

સરદાર જેહાંબક્ષ રતનજી બોગાશેઠના લગન છ મહીના વહી જવા પછી ભારે ધામધુમથી નાજાં સાથે થયાં. કશી ધામધુમ નહીં કરવાની જેહાંબક્ષ અને નાજાંની મરજી હતી પણ અસલાજીને તે ગમ્યું નહીં જેથી અસલાજીનો સખુન તેઓને રાખવો પડયો.

પોતાના બેટા તરીકે જેહાંબક્ષને પાલનાર, અને પોતાના એક પુરા દીકરા તહેમુરસનાં અકાળ મોહત પર માહેતમ કરનાર રતનબાઇ અને ધનજીએ ... જીંદગી જેહાંબક્ષની

આગળજ પુરી કીધી. કાયદા મુજબ ભીખાજીની સઘળી દોલત તેના દીકરા જેહાંગીરને મળી તો જો કે તે દોલતનો ખરો ધણી તો બેહસ્તી તહેમુરસ હતો. સઘળાંઓની સંમતીથી જેહાંગીરને તહેમુરસનો દીકરો કરી આપવામાં આવ્યો અને જેહાંગીરનું નામ જેહાંગીર તહેમુંરસ મહેતા રાખવામાં આવ્યું અને તહેમુરસની દોલત તેને મળી. ભીખાજીનું નામ આ પ્રમાણે તે દીવસથી નાબુદ થયું.

જાફર અને સુસને જે મોટી, કીમતી સેવા બજાવી હતી તેના બદલામાં જેહાંબક્ષે પોતાની ગીરેથી તથા જેહાંગીરની દોલતમાંથી નવાજીને નેહાલ કરી નાખ્યાં અને તેઓએ ધામધુમથી લગ્ન કર્યાં. જાફરે ડીટેકટીવનો ધખારો હવે છોડી દીધો કારણ કે સુસનનો તે ધંધાની સામેનો બુજારો તેનાથી ખમાયો નહીં.

લાડુમળ તો મુંબઇથી કેકે ગુમજ થઇ ગયો પણ તેણે મુંબઇ છોડયું ખરૂં પણ લખણ છોડયાં નહીં અને તે તથા મદારી કેસુર્યાએ કેકે પોતાનાં લક્ષણ દેખાડી દીધાં જેથી તેઓના હાડકાં ભાંજી નાંખનારો કોઇ ઉસ્તાદ મલી ગયો. બને આસ્પીટલમાં ગયા અને લાડુમલનો એક પગ તથા મદારીના બે હાથ કાપી નાખવાની ડાકટરોને ફરજ પડી. બને જણાઓએ તે પછી ભીખ માંગી, કંગાળ જીંદગી ગુજારી, અવતર્યાં મુકી, પાપનો પેટ ભરનો પસ્તાવો કરીને હયાતી પુરી કીધી.

સોરાબજી કુમજી–હોમજી તો પરણીને પાંચ લાખની ગાંસડી બાંધતા ઉમેદમાંજ રહી ગયા. તેની ધારેલી ધણીઆણી પાંચ લાખ તો શું પણ પાંચ પૈબી લાવે તેવી આશા રહી નહીં જેથી બીજા લોકો વચે પડયાં અને નીરદોષ વીરબાઇને ઉંધુ ચતું સમજાવી કારજ તોડવાનં બીલાડં ખેંચાવી લીધં

પણ કુમરજી હોમજીથી છુટું પડવાને સબબે વીરબાઇને કાંઇ ઝાઝો ગમબી ઉપજયો નહીં. તેણી તેથી તો ઉલટી ખુશી થઇ કારણ કે તેણીનાં લગન પેસુજી સાથે થઇ ગયાં. પેસુ સાથે આ વાંદરીનાં લગન થયાં પણ તે અંકુશને સબબે પેસુ સુધર્યો અને વીરબાઇ પાછળા વખતમાં સુખી થઇ.

ઘરડો અસલાજી સુરતથી ઉઠાંગરી કરીને મુંબઇજ આવી રહયો અને તેણે પોતાના ઘડપણનો વખત પેસુને શીખામણો દેવામાં, વીરબાઇને કુતરાંની કાની ગણવામાં, અને જેહાંબક્ષ નાજાંનાં બાળકો બેટા-બેટીઓને રમાડવામાં ગુજાર્યો.

આ પ્રમાણે મોટાં ઘરના બાઇ સાહેબ અને હલકી ઓલાદના મોટા શેઠ પોતપોતાને પાપે પુગ્યાં, ખુદાનો તેમને ખરો ઇન્સાફ મળયો અને નેક રહી, નેકીમાં ઉધરી, પાપથી દુર રહેલાંઓએ ખુદાની ખરી મહેરબાની મેળવી.



